સન્મિત્ર સદ્‌ગુણાનુરાગી

पुस्तक क्रमांक

મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી

# લેખ સંગ્રહ

## ભાગ ૬ ઠ્ઠો




પ્રકાશક:—

શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ

મુંબઈ

વીર સંવત ૨૪૬૮ * વિક્રમ સંવત ૧૯૯૮

કિંમત અગિયાર આના

કપડાના પૂંઠાવાળીના બાર આના

સ્વર્ગસ્થ શાંતમૂર્તિ શ્રી કર્પૂરવિજયજી મહારાજ



જન્મ-વિ.સં. ૧૯૨૫, દીક્ષા-સં. ૧૯૪૭ વૈ.શુદિ ૬, સ્વર્ગવાસ-સં. ૧૯૯૩ આ. વ. ૮
વળા ભાવનગર પાલીતાણા

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર.

# વિષયાનુક્રમણિકા.



## જ્ઞાનસાર અષ્ટક.

[ સ્વોપજ્ઞ ભાવાર્થ, અનુવાદ તેમ જ, વિવેચન યુક્ત ]

# સમાલોચના.



સદ્‌ગુણાનુરાગી સન્મિત્ર મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ તરફથી પ્રસિદ્ધ થતા લેખસંગ્રહ ભાગ છઠ્ઠાની ટૂંકી સમાલોચના અહીં આપવામાં આવે છે. સદરહુ સમાલોચનામાં બે વિષયો ઉપર સંક્ષિપ્તમાં લખવામાં આવેલ છે.

૧. મહારાજશ્રીને અંગે ટૂંકું વક્તવ્ય.

૨. આ લેખસંગ્રહમાં શ્રી. યશોવિજયજી ઉપાધ્યાયે રચેલ જ્ઞાનસારનો સમાવેશ થાય છે. તે જ્ઞાનસારના મૂળ અષ્ટકો ઉપર ઉપાધ્યાયજીના હાથનો લખેલ ગુજરાતી ભાવાર્થ, કર્પૂરવિજયજી મહારાજે કરેલ શબ્દાર્થ અને લંબાણથી કરેલ અમુક અષ્ટકો ઉપરનું વિવેચન આ ભાગમાં આવે છે, એટલે મૂળ અષ્ટકો અને તેના ઉપરના વિવેચનને અંગે સંક્ષિપ્તમાં મારા વિચારો બતાવવા માગું છું.

મહારાજશ્રી કર્પૂરવિજયજીનાં જીવનને અંગે ટૂંકું વક્તવ્યઃ—

મહારાજશ્રીની જીવનરેખા અને જીવનયાત્રાના સંબંધમાં આ લેખસંગ્રહના પ્રથમના જુદા જુદા ભાગોમાં વિદ્વાનોના હાથથી લખાએલ લેખો આપવામાં આવેલ છે એટલે તે વિષયમાં પુનરાવૃત્તિ કરવી જરૂરની નથી. મહારાજશ્રીના અંગત પરિચયમાં આવવાથી તેઓશ્રીના જીવન વિષે જે ઊંડી છાપ મારા મન ઉપર પડેલ છે તે બતાવવા પૂરતો આ પ્રયાસ છે.

મારી બાલ્યાવસ્થામાં મહારાજશ્રીના પરમ કૃપાળુ ગુરુ શ્રી વૃદ્ધિચન્દ્રજી મહારાજના દર્શનનો મને કેટલીક વાર લાભ મળ્યો હતો. તેઓશ્રીની મુખમુદ્રા એક પરમ શાંત યોગીશ્વરના જેવી ભવ્ય અને આકર્ષક હતી. બાળ કે વૃદ્ધ, વધારે ભણેલ કે ઓછું ભણેલ, ગરીબ કે શ્રીમાન પ્રત્યે તેઓશ્રીની દૃષ્ટિ અમૃત સમાન હતી. તેવા ગુરુમહારાજના શિષ્ય–ચરણોપાસક થવાની ઉત્તમ તક શ્રી કર્પૂરવિજયજી મહારાજને મળી હતી. તેમનો સંસારત્યાગ દુઃખત્રાસિત ન હતો, પણ જ્ઞાન અને વૈરાગ્યવાસિત હતો. મેટ્રિક જેવી તે વખતે ગણવામાં આવતી મોટી પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી વ્યવહારમાં વધવાનો તેમને દરેક અવકાશ હતો; છતાં પૂર્વભવનાં સંસ્કારને લીધે તેઓશ્રીને સંસાર ઉપરથી ભાવ ઊઠી ગયો અને પરિણામે દીક્ષા લઇ તેમણે સાધુધર્મ સ્વીકાર્યો. સાધુધર્મ સ્વીકાર્યા પછી શ્રી અરિહંત ભગવાને બતાવેલ સાધુધર્મ યથાર્થ સમજવાનો, જીવનમાં ઉતારવાનો અને આદર્શ સાધુજીવન ગાળવાનો તેઓશ્રીનો અવિરત પ્રયાસ હતો, જે પ્રયાસ ઘણે અંશે સફળ થયો હતો. તેઓશ્રીના પરિચયમાં આવતા જૈનો અને જૈનેતરો તેમના સાધુજીવનની પ્રશંસા કરતા હતા. તેઓશ્રી લાંબો વખત પાલીતાણામાં રહ્યા હતા. શ્રી શત્રુંજય તીર્થ ઉપર તેમનો અનન્ય ભાવ હતો. જ્યાં સુધી તેમના શરીરે કામ આપ્યું ત્યાં સુધી તેઓ દરરોજ યાત્રા માટે ઉપર ચડતા, ટાઢ અને તડકાની તેમણે કોઈ વાર પરવા કરી ન હતી. તેઓશ્રીના પાલીતાણાના નિવાસ દરમિયાન દૂર દૂર બંગાળ વગેરેના શ્રીમાન બાબુલોકો પાલીતાણે યાત્રાપ્રસંગે આવતાં ત્યારે તેઓશ્રીના દર્શનનો લાભ લેવાનું ચૂકતા નહિ. શત્રુંજયની યાત્રાના લાભ સાથે તેઓશ્રીના દર્શનનો લાભ પણ એક જંગમ તીર્થયાત્રાના લાભ તરીકે તેઓ માનતા. બાબુલોકોના પ્રસંગમાં આવતાં આ હકીકત મારા જોવામાં આવેલ છે. અત્યારે કેટલાક મહારાજ સાધુમહારાજોને પદવીઓ મેળવવાનો મોહ લાગેલો જણાય છે. કર્પૂરવિજયજી એમ માનતા કે પદવી એક ઉપાધિરૂપ છે. ભાવનગરના શ્રી સંઘે એક વખત તેમને પદવી આપવાનો વિચાર કરેલો, તેમણે ચોખ્ખી ના પાડેલી.

તેઓશ્રીનું પંચત્વ પણ એક ખરા યોગીપુરુષનાં જીવનને અનુરૂપ થયું હતું. પ્રાતઃકાળે પોતે પ્રતિક્રમણ કર્યું હતું. બોલવાની શક્તિ મંદ થતાં શિષ્ય પાસે પ્રતિક્રમણ પૂરું કરાવ્યું હતું. પછી સ્વસ્થપણે બેસી શ્રી આદીશ્વર ભગવાનના ફોટાના ભાવપૂર્વક દર્શન કર્યાં હતા. સિદ્ધાચળજીની સન્મુખ સિદ્ધાચળજીના દર્શન કરતાં ઓઠીંગણ દઇને બેઠા હતા. અને થોડા જ સમયમાં નવકારમંત્ર સાંભળતાં સાંભળતાં આ નશ્વર દેહનો ત્યાગ કર્યો હતો. તેઓશ્રીની અંતિમ ક્રિયામાં લાભ લેવાનું મને પણ ભાગ્ય પ્રાપ્ત થયું હતું. શિબિકામાં પધરાવેલ તેઓશ્રીના મૃતદેહની મુખમુદ્રા જીવંત દેહના જેટલી જ તેજસ્વી અને ભવ્ય ભળાતી હતી. મહારાજશ્રીને શત્રુંજય તીર્થ ઉપર અથાગ ભાવ હતો તેથી પોતાનો દેહ પણ આ તીર્થની સાનિધ્યમાં પડે એવો તેમનો પ્રબળ મનોરથ હતો. તેમના મનોરથ પ્રમાણે શત્રુંજયની પવિત્ર ભૂમિમાં જ તેઓશ્રી કાળધર્મ પામ્યા હતા. પુણ્યશાળી જીવોના જ આવા મનોરથો પૂર્ણ થાય છે. તેમના દેહત્યાગ વખતની શાંતિ તેમના સમગ્ર જીવનનું એક પ્રતિબિંબ હતું. આવું સમાધિમરણ વીરલા યોગીનું જ હોય છે.

મહારાજશ્રીનું જીવન બીજા દૃષ્ટિબિંદુથી વાચકવર્ગ સમક્ષ મૂકવાનું મને મન થાય છે. આવા મહાપુરુષનાં જીવનની આંકણી કરવામાં ભૂલ થવાનો સંભવ છે, પણ તેઓશ્રીના જીવને જે ભાસ મારા ઉપર કર્યો હતો તેનું સ્વરૂપ બતાવવું તે વ્યવહારની દૃષ્ટિએ મને બહુ ઉપયોગી લાગે છે. આવા પુરુષો પોતાને માટે જ ફક્ત જીવતા નથી પરન્તુ લોકકલ્યાણને અર્થે તેઓ જીવે છે. મહારાજશ્રીએ દીક્ષા લીધી ત્યારે તેઓ મેટ્રિક થયા હતા, કદાચ તે વખતના દીક્ષિત સાધુઓમાં આટલો અંગ્રેજી અભ્યાસ કરેલ બીજા સાધુ નહિ હોય. પણ પાછળથી તે અભ્યાસ વધારવામાં કાંઈ પ્રયત્ન તેમણે કર્યો જણાતો નથી. અંગ્રેજી ભાષામાં વિજ્ઞાન, ધર્મ અને તત્ત્વજ્ઞાનના અનેક પુસ્તકો સમર્થ વિદ્વાનોના હાથથી લખાએલા છે. તેમાં એ વિષયોને જુદી જુદી દૃષ્ટિએ ચર્ચવામાં આવેલ છે અને પોતાના સિદ્ધાંતો પણ દાખલ કરવામાં આવ્યા

છે. મોટા મોટા ધર્મોનો ઇતિહાસ, તે ધર્મોની ચડતી પડતી અને તેનાં કારણો વિસ્તારથી બતાવનાર અંગ્રેજી ભાષામાં અનેક પુસ્તકો છે; એટલે તેવા પુસ્તકોનો અભ્યાસ જૈનદર્શનના તુલનાત્મક અભ્યાસ માટે આવશ્યક છે. આ જમાનામાં વિજ્ઞાને ઘણો વિકાસ કર્યો છે. વિજ્ઞાનની શોધખોળના પરિણામે ધર્મનાં કેટલાંક મંતવ્યો પુનરુત્થાન માગે છે, કેટલાક મંતવ્યોને વિજ્ઞાન પુષ્ટિ આપે છે. આ વિજ્ઞાનવાદના જમાનામાં ખ્રિસ્તી ધર્મ જેવા મહાધર્મના પાયા પણ હચમચી ગયા છે. વિજ્ઞાનની શોધખોળો અટકાવી શકાય તેમ નથી. તેના અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાની ના કહી શકાય તેમ નથી. તેવી કેળવણીનો પ્રવાહ બંધ કરવો અશક્ય છે. જૈનોમાં પણ કેળવણીનો પ્રચાર મોટા પ્રમાણમાં ચાલે છે. સેંકડો યુવાનો માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લે છે, એવા કેળવાયેલા વર્ગને જૈનધર્મના સિદ્ધાંતો નવીન દૃષ્ટિએ સમજાવવાને ધર્મ અને વિજ્ઞાનનો અભ્યાસ આવશ્યક છે. જૈન ધર્મ તત્ત્વજ્ઞાન ઉપર રચાએલો એક philosophic religion (ધર્મ) છે. કર્પૂરવિજયજી મહારાજ જેવા અંગ્રેજી ભાષા જાણનાર સાધુનો આ તરફ પુરુષાર્થ કરવાનો સમાજના કલ્યાણાર્થ ધર્મ હતો. જેટલું લક્ષ તેઓશ્રીએ પોતાના દેહ અને ઇન્દ્રિયોના દમન ઉપર રાખ્યું હતું તેટલું લક્ષ ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઊંડા તુલનાત્મક અભ્યાસ માટે આપ્યું હોત તો કેળવાયેલ વર્ગને જૈન તત્ત્વજ્ઞાનનું રહસ્ય નવીન શૈલીમાં સમજાવવામાં તેઓ ચોક્કસ ફળીભૂત થાત. હાલમાં કેળવાયેલ વર્ગની ધર્મ ઉપર ઉપેક્ષા જોવામાં આવે છે, શ્રદ્ધાને મુખ્ય કરીને ધર્મનો ઉપદેશ આપનાર ઉપદેશકો કેળવાયેલ વર્ગનું આકર્ષણ કરી શકતા નથી; પરિણામે કેળવાયેલ વર્ગ અને શ્રદ્ધાળુ વર્ગ વચ્ચે અંતર વધતુ જાય છે. કર્પૂરવિજયજી મહારાજ જેવાએ આ બાજુ પોતાનું વીર્ય ફેરવવા પ્રયત્ન કર્યો હોત તો જૈનસમાજ ઉપર મોટો ઉપકાર થાત. લાંબો વખત એકાંતવાસ ભોગવવાથી અને કેળવાયેલ વર્ગનો સહવાસ ઓછો થવાથી અંગ્રેજીભાષાનો અભ્યાસ તેઓ વધારી શકયા નહોતા. આ તેમના જીવનની એક ત્રુટી જણાય છે.

મહારાજશ્રીએ શરીર અને ઇન્દ્રિયોનું દમન કરવામાં પોતાની શક્તિનો ઘણો ઉપયોગ કર્યો હતો. જેથી સમાજમાં રહી સમાજકલ્યાણના બીજા કામ કરવાની તેમની શક્તિ મંદ થયેલી જણાતી હતી. જૈન-સમાજ અને જૈનધર્મમાં કેટલાક અનિષ્ટ તત્ત્વો દાખલ થએલા છે તે દૂર થવા જોઇએ એવું તેઓ ઘણીવાર કહેતા હતા પણ તે કહેવા પછવાડે જોઇએ તેટલું જોમ ન હતું. જ્યાં ધર્મને નામે આચારવિચારો ભળતા દાખલ થયેલા હોય, જ્યાં ધર્મના સ્થાપિત હકો ઊભા થયા હોય ત્યાં પ્રબળ ભાષામાં બોલવું જોઈએ અને જરૂરી પ્રસંગે પુણ્યપ્રકોપ પણ દેખાડવો જોઇએ. સમાજદેહમાં લાંબા વખતથી પેઠેલો સડો હાથવડે પંપાળવાથી જાય નહિ પણ તે કાઢવા નિપુણ વૈદ્યને હાથે શસ્ત્રક્રિયાની જરૂર રહે. આવો સડો ધર્મમાં અને સમાજમાં વધતો જતો મહારાજશ્રી જોતા હતા છતાં તેનો પ્રતિકાર કરવાની હિંમત કે શક્તિ મહારાજશ્રી બતાવી શક્યા ન હતા, તે પણ તેમના જીવનની અપૂર્ણતા દેખાય છે. આવા સાધુપુરુષની આપણી વ્યવહારિક દૃષ્ટિએ આંકણી કરવી તેમાં ઘણી વાર ભૂલ થવા સંભવ છે. આપણને કેટલીક વાત કરવા જેવી લાગે તે તેમના જેવા સાધુપુરુષને ઉપેક્ષા કરવા જેવી જણાતી હોય એટલે આ સંબંધમાં વિશેષ ચર્ચા કરવી ઉચિત નથી.

**શ્રી જ્ઞાનસાર—**

આ ગ્રંથમાં ઉ. શ્રી યશોવિજયજી મહારાજના સંસ્કૃત ભાષામાં બનાવેલા બત્રીશ અષ્ટકો આવે છે. તે ઉપર કર્પૂરવિજયજી મહારાજે કરેલ શબ્દાર્થ અને ઉપાધ્યાયજીએ પોતાના હાથથી લખેલ ગુજરાતી ભાવાર્થ આપવામાં આવેલ છે. ગ્રન્થના પાછલા ભાગમાં કર્પૂરવિજયજી મહારાજે લખેલ અઢાર અષ્ટકોનું વિવેચન અને બાકીના અષ્ટકો ઉપર રા. રા. કુંવરજીભાઇએ લખેલ વિવેચન મૂકવામાં આવેલ છે. ૨૭ મા યોગાષ્ટક ઉપર ભાઇ શ્રી મોતીચંદના હાથથી વિવેચન લખાએલ છે.

શ્રી જ્ઞાનસાર ઉપર સદ્ગત ભાઇ શ્રી દીપચંદ છગનલાલ બી. એ.

એ પંન્યાસ શ્રી ગંભીરવિજયજીગણિકૃત સંસ્કૃત વિવરણને આધારે લખેલ વિવેચન ઘણાં વર્ષ પહેલાં છપાયેલ વિદ્યમાન છે. ઉપરાંત પંડિત ભગવાનદાસ હરખચંદે ઉપાધ્યાયજીના સ્વોપજ્ઞ ગુજરાતી અનુવાદ સાથે હાલમાં પ્રસિદ્ધ કરેલ જ્ઞાનસાર ગ્રંથ જૈનસમાજ પાસે રજૂ થએલ છે. ભાઇશ્રી દીપચંદને સ્વોપજ્ઞ ભાવાર્થ મળ્યો ન હતો, એટલે તેનો આધાર લીધો ન હતો. પં. ગંભીરવિજયજીને પણ સ્વોપજ્ઞ ભાવાર્થ મળ્યો જણાતો નથી, કારણ કોઇ કોઇ ઠેકાણે તેઓશ્રીએ કરેલ અર્થ સ્વોપજ્ઞ ભાવાર્થથી જુદો પડે છે. પહેલાં અષ્ટકના પહેલા શ્લોકના "ऐंद्रश्रीसुखमग्नेन" ના વિવેચનમાં એનો અર્થ જીવની ઐશ્વરી સંપત્તિ કરી, તે પ્રમાણે આખા શ્લોકનો અર્થ બંધબેસતો કરવામાં આવ્યો છે; જ્યારે સ્વોપજ્ઞ ભાવાર્થમાં ઐન્દ્રશ્રીનો અર્થ ઇન્દ્રની લક્ષ્મી કરી શ્લોકનો અર્થ કરવામાં આવ્યો છે. શ્લોકના બીજા અર્થ થઇ શકતા હોય તો પણ સ્વોપજ્ઞ ભાવાર્થ આધારભૂત ગણવો જોઇએ. પંડિત ભગવાનદાસના ગ્રંથમાં તો સ્વોપજ્ઞ ભાવાર્થ જ લખવામાં આવ્યો છે, બીજું વિવેચન નથી.

ગ્રંથનું નામ જ્ઞાનસાર એટલે અધ્યાત્મજ્ઞાનનો નિચોડ ( Quint essence of spiritual knowledge ) થાય છે. આ જ્ઞાનનું અમૃતપાન કરવાથી દેહભાવના મંદ થાય છે અને આત્મદશા જાગ્રત થતાં પરમાત્મપદની પ્રાપ્તિનો માર્ગ દેખાય છે. ઉપાધ્યાયજી પોતે ઉપસંહારના છઠ્ઠા શ્લોકમાં લખે છે કે—

**निर्विकारं निराबाधं, ज्ञानसारमुपेयुषाम् ।**
**विनिवृत्तपराशानां, मोक्षोऽत्रैव महात्मनाम् ॥**

આ ગ્રંથનું વિસ્તારથી વિવેચન કરવાનો અહીં અવકાશ નથી. આ લેખસંગ્રહની મર્યાદા બહાર જઇ તેમાં લંબાણ કરવું યોગ્ય નથી, એટલે મૂળ ગ્રંથ ઉપર ફક્ત દૃષ્ટિપાત કરવાનો જ રહે છે. જ્ઞાનસારમાં જુદા જુદા વિષયો ઉપર બત્રીશ અષ્ટકો છે. દરેક અષ્ટકમાં આઠ આઠ

શ્લોક છે, દરેક અષ્ટકમાં આત્માના અમુક અમુક ગુણોનું ( spiritual values ) સુંદર સરલ પણ સચોટ સંસ્કૃત ભાષામાં વર્ણન કરવામાં આવેલ છે. આ ગ્રંથ ફક્ત વાંચી જવાના ઉદ્દેશથી લખાયેલ નથી પણ વારંવાર મનન કરવા જેવો છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના અધ્યયનોનો સનાતની ભાઈઓ જેમ સ્વાધ્યાય કરે છે તેમ આ અષ્ટકોનો પણ સ્વાધ્યાય કરવો જોઈએ. જેમ જેમ વધારે મનન કરવામાં આવશે તેમ તેમ નવા નવા આધ્યાત્મિક ભાવો સ્ફુરશે, અને જીવને આધ્યાત્મિક શાંતિ અને સ્થિરતા પ્રાપ્ત થશે.

અષ્ટકોના લખાણની શૈલી એવી જણાય છે કે કોઈપણ જૈન કે જૈનેતર પોતાના ધર્મના મંતવ્ય તેમાં પ્રતિપાદન કરેલ છે એવી ભાવનાથી આ ગ્રંથ વાંચી–વિચારી શકે છે. આત્માર્થી મારા કેટલાક મિત્રોએ પણ આ ગ્રંથને વિષે તેવો અભિપ્રાય આપ્યો છે. જૈનદર્શનના પારિભાષિક શબ્દો બહુ જ ઓછા વાપરેલ છે, તેને બદલે વેદાંત અને ભગવદ્ગીતામાં વપરાતા શબ્દો જેવા કે “**सच्चिदानंद, पूर्णानंद, चिन्मात्रविश्रांति, परब्रह्म, धर्मसंन्यास, योगसंन्यास, निर्विकल्पत्याग, निर्गुणब्रह्म, असङ्गक्रिया,**” વિગેરે શબ્દોનો છૂટથી ઉપયોગ કર્યો છે છતાં જૈન દર્શનના મૂળભૂત સિદ્ધાંતને બાધ ન આવે તેવી પૂરતી સંભાળ રાખવામાં આવી છે. એક જ ચૈતન્યને પરમ તત્ત્વ માનનાર અને બીજા જીવાદિક ભેદો પરોપાધિજન્ય માનનાર વેદાંત આદિ દર્શનથી જૈન દર્શનની માન્યતા જુદી છે. મોક્ષદશામાં જીવાત્મા નિર્ગુણ બની બ્રહ્મમાં મળી જાય છે તે જૈન દર્શનની માન્યતા વિરુદ્ધ છે, તેવું બતાવવા ત્યાગાષ્ટકના સાતમા શ્લોકમાં—

**इत्येवं निर्गुणं ब्रह्म परोक्तमुपपद्यते ।**

આ પ્રમાણે બતાવ્યા પછી આઠમા શ્લોકમાં બતાવવામાં આવે છે કે—

**वस्तुतस्तु गुणैः पूर्णमनंतैर्भासते स्वतः ।**

એટલે મોક્ષ દશામાં પણ આ જીવાત્મા પોતાના જ્ઞાનાદિક સ્વાભાવિક ગુણોને છોડતો નથી પણ પોતાના સ્વાભાવિક ગુણોથી પૂર્ણપણે પ્રકાશે છે.

ઉપાધ્યાયજી એક સમર્થ તત્ત્વજ્ઞાની હતા. તેમનો જુદા જુદા દર્શનોનો તલસ્પર્શી અભ્યાસ હતો, ન્યાયની પદ્ધતિએ લખેલ તેમના તત્ત્વજ્ઞાનના પુસ્તકો વાંચતા તેઓશ્રીની અગાધ બુદ્ધિમત્તાનું ભાન થાય છે, સ્વભાવથી અને અભ્યાસથી તેઓ એક સમર્થ બુદ્ધિપ્રધાન-વાદી ( Intellectualist ) જોવામાં આવે છે. બુદ્ધિ અને તર્કથી સમર્થન થઈ શકે એવા આગમના વાક્યો પણ અમુક નયાપેક્ષિત છે એવું તેઓ હિંમતથી કહેતા. આવા બુદ્ધિપ્રધાનવાદીએ જ્ઞાનસાર જેવો ગ્રંથ યોગી( mystic )ના દૃષ્ટિબિન્દુથી લખ્યો એટલું જ નહિ પણ બુદ્ધિને ગૌણ પદ આપી આધ્યાત્મિક જ્ઞાન( Intuitional knowledge )ને પ્રધાનપદ આપ્યું તે ઉપાધ્યાયજીના જ્ઞાનની સર્વ-દેશીયતા બતાવે છે. વ્યાકરણ, તર્ક, ન્યાય વિગેરેમાં પારંગત થયા છતાં અને અનેક વાદીઓને વાદમાં જીત્યા છતાં, જ્યાં સુધી આત્મા અંતર્મુખ ન થાય અને પરમાત્મપદને ન ભાવે ત્યાં સુધી જીવનની પરાકાષ્ઠાએ ન પહોંચી શકાય એવી પોતાના જીવનમાંથી જ ઉપાધ્યાયજીને પ્રતીતિ થએલ જણાય છે. તેઓ જ્ઞાનાષ્ટકના ચોથા શ્લોકમાં બતાવે છે કે—

**वादांश्च प्रतिवादांश्च वदंतोऽनिश्चितांस्तथा ।**
**तत्त्वान्तं नैव गच्छन्ति तिलपीलकवद्गतौ ॥**

એટલે બુદ્ધિવાદથી વાદ પ્રતિવાદ થઈ શકે છે પણ તેથી તત્ત્વજ્ઞાનનો અંત ( સાર ) મળતો નથી.

જ્ઞાનસાર ગ્રંથ ઉપાધ્યાયજી મહારાજના અંતિમ આત્મશોધખોળનું પરિણામ જણાય છે. એક બુદ્ધિવાદી પણ આધ્યાત્મિક અને યોગી થઈ શકે છે તે આ ગ્રન્થથી પૂરવાર થાય છે. તર્કદૃષ્ટિથી વિચાર કરતાં ગ્રંથ અને ગ્રંથકારને અંગે ઘણું કહી શકાય તેમ છે. અહીં તેવો સમય નથી, સમય મળશે તો વિશેષ લખવાની ભાવના રાખવી જ બસ છે.

અષ્ટકો ઉપર જે શબ્દાર્થ કર્પૂરવિજયજી મહારાજે કરેલ છે તે સંબંધમાં વિશેષ જણાવવા જેવું નથી. તેઓશ્રીએ વિસ્તારથી જે વિવેચન લખેલ છે તે સંબંધમાં એટલું જ કહેવું બસ છે કે વિવેચન જુદા જુદા અધ્યાત્મના વિષય ઉપર નિબંધરૂપે લખાએલ છે. દા. ત. જ્ઞાનના સંબંધમાં શાસ્ત્રમાં અને ભાષામાં જે લખાએલ અને વિચારાએલ છે તે જોવું હોય તો તેઓના જ્ઞાનાષ્ટકના વિવેચનમાં મળી આવે છે. આ વિવેચન પુસ્તકાકારે છપાવવાના ઉદ્દેશથી લખાયેલું ન હતું, પણ " **શ્રી જૈનધર્મ પ્રકાશ** "ના માસિકમાં આપવા માટે જુદે જુદે વખતે લખાયું હતું એટલે તેમાં પુનરુક્તિ અને વિસ્તાર થયો જણાય છે. પણ કર્પૂરવિજયજી જેવા યોગી પુરુષે જ્ઞાનસાર જેવા યોગના ગ્રંથ ઉપર જે વિચારો બતાવ્યા છે તે જનસમાજ પાસે એક પુસ્તકાકારે મૂકવામાં સ્મારક સમિતિએ મહાન્ ઉપકાર કર્યો છે એવું મારું માનવું છે. શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિએ ખંતથી અને ઉત્સાહથી મહારાજશ્રીના મળતા બધા લેખોનો સંગ્રહ કરી છપાવવાની જે મહેનત કરી છે તે માટે સમિતિ ધન્યવાદને પાત્ર છે. પંન્યાસજી **પ્રીતિવિજયજી**ના સદ્‌ગુણાનુરાગી કર્પૂરવિજયજી મહારાજશ્રી ઉપરના અનન્ય ભાવથી અને મુંબઈ જેવા શહેરના ગૃહસ્થોની ઉદાર મદદથી આ કામ પરિપૂર્ણ થઈ શક્યું છે. સમિતિના સેક્રેટરી ભાઈશ્રી **નરોત્તમદાસ ભગવાનદાસે** આ કામ પૂર્ણ કરવામાં ઘણી ખંત બતાવેલ છે.

**જીવરાજ ઓધવજી દોશી** બી. એ., એલએલ. બી.
રીટાયર્ડ ચીફ જજ–**ભાવનગર.**



પંન્યાસજી પ્રીતિવિજયજીના ઉપદેશથી

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિના ફંડમાં સહાય આપનારનાં મુબારક નામો.

## વર્ગ પહેલો-પેટ્રન

૧ શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. રૂા. ૫૦૧)
૨ રાવસાહેબ કાંતિલાલ ઇશ્વરલાલ જે. પી. ૫૦૧)
૩ સંઘવી જીવરાજ કમળશીની વતી ભાઇ કસળચંદ કમળશી ૫૦૧)
૪ શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી ૫૦૧)
૫ ,, મોહનલાલ વસનજી હ. હરકીસનદાસ ૫૦૧)

## વર્ગ ત્રીજો

૧ શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી ૧૦૧)
૨ ,, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ ૧૦૧)
૩ ,, શાંતિલાલ દયાળજી ૧૦૧)
૪ ,, માણેકચંદ જેચંદ જાપાન ૧૦૧)
૫ ,, સકરચંદ મોતીલાલ મૂળજી ૧૦૧)
૬ ,, વાડીલાલ પુનમચંદ ૧૦૧)
૭ ,, સેન્ડહર્સ્ટ રોડના ઉપાશ્રય તરફથી હા. શેઠ મંગળદાસ ૧૦૧)
૮ ,, કરમચંદ ચુનીલાલ ૧૦૧)
૯ ,, ગિરધરલાલ ત્રિકમલાલ ૧૦૧)

## વર્ગ ચોથો

| | | |
|---|---|---|
| ૧ | શેઠ નાનાલાલ હરિચંદ | ૫૧) |
| ૨ | ,, દુર્લભજી મૂળચંદ | ૫૧) |

## વર્ગ પાંચમો

| | | |
|---|---|---|
| ૧ | શેઠ જીવરાજ ભીખાભાઇ | ૨૫) |
| ૨ | ,, માણેકચંદ કુંવરજી કુંડલાવાળા | ૨૫) |
| ૩ | ,, ગોવિંદજી વિઠ્ઠલદાસ વાળુકડવાળા | ૨૫) |
| ૪ | ,, છોટાલાલ મગનલાલ ભાવનગરવાળા | ૨૫) |
| ૫ | ડૉ. ગિરધરલાલ ટી. મોદી | ૨૫) |
| ૬ | શેઠ રણછોડભાઈ રાયચંદ | ૨૫) |
| ૭ | શાહ નરોત્તમદાસ ભગવાનદાસ | ૨૧) |
| ૮ | શેઠ અમરચંદ ઘેલાભાઈ ગાંધી | ૨૧) |
| ૯ | ,, જાદવજી ઝવેરભાઇ ભાઇચંદ | ૧૫) |
| ૧૦ | ,, મોહનલાલ મગનલાલ | ૧૫) |
| ૧૧ | ,, હરખચંદ કપુરચંદ | ૧૫) |
| ૧૨ | ,, ફતેચંદ ઝવેરભાઇ ભાઇચંદ | ૧૧) |
| ૧૩ | ,, વાડીલાલ સાકળચંદ વોરા | ૧૧) |
| ૧૪ | ,, હરખચંદ રતનચંદ–ચાંદવડ | ૧૧) |
| ૧૫ | ,, ખૂમચંદ ગુલાબચંદ–શીશોદરા | ૧૧) |
| ૧૬ | ,, દલીચંદ ગુમાનચંદ | ૧૧) |
| ૧૭ | ,, ભોગીલાલ પુરુષોત્તમદાસ–અમદાવાદ | ૧૧) |
| ૧૮ | ,, હીરાભાઇ રામચંદ મલબારી | ૧૧) |

| | | |
|---|---|---|
| ૧૯ | શેઠ શાંતિલાલ ઓધવજી | ૧૧) |
| ૨૦ | ,, કાળીદાસ નેમચંદ–મોરવાડા | ૫) |
| ૨૧ | ,, મોહનલાલ દીપચંદ ચોકસી | ૫) |
| ૨૨ | ,, મણિલાલ કુંવરજી–રાધનપુર | ૫) |
| ૨૩ | ,, ગુલાબચંદ ડાહ્યાભાઇ | ૫) |
| ૨૪ | ,, નટવરલાલ હરકીસનદાસ | ૫) |
| ૨૫ | ,, છોટુભાઇ ભીખાભાઇ | ૫) |
| ૨૬ | ,, વનમાળીદાસ ઝવેરચંદ | ૫) |
| ૨૭ | પરી મણિલાલ ખુશાલચંદ–પાલણપુર | ૫) |
| ૨૮ | શેઠ લાલચંદ કેશવજી હા. સોભાગચંદ | ૩) |
| ૨૯ | ,, રતિલાલ ફૂલચંદ | ૨) |
| ૩૦ | ,, વાડીલાલ જેઠાલાલ શાહ | ૨) |
| ૩૧ | રા. રાજપાળ મગનલાલ વ્હોરા | ૧૧ |
| ૩૨ | શેઠ ઇશ્વરલાલ હીરાચંદ, સુરત | ૫) |
| ૩૩ | ,, છોટાલાલ માણેકચંદ ,, | ૫) |
| ૩૪ | બેન શાંતિ તે શેઠ બાપુલાલ ગોવિંદજીની ધર્મપત્ની | ૫) |
| ૩૫ | બેન ચંચળ તે શેઠ બાપુલાલ છગનલાલની ધર્મપત્ની–સુરત | ૫) |



# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ



સન્મિત્ર, સદ્‌ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે દેહમુક્ત થયા, તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઇમાં શ્રી જૈન બાળ મિત્રમંડલ તથા ખંભાત વીસા પોરવાડ જૈન યુવક મંડળના આશ્રય નીચે ગોડીજીના ઉપાશ્રયમાં અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખપણા નીચે એક સભા સં. ૧૯૯૪ ના આસો વદિ ૮ ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી તરફથી એમનું નામ કાયમ રાખવાની સૂચના થતાં એમ નિશ્ચય થયો કે 'એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું.' પછી શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ તેને માટે જો ફંડ થાય તો રૂા. ૧૦૧) ભરવા ઇચ્છા દર્શાવી. તે વાતને પુણ્યાત્મા પૂજ્ય કર્પૂરવિજયજીના ગુણોથી અતિશય આકર્ષાયેલ ચિત્તવાળા પંન્યાસજી **પ્રીતિવિજયજીએ** ટેકો આપ્યો અને પોતાથી બની શકતી દરેક જાતની સહાય આપવા તત્પરતા બતાવી. તે મીટિંગમાં શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા, નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તથા વાડીલાલ જેઠાલાલ શાહે સમયોચિત ભાષણો કર્યાં; તેથી પંન્યાસજી બહુ પ્રસન્ન થયા અને પોતાથી બની શકે તે રીતે શ્રાવકો પર આગ્રહપૂર્વક લાગવગ ચલાવી, એને પરિણામે સારી રકમો ભરાણી.

સમિતિનું કામ નાણાં ભરનારા સભ્યોની મીટિંગમાં નીમાએલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. તેમાં નીચેના ગૃહસ્થો છેઃ—

૧ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ ૪ વાડીલાલ જેઠાલાલ શાહ.
૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી. ૫ હીરાલાલ રામચંદ મલબારી
૩ મોહનલાલ દીપચંદ ચોકસી. ૬ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની માનદ મંત્રી તરીકે નિમણૂક કરી છે અને બેંક ઑફ ઈંડિયામાં પૈસા રાખવાની ગોઠવણ કરી છે. શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી અને વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે.

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો ‘શ્રી જૈનધર્મ પ્રકાશ’ માં, ‘શ્રી આત્માનંદ પ્રકાશ ’માં, ‘જૈન’ પત્રમાં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખસંગ્રહ બહાર પાડવો. તે પ્રમાણે સંવત ૧૯૯૫ ના ભાદરવા શુદિ દશમે પહેલો ભાગ બહાર પડ્યો. તે પછી બીજો ભાગ સંવત ૧૯૯૬ ના પોષ શુદિ ચોથે બહાર પડ્યો. ત્રીજો ભાગ સંવત ૧૯૯૬ ના અશાડ શુદિ નોમે બહાર પડ્યો. ચોથો ભાગ સંવત ૧૯૯૬ ના ભાદરવા વદિ ૦)) પ્રગટ થયો. પાંચમો ભાગ સંવત ૧૯૯૭ ના મહા શુદિ ૧૫ મે પ્રકાશિત થયો અને આ છેલ્લો છઠ્ઠો ભાગ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આજે સમાજ સમક્ષ રજૂ કરવા ભાગ્યશાળી બન્યો છું.

સમિતિએ ઠરાવ્યું છે કે રૂા. ૫૦૧) ભરનારને પાંચ નકલ મફત આપવી, રૂા. ૨૫૧) ભરનારને ત્રણ નકલ મફત આપવી, રૂા. ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી અને તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે એટલે પડતર કરતાં પા કિંમતે આપવી. સામાન્ય ભાઇ, જેણે કંઇ ભર્યું ન હોય તેને અર્ધી કિંમતે આપવી. આ ઉપરથી જોઇ શકાશે કે આ સમિતિનો

ઉદ્દેશ પૂજ્ય મુનિરાજના પુણ્યરૂપ જ્ઞાનકાર્યમાં બની શકતી રીતે વધારો કરવાનો છે.

આ લેખ સંગ્રહના ભાગો **મેઘજી હીરજી બુકસેલર, પાયધુની, મુંબઇને** ત્યાંથી તથા **શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર** પાસેથી મળી શકશે.

જે મુનિરાજો, સાધ્વીજીઓ તથા જૈન સંસ્થાઓને આ ભાગ મેળવવા ઇચ્છા હોય તેઓને પોસ્ટેજના આઠ આના મોકલવાથી વિના મૂલ્યે મળી શકશે.

પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના પ્રશંસકો, ગુણાનુરાગીઓ અને સર્વ જૈન બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઇ જાણવા ઇચ્છા હોય તેમણે—

**શાહ નરોત્તમદાસ ભગવાનદાસ—ગોપાલ ભુવન** પ્રિન્સેસ સ્ટ્રીટ-**મુંબઇ**—

એ શિરનામે પત્ર લખવો જેથી બધી માહિતી મળી શકશે.

આ છઠ્ઠો ભાગ બહાર પાડતી વખતે સ્પષ્ટ કરવાની જરૂર છે કે આ જ્ઞાનસાર છપાવતાં બહુ જ મુશ્કેલી અનુભવવી પડી છે. પહેલાં છ મહિના નિર્ણય થઇ શકયો નહીં કે શ્રી કર્પૂરવિજયજી મહારાજનું જ્ઞાનસાર પર કરેલ વિવેચન છે કે નહીં અને તેથી જ શરૂઆતમાં મૂળ જ્ઞાનસાર શ્રી કર્પૂરવિજયજીએ કરેલ અર્થ તથા સ્વોપજ્ઞ અર્થયુક્ત છપાયા પછી નિર્ણયપૂર્વક જણાયું કે—સદ્દગુણાનુરાગીએ તેના પર વિસ્તૃત વિવેચન લખેલું છે તે વિવેચન સહિત આ છઠ્ઠો ભાગ બહાર પાડી શકાય તેમ છે તેથી હમેશના નિયમ કરતાં આગળ વધીને એટલે કે વીશ ફારમને બદલે પાંત્રીશ ફારમનો આ છઠ્ઠો ભાગ કરવો પડ્યો છે.

કિંમત માટે અમારે સ્પષ્ટ કરવું જોઈએ કે પડતર કિંમત કરતાં અર્ધા ભાવે જ વેચવાના સમિતિના નિર્ણય પ્રમાણે આ ભાગની કિંમત રાખવામાં આવી છે. લડાઇના સંજોગોને લીધે કાગળના, બાઇંડીંગના અને બીજી દરેક ચીજના ભાવ વધી જવાથી આટલી કિમત રાખવાને સંકોચ થવા છતાં નિરુપાયે રાખવી પડી છે.

પાંચમો ભાગ છપાયો ત્યારે બહુ જ થોડી રકમ સીલીકમાં હતી અને છઠ્ઠો ભાગ બહાર પાડવાની જોગવાઇ નહોતી પરંતુ પહેલાના ભાગો વેચવા માટે ઘણી મહેનત કરી અને તેને પરિણામે જે પૈસા ઉત્પન્ન થયા તેથી જ આ છઠ્ઠો ભાગ બહાર પાડી શકાયો છે. આ ભાગના વેચાણના પૈસા આવશે ત્યારે જ ખર્ચેલા પૈસા પૂરેપૂરા મળી રહેશે.

સમિતિનું આ છેલ્લું નિવેદન હોવાથી મહોદય પ્રેસ તરફથી જે સગવડ આપવામાં આવી તે માટે તેના માલીક ભાઇ **ગુલાબચંદ લલ્લુભાઇનો**, દરેક લેખ સંગ્રહના પ્રૂફ વાંચવા માટે અને સૂચના કરવા માટે મુરબ્બી **શ્રી કુંવરજી આણંદજીનો**, સમિતિના સર્વ સભાસદો અને સહાયકોનો તેમ જ પૂ. પં. **શ્રી પ્રીતિવિજયજી ગણિવર્યનો** આભાર માનું છું.

ફંડમાં બની શકતી સહાય કરવા દરેક વાચક બંધુને નમ્ર વિનંતિ છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કરવાનો આવો ઉત્તમ ઉપાય જવલ્લે જ જડી આવશે.

| | |
|---|---|
| વિ. સં. ૧૯૯૮<br>દ્વિતીય જ્યેષ્ઠ શુકલા પંચમી,<br>**ભાવનગર.** | **નરોત્તમદાસ ભગવાનદાસ શાહ**<br>માનદ મંત્રી |

સદ્ગુણાનુરાગી સન્મિત્ર મુનિમહારાજ

શ્રી કર્પૂરવિજયજી

# લેખ સંગ્રહ



## ભાગ ૬ ઠ્ઠો.

# ત્રીજી સંસાર ભાવના.

દોહરા.

ૐ અર્હં પરમેશ્વરા, પ્રણમું શ્રી મહાવીર;
શાસનનાયક શિવકરૂ, સાગર સમ ગંભીર. ૧
જેની આણા આદરે, તે શ્રી સંઘ ઉદાર;
ભાવે અહનિશિ ભાવના, ત્રીજી આ સંસાર. ૨

( રાગ–શિયાનો કાનરો–તાલ દીપચંદી. )

સજ્જન મનમાં જોજો વિચારી, આ સંસાર ભયંકર ભારી;
દ્રવ્ય ક્ષેત્ર કાળાદિક યોગે, વાત વિચિત્ર ગહન અતિ ન્યારી. સ૦ ૧
મચ્છ ગળાગળ ન્યાય નિહાળી, કરવી વિરક્ત દશા મતિ સારી;
માત હતી તે બ્હેન બને વળી, સાસુ સુતા વળી તેહિ જ નારી. સ૦ ૨
પુત્ર પિતા બને બંધવ સસરો, એમ અનંત સંબંધ વધારી;
ભટકે ભવમાં જીવ અનાદિ, સર્વ સ્થળે કુળ જાતિ સ્વીકારી. સ૦ ૩
જ્યાંથી જન્મ્યો ત્યાં થયો લંપટી, ભોગવે અંધ બની અવિચારી;
મર્દન કરતો હર્ષ ધરે છે, જે સ્તનથી પયપાન સ્વીકારી. સ૦ ૪
અતિશય મૂઢપણું આ જણાયે, શું સદ્બુદ્ધિ બધી પરવારી ?
સાર વિનાના આ સંસારે, સુખની ભ્રાંતિ મહાદુ:ખકારી સ૦ ૫
શિશુને કર અંગૂઠે સ્તનની, જેમ વળી મૃગતૃષ્ણા વિકારી;
'આમ કર્યું મેં આમ કરીશ હું', ફોગટ એમ ગયો ભવ હારી. સ૦ ૬
છે આ સ્વપ્નના જેવો તમાસો, મૂર્ખ મમત્વે મરે અવિચારી;
સ્ટેશનમાં જેમ પંથીનો મેળો, ટ્રેન જતાં જુઓ શૂન્ય છે કારી. સ૦ ૭
તેમ આપણા સર્વ સંબંધી, ઉપનયભાવે ભવ્ય સુધારી;
જૈન સેવક થવું જિન આણાયુત, સર્વથકી એ વાત છે સારી.
સજ્જન મનમાં જોજો વિચારી, આ સંસાર ભયંકર ભારી. ૮

રચયિતા–સદ્ગુણાનુરાગી.



ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયોપાધ્યાયવિરચિત

# જ્ઞાનસાર અષ્ટક

[ સ્વોપજ્ઞ ભાવાર્થ તેમજ સદ્ગુણાનુરાગી
શ્રી કર્પૂરવિજયજીના અનુવાદ સહિત ]



ऐन्द्रवृन्दनतं नत्वा, वीरं तत्त्वार्थदेशिनम् ।
अर्थः श्रीज्ञानसारस्य, लिख्यते लोकभाषया ॥ १ ॥

ઈન્દ્રના સમૂહવડે નમાયેલા અને તત્ત્વાર્થના ઉપદેશ કરનારા શ્રી મહાવીર ભગવંતને નમસ્કાર કરીને જ્ઞાનસારનો અર્થ લોકભાષા( ગુજરાતી ભાષા )માં લખું છું.

## १ पूर्णाष्टक.

ऐन्द्रश्रीसुखमग्नेन, लीलालग्नमिवाखिलम् ।
सच्चिदानन्दपूर्णेन, पूर्णं जगदवेक्ष्यते ॥ १ ॥

ઈંદ્ર સમાન લક્ષ્મીના સુખમાં મગ્ન હોય તે જેમ આખા જગતને સુખમગ્ન જોવે છે તેમ ખરા જ્ઞાનાનંદથી પૂર્ણ હોય તે સર્વને સર્વત્ર પૂર્ણ જ દેખે છે. ૧.*

---

* આંક–સંખ્યાવાળું લખાણ સદ્ગુણાનુરાગીનો અર્થ છે. ત્યારપછીથી અન્ય શ્લોકની શરૂઆત સુધીનો ભાવાર્થ શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયનો કરેલો સમજવો.

જેમ ઇન્દ્રની લક્ષ્મીના સુખમાં મગ્ન થયેલો આત્મા સંપૂર્ણ જગતને લીલા–સુખમાં લાગેલું જુએ છે, તેમ સત્–સત્તા, ચિત–જ્ઞાન અને આનન્દ–સુખ એ ત્રણે અંશવડે પરિપૂર્ણ જ્ઞાની જગતને દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણે અંશે પૂર્ણ જુએ છે. તાત્પર્ય એ છે કે જેમ સુખી સર્વને સુખી જાણે છે તેમ પૂર્ણ બધાને પૂર્ણ જાણે છે. નિશ્ચય નયની દૃષ્ટિએ ભ્રાન્તિ નથી.

"नैवास्ति राजराजस्य, यत्सुखं नैव देवराजस्य।
तत्सुखमिहैव साधो–र्लोकव्यापाररहितस्य ॥"

ચક્રવર્તીને જે સુખ નથી, અને જે સુખ ઇન્દ્રને પણ નથી તે સુખ અહીં લૌકિક પ્રવૃત્તિ રહિત સાધુને હોય છે.

ઔપાધિક અને સ્વાભાવિક પૂર્ણતાનું સ્વરૂપ—

**पूर्णता या परोपाधेः, सा याचितकमण्डनम् ।**
**या तु स्वाभाविकी सैव, जात्यरत्नविभानिभा ॥ २ ॥**

જડ–ઉપાધિજનિત પૂર્ણતા પારકા માગી આણેલાં ઘરેણાં સમી ક્ષણિક છે અને આત્માની સ્વાભાવિક પૂર્ણતા તો જાતિવંત રત્નની કાંતિ સરખી શાશ્વતી છે. ૨.

જે પર વસ્તુ–આત્મદ્રવ્યથી ભિન્ન ધન, ધાન્ય, પરિગ્રહાદિરૂપ ઉપાધિ–નિમિત્તથી પૂર્ણતા છે ( અર્થાત્ પરની ઉપાધિથી માની લીધેલી પૂર્ણતા છે ), તે વિવાહાદિ અવસરે બીજા પાસેથી માગી લાવેલા ઘરેણાંના જેવી છે, પરન્તુ જે સ્વાભાવિકી–જ્ઞાન, દર્શન અને ચારિત્રની સ્વભાવસિદ્ધ પૂર્ણતા છે તે ઉત્તમ રત્નની કાન્તિ સમાન છે. ( ઉપાધિની પૂર્ણતા જાય, પણ સ્વભાવની પૂર્ણતા કદાપિ ન જાય એ ભાવાર્થ છે. )

अवास्तवी विकल्पैः स्यात्, पूर्णताऽब्धेरिवोर्मिभिः ।
पूर्णानन्दस्तु भगवांस्तिमितोदधिसन्निभः ॥ ३ ॥

વિકલ્પોવડે કલ્પી લીધેલી પૂર્ણતા તોફાની સમુદ્રના તરંગોથી થતી ભરતી જેવી ક્ષણિક–ખોટી છે અને સહજ આનંદથી થયેલી આત્માની પૂર્ણતા તો શાંત મહાસાગર જેવી નિશ્ચળ–અડોલ હોય છે. ૩.

તરંગોવડે સમુદ્રની પૂર્ણતા જેવી વિકલ્પોવડે અવાસ્તવિક પૂર્ણતા હોય છે, પરન્તુ પૂર્ણાનન્દસ્વરૂપ ભગવાન સ્થિર–નિશ્ચલ સમુદ્રના જેવા છે.

જેમ તરંગોવડે સમુદ્રની કલ્પિત પૂર્ણતા હોય છે તેમ 'હું ધનવાન છું, હું રૂપવાન છું, હું પુત્ર અને સ્ત્રીવાળો છું' ઇત્યાદિ સંકલ્પ–વિકલ્પોવડે અવસ્તુથી ઉત્પન્ન થયેલી જૂઠી–સાચી નહિ એવી કલ્પિત પૂર્ણતા હોય છે, પરન્તુ પૂર્ણાનન્દ–આનન્દથી પરિપૂર્ણ ભગવાન–શુદ્ધ સ્વભાવવાળો આત્મા સ્થિર સમુદ્રના જેવો ( પ્રશાન્ત ) હોય છે. આત્મારૂપ સમુદ્રની જ્ઞાનાદિ રત્નોવડે સદા ય પૂર્ણતા છે એમ વિચારવું. બાહ્યદૃષ્ટિ વિકલ્પરૂપ કલ્લોલોવડે પૂર્ણતા માને છે એ ભાવાર્થ છે.

जागर्ति ज्ञानदृष्टिश्चेत्, तृष्णाकृष्णाहिजाङ्गुली ।
पूर्णानन्दस्य तत् किं स्याद्, दैन्यवृश्चिकवेदना ॥ ४ ॥

તૃષ્ણારૂપ કાળા નાગને દમવા જાંગુલી મંત્ર સમી જ્ઞાનદૃષ્ટિ જો જાગૃત થાય તો પૂર્ણાનંદમય આત્માને દીનતારૂપી વીંછીની વેદના કેમ વ્યાપી શકે ? અર્થાત્ તેને દીનતા ન જ હોઇ શકે. ૪.

જો તૃષ્ણારૂપ કૃષ્ણ સર્પના ઝેરનો નાશ કરવામાં જાંગુલી વિદ્યા સમાન પૂર્ણતાજ્ઞાનની દૃષ્ટિ જાગૃત થાય છે તો પૂર્ણાનંદમય આત્માને દીનતારૂપ વીંછીની વેદના કેમ હોય ?

પૂર્ણતાજ્ઞાનની દૃષ્ટિ તૃષ્ણાનો નાશ કરે છે, અપૂર્ણને તૃષ્ણા વધે છે. જે મંત્રથી સર્પના વિષની પીડાનો નાશ થાય, તેનાથી વીંછીની પીડાનો નાશ કેમ ન થાય ? જે પૂર્ણ હોય તે તૃષ્ણાથી દીન ન હોય એ ભાવાર્થ છે.

**पूर्यन्ते येन कृपणा–स्तदुपेक्षैव पूर्णता ।**
**पूर्णानन्दसुधास्निग्धा, दृष्टिरेषा मनीषिणाम् ॥ ५ ॥**

જે જડ વસ્તુઓનો કૃપણ લોકો ( મોહવશ ) સંગ્રહ કરે છે તેની ઉપેક્ષા કરવી એ જ ખરી પૂર્ણતા છે. તત્ત્વજ્ઞાનીઓની દૃષ્ટિ તો પૂર્ણાનંદરૂપ અમૃતથી આર્દ્ર જ રહેતી હોય છે. ૫

જે ધન, ધાન્યાદિ પરિગ્રહવડે કૃપણો–હીનસત્ત્વ, લોભી પ્રાણી પૂરાય છે તે ધન, ધાન્યાદિ પરિગ્રહની ઉપેક્ષા જ પૂર્ણતા છે. ( અહીં ધન, ધાન્યાદિ પરિગ્રહનું ઉપાદાન–ગ્રહણ સવિકલ્પ છે અને ઉપેક્ષા નિર્વિકલ્પ છે માટે ઉપેક્ષા લીધી છે ). પૂર્ણાનન્દરૂપ અમૃતવડે સ્નિગ્ધ–આર્દ્ર થયેલી આ દૃષ્ટિ પંડિતોની હોય છે.

જ્યાં આત્મદ્રવ્યના શુદ્ધ જ્ઞાનાદિ પર્યાયની પૂર્ણતા સદા અવસ્થિત છે ત્યાં પુદ્ગલ સંકલ્પિત અપૂર્ણતા જણાતી નથી, પરન્તુ પરમ ઉપેક્ષાવડે સ્ફુરાયમાન સ્વરૂપવાળી પૂર્ણતા જ પ્રકાશે છે એ ભાવાર્થ છે.

**अपूर्णः पूर्णतामेति, पूर्यमाणस्तु हीयते ।**
**पूर्णानन्दस्वभावोऽयं, जगदद्भुतदायकः ॥ ६ ॥**

જડ વસ્તુથી ન્યારો (વિરક્ત) રહે તે ખરી પૂર્ણતા પામે અને જડ વસ્તુથી પૂરાતો રહે તે આત્મગુણની હાનિ પામે, એવો આ પૂર્ણાનંદનો સ્વભાવ જગતને આશ્ચર્ય ઉપજાવનારો છે. ૬.

ત્યાગના ભાવથી ધન, ધાન્યાદિ પુદ્ગલવડે અપૂર્ણ એવો આત્મા (આત્મિક ગુણોવડે) પૂર્ણતાને પામે છે અને ધન, ધાન્યાદિ પુદ્ગલવડે પૂર્ણ થતો આત્મા (જ્ઞાનાદિ ગુણની) હાનિ પામે છે. પુદ્ગલના નહિ ગ્રહણ કરવાથી જ્ઞાનાદિની પૂર્ણતા અને પુદ્ગલના ઉપચયથી જ્ઞાનાદિ ગુણની હાનિ એ પ્રસિદ્ધ જ છે. આ પૂર્ણાનન્દરૂપ શુદ્ધ આત્માનો સ્વભાવ જગતને આશ્ચર્ય કરનાર છે. લૌકિક ભંડાર પ્રમુખ ન પૂર્યા હોય તો એ પૂરાતો નથી, અને પૂર્યા હોય તો હાનિ પામતો નથી, પણ આત્માનો સ્વભાવ તેથી વિપરીત છે માટે આશ્ચર્યકારક છે.

**परस्वत्वकृतोन्माथा, भूनाथा न्यूनतेक्षिणः ।**
**स्वस्वत्वसुखपूर्णस्य, न्यूनता न हरेरपि ॥ ७ ॥**

પરવસ્તુમાં પોતાપણું માની ઉન્મત્ત બની બેઠેલા રાજાઓ (પણ) ન્યૂનતાને જ જોનારા છે જ્યારે તત્ત્વજ્ઞાનાદિક પોતાની વસ્તુમાં જ પોતાપણાના સુખથી પૂર્ણ થયેલાને તો ઇંદ્રવૈભવથી પણ કંઈ કમીના નથી. ૭.

પરદ્રવ્યમાં આત્મપણાની બુદ્ધિથી જેઓએ વ્યાકુલતા કરી છે એવા રાજાઓ પણ બીજાની અપેક્ષાએ પોતાની ન્યૂનતા

( અપૂર્ણતા ) જોવાના સ્વભાવવાળા હોય છે. અર્થાત્ અન્યની અપેક્ષાએ પોતાનામાં અપૂર્ણતા જુએ છે, પરન્તુ આત્મદ્રવ્યમાં આત્મપણાના સુખ-નિરપેક્ષ અનવચ્છિન્ન આનન્દવડે પૂર્ણ થયેલા જ્ઞાનીને ઈન્દ્ર કરતાં પણ ન્યૂનતા નથી. સ્વભાવસુખ સર્વને સરખું છે, ત્યાં કોઇનાથી અધિકતા કે ન્યૂનતા નથી.

**कृष्णे पक्षे परिक्षीणे, शुक्ले च समुदञ्चति ।**
**द्योतन्ते सकलाध्यक्षाः, पूर्णानन्दविधोः कलाः ॥ ८ ॥**

ક્રિયા-અરુચિરૂપ કૃષ્ણપક્ષનો અંત થયે અને સત્ક્રિયા-રુચિરૂપ શુકલપક્ષનો ઉદય થયે છતે પૂર્ણાનંદરૂપી ચંદ્રની કળા સહુ ભવ્ય ચકોરોને પ્રતીત થાય તેમ પ્રકટ થાય છે. ૮.

કૃષ્ણપક્ષનો ક્ષય થતાં અને શુકલપક્ષની વૃદ્ધિ થતાં સર્વને પ્રત્યક્ષ એવી પૂર્ણાનન્દરૂપ ચન્દ્રમાની કળા શોભે છે.

ચન્દ્રપક્ષે કૃષ્ણપક્ષ-અંધારિયાનું પખવાડિયું, શુકલપક્ષ-અંજવાળિયાનું પખવાડિયું, અને કળા-સોળમો ભાગ. પૂર્ણાનન્દ-પક્ષે કૃષ્ણપક્ષ-અર્ધપુદ્‌ગલપરાવર્તથી અધિક સંસારપરિભ્રમણ-શક્તિ, શુકલપક્ષ-અર્ધપુદ્‌ગલપરાવર્તની અંદરનો સંસાર, અને કળા-ચૈતન્યપર્યાયરૂપ જાણવી.

“ जेसिमवड्ढो पुग्गलपरिअट्टो सेसओ अ संसारो ।
ते सुक्कपक्खिआ खलु अवरे पुण कण्हपक्खिआ ॥ ”

જેઓને કંઈક ન્યૂન અર્ધપુદ્‌ગલપરાવર્ત સંસાર બાકી છે તે શુકલપાક્ષિક અને બીજા ( તેથી અધિક સંસારવાળા ) કૃષ્ણપાક્ષિક જાણવા.

"जो जो किरियावाई सो भव्वो णियमा सुक्कपक्खिआ अंतो पुग्गलपरिअट्टस्सु सिज्झइ ॥"

જે જે ક્રિયાવાદી ( આત્માવાદી ) છે તે ભવ્ય છે અને અવશ્ય શુક્લપાક્ષિક છે. તે એક પુદ્ગલપરાવર્તની અંદર સિદ્ધ થાય છે. એ દશાશ્રુતસ્કંધ ચૂર્ણિના અનુસારે પુદ્ગલપરાવર્તથી અધિક સંસાર તે કૃષ્ણપક્ષ અને તેની અંદરનો કાળ તે શુક્લપક્ષ જાણવો.



## २ मग्नाष्टक

प्रत्याहृत्येन्द्रियव्यूहं, समाधाय मनो निजम् ।
दधच्चिन्मात्रविश्रान्तिं, मग्न इत्यभिधीयते ॥ १ ॥

પંચેન્દ્રિયોને કાબૂમાં રાખી તથા પોતાના મનને સ્થિર કરી, કેવળસ્વરૂપ જ્ઞાનમાં જ સ્થિર–રક્ત રહેનાર મગ્ન કહેવાય. ૧.

ઇન્દ્રિયોના સમૂહને પ્રત્યાહરીને–પોતપોતાના વિષયરૂપ સંસારથી નિવૃત્ત કરીને અને પોતાના મનને વિષયાન્તર સંચારથી રોકીને આત્મદ્રવ્યને વિષે ( એકાગ્ર ) કરીને, ચિન્માત્ર–જ્ઞાનમાત્રને વિષે વિશ્રાન્તિ–સ્થિરતા કરતો આત્મા મગ્ન કહેવાય છે, અર્થાત્ સર્વ ભાવના જ્ઞાનરૂપ ભાવને ધારણ કરનાર મગ્ન કહેવાય છે.

यस्य ज्ञानसुधासिन्धौ, परब्रह्मणि मग्नता ।
विषयान्तरसंचारस्तस्य हालाहलोपमः ॥ २ ॥

જ્ઞાનામૃતના સાગરરૂપ પરમાત્મસ્વરૂપમાં જેનું મન મગ્ન થયેલ હોય તેને અન્ય વિષયમાં ફરવાનું ઝેર જેવું લાગે છે. ૨.

જેને જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર જેવા પ્રપંચ રહિત શુદ્ધ આત્મજ્યોતિરૂપ પરબ્રહ્મ-પરમાત્મસ્વરૂપને વિષે મગ્નપણું છે તેને જ્ઞાન સિવાય બીજા રૂપરસાદિ વિષયોમાં પ્રવૃત્તિ કરવી તે ઝેર જેવી લાગે છે.

જેમ માલતીના પુષ્પમાં રક્ત થયેલો ભ્રમર કેરડાના ઝાડ ઉપર ન બેસે તેમ અંતરંગ સુખમાં રક્ત થયેલો મનુષ્ય બાહ્ય પ્રવૃત્તિએ ચાલે નહિ.

**स्वभावसुखमग्नस्य, जगत्तत्त्वावलोकिनः ।**
**कर्तृत्वं नान्यभावानां, साक्षित्वमवशिष्यते ॥ ३ ॥**

સમસ્ત તત્ત્વનું અવલોકન કરનાર અને આત્મિક સુખમાં મગ્ન રહેનારને અન્ય ભાવોનું કર્તાપણું નહીં, પણ સાક્ષીપણું જ માત્ર હોવું ઘટે. ૩.

સહજાનન્દમાં મગ્ન થયેલા અને જગતના તત્ત્વનું-સ્યાદ્વાદ-વડે શુદ્ધ સ્વરૂપનું પરીક્ષણ કરીને અવલોકન કરનારા આત્માને અન્ય ભાવોનું-પોતાના આત્માથી ભિન્ન બીજા પદાર્થોનું કર્તા-પણું નથી, પણ સાક્ષીપણું બાકી રહે છે.

માટી વિગેરે ભાવો ઘટાદિરૂપે પરિણમે છે તેમાં કુંભાર વિગેરે સાક્ષી માત્ર છે, તો તે કેમ અભિમાન રાખે કે અમે ઘટાદિ પદાર્થના કર્તા છીએ. તેવી રીતે ભાષાવર્ગણાદ્રવ્ય વર્ણ-પણે, વર્ણ પદપણે, પદ વાક્યપણે, વાક્ય મહાવાક્યપણે અને મહાવાક્ય ગ્રન્થપણે પરિણમે છે, તેમાં ગ્રન્થકાર સાક્ષી માત્ર છે, તો તે કેમ અભિમાન રાખે કે ‘હું ગ્રન્થકર્તા છું’. સર્વ

દ્રવ્યો સ્વસ્વપરિણામના કર્તા છે, પરપરિણામનો કોઈ કર્તા નથી. એ ભાવનાએ અન્ય ભાવોનું કર્તાપણું નથી, પણ સાક્ષીપણું છે.

**परब्रह्मणि मग्नस्य, श्लथा पौद्गलिकी कथा ।**
**क्वामी चामीकरोन्मादाः, स्फारा दारादराः क्व च ॥४॥**

પરમાત્મતત્ત્વમાં મગ્ન રહેનારને પુદ્ગળ સંબંધી કથા જ ન ગમે, તો પછી કંચન તથા કામિનીનો મોહ–ઉન્માદ તથા તેનો સ્ફાર એવો આદર તો હોય જ કેમ? ગમે તેવા કંચનકામિનીથી તે ક્ષોભાય નહીં, ગમે એવી લાલચોથી તેનું મન લલચાય નહીં. ૪.

પરબ્રહ્મ–પરમાત્મસ્વરૂપને વિષે મગ્ન થયેલા પુરુષને પુદ્ગલ સંબન્ધી કથા–વાર્તા શ્લથા–શિથિલ–નીરસ લાગે છે, તો પછી તેને આ પ્રત્યક્ષ દેખાતા સુવર્ણના–ધનના ઉન્માદો ક્યાંથી હોય અને દેદીપ્યમાન એવા સ્ત્રીના આલિંગનાદિકરૂપ આદર પણ ક્યાંથી હોય ?

**तेजोलेश्याविवृद्धिर्या, साधोः पर्यायवृद्धितः ।**
**भाषिता भगवत्यादौ, सेत्थंभूतस्य युज्यते ॥ ५ ॥**

ચારિત્રધારી સાધુને દીક્ષાપર્યાયની વૃદ્ધિ થતાં ચિત્તશુદ્ધિ-રૂપ તેજોલેશ્યાની વૃદ્ધિ વિશેષ થવા પામે છે, એમ જે ભગવતી-સૂત્રાદિકમાં ભાખેલું છે, તે ઉપર જણાવેલા સ્વરૂપમગ્ન મહાત્માને લાગુ પડે છે–ઘટે છે. ૫.

ચારિત્રવંત સાધુને માસાદિક ચારિત્રપર્યાયની વૃદ્ધિ થવાથી તેજોલેશ્યાની–ચિત્તસુખની વિશેષ વૃદ્ધિ ભગવતીસૂત્ર પ્રમુખ ગ્રન્થને વિષે કહી છે, તે આવા પ્રકારના ક્રમે ક્રમે જ્ઞાનમગ્ન

હોય તેને ઘટે છે. બીજા જે મન્દસંવેગી હોય તેને એ ભાવ ન હોય. ભગવતીસૂત્રમાં નીચે લખ્યા પ્રમાણે કહેલું છે:—

ગૌતમસ્વામી પૂછે છે–“ હે પ્રભુ ! જે અત્યારે શ્રમણ નિર્ગ્રન્થો વિચરતા હોય છે તેઓ કોની તેજોલેશ્યાને–ચિત્ત-સુખની પ્રાપ્તિને ઓળંગી જાય છે ? ”-પ્રભુ કહે છે–“ હે ગૌતમ ! એક માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ વાણવ્યન્તર દેવોના સુખને ઓળંગી જાય છે. બે માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ અસુરેન્દ્ર સિવાયના નવ નિકાયના ભવનવાસી દેવોના સુખને ઓળંગી જાય છે. ત્રણ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ અસુર-કુમારેન્દ્ર દેવોના સુખને ઓળંગી જાય છે. ચાર માસના પર્યાય-વાળો શ્રમણ નિર્ગ્રન્થ ચન્દ્ર અને સૂર્ય સિવાયના ગ્રહગણ, નક્ષત્ર અને તારારૂપ જ્યોતિષિક દેવોના સુખને ઓળંગી જાય છે. પાંચ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ ચન્દ્ર અને સૂર્યરૂપ જ્યોતિષિક દેવોના સુખને ઓળંગી જાય છે. છ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ સૌધર્મ અને ઈશાન દેવોના સુખને ઓળંગી જાય છે. સાત માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ સનત્કુમાર અને માહેન્દ્ર દેવોના સુખને ઓળંગી જાય છે. આઠ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ બ્રહ્મલોક અને લાન્તક દેવોના સુખને, નવ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ મહાશુક્ર અને સહસ્રાર દેવોના સુખને, દસ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ આનત, પ્રાણત, આરણ અને અચ્યુત દેવોના સુખને, અગિયાર માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ ગ્રૈવેયક દેવોના સુખને, અને બાર માસના પર્યાય-વાળો શ્રમણ નિર્ગ્રન્થ અનુત્તરોપપાતિક દેવોના સુખને ઓળંગી

જાય છે. ત્યારબાદ સંવત્સર પછી શુકલ–વિશુદ્ધ ( અભિન્ન ચારિત્રવાળો, અમત્સરી, કૃતજ્ઞ, સદારંભી, હિતાનુબન્ધી–નિરતિચાર ચારિત્રવાળો ), શુકલાભિજાત–પરમશુકલપરિણામવાળો ( અકિંચન, આત્મનિષ્ઠ અને સદાગમવડે વિશુદ્ધ ) થઇને સિદ્ધ થાય છે, બુદ્ધ થાય છે, મુક્ત થાય છે, નિર્વાણ પામે છે અને સર્વ દુ:ખોનો અન્ત કરે છે. એ સંબન્ધે કહ્યું છે કે—

आकिञ्चन्यं मुख्यं ब्रह्मातिपरं सदागमविशुद्धम् ।
सर्वं शुक्लमिदं खलु नियमात्संवत्सरादूर्ध्वम् ॥

મુખ્ય અકિંચનપણું, બ્રહ્મને વિષે અતિ તત્પરતા અને સદાગમ–સતશાસ્ત્રવડે વિશુદ્ધ એ સર્વ શુકલ છે, અને તે એક વર્ષના ચારિત્ર પછી અવશ્ય હોય છે.

એ સંબન્ધે ધર્મબિન્દુમાં કહ્યું છે કે—

उक्तं मासादिपर्यायवृद्धया द्वादशभिः परम् ।
तेजः प्राप्नोति चारित्री सर्वदेवेभ्य उत्तमम् ॥

ચારિત્રવાળા સાધુ માસાદિ ચારિત્રપર્યાય વધતા બાર માસના પર્યાયવડે સર્વ દેવો કરતાં, ઉત્તમ એવું પર–ઉત્કૃષ્ટ સુખ પામે છે.

અહીં ધર્મબિન્દુની ટીકામાં " तेजश्चित्तसुखलाभलक्षणम् " તે જ એટલે ચિત્તસુખનો લાભ એ અર્થ જણાવેલો છે.

ज्ञानमग्नस्य यच्छर्म, तद्वक्तुं नैव शक्यते ।
नोपमेयं प्रियाश्लेषै–र्नापि तच्चन्दनद्रवैः ॥ ६ ॥

આત્મજ્ઞાનમાં મગ્ન મહાશયને જે સુખ સંતોષ થાય છે તે મુખથી વર્ણવી ન જ શકાય. પ્રિયા સાથેના આલિંગનો સાથે

અને શીતળ ચંદનના રસ સાથે તેને સરખાવી ન જ શકાય. જ્ઞાનમગ્નને થતું સુખ અવર્ણ્ય ને અનુપમ છે. ६.

જ્ઞાનમાં મગ્ન થયેલાને જે સુખ છે તે કહી શકાય તેવું નથી. તેમ તે સ્રીના આલિંગનના સુખ સાથે સરખાવવા યોગ્ય નથી, તથા ભાવનાચન્દનના વિલેપનની સાથે પણ સરખામણી કરવા યોગ્ય નથી; સંસારમાં બીજી કોઈ ઉપમા તેને માટે નથી.

शमशैत्यपुषो यस्य, विप्रुषोऽपि महाकथाः ।
किं स्तुमो ज्ञानपीयूषे, तत्र सर्वाङ्गमग्नताम् ॥ ७ ॥

સહજ શીતળતાને પોષનાર એક બિંદુમાત્ર જ્ઞાનનો પણ મોટો પ્રભાવ છે, તો પછી તે જ્ઞાનામૃતમાં જે સર્વાંગ મગ્ન થયેલ હોય તેની તો અમે કેટલી સ્તુતિ કરીએ ? ७.

જે ( જ્ઞાનામૃતના ) બિન્દુની પણ ઉપશમની શીતળતાને પોષણ કરનારી ( જ્ઞાનાદિના દૃષ્ટાન્તે ) મહાકથાઓ છે તે જ્ઞાનામૃતને વિષે સર્વાંગે મગ્નપણાની શી રીતે સ્તુતિ કરીએ ? જે જ્ઞાનામૃતના બિન્દુરૂપ ધર્મકથા સાંભળતાં મહાસુખ ઉપજે છે તે જ્ઞાનામૃતમાં સર્વાંગે મગ્ન થયેલા છે તેના સુખની શી વાત કરવી ? તેને તો જે અનુભવે તે જ જાણે.

यस्य दृष्टिः कृपावृष्टि-र्गिरः शमसुधाकिरः ।
तस्मै नमः शुभज्ञान-ध्यानमग्नाय योगिने ॥ ८ ॥

જેની દૃષ્ટિ દયાને વર્ષનારી અને વાણી શમ-અમૃતને સિંચનારી છે એવા શુભ જ્ઞાનધ્યાનમાં મગ્ન યોગીને નમસ્કાર. ८.

જેની દૃષ્ટિ કરુણાની વૃષ્ટિ–વર્ષાપ્રવાહ જેવી છે અને જેની વાણી ઉપશમરૂપ અમૃતનો છંટકાવ કરનારી છે એવા શુભ–પ્રશસ્ત જ્ઞાન અને ધ્યાનમાં મગ્ન–લીન થયેલા યોગીને–યોગમાર્ગના સ્વામીને નમસ્કાર હો !



## ३ स्थिरताष्टक

वत्स ! किं चञ्चलस्वान्तो, भ्रान्त्वा भ्रान्त्वा विषीदसि ।
निधिं स्वसन्निधावेव, स्थिरता दर्शयिष्यति ॥ १ ॥

હે શિષ્ય ! ચંચળ મનવડે અહીંતહીં ભમીભમીને તું શા માટે ખેદ પામે છે ? પોતાનામાં જ રહેલું નિધાન સ્થિરતાવડે દેખીશ. ૧.

હે વત્સ ! ચંચલચિત્તવાળો થઇ ( ઠામે ઠામે, ગામે ગામે ) ભમી ભમીને કેમ ખેદ પામે છે ? ( જો તું નિધાનનો અર્થી છો તો ) સ્થિરતા તારી પાસે જ નિધાન છે તેને દેખાડશે.

ज्ञानदुग्धं विनश्येत, लोभविक्षोभकूर्चकैः ।
अम्लद्रव्यादिवास्थैर्यादिति मत्वा स्थिरो भव ॥ २ ॥

ખટાશથી જેમ દૂધ વિણસે છે તેમ અસ્થિરતાથી લોભ-ક્ષોભવડે જ્ઞાન વિણસે છે, એમ સમજી અસ્થિરતા તજીને સ્થિરતાનું સેવન કર. ૨.

જ્ઞાનરૂપ દૂધ અસ્થિરતારૂપ ખાટા પદાર્થથી લોભના વિક્ષોભ–વિકારરૂપ કૂચા થવાવડે નાશ પામે છે, બગડી જાય છે–એમ જાણીને સ્થિર થા.

**अस्थिरे हृदये चित्रा, वाङ्नेत्राकारगोपना ।**
**पुंश्चल्या इव कल्याणकारिणी न प्रकीर्तिता ॥ ३ ॥**

જ્યાં સુધી મનની અસ્થિરતા તજતો નથી ત્યાં સુધી વ્યભિચારિણી ( કુચાલની ) સ્ત્રીની ઠાવકી વાણી, ઠાવકી દૃષ્ટિ અને ઠાવકી ચાલની જેવી વિવિધ ક્રિયા કલ્યાણ કરનારી થઈ શકતી નથી. સ્થિરતા યોગે જ સતી સ્ત્રીની નિષ્કપટ–સરલ ક્રિયાની જેમ સઘળી શુભ ક્રિયા કલ્યાણ સાધનારી થઇ શકે છે, માટે અસ્થિરતાને તજી દે. ૩.

ચિત્ત અસ્થિર–સર્વત્ર ફરતું હોય તો વિચિત્ર વાણી, નેત્ર અને આકાર–આકૃતિ વેષાદિકનું સંગોપન કરવારૂપ ( ક્રિયા ) અસતી–કુલટા સ્ત્રીની પેઠે કલ્યાણ કરનારી કહી નથી.

હૃદય સ્થિર કર્યા સિવાય અનેક ક્રિયા કપટરૂપ કરે તેથી કોઇ પણ પ્રકારે અર્થની સિદ્ધિ ન થાય એ ભાવાર્થ છે.

**अन्तर्गतं महाशल्यमस्थैर्यं यदि नोद्धृतम् ।**
**क्रियौषधस्य को दोषस्तदा गुणमयच्छतः ॥ ४ ॥**

જ્યાં સુધી અંતરનું અસ્થિરતારૂપી મહાશલ્ય કાઢયું નથી ત્યાં સુધી ક્રિયારૂપી ઔષધ ગુણકારી ન થાય, એમાં એ ક્રિયા–ઔષધનો કશો દોષ નથી. ૪.

જો હૃદયમાં રહેલ મહાશલ્યરૂપ અસ્થિરપણું દૂર કર્યું નથી, તો પછી ગુણ નહિ કરનાર ક્રિયારૂપ ઔષધનો શો દોષ છે ? શલ્ય અન્તર્ગત હોય તો ઔષધ ગુણકારક ન થાય, તે ઔષધનો દોષ નથી પણ શલ્યનો દોષ છે, માટે શલ્ય કાઢવું જોઇએ.

स्थिरता वाङ्मनःकायै-र्येषामङ्गाङ्गितां गता ।
योगिनः समशीलास्ते, ग्रामेऽरण्ये दिवा निशि ॥ ५ ॥

જેમનાં મન, વચન ને કાયામાં કે વિચાર, વાણી ને આચારમાં સર્વત્ર સ્થિરતા વ્યાપી ગઇ છે એવા યોગીપુરુષો દિનરાત ગામ કે અટવી મધ્યે શાન્તરસમાં ઝીલે (સ્નાન કરે) છે. ૫.

જેઓને સ્થિરતા વાણી, મન અને કાયાવડે અંગાંગીપણાને-ચન્દનગન્ધની પેઠે એકીભાવને-તન્મયપણાને પ્રાપ્ત થયેલી છે તે યોગીઓ ગ્રામમાં, નગરમાં અને અરણ્યમાં દિવસે તેમજ રાત્રિએ સમસ્વભાવવાળા જ હોય છે

स्थैर्यरत्नप्रदीपश्चेद्, दीप्रः संकल्पदीपजैः ।
तद्विकल्पैरलं धूमैरलं धूमैस्तथाऽऽस्रवैः ॥ ६ ॥

સ્થિરતારૂપી રત્નનો દીવો ઝળઝળાટ કરતો ઘટમાં પ્રગટ થયો તો પછી સંકલ્પવિકલ્પજનિત ધૂમ્રરૂપ મલિન કર્મ-આશ્રવોનું જોર કયાંથી ચાલે? અર્થાત્ ન જ ચાલે. ૬.

જો સ્થિરતારૂપ રત્નનો દીવો સદા દેદીપ્યમાન છે તો સંકલ્પરૂપ દીપથી ઉત્પન્ન થએલા વિકલ્પરૂપ ધૂમ્રનું શું કામ છે? અર્થાત્ તેનું કંઇ પણ પ્રયોજન નથી. તથા અત્યન્ત ધૂમ્ર-મલિન એવા પ્રાણાતિપાતાદિક આસ્રવોનું પણ શું કામ છે?

સંકલ્પરૂપ દીવો ક્ષણવાર પ્રકાશ કરે છે અને (વિકલ્પ-રૂપ) અતિશય ધૂમ્રવડે ચિત્તગૃહને મલિન કરે છે, તે માટે સદા પ્રકાશી નિષ્કલંક સ્થિરતારૂપ દીપ જ આદર કરવા યોગ્ય છે.

उदीरयिष्यसि स्वान्ता-दस्थैर्यं पवनं यदि ।
समाधेर्धर्ममेघस्य, घटां विघटयिष्यसि ॥ ७ ॥

જો અસ્થિરતારૂપી પવનને તું મનથી ઉદીરીશ તો સમાધિ-( સ્વસ્થતા )રૂપી ધર્મમેઘની ઘટા વિખેરાઇ જશે. ગમે એટલી વધેલી ધર્મ-મેઘની ઘટા ક્ષણવારમાં અસ્થિરતારૂપી પવનનો ઝપાટો લાગવાથી વિખેરાઈ જશે; તેથી સાવધાનતાપૂર્વક જો સ્થિરતા યોગનું સેવન કરી શકાય તો જ ચિત્તની સ્વસ્થતારૂપી સમાધિ સાચવી શકાશે. ૭.

જો અન્તઃકરણથી અસ્થિરતારૂપ પવન ઉત્પન્ન કરીશ તો ધર્મમેઘસમાધિની શ્રેણિને વિખેરી નાંખીશ.

પાતંજલયોગશાસ્ત્રમાં ધર્મમેઘસમાધિને અસંપ્રજ્ઞાત સમાધિ કહી છે. તેની ઘટાનો નાશ કરીશ એટલે આવતા કેવળજ્ઞાનને વિખેરી નાંખીશ.

चारित्रं स्थिरतारूप-मतः सिद्धेष्वपीष्यते ।
यतन्तां यतयोऽवश्य-मस्या एव प्रसिद्धये ॥ ८ ॥

સંપૂર્ણ સ્થિરતારૂપ ચારિત્ર તો સિદ્ધપરમાત્માઓમાં પણ ઇષ્ટ છે. એવી સ્થિરતાને પ્રગટ કરવા નિમિત્તે મહાનુભાવ મુનિજનોએ અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ. ૮.

યોગની સ્થિરતારૂપ ચારિત્ર છે, એ હેતુથી સિદ્ધને વિષે પણ તે કહ્યું છે, માટે હે યતિઓ ! આ જ સ્થિરતાની પ્રકૃષ્ટ-પરિપૂર્ણ સિદ્ધિ માટે અવશ્ય પ્રયત્ન કરો.

સિદ્ધોમાં સર્વ આત્મપ્રદેશોની સ્થિરતારૂપ ચારિત્ર સિદ્ધાન્તસિદ્ધ છે, પણ સિદ્ધોમાં ચારિત્ર નિષેધ્યું છે તે ક્રિયારૂપ ચારિત્ર સમજવું. સિદ્ધમાં જે ભાવ હોય તે જાતિસ્વભાવ ગુણ કહેવાય એવી સ્થિરતા છે, તે માટે સર્વ પ્રકારે તેની સિદ્ધિ કરવી એ ઉપદેશ છે.



## ૪ मोहत्यागाष्टक

अहं ममेति मन्त्रोऽयं, मोहस्य जगदान्ध्यकृत् ।
अयमेव हि नञ्पूर्वः, प्रतिमन्त्रोऽपि मोहजित् ॥ १ ॥

'હું' અને 'મારું' એ મોહ-મંત્ર આખા જગતને આંધળું કરી નાંખે છે. નકારપૂર્વક એ જ મંત્ર મોહમાત્રને જીતનાર પ્રતિમંત્ર બને છે. ૧.

'હું અને મારું' એ મોહરાજાનો મન્ત્ર છે, તે જગતને આંધળું કરનાર છે અને નકારપૂર્વક આ જ વિરોધી મન્ત્ર પણ તે મોહને જિતનાર છે.

પ્રાણીઓને સર્વ સંસારચક્રવાલમાં ભમાડવાને માટે 'अहं' અને 'मम' એ ચાર અક્ષરનો મોહરાજાનો મન્ત્ર છે. 'नाहं' અને 'न मम' એ તેનો વિરોધી મન્ત્ર મોહને જીતનાર છે. ચારિત્રધર્મરાજા એ મન્ત્રનો જાપ દઈ (શીખવી) ભવ્ય પ્રાણીઓના મોહનો નાશ કરે છે.

शुद्धात्मद्रव्यमेवाहं, शुद्धज्ञानं गुणो मम ।
नान्योऽहं न ममान्ये चेत्यदो मोहास्त्रमुल्बणम् ॥ २ ॥

શુદ્ધ આત્મદ્રવ્ય એ જ 'હું' અને શુદ્ધ જ્ઞાન ગુણ એ જ 'મારુ'; તે સિવાય બીજું કશું 'હું' કે 'મારું' નથી જ. એવા પ્રકારની દૃઢ શ્રદ્ધા–માન્યતા એ જ મોહનું નિકંદન કરવા માટે અતિ ઉગ્ર–તીક્ષ્ણ શસ્ત્ર છે. ૨.

શુદ્ધ–નિજસત્તારૂપે રહેલ આત્મદ્રવ્ય જ હું છું, વિભાવે કરીને અશુદ્ધ હું નથી. એ સંબન્ધે કહ્યું છે કે—

"मग्गणगुणठाणेहिं चउदस य हवंति तह य असुद्धणया ॥
विण्णेया संसारी सव्वे सुद्धा उ सुद्धणया ॥"

"અશુદ્ધ નયની દૃષ્ટિથી માર્ગણાસ્થાનક અને ગુણસ્થાનકની અપેક્ષાએ ચૌદ પ્રકારના સંસારી જીવો છે અને શુદ્ધનયની અપેક્ષાથી બધા જીવો શુદ્ધ છે."

શુદ્ધ જ્ઞાન–કેવળજ્ઞાન જ મારો ગુણ છે, તેથી હું બીજો નથી, તેમ બીજા ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્યો મારા નથી, એ ધ્યાવું તે મોહને હણવાનું આકરું શસ્ત્ર છે.

**यो न मुह्यति लग्नेषु, भावेष्वौदयिकादिषु ।
आकाशमिव पङ्केन, नासौ पापेन लिप्यते ॥ ३ ॥**

ઔદયિકાદિક શુભાશુભ ભાવ આવી લાગે છતે જે તેમાં મૂંઝાતા નથી–હર્ષ શોક કરતા નથી તેઓ આકાશની પેઠે પાપ–પંક( મેલ )થી લેપાતા નથી. ગમે તેવી સમવિષમ સ્થિતિમાં મનનું સમતોલપણું સાચવી સમભાવે રહેનાર પાપમળથી ખરડાતા નથી. ૩.

જે લાગેલા ઔદયિકાદિ ભાવોમાં મૂંઝાતો નથી, એટલે

પાંચ પ્રકારના કર્મના ઉદય અને ક્ષયોપશમાદિ સાપેક્ષભાવને પામી સ્વભાવથી અવિચલિતપણે રાગદ્વેષ કરતો નથી તે, જેમ આકાશ કાદવથી લેપાતું નથી તેમ, પાપથી લેપાતો નથી. કામભોગાદિના નિમિત્તમાત્રથી કર્મબન્ધ થતો નથી, પણ તેમાં મોહ આવે છે તેથી કર્મબન્ધ થાય છે. કહ્યું છે કે—

"ण कामभोगा समयं उविंति, णया वि भोगा विगइं उविंति ।
जो तप्पओसी अ परिग्गही अ [ सो तेसु मोहा विगइं उवेइ ]॥
समो अ जो तेसु स वीयरागो ॥" उत्तरा० अ. ३२, गा. १०१

કામભોગો સમભાવ કરતા નથી, તેમ ભોગો વિકાર પણ કરતા નથી, એટલે કામભોગો સમભાવ અને વિકારનું કારણ નથી, પરન્તુ જે તેનો દ્વેષ કરે છે અને તેમાં પરિગ્રહ-મૂર્ચ્છા કરે છે તે તેમાં મોહ-રાગ-દ્વેષ કરવાથી વિકાર પામે છે. તેમાં જે સમપરિણામવાળો છે તે વીતરાગ છે.

पश्यन्नेव परद्रव्य-नाटकं प्रतिपाटकम् ।
भवचक्रपुरस्थोऽपि, नामूढः परिखिद्यति ॥ ४ ॥

પોતે અમૂઢ હોઇ-નિર્મોહીપણે સંસારવાસમાં રહ્યો છતો પ્રત્યેક સ્થળે ભવનાટકને જોતો લેશમાત્ર ખેદ પામતો નથી; કેમકે તે સર્વત્ર મનનું સમતોલપણું જાળવી શકે છે. ૪.

અનાદિ અનન્ત કર્મપરિણામ રાજાની રાજધાનીસ્વરૂપ ભવચક્ર નામના નગરમાં રહેતા છતાં પણ એકેન્દ્રિય વિકલેન્દ્રિયાદિ નગરની પોળે પોળે પરદ્રવ્ય-પુદ્ગલદ્રવ્યનું જન્મ, જરા અને મરણાદિરૂપ નાટક જોતો મોહરહિત આત્મા ખેદ પામતો નથી.

विकल्पचषकैरात्मा, पीतमोहासवोऽह्ययम् ।
भवोच्चतालमुत्ताल–प्रपञ्चमधितिष्ठति ॥ ५ ॥

મલિન સંકલ્પવિકલ્પરૂપ મદિરાના પાત્રવડે મોહમદિરાનું યથેચ્છ પાન કરી મત્ત બનેલા જીવો વિવિધ પ્રકારની કુચેષ્ટાઓ કરીને ચાર ગતિમાં ભટકયા કરે છે. અને નકામા મલિન સંકલ્પવિકલ્પો તજી, રાગ–દ્વેષ દૂર કરી, મોહવશ નહીં થતાં જેઓ સદ્‌વિવેકયોગે સુસંયમિત રહે છે તેઓ પવિત્ર ચારિત્રવડે અન્ય જનોને પણ અનુકરણ કરવા યોગ્ય બની અંતે અક્ષય ને અવિનાશી મોક્ષપદને પામે છે. ૫.

વિકલ્પરૂપ મદ્ય પીવાના પાત્રવડે જેણે મોહરૂપ મદિરાનું પાન કરેલું છે એવો આ આત્મા જયાં ઊંચા હાથ કરીને તાળીઓ પાડવાની ચેષ્ટા કરવામાં આવે છે એવા સંસારરૂપ પાનગોષ્ઠી–દારૂના પીઠાનો આશ્રય કરે છે.

निर्मलं स्फटिकस्येव, सहजं रूपमात्मनः ।
अध्यस्तोपाधिसंबन्धो, जडस्तत्र विमुह्यति ॥ ६ ॥

આત્માનું અસલ સ્વરૂપ સ્ફટિક રત્ન જેવું જ નિર્મળ છે. તેની નીચે લાગેલ કર્મ સંબંધથી જડ જીવ તેમાં મૂંઝાઇ જાય છે. જેમ નીચે રાખેલા વિવિધ ફૂલના સંબંધથી ઉજજવળ એવું સ્ફટિક રત્ન પણ વિવિધ વર્ણવાળું દીસે છે, તેમ પુન્યપાપરૂપ કર્મ રાગદ્વેષરૂપ વિચિત્ર પરિણામને પામતા દેખાય છે. ૬.

આત્માનું સહજ–સ્વભાવસિદ્ધસ્વરૂપ સ્ફટિકના જેવું નિર્મલ છે, તેમાં સ્થાપ્યો છે ઉપાધિનો સંબન્ધ જેણે એવો જડ–મૂર્ખ–

અવિવેકી મૂંઝાય છે, મોહ પામે છે. જેમ સ્ફટિક સ્વભાવે નિર્મળ છે, તે કાળા અને રાતા ફૂલના ચોગથી કાળુ અને રાતું કહેવાય છે. તેને જે સ્ફટિકસ્વભાવ જાણે તે મૂર્ખ–અવિવેકી છે, તેમ શુદ્ધ આત્મદ્રવ્યને ઉપાધિના સંબન્ધથી એકેન્દ્રિયાદિ ઉપાધિરૂપ જે જાણે તે અવિવેકી સમજવો. ઘણા મોહી જીવો પરવસ્તુમાં આત્મભાવને આરોપી સુખ માને છે પરન્તુ તે મિથ્યા સુખ છે.

अनारोपसुखं मोहत्यागादनुभवन्नपि ।
आरोपप्रियलोकेषु, वक्तुमाश्चर्यवान् भवेत् ॥ ७ ॥

મોહત્યાગથી આત્માના સહજ સ્વાભાવિક સુખનો સાક્ષાત્ અનુભવ કરનાર જીવ મોહાતુર જનોને એ વાત કહેતાં સંકો-ચાય છે, કેમકે મોહવિકલ જનોને એ વાત ગળે ઉતરતી નથી–સાચી લાગતી નથી. ૭.

મોહના ત્યાગથી–ક્ષયોપશમથી આરોપ રહિત સ્વભાવનું સુખ અનુભવતા યોગી પણ આરોપ–જૂઠું જેને પ્રિય છે એવાં લોકને વિષે કહેવાને આશ્ચર્યવાળા થાય છે.

( સહજ સુખનો અનુભવ કરનાર યોગી પણ આરોપિત સુખમાં પ્રીતિવાળા લોકોને સહજ સુખનું સ્વરૂપ સમજાવવાને વાણીની શક્તિ નહિ હોવાથી આશ્ચર્યવંત થાય છે. )

यश्चिद्दर्पणविन्यस्त–समस्ताचारचारुधीः ।
क्व नाम स परद्रव्येऽनुपयोगिनि मुह्यति ॥ ८ ॥

તત્ત્વજ્ઞાન ને વિવેકના યોગે જેને સમસ્ત સદાચાર રુચિકર થયેલા છે તે નકામા જડભાવમાં કેમ જ મૂંઝાય ? ન જ મૂંઝાય. ૮.

જે જ્ઞાનરૂપ દર્પણને વિષે સ્થાપન કરેલા સમસ્ત જ્ઞાનાદિ પાંચ આચારવડે સુન્દર બુદ્ધિવાળો છે તે યોગી અનુપયોગી-કામમાં ન આવે એવા પરદ્રવ્યને વિષે કયાંથી મૂંઝાય ? મોહ કેમ પામે ?

( જ્ઞાનરૂપ દર્પણમાં પ્રતિબિમ્બિત કરેલા સર્વ જ્ઞાનાચારાદિ-વડે સંસ્કારિત બુદ્ધિવાળા અને તેમાં જ સહજ સુખને અનુભવતા યોગી નહિ ભોગવવા યોગ્ય પરદ્રવ્યમાં મોહ પામતા નથી ).



## ५ ज्ञानाष्टकम्

**मज्जत्यज्ञः किलाज्ञाने, विष्टायामिव शूकरः ।**
**ज्ञानी निमज्जति ज्ञाने, मराल इव मानसे ॥ १ ॥**

જેમ ભુંડ( ડુક્કર ) વિષ્ટામાં મગ્ન રહે છે તેમ અજ્ઞાની જીવ અજ્ઞાનમાં જ મગ્ન રહે છે, અને રાજહંસ જેમ માનસરોવરમાં રક્ત રહે છે તેમ જ્ઞાની-વિવેકી જીવ જ્ઞાન-અમૃતમાં જ નિમગ્ન રહે છે. ૧.

જેમ ડુક્કર વિષ્ટામાં મગ્ન થાય છે તેમ અજ્ઞાની ખરેખર અજ્ઞાનમાં મગ્ન થાય છે. અને જેમ હંસ માનસરોવરમાં નિમગ્ન થાય છે તેમ જ્ઞાની પુરુષ જ્ઞાનમાં નિમગ્ન થાય છે.

**निर्वाणपदमप्येकं, भाव्यते यन्मुहुर्मुहुः ।**
**तदेव ज्ञानमुत्कृष्टं, निर्बन्धो नास्ति भूयसा ॥ २ ॥**

રાગ, દ્વેષ અને મોહનિવારક એક પણ પદની રટના કર્યા કરવી તે શ્રેષ્ઠ છે. આ પવિત્ર શાસનમાં અતિ-ઘણાનો આગ્રહ નથી. ૨.

એક પણ મોક્ષના સાધનભૂત પદ-વચનની જે વારંવાર ભાવના કરાય તે જ જ્ઞાન ઉત્કૃષ્ટ છે. એથી આગમ અને શ્રુત-યુક્તિથી મનનું વારંવાર સ્મરણરૂપ નિદિધ્યાસન બતાવ્યું, કારણ કે તેથી તત્ત્વજ્ઞાન ઉપજે છે. સામાયિક પદ માત્રની ભાવનાથી અનન્ત સિદ્ધો થયેલા શાસ્ત્રમાં સાંભળીએ છીએ. ઘણું ભણવાનો આગ્રહ નથી. ભાવનાજ્ઞાન થોડું હોય તો પણ ઘણું છે અને તે વિના ઘણું જ્ઞાન તે શુકપાઠ( પોપટિયા જ્ઞાન )રૂપ છે.

**स्वभावलाभसंस्कार-कारणं ज्ञानमिष्यते ।**
**ध्यान्ध्यमात्रमतस्त्वन्यत्, तथा चोक्तं महात्मना ॥ ३ ॥**

**वादांश्च प्रतिवादांश्च, वदन्तोऽनिश्चितांस्तथा ।**
**तत्त्वान्तं नैव गच्छन्ति, तिलपीलकवद् गतौ ॥ ४ ॥**

જેનાથી રાગદ્વેષાદિક વિભાવ દૂર થાય અને સ્વભાવરમણતા યા સ્થિરતારૂપ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય એવું આત્મતત્ત્વનું જ્ઞાન જ ઇષ્ટ છે, બાકીનું બધું ફોકટ છે, તેમજ અન્ય શાસ્ત્ર-કાર મહાત્માએ પણ કહ્યું છે કે-નકામા અનિશ્ચિત વાદવિવાદ કરનારાઓ ઘાંચીના બળદની જેમ ફોગટ ભમ્યા જ કરે છે પરંતુ તેઓ તત્ત્વનો અંત-પાર પામી શકતા નથી ૩-૪.

આત્મસ્વભાવની પ્રાપ્તિના સંસ્કાર-વાસનાનું કારણભૂત જ્ઞાન ઇચ્છીએ છીએ, એટલે થોડાંઘણાં વીતરાગ વચનથી વિચારણા થતાં વીતરાગનું સ્મરણ થવાથી આત્મામાં તદ્રૂપ-તાનું કારણભૂત જ્ઞાન ઇચ્છવા યોગ્ય છે. એ સિવાય બીજું જે અધિક ભણવું તે બુદ્ધિનું અન્ધપણું છે. તે જ પ્રમાણે મહા-

ત્માએ ( પતંજલિ ઋષિએ ) કહ્યું છે. અહીં પતંજલિ ઋષિને પ્રથમ યોગની દૃષ્ટિથી મહાત્મા કહેલ છે.

અનિશ્ચિત–અનિર્ધારિત અર્થવાળા વાદ–પૂર્વપક્ષ અને પ્રતિવાદ–ઉત્તરપક્ષને કહેતાં તે પ્રમાણે છ માસ સુધી કંઠશોષ કરે, પણ ગમન કરવામાં ઘાંચીના બળદની પેઠે તત્ત્વનો પાર પામે નહિ.

स्वद्रव्यगुणपर्यायचर्या वर्या पराऽन्यथा ।
इति दत्तात्मसंतुष्टि–र्मुष्टिज्ञानस्थितिर्मुनेः ॥ ५ ॥

'આત્મદ્રવ્યગુણપર્યાયમાં રમવું એ જ શ્રેષ્ઠ છે, બીજું વૃથા–ફોગટ છે' એવી આત્મસંતોષી મુનિના મુષ્ટિજ્ઞાનની સ્થિતિમર્યાદા છે, એ ટૂંકું જ્ઞાન અનુપમ છે. ૫.

પોતાના શુદ્ધ આત્મદ્રવ્યમાં, પોતાના શુદ્ધ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ ગુણમાં અને પોતાના શુદ્ધ અર્થ અને વ્યંજનપર્યાયમાં ચર્યા–પરિણતિ શ્રેષ્ઠ છે. પરદ્રવ્ય, તેના ગુણ અને પર્યાયમાં પરિણામ, ગ્રહણ અને ઉત્પત્તિરૂપ ચર્યા–પરિણતિ અન્યથા છે–શ્રેષ્ઠ નથી. એ પ્રમાણે જેણે આત્માને સંતોષ આપ્યો છે એવી મુષ્ટિજ્ઞાનની–સંક્ષેપથી રહસ્યજ્ઞાનની સ્થિતિ–મર્યાદા મુનિને હોય છે. " आत्मैव दर्शन-ज्ञान-चारित्राण्यथवा यतेः । " ઇત્યાદિ૦ મુનિને દર્શન, જ્ઞાન અને ચારિત્ર આત્મા જ છે.

अस्ति चेद् ग्रन्थिभिज्ज्ञानं, किं चित्रैस्तत्रयन्त्रणैः ? ।
प्रदीपा क्वोपयुज्यन्ते, तमोघ्नी दृष्टिरेव चेत् ॥ ६ ॥

અંતરની રાગદ્વેષમય મોહગ્રંથિને ભેદી નાખનારું આત્મજ્ઞાન જેને પ્રગટ થયું હોય તેને વિવિધ શાસ્ત્રશિક્ષાઓની શી જરૂર ?

જો દૃષ્ટિ જ અંધકારને ફેંડી શકે એવી હોય તો કૃત્રિમ દીવા કરવાનું પ્રયોજન શું? ૯.

જો ગ્રન્થિના ભેદથી ઉત્પન્ન થયેલું, (અહીં કારણમાં કાર્યનો ઉપચાર છે) વિષયપ્રતિભાસ દલ રહિત આત્મપરિણુતિવાળું જ્ઞાન પ્રાપ્ત થયું છે તો વિવિધ પ્રકારના શાસ્ત્રોના બંધનનું શું કામ છે? કારણુ કે એના જ અભ્યાસના પરિપાકથી તત્ત્વસંવેદન થાય ત્યારે ભાવચારિત્ર પરિણમે છે, ત્યાં (શાસ્ત્રરૂપ) પર સાધનની અપેક્ષા નથી. અહીં દૃષ્ટાન્ત છે કે જો દૃષ્ટિ જ અંધકારનો નાશ કરનારી છે તો દીવાઓ ક્યાં ઉપયોગી થાય?

જ્ઞાન ત્રણ પ્રકારનું છે: વિષયપ્રતિભાસ, આત્મપરિણુતિવાળું અને તત્ત્વસંવેદનરૂપ. જેમાં કેવળ ઈન્દ્રિયગોચર વિષયોનો જ પ્રતિભાસ હોય, પરન્તુ તેમાં પ્રવૃત્તિથી થતા તાત્ત્વિક અર્થ કે અનર્થનો ખ્યાલ ન હોય એવું, હેય અને ઉપાદેયના વિવેકરહિત જ્ઞાન વિષયપ્રતિભાસરૂપ કહેવાય છે. જ્ઞાનથી થતી પ્રવૃત્તિના પરિણામનો ખ્યાલ જેમાં છે એવું હેય અને ઉપાદેય તત્ત્વના વિવેકવાળું, પણ તેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ રહિત જ્ઞાન આત્મપરિણુતિવાળું કહેવાય છે. આ જ્ઞાન અત્યન્ત દુર્ભેદ્ય રાગદ્વેષ અને મિથ્યાત્વની ગ્રન્થિનો ભેદ થયે સમ્યગ્દૃષ્ટિને હોય છે. અને જેમાં તત્ત્વ–પરમાર્થનો સ્પષ્ટ ખ્યાલ હોય તથા હેય અને ઉપાદેય અર્થના વિવેકયુક્ત અને તેમાં પ્રવૃત્તિ નિવૃત્તિ સહિત હોય તે તત્ત્વસંવેદનરૂપ જ્ઞાન કહેવાય છે. આવા પ્રકારનું જ્ઞાન વિશુદ્ધચારિત્રવાળાને હોય છે. જો ગ્રન્થિનો ભેદ થવાથી હેય અને ઉપાદેય અર્થના વિવેકવાળું જ્ઞાન હોય તો પછી હેય અને ઉપાદેયનો વિવેક જણાવનાર શાસ્ત્રરૂપ સાધનની શી આવશ્યકતા છે?

**मिथ्यात्वशैलपक्षच्छिद्, ज्ञानदम्भोलिशोभितः ।**
**निर्भयः शक्रवद् योगी, नन्दत्यानन्दनन्दने ॥ ७ ॥**

મિથ્યાત્વ પર્વતની પાંખોને છેદનાર જ્ઞાનવજ્રવડે શોભિત મુનિ ઇન્દ્રની જેમ નિર્ભય બનીને આનંદનંદનમાં મહાલે છે. ઇન્દ્ર કરતાં પણ મુનિની સાહ્યબી ચઢીયાતી છે. ૭.

મિથ્યાત્વરૂપ પર્વતની પાંખને છેદનાર જ્ઞાનરૂપ વજ્રવડે શોભાયમાન શક્રની જેવા નિર્ભય યોગી આનન્દરૂપ નન્દનવનને વિષે ક્રીડા કરે છે-સહજ સુખને અનુભવે છે.

**पीयूषमसमुद्रोत्थं, रसायनमनौषधम् ।**
**अनन्यापेक्षमैश्वर्यं, ज्ञानमाहुर्मनीषिणः ॥ ८ ॥**

આત્મજ્ઞાન સમુદ્રમાંથી નીકળેલું એવું અપૂર્વ અમૃત, ઔષધવિનાનું રસાયણ રસાયણ અને અન્યની અપેક્ષાવિનાના ઐશ્વર્યરૂપ છે. ૮.

જ્ઞાનને સમુદ્રથી નહિ ઉત્પન્ન થયેલું અમૃત, જરા અને મરણને હરનાર રસાયન, પણ ઔષધરહિત; ( બીજું રસાયન ઔષધજનિત હોય છે ) અને જ્યાં અન્ય હાથી, ઘોડા પ્રમુખની અપેક્ષા નથી એવું ઐશ્વર્ય-પ્રભુત્વ છે ( બીજું ઐશ્વર્ય અન્ય સાપેક્ષ હોય છે ) એમ મોટા પંડિતો ( જ્ઞાનીપુરુષો ) કહે છે.



# ૬ शमाष्टकम्

**विकल्पविषयोत्तीर्णः, स्वभावालम्बनः सदा ।**
**ज्ञानस्य परिपाको यः, स शमः परिकीर्तितः ॥ १ ॥**

શાન્ત વિકલ્પવાળી અને સદા સ્વભાવગ્રાહી જે જ્ઞાનની પરિપકવતા એને જ શમ કહેલ છે. ૧.

ચિત્તના વિભ્રમરૂપ વિકલ્પના વિષયથી ( ઇષ્ટપણા અને અનિષ્ટપણાની કલ્પનાથી ) નિવૃત્ત થયેલ અને નિરન્તર આત્માના શુદ્ધ સ્વરૂપનું આલંબન જેને છે એવો જ્ઞાનનો પરિપાક–શુદ્ધ પરિણામ તે શમ કહેવાય છે. એથી જ તેને અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિક્ષય એ પાંચ પ્રકારના યોગમાં સમતા નામે ચોથો યોગનો ભેદ કહ્યો છે.

ચિત્તના વિભ્રમરૂપ વિકલ્પના વિષયના શુભાશુભ સંકલ્પોના વિસ્તારથી નિવૃત્ત થયેલ, અનન્ત ગુણ અને પર્યાયયુક્ત, સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રસ્વરૂપ આત્માનો શુદ્ધ સ્વભાવ જેનું આલંબન છે એવો ઉપયોગલક્ષણ જ્ઞાનનો પરિપાક–પ્રૌઢ અવસ્થા તે જ શમ કહેવાય છે, એથી આત્માના સ્વભાવને જોનાર, આત્માના સ્વભાવને જાણનાર, આત્મસ્વભાવમાં જ રમણ કરનાર, આત્મસ્વભાવમાં વિશ્રાન્તિ–સ્થિરતા કરનાર, આત્મસ્વભાવનો આસ્વાદ–અનુભવ કરનાર અને શુદ્ધતત્ત્વની પરિણતિયુક્ત આત્માના ઉપયોગરૂપ જ્ઞાનનો પરિણામ તે શમ છે એ જણાવ્યું. અહીં શ્રીહરિભદ્રાચાર્યે યોગના પાંચ પ્રકાર કહ્યા છેઃ ૧ અધ્યાત્મયોગ, ૨ ભાવનાયોગ. ૩ ધ્યાનયોગ,

૪ સમતાયોગ અને ૫ વૃત્તિસંક્ષયયોગ. ઉચિત પ્રવૃત્તિવાળા વ્રતધારીનું શાસ્ત્રથી મૈત્રી વગેરે ભાવસહિત જીવાદિ તત્ત્વનું ચિન્તન તે અધ્યાત્મયોગ ૧. અધ્યાત્મનો જ પ્રતિદિવસ વૃદ્ધિ પામતો અભ્યાસ અને કામક્રોધાદિરૂપ અશુભ અભ્યાસથી નિવૃત્તિ તે ભાવનાયોગ. ૨. પ્રશસ્ત એક પદાર્થના વિષયવાળો સ્થિર દીવા સમાન સૂક્ષ્મ ઉપયોગ સહિત બોધ તે ધ્યાનયોગ. ૩. અજ્ઞાનથી કલ્પેલા ઈષ્ટપણા અને અનિષ્ટપણાની કલ્પનાનો ત્યાગ કરીને શુભ અને અશુભ વિષયોનો સમાનપણે વિચાર કરવો તે સમતાયોગ ૪. અન્યદ્રવ્યના સંયોગથી થયેલો મનદ્વારા વિકલ્પરૂપ અને શરીરદ્વારા પરિસ્પન્દ–ચલનક્રિયારૂપ વૃત્તિઓને ફરીથી ન ઉત્પન્ન થાય તે રીતે નિરોધ કરવો તે વૃત્તિસંક્ષયયોગ. ૫.

अनिच्छन् कर्मवैषम्यं, ब्रह्मांशेन समं जगत् ।
आत्माभेदेन यः पश्येद्–सौ मोक्षं गमी शमी ॥ २ ॥

કર્મની વિચિત્રતાને અણઈચ્છતો જે સ્વરૂપસત્તાવડે સહુને સ્વઆત્મા સમાન જ લેખે છે તે શાન્તાત્મા મોક્ષે જનારો છે. ૨.

કર્મકૃત વર્ણાશ્રમાદિ ભેદને નહિ ઇચ્છતો, દ્રવ્યાસ્તક નયના મતે બ્રહ્મના અંશ–ચૈતન્ય સત્તાવડે સમ–એકરૂપવાળા ચરાચર જગતને આત્માથી અભિન્નપણે જે જુએ છે એ ઉપશમવાળો યોગી મોક્ષગામી થાય છે.

ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥

ગીતા અ૦ ૫, શ્લો૦ ૧૮–૧૯

વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચંડાળમાં જ્ઞાની પુરુષો સમદૃષ્ટિવાળા હોય છે.

જેઓનું મન સમભાવમાં રહેલુ છે તેઓએ અહીં જ સંસારને જીત્યો છે, કારણ કે બ્રહ્મ નિર્દોષ એકસ્વરૂપ છે, તેથી તેઓ બ્રહ્મ–પરમાત્મામાં રહેલા છે.

એટલી વિશેષતા છે કે ત્યાં એકાન્ત અભેદ કહે છે અને અહીં નયના ભેદે નયની વાસના માર્ગાનુસારી છે.

आरुरुक्षुर्मुनिर्योगं, श्रयेद् बाह्यक्रियामपि ।
योगारूढः शमादेव, शुध्यत्यन्तर्गतक्रियः ॥ ३ ॥

યોગાભ્યાસી મુનિ બાહ્ય ક્રિયાનો પણ આદર કરે પરંતુ યોગારૂઢ થયેલ અંતરક્રિયાલક્ષી મુનિ શમથી જ શુદ્ધિ કરે છે. ૩.

સમાધિયોગ ઉપર ચઢવાને ઈચ્છતો મુનિ બાહ્ય ક્રિયા–આચારને પણ સેવે છે. એ ભાવસાધક પ્રીતિ, ભક્તિ અને વચન-રૂપ શુભ સંકલ્પમય ક્રિયાવડે અશુભ સંકલ્પને દૂર કરતો આરાધક થાય છે. અને યોગરૂપ ગિરિશિખર ઉપર ચઢેલો પુરુષ અન્તર્ગતક્રિયાવાળો ઉપશમથી જ શુદ્ધ થાય છે. સિદ્ધયોગી તો રાગદ્વેષના અભાવરૂપ ઉપશમથી જ કૃતાર્થ છે. તેને અસંગ ક્રિયા છે તે લક્ષ્યરૂપ છે, પણ આલંબનરૂપ નથી.

ध्यानवृष्टेर्दयानद्याः, शमपूरे प्रसर्पति ।
विकारतीरवृक्षाणां, मूलादुन्मूलनं भवेत् ॥ ४ ॥

ધ્યાનવૃષ્ટિથી દયા-નદીનું શમપૂર ચઢ્યે છતે કાંઠે ઊગેલાં વિકારવૃક્ષોનું મૂળથી ઉન્મૂલન-ઉચ્છેદન થાય છે. ૪.

ધ્યાનરૂપ વૃષ્ટિથી દયારૂપ નદીનું શમરૂપ પૂર વૃદ્ધિ પામે છે ત્યારે વિકાર-ચિત્તના અન્યથાભાવરૂપ કાંઠાના વૃક્ષોનું મૂળથી જ ઉન્મૂલન થાય છે.

ज्ञानध्यानतपःशील-सम्यक्त्वसहितोऽप्यहो ।
तं नाप्नोति गुणं साधु-र्यमाप्नोति शमान्वितः ॥ ५ ॥

જ્ઞાન, ધ્યાન, તપ, શીલ અને સમ્યક્ત્વ યુક્ત સાધુ પોતે એવો આત્મલાભ પામી નથી શકતો કે જેવો શાન્તાત્મા પામી શકે છે. ૫.

જ્ઞાન-તત્ત્વનો અવબોધ, ધ્યાન-સજાતીય પરિણામની ધારા, ઈચ્છાના નિરોધ લક્ષણ બાર પ્રકારનો તપ, શીલ-બ્રહ્મચર્ય, સમ્યક્ત્વ-તત્ત્વનું શ્રદ્ધાન-રુચિત એટલા ગુણોવડે સહિત હોવા છતાં પણ સાધુ તે ગુણને પ્રાપ્ત કરતો નથી કે જે ગુણને શમગુણવડે અલંકૃત પુરુષ પ્રાપ્ત કરે છે.

स्वयंभूरमणस्पर्द्धि-वर्धिष्णुसमतारसः ।
मुनिर्येनोपमीयेत, कोऽपि नासौ चराचरे ॥ ६ ॥

સ્વયંભૂરમણ સાથે સ્પર્ધા કરતો અને વધતો જતો સમતારસ જેનામાં છે એવા મુનિ સાથે સરખાવી શકાય એવી કોઈ વસ્તુ દુનિયામાં નથી. ૬.

સ્વયંભૂરમણ–અર્ધરજ્જુપ્રમાણ છેલ્લા સમુદ્રની સ્પર્ધા કરનાર અને વૃદ્ધિશીલ–વધવાના સ્વભાવવાળો સમતારસ–ઉપશમ રસ જેનો છે એવા મુનિની જે વડે સરખામણી કરી શકાય એવો કોઇ પણ પદાર્થ આ ચરાચર જગતમાં નથી.

**शमसूक्तसुधासिक्तं, येषां नक्तंदिनं मनः ।**
**कदाऽपि ते न दह्यन्ते, रागोरगविषोर्मिभिः ॥ ७ ॥**

જેમનું મન રાતદિવસ ઉત્તમ શમઅમૃતથી સિંચિત રહે છે તે કદાપિ રાગ–વિષધર(સર્પ)ની વિષસંતતિથી દગ્ધ થતા નથી. ૭.

શમ–ઉપશમ રસનું વર્ણન કરનારા સુભાષિતરૂપ સુધા–અમૃતવડે જેઓનું મન રાત્રિ–દિવસ સિંચાયેલું છે તેઓ કદી પણ રાગરૂપ સર્પના વિષયના તરંગોવડે બળતા નથી.

**गर्जज्ज्ञानगजोत्तुङ्ग–रङ्गद्ध्यानतुरंगमाः ।**
**जयन्ति मुनिराजस्य, शमसाम्राज्यसंपदः ॥ ८ ॥**

ગાજતા જ્ઞાનરૂપી હસ્તીઓ અને નાચતા ધ્યાનરૂપી અશ્વોવાળા મુનિરાજની શમસામ્રાજયલક્ષ્મી જયવંતી વર્તે છે. ૮.

જેમાં ગર્જના કરતા જ્ઞાનરૂપ હાથીઓ અને ખેલતા ધ્યાનરૂપ ઘોડાઓ છે એવી, મુનિરૂપ રાજાની શમ–ઉપશમના સામ્રાજ્ય–ઐશ્વર્યની સંપત્તિ જયવંતી વર્તે છે.



# ૭ इन्द्रियजयाष्टक

**बिभेषि यदि संसाराद्, मोक्षप्राप्तिं च काङ्क्षसि ।**
**तदेन्द्रियजयं कर्त्तुं, स्फोरय स्फारपौरुषम् ॥ १ ॥**

જો તું જન્મમરણનાં દુઃખથી ડર્યો–કંટાળ્યો હો, અને તેનાં અનંત દુઃખોથી છૂટવા ઇચ્છતો જ હો તો ઇન્દ્રિયોને કાબૂમાં રાખવા તારાથી બને તેટલો દૃઢ પ્રયત્ન કર. ૧.

જો તું સંસારથી ભય પામે છે અને મોક્ષના લાભને ઇચ્છે છે તો ઇન્દ્રિયોનો જય કરવાને માટે સ્ફાર–દેદીપ્યમાન પરાક્રમ ફોરવ.

અહીં ઇન્દ્રિયોને વર્ણાદિનું જ્ઞાન થાય છે, તેથી વર્ણાદિ-જ્ઞાન ઇન્દ્રિયોના વિષયરૂપ નથી, પરન્તુ જ્ઞાનથી જાણેલા મનોજ્ઞ અને અમનોજ્ઞ એવા વર્ણાદિ વિષયોમાં ઇષ્ટપણું અને અનિષ્ટ-પણું થવાથી ઇષ્ટ વિષયોમાં અભિમુખપણું અને અનિષ્ટ વિષયોમાં વિમુખતારૂપ મોહના પરિણામ થાય છે તે વિષય છે, તેથી રાગદ્વેષરૂપે પ્રવૃત્તિ કરાવતું જ્ઞાન એ ઇન્દ્રિયોના વિષયરૂપ છે. ચારિત્રમોહના ઉદયથી નહિ રમણ કરવા યોગ્ય પરભાવમાં રમણ કરવું તે અસંયમ છે. ત્યાં વર્ણાદિ તો માત્ર જાણવા યોગ્ય છે એમ નથી, પણ રમ્ય હોવાથી તેમાં રમણ કરવું એટલે વિષયને ગ્રહણ કરનાર ઇન્દ્રિયદ્વારા પ્રવૃત્ત થએલ જ્ઞાનનું ઇષ્ટપણે અને અનિષ્ટપણે પરિણમન કરવું, તેનો જય કરવો એટલે ઇષ્ટ અને અનિષ્ટપણે પરિણમતા જ્ઞાનને રોકવું તે ઇન્દ્રિયોનો જય. તાત્પર્ય એ છે કે જે દ્વારા વર્ણાદિનું જ્ઞાન થાય, પણ ઇષ્ટપણું કે અનિષ્ટપણું ન થાય તે ઇન્દ્રિયજય છે. તે અનાદિ કાળની અશુદ્ધ અસંયમની પ્રવૃત્તિનું નિવારણ કરવારૂપ છે. જ્ઞાન એ

આત્માનું લક્ષણ હોવાથી સ્વપરવસ્તુના બોધ થવારૂપ છે, પરન્તુ તેમાં ઇષ્ટપણા અને અનિષ્ટપણારૂપ વિભાવ જ પરવસ્તુના સંગથી થએલ અનાદિ પરંપરાજન્ય અશુદ્ધ પરિણામ છે, તે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે, માટે ઇન્દ્રિયોનો જય કરવા યોગ્ય છે. તેમાં દ્રવ્યજય એ ઇન્દ્રિયોની પ્રવૃત્તિનો સંકોચ કરવા વિગેરે રૂપ છે. ભાવજય એ આત્માના ચેતના અને વીર્યગુણોની સ્વરૂપને અનુકૂળ પ્રવૃત્તિ કરવારૂપ છે.

वृद्धास्तृष्णाजलापूर्णै-रालवालैः किलेन्द्रियैः ।
मूर्च्छामतुच्छां यच्छन्ति, विकारविषपादपाः ॥ २ ॥

તૃષ્ણા–જળથી ભરેલા ક્યારારૂપ ઇન્દ્રિયોવડે જ પુષ્ટ થયેલા વિકારરૂપી વિષવૃક્ષો, મૂઢ જનોને ભારે મૂર્ચ્છા ઉપજાવે છે. સુજ્ઞ સંતોષી જનો જિતેન્દ્રિય હોઇ, તેવા વિકારને વશ થતા નથી અર્થાત્ તેઓ સદા સુખી જ રહે છે. ૨.

લાલસારૂપ જળવડે ભરેલા ઇન્દ્રિયોરૂપ ક્યારાઓવડે વૃદ્ધિ પામેલા વિષવૃક્ષો ખરેખર આકરી તીવ્ર મૂર્ચ્છા–મોહને આપે છે.

सरित्सहस्रदुष्पूरसमुद्रोदरसोदरः ।
तृप्तिमान् नेन्द्रियग्रामो, भव तृप्तोऽन्तरात्मना ॥ ३ ॥

હજારોગમે નદીઓના જળથી નહીં પૂરાતા સમુદ્ર સમો ઇન્દ્રિયોનો સમૂહ અતૃપ્ત જ રહે છે;માટે અંતરાત્માથી જ તૃપ્ત થા. ૩.

હજારો નદીઓવડે ન પૂરી શકાય એવા સમુદ્રના ઉદર–પેટ સમાન ઇન્દ્રિયોનો સમૂહ તૃપ્ત થતો નથી, એમ જાણી હે વત્સ! અન્તરાત્માવડે સમ્યક્ શ્રદ્ધાન કરી તૃપ્ત થા.

હે ભવ્ય ! આ ઇન્દ્રિયોનો સમૂહ કદી પણ તૃપ્ત થતો નથી, કારણ કે નહિ ભોગવેલા વિષયોમાં ઇચ્છા થાય છે, ભોગવાતા વિષયોમાં મમતા થાય છે અને પૂર્વે ભોગવેલા વિષયોનું સ્મરણ થાય છે–એ પ્રમાણે ત્રણે કાળમાં ઇન્દ્રિયની અશુદ્ધ પ્રવૃત્તિ ચાલુ છે, માટે ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત થએલાને તેનાથી તૃપ્તિ થતી નથી. જે ઇન્દ્રિયોનો સમૂહ હજારો નદીઓના પૂરવડે ન પૂરાઇ શકે એવા સમુદ્રના ઉદર સમાન છે. આ હેતુથી ઇન્દ્રિયોની અભિલાષા પૂરવા છતાં અપૂર્ણ રહે છે અને તે શમ અને સંતોષથી જ પૂર્ણ થાય છે. તે માટે આ હિતોપદેશ છે. હે ઉત્તમ પુરુષ ! અન્તરાત્માથી–આત્માના અન્તર્ગત સ્વરૂપથી જ તૃપ્ત થા, કારણ કે આત્મસ્વરૂપના અવલમ્બન સિવાય તૃષ્ણાનો ક્ષય થતો નથી.

**आत्मानं विषयैः पाशै–र्भववासपराङ्मुखम् ।**
**इन्द्रियाणि निबध्नन्ति, मोहराजस्य किंकराः ॥ ४ ॥**

મોહરાજાની આજ્ઞા પ્રમાણે ચાલનારી ઇન્દ્રિયો સંસારથી વિરક્ત પ્રાય થયેલા આત્માને પણ વિષયરૂપી પાશ–જાળથી બાંધી લે છે. ૪.

મોહરાજાના કિંકર–ચાકરરૂપ ઇન્દ્રિયો સંસારવાસથી પરાઙ્મુખ–વિમુખ થએલા આત્માને પણ વિષયરૂપ પાશવડે બાંધે છે, કારણ કે મોહરાજાનો મોટો પુત્ર રાગકેસરી છે, તેનો વિષયાભિલાષ નામે પ્રધાન છે, તેની સંતતિ ઇન્દ્રિયો છે.

**गिरिमृत्स्नां धनं पश्यन्, धावतीन्द्रियमोहितः ।**
**अनादिनिधनं ज्ञान–धनं पार्श्वे न पश्यति ॥ ५ ॥**

ઇન્દ્રિયોના પાશમાં પડેલો જીવ ડુંગરની માટીને ધન માની દોડે છે પણ અનાદિઅનંત જ્ઞાનધન પોતાની પાસે ( અંતરમાં ) રહેલું છે તેને તે દેખી શકતો નથી. ૫.

ઇન્દ્રિયના વિષયોમાં મૂઢ થએલો જીવ પર્વતની માટીને સુવર્ણ-રજતાદિ ધનરૂપે જોતો ચારે તરફ દોડે છે, પણ પાસે રહેલા અનાદિઅનન્ત સત્તાવિશ્રાન્ત-સત્તારૂપે રહેલ જ્ઞાનરૂપ ધનને જોતો નથી. કહ્યું છે કે—

" केवलनाणमणंतं जीवसरूवं तयं निरावरणं ॥ "

'અનન્ત અને નિરાવરણ-આવરણ રહિત કેવલજ્ઞાન જીવનું સ્વરૂપ છે.'

पुरःपुरःस्फुरत्तृष्णा, मृगतृष्णानुकारिषु ।
इन्द्रियार्थेषु धावन्ति, त्यक्त्वा ज्ञानामृतं जडाः ॥ ६ ॥

મૂઢ જનો જેમાં આગળ આગળ તૃષ્ણા વધતી જ જાય છે એવા મૃગ-તૃષ્ણા સમાન ખોટા ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે અમૃત સમાન જ્ઞાનનો અનાદર કરી દોડ્યા જાય છે; તેથી પરિણામે તેઓ મૃત્યુવશ થઈ અતિશય દુ:ખી થાય છે. ૬.

આગળ આગળ વધતી જતી તૃષ્ણા જેઓને છે એવા જડ-મૂર્ખજનો જ્ઞાનરૂપ અમૃતને છોડીને ઝાંઝવાના જળ સરખા ઇન્દ્રિયોના રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દરૂપ વિષયોમાં ચોતરફ દોડે છે.

पतङ्गभृंगमीनेभसारङ्गा यान्ति दुर्दशाम् ।
एकैकेन्द्रियदोषाच्चेद् दुष्टैस्तैः किं न पञ्चभिः ॥ ७ ॥

પતંગીઆ, ભમરા, માછલાં, હાથીઓ અને હરણીયા એક એક ઇન્દ્રિયની પરવશતાથી દુર્દશા-પ્રાણાંત કષ્ટ પામે છે, તો પછી એ પાંચે દુષ્ટ ઇન્દ્રિયોને વશ થઇ રહેનાર જીવોનું તો કહેવું જ શું ? ૭.

જો પતંગિયા, ભ્રમર, મત્સ્ય, હાથી અને સારંગ-હરણ એક એક ઇન્દ્રિયના દોષથી મરણરૂપ માઠી દશાને પામે છે, તો દોષવાળી પાંચે ઇન્દ્રિયોવડે શું ન હોય ?

પતંગ રૂપમાં આસક્ત છે, મીન-મત્સ્ય રસમાં આસક્તિવાળો છે, ભ્રમર ગન્ધમાં આસક્ત છે, હાથી સ્પર્શમાં આસક્ત છે અને હરણ શબ્દમાં આસક્તિવાળો છે. એ પ્રાણીઓ એક એક ઇન્દ્રિયોના દોષથી દુષ્ટ-દીન અવસ્થાને પામે છે એટલે મૃત્યુરૂપ માઠી દશાને પ્રાપ્ત થાય છે, તો દોષવાળી પાંચે ઇન્દ્રિયો હોય તો તેથી શું દુઃખ ન થાય ?

**विवेकद्वीपहर्यक्षैः, समाधिधनतस्करैः ।**
**इन्द्रियैर्यो न जितोऽसौ, धीराणां धुरि गण्यते ॥ ८ ॥**

વિવેક-હસ્તીને વિદારવા કેશરીસિંહ સમી અને સમાધિ-ધનને લૂંટી લેવા ચોર સમી દુષ્ટ ઇન્દ્રિયોથી જે અજિત રહે છે તે જ ધીર પુરુષોમાં અગ્રેસર ગણાય છે. ૮.

વિવેકરૂપ હાથીને હણવાને સિંહ સમાન અને નિર્વિકલ્પ ધ્યાનરૂપ સમાધિધનને લૂંટવાને તસ્કર-ચોરરૂપ ઇન્દ્રિયોવડે જે જીતાયો નથી-ઇન્દ્રિયોને વશ થયો નથી, તે ધીર પુરુષોમાં મુખ્ય ગણાય છે.

# ૮ त्यागाष्टकम्

संयतात्मा श्रये शुद्धोपयोगं पितरं निजम् ।
धृतिमम्बां च पितरौ, तन्मां विसृजतं ध्रुवम् ॥ १ ॥

युष्माकं संगमोऽनादि–र्बन्धवोऽनियतात्मनाम् ।
ध्रुवैकरूपान् शीलादि–बन्धूनित्यधुना श्रये ॥ २ ॥

હું સંયમ–આત્મા, શુદ્ધ ઉપયોગરૂપ સ્વ (અંતરંગ–સાચા) પિતાનો અને ધૃતિ–તુષ્ટિરૂપી માતાનો (હવેથી) આશ્રય કરું છું, તેથી બાહ્ય લેખાતા (લૌકિક) માતપિતાઓ! કૃપા કરીને મને બંધનમુક્ત કરો. એકરૂપ–એકનિષ્ઠ નહીં એવા અહો અનિયત બંધુઓ ! તમારી સાથેનો નિષ્ફળ સંબંધ અનાદિ કાળનો જોડાયેલો અર્થવગરનો થયો છે. હવે હું નિશ્ચળસ્વભાવી શીલ–સંતોષાદિક બંધુઓનો આશ્રય કરું છું. ૧–૨.

નિશ્ચય નયથી ‘ કરવા માંડ્યું ’ તે ‘ કર્યું ’ સંયમ ‘ ગ્રહવા માંડ્યો ’ તે ‘ ગ્રહ્યો ’–એમ સંયતાત્મા એટલે સંયમને અભિમુખ થએલો હું શુદ્ધોપયોગ–રાગદ્વેષરહિત શુદ્ધ આત્મજ્ઞાનરૂપ પોતાના પિતાનો અને ધૃતિ–આત્મરતિરૂપ માતાનો આશ્રય કરું છું, તો હે માતાપિતા ! મને અવશ્ય છોડો.

હે બન્ધુઓ ! ‘ બન્ધુ તે શત્રુ થાય અને શત્રુ તે બન્ધુ થાય ’ એમ અનિશ્ચિત છે આત્મા–પર્યાય જેનો એવા તમારો સંગમ–મેળો પ્રવાહથી અનાદિ છે. ધ્રુવથી–નિશ્ચયથી અવિચલિત છે એક સ્વરૂપ જેઓનું એવા જે શીલ, સત્ય, શમ, દમ, સંતોષાદિ બન્ધુઓનો સંબંધ અવિચાલત સ્વરૂપ હોવાથી હવે હું તેનો આશ્રય કરું છું.

**कान्ता मे समतैवैका, ज्ञातयो मे समक्रियाः ।**
**बाह्यवर्गमिति त्यक्त्वा, धर्मसंन्यासवान् भवेत् ॥ ३ ॥**

સમતા એ જ સ્ત્રી અને સાધર્મીજનો એ જ જ્ઞાતિવર્ગ હવે મારાં લેખું છું. એ રીતે બાહ્ય વર્ગનો ત્યાગ કરીને આત્મા સંયમવાન્—સંયમી ગૃહસ્થપણાનો ત્યાગી બને છે. ૩.

મને એક સમતા જ વહાલી સ્ત્રી છે, બીજી સ્ત્રી વહાલી નથી. સમાન ક્રિયા—આચારવાળા સાધુઓ જ મારા સગા છે, બીજા સગાનું કંઈ પણ કામ નથી. એ પ્રમાણે નિશ્ચયભાવે બાહ્ય પરિવારનો ત્યાગ કરીને ગૃહસ્થની ઋદ્ધિ પ્રમુખ ઔદયિક ભાવના ધર્મનો સંન્યાસવાન્—ત્યાગવાળો થાય અર્થાત્ ઔદયિક ભાવને છોડી ક્ષયોપશમભાવવાળો થાય.

એ અતાત્ત્વિક ધર્મસંન્યાસ કહેવાય છે. તાત્ત્વિક ધર્મ-સંન્યાસ તો ક્ષપકશ્રેણિમાં આઠમે ગુણસ્થાનકે હોય છે. કહ્યું છે કે—

“ **द्वितीयापूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत् ॥** ”

પ્રથમ અપૂર્વકરણ સમ્યક્ત્વલાભનું અને બીજું અપૂર્વ-કરણ આઠમા ગુણસ્થાનકનું જાણવું. ત્યાં પ્રથમોક્ત ( સામર્થ્ય-યોગના પ્રથમ ભેદરૂપ ) ધર્મસંન્યાસ તાત્ત્વિકપારમાર્થિક હોય. યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રન્થમાં એ જ બાબત કહેવામાં આવી છે.

( ઔદયિક ભાવના ધર્મનો ત્યાગ કરવારૂપ અતાત્ત્વિક ધર્મસંન્યાસ પ્રવ્રજ્યાના અવસરે પણ હોય છે. )

**धर्मास्त्याज्याः सुसंगोत्थाः, क्षायोपशमिका अपि ।**
**प्राप्य चन्दनगन्धाभं, धर्मसंन्यासमुत्तमम् ॥ ४ ॥**

ચંદનના સ્વાભાવિક ગંધ સમાન ( ક્ષાયિક ) ઉત્તમ ધર્મ-સંન્યાસ પામી, સુસંગથી ઉત્પન્ન થતા ક્ષાયોપશમિક ધર્મો પણ ત્યાજ્ય બને છે. ૪.

બાવનાચન્દનના ગન્ધ સમાન ક્ષાયિકપણાથી ઉત્તમ ધર્મ-સંન્યાસને પ્રાપ્ત કરીને સત્સંગથી ઉત્પન્ન થએલા ક્ષાયોપશમિક–ક્ષયોપશમથી પ્રાપ્ત થએલા ક્ષમાદિક ધર્મો પણ તજવા યોગ્ય છે.

અહીં ક્ષપકશ્રેણિમાં નિવૃત્તિબાદરગુણસ્થાનકે વર્તતા યોગીને ક્ષાયિક ભાવની પ્રાપ્તિથી ક્ષાયોપશમિક ક્ષમા આદિ ધર્મની નિવૃત્તિ થતાં તાત્ત્વિક ધર્મસંન્યાસ હોય છે.

**गुरुत्वं स्वस्य नोदेति, शिक्षासात्म्येन यावता ।**
**आत्मतत्त्वप्रकाशेन, तावत्सेव्यो गुरूत्तमः ॥ ५ ॥**

આત્મતત્ત્વના પ્રકાશવડે પોતાની ભૂલ પોતે જ જોઇ, જાણી, સુધારી લે એવી તાકાતવાળું ગુરુપણું જ્યાંસુધી પોતાને પ્રાપ્ત થયું ન હોય ત્યાંસુધી ઉત્તમ ગુરુની સેવા કર્યા જ કરવી. ૫.

જ્યાં સુધી ગ્રહણશિક્ષા અને આસેવનાશિક્ષા એ બન્ને શિક્ષાના સમ્યક્ પરિણામે શુદ્ધાત્મસ્વરૂપના પ્રકાશવડે–સંશય અને વિપર્યાસરહિત બોધવડે પોતાના આત્મામાં ગુરુપણું ન ઉદય પામે–પ્રગટ ન થાય ત્યાંસુધી ઉત્તમ ગુરુ–જ્ઞાનોપદેશાચાર્ય સેવવા યોગ્ય છે. હે ગુરુ ! તમારી કૃપાથી મારા આત્માને વિષે ગુરુપણું ન આવે ત્યાંસુધી સૂત્રોક્ત વિધિએ મારે તમારી સેવા કરવાની છે, એમ ગુરુ સાથે સંકેત કરવો.

**ज्ञानाचारादयोऽपीष्टाः, शुद्धस्वस्वपदावधि ।**
**निर्विकल्पे पुनस्त्यागे, न विकल्पो न वा क्रिया ॥ ६ ॥**

શુદ્ધ સ્વસ્વ પદની પ્રાપ્તિ થતા સુધી જ્ઞાનાચારાદિક સઘળા આચારો પાળવા જરૂરના છે. નિર્વિકલ્પ ત્યાગ ( વીતરાગદશા ) પ્રાપ્ત થયે છતે તો વિકલ્પ કે પૂર્વોક્ત ક્રિયા હશે જ નહિ. ૬.

જ્ઞાનાચારાદિ પણ શુદ્ધ એવા પોતપોતાના પદની મર્યાદા સુધી ઇષ્ટ છે. જ્ઞાનાચાર પ્રતિ એમ કહેવું કે જ્યાંસુધી તારા પ્રસાદથી તારું શુદ્ધ પદ કેવલજ્ઞાન ન આવે ત્યાં સુધી મારે તારી સેવા કરવાની છે. એમ દર્શનાચારની સેવા ક્ષાયિક સમ્યક્ત્વરૂપ શુદ્ધ પદનો લાભ ન થાય ત્યાંસુધી, ચારિત્રાચારની સેવા તેના શુદ્ધ પદ યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી, તપાચારનું આચરણ પરમ શુક્લધ્યાનનો લાભ ન થાય ત્યાંસુધી અને વીર્યાચારની સેવા વીર્યની સર્વથા શુદ્ધિ ન થાય ત્યાંસુધી કરવાની છે. એ શુદ્ધ સંકલ્પપૂર્વક સર્વ ક્રિયા લેખે લાગે. સંકલ્પહીન કર્મ ફળે નહિ. એ શુભોપયોગ દશામાં સવિકલ્પ ત્યાગની મર્યાદા કહી. જ્યારે વિકલ્પરહિત ત્યાગ થાય છે ત્યારે વિકલ્પ નથી તેમ પરિસ્પન્દાદિક ક્રિયા પણ નથી.

**योगसंन्यासतस्त्यागी, योगानप्यखिलांस्त्यजेत् ।**
**इत्येवं निर्गुणं ब्रह्म, परोक्तमुपपद्यते ॥ ७ ॥**

ત્યાગ-સંયમી ઉત્કૃષ્ટ યોગનિરોધ(મન, વચન, કાયાના સંપૂર્ણ નિગ્રહ)વડે સમસ્ત વ્યાપારને તજે અને એ જ રીતે પોતે અન્ય યોગાચાર્યોએ જણાવેલ નિર્ગુણ બ્રહ્મ(વિશુદ્ધ પરમાત્મસ્વરૂપ-મોક્ષપદ)ને પામે છે. જૈનશૈલી મુજબ શૈલેશીકરણવડે ઉત્કૃષ્ટ યોગનો નિરોધ કરવારૂપ સંપૂર્ણ સંયમવડે સમસ્ત કર્મક્ષયરૂપ મોક્ષપદ પ્રાપ્ત થઇ શકે છે. એને જ નિર્ગુણ બ્રહ્મ કહેવાય છે. ૭.

( ક્ષાયોપશમિક ધર્મ ) સંન્યાસનો ત્યાગી યોગસંન્યાસથી સર્વ યોગોનો પણ ત્યાગ કરે. એ યોગસંન્યાસ ચૌદમા ગુણસ્થાનકે હોય. કહ્યું છે કેઃ—

" आयोज्यकरणादूर्ध्वं द्वितीय इति तद्विदः ॥ "

"આયોજ્યકરણ કર્યા બાદ બીજો યોગસંન્યાસ હોય છે."

કેવલજ્ઞાનવડે અચિન્ત્ય વીર્યશક્તિથી ભવોપગ્રાહી કર્મને તેવા પ્રકારની સ્થિતિમાં આણીને ક્ષય કરવાની ક્રિયા તે આયોજ્યકરણ. તેનું ફળ શૈલેશી–યોગોની અત્યન્ત સ્થિરતા છે. ત્યારબાદ બીજો યોગસંન્યાસ નામે સામર્થ્ય યોગ પ્રાપ્ત થાય છે, એમ તેના સ્વરૂપને જાણનારા કહે છે. શૈલેશી અવસ્થામાં કાયાદિ યોગનો ત્યાગ કરવાથી 'અયોગ' નામે સર્વસંન્યાસરૂપ સર્વોત્તમ યોગની પ્રાપ્તિ થાય છે.

એ પ્રમાણે બીજાએ કહેલ નિર્ગુણ–ગુણરહિત બ્રહ્મ–આત્મસ્વરૂપ ઘટે છે. જે વાદીઓ એમ કહે છે કે સ્વભાવગુણ જાય, તે જૂઠા છે. એમ તો ગુણના અભાવે ગુણીનો અભાવ થાય, પણ ધર્મસંન્યાસના ત્યાગથી ઔપાધિક ધર્મયોગનો અભાવ તે નિર્ગુણ શબ્દનો અર્થ ઘટાવવો.

वस्तुतस्तु गुणैः पूर्ण–मनन्तैर्भासते स्वतः ।
रूपं त्यक्तात्मनः साधो–र्निरभ्रस्य विधोरिव ॥ ८ ॥

નિર્મળ, સંપૂર્ણ ચંદ્રની જેમ સંપૂર્ણ સંયમવંત સાધુનું સ્વરૂપ ખરેખર અનંત ગુણોવડે પૂર્ણ સ્વતઃ ભાસમાન થાય છે. નિઃસ્વાર્થ ત્યાગનો પ્રભાવ અચિંત્ય છે. ૮.

વાદળાં રહિત ચન્દ્રની પેઠે ત્યાગવન્ત છે આત્મા જેનો એવા સાધુનું સ્વરૂપ પરમાર્થથી અનન્તજ્ઞાનાદિ ગુણોવડે પરિપૂર્ણ સ્વપ્રકાશની મર્યાદાએ ભાસે છે. આવરણના જવાથી સ્વભાવગુણ પ્રગટ થાય, પણ જાય નહિ.



## ९ क्रियाष्टक

ज्ञानी क्रियापरः शान्तो, भावितात्मा जितेन्द्रियः ।
स्वयं तीर्णो भवाम्भोधेः, परांस्तारयितुं क्षमः ॥ १ ॥

તત્ત્વજ્ઞ–સમ્યગ્ જ્ઞાની, શાસ્ત્રોક્ત શુદ્ધ ક્રિયામાં તત્પર, શાન્ત, ઉત્તમ ભાવના ભાવિત આત્માવાળા અને સર્વ ઈન્દ્રિયોને કાબૂમાં રાખનાર મહાત્મા આ ભવસાગરને પોતે તરી–પાર ઊતરી બીજા ભવ્ય આત્માઓને પણ તારવા સમર્થ થઈ શકે છે. ૧.

જે સમ્યગ્ જ્ઞાનવાળા, ક્રિયાને વિષે તત્પર, ઉપશમવાળા, (જ્ઞાનાદિ ગુણવડે) વાસિત કર્યો છે આત્મા જેણે એવા અને જિતેન્દ્રિય છે તે પોતે સંસારસમુદ્રથી તરેલા છે અને બીજાને તારવાને સમર્થ છે.

क्रियाविरहितं हन्त, ज्ञानमात्रमनर्थकम् ।
गतिं विना पथज्ञोऽपि, नाप्नोति पुरमीप्सितम् ॥ २ ॥

સાચી કરણી વગરનું એકલું પોપટિયું જ્ઞાન અર્થ વગરનું જ છે. પંથનો જાણ હોય પણ ગમન કર્યા વગર ઇચ્છિત ગામે (ઠામે) પહોંચી શકતો નથી. તથાવિધ કરણી કરવાથી જ જ્ઞાનની સાર્થકતા થઈ શકે છે. ૨.

ક્રિયારહિત એકલું જ્ઞાન અનર્થક–મોક્ષરૂપ ફળ સાધવાને અસમર્થ છે. માર્ગનો જાણનાર પણ પાદવિહાર–ગમને કર્યા સિવાય ઇચ્છિત નગરે પહોંચતો નથી.

**स्वानुकूलां क्रियां काले, ज्ञानपूर्णोऽप्यपेक्षते ।**
**प्रदीपः स्वप्रकाशोऽपि, तैलपूर्त्यादिकं यथा ॥ ३ ॥**

સ્વયંપ્રકાશી દીવો પણ તેલ પૂરવું અને વાટ સંકોરવી વિગેરે ક્રિયાની અપેક્ષા રાખે છે, તેમ પૂર્ણ જ્ઞાની પણ સ્વ-અનુકૂળ ક્રિયાની યોગ્ય અવસરે અપેક્ષા રાખે છે. ૩.

જેમ દીવો પોતે સ્વપ્રકાશરૂપ છે, તો પણ તેલ પૂરવા વિગેરે ક્રિયાની અપેક્ષા રાખે છે, તેમ પૂર્ણજ્ઞાની પણ અવસરે સ્વભાવ-રૂપ કાર્યને અનુકૂલ ક્રિયાની અપેક્ષા રાખે છે. ( અર્થાત્ પૂર્ણ-જ્ઞાનીને પણ અવસરે સ્વભાવને અનુકૂળ ક્રિયાની આવશ્યકતા છે. )

**बाह्यभावं पुरस्कृत्य, ये क्रियां व्यवहारतः ।**
**वदने कवलक्षेपं विना ते तृप्तिकाङ्क्षिणः ॥ ४ ॥**

ક્રિયાને બાહ્યભાવરૂપ જણાવી જે તેનો વ્યવહારથી નિષેધ કરે છે તે અવિચારી જનો મુખમાં કોળીઓ નાંખ્યા વગર જ તૃપ્તિને ઇચ્છે છે. ૪.

બાહ્ય ક્રિયાના ભાવને આગળ કરીને જેઓ વ્યવહારથી ક્રિયાનો નિષેધ કરે છે તેઓ મુખમાં કોળિયો નાંખ્યા સિવાય તૃપ્તિને ઇચ્છે છે.

**गुणवद्बहुमानादे–र्नित्यस्मृत्या च सत्क्रिया ।**
**जातं न पातयेद् भाव–मजातं जनयेदपि ॥ ५ ॥**

ગુણવંતના બહુમાનાદિપૂર્વક સ્વદોષના ભાન સાથે તેને ટાળવા કાયમી લક્ષભરી લાગણી રાખવારૂપ સત્ક્રિયાવડે પેદા થયેલો શુભ ભાવ ટકી રહે છે અને અવનવો શુભ ભાવ સહેજે પણ પેદા થાય છે. ૫.

અધિક ગુણવંતના બહુમાનાદિવડે (આદિ શબ્દથી પાપની જુગુપ્સા, અતિચારની આલોચના–વ્રતમાં લાગેલા દોષો સદ્ગુરુ સમક્ષ પ્રગટ કરવા, દેવગુરુની ભક્તિ અને ઉત્તર ગુણની શ્રદ્ધા લેવી.) તથા લીધેલા નિયમોને હમેશાં સંભારવાવડે સત્ક્રિયા-શુભ ક્રિયા ઉત્પન્ન થયેલા ભાવને ન પાડે, તેનો નાશ ન કરે અને નહિ ઉત્પન્ન થએલા ભાવને પણ ઉત્પન્ન કરે. એ સંબન્ધે વિંશતિકામાં શ્રીમાન્ હરિભદ્રાચાર્યે કહ્યું છે કે—

" तम्हा णिच्चसईए बहुमाणेणं च अहिगतगुणम्मि ।
पडिवक्खदुगंछाए परिणइआलोअणेणं च ॥
तित्थंकरभत्तीए सुसाहुजणपज्जुवासणाए अ ।
उत्तरगुणसद्धाए एत्थ सया होइ जइअव्वं ॥
एवमसंतो वि इमो जायइ जाओ अ न पडइ कयावि ।
ता एत्थं बुद्धिमया अपमाओ होइ कायव्वो ॥ "

श्रावकधर्मविंशिका गा० ९–१८

" તે માટે વ્રતનું નિત્ય સ્મરણ, ગણીજનોનું બહુમાન, વ્રતના પ્રતિપક્ષની જુગુપ્સા, પરિણામની આલોચના, તીર્થંકરની ભક્તિ, સુસાધુ પુરુષોની સેવા અને ઉત્તરગુણની શ્રદ્ધાવડે અહીં સદા પ્રયત્ન કરવા યોગ્ય છે. એ પ્રમાણે કરનારને જે ભાવ ઉત્પન્ન ન થયો હોય તે થાય છે અને થયો હોય છે તે કદી પણ પડતો નથી, તેથી બુદ્ધિમાન્ પુરુષે અહીં પ્રમાદનો ત્યાગ કરવો–સાવધાન થવું. "

**क्षायोपशमिके भावे, या क्रिया क्रियते तया ।**
**पतितस्यापि तद्भाव–प्रवृद्धिर्जायते पुनः ॥ ६ ॥**

યથામતિ ને યથાશક્તિ જે શુભ ક્રિયા કરવામાં આવે છે તેવડે ઢીલા પડી ગયેલ–શિથિલ પરિણામી થયેલને પણ શુભ ભાવની વૃદ્ધિ ફરી થવા પામે છે. ૬.

ક્ષાયોપશમિક ભાવે વર્તતાં તપ–સંયમને અનુકૂળ જે ક્રિયા કરાય છે, તે ક્રિયાવડે ( શુભ ભાવથી ) પડી ગયેલાને પણ તે ભાવની વૃદ્ધિ થાય છે. કહ્યું છે કે—

"खाओवसमिगभावे दढजत्तकयं सुहं अणुट्ठाणं ।
पडिवडियं पि हु जायइ पुणो वि तब्भाववुड्ढिकरं ॥ "

३ पंचाशक गा० ३४

ક્ષાયોપશમિક ભાવમાં વર્તતાં દૃઢ યત્નથી કરેલું શુભ અનુષ્ઠાન પતિત–પડી ગયેલાને પણ ફરીથી તે ક્ષાયોપશમિક ભાવની વૃદ્ધિ કરનાર થાય છે.

**गुणवृद्ध्यै ततः कुर्यात्, क्रियामस्खलनाय वा ।**
**एकं तु संयमस्थानं, जिनानामवतिष्ठते ॥ ७ ॥**

એટલા માટે સ્વગુણની વૃદ્ધિ અર્થે તેમ જ અતિચારાદિક દોષરૂપ સ્ખલના દૂર કરવા અર્થે આત્મોન્નતિ ઇચ્છનારે ઉચિત ક્રિયા કાયમ કરવી જોઇએ; કારણ કે એક સરખું વિશુદ્ધ સંયમ-સ્થાન તો સર્વજ્ઞ વીતરાગ પરમાત્માઓને જ હોઇ શકે છે. ૭.

તે હેતુથી ગુણની વૃદ્ધિ કરવા માટે અથવા ગુણથી પડી ન જવાય તે માટે ક્રિયા કરવી જોઇએ. એક સંયમસ્થાન તો કેવલજ્ઞાનીને જ સ્થિર રહે છે.

वचोऽनुष्ठानतोऽसङ्गक्रियासंगतिमङ्गति ।
सेयं ज्ञानक्रियाऽभेदभूमिरानन्दपिच्छला ॥ ८ ॥

સર્વજ્ઞ–વીતરાગ પ્રભુના વચનાનુસારે લક્ષ્યપૂર્વક કરવામાં આવતી તદ્‌હેતુ ક્રિયાથી અનુક્રમે અમૃતમય અસંગ ક્રિયાનો અપૂર્વ લાભ મળી શકે છે. તેજ આ સહજ આત્મિક આનંદથી આર્દ્ર જ્ઞાન–ક્રિયાની અભેદ ભૂમિ જાણવી. શુદ્ધ લક્ષ્યપૂર્વક શુભ કરણી યથાવિધ કરવાના કાયમી અભ્યાસથી ક્ષયોપશમ વધતાં વીર્યોલ્લાસ વધતો જાય અને પરિણામે પરમ શાન્તિકારક અસંગ ક્રિયાનો અપૂર્વ લાભ મળી શકે. ૮.

વચનાનુષ્ઠાનથી નિર્વિકલ્પ સમાધિરૂપ અસંગક્રિયાની યોગ્યતાને પ્રાપ્ત થાય છે. તે આ જ્ઞાનક્રિયાની અભેદ ભૂમિકા છે, કારણ કે અસંગ ભાવરૂપ ક્રિયા શુદ્ધ ઉપયોગ અને શુદ્ધ વીર્યોલ્લાસની સાથે તાદાત્મ્ય ( તન્મયતા ) ધારણ કરે છે. વળી તે સ્વાભાવિક આનન્દરૂપ અમૃતરસથી આર્દ્ર–ભીંજાયેલી છે.

અનુષ્ઠાન ૧ પ્રીતિ, ૨ ભક્તિ, ૩ વચન અને ૪ અસંગ એ ચાર પ્રકારનું છે. અત્યન્ત પ્રીતિપૂર્વક જે અનુષ્ઠાન–ક્રિયા તે પ્રીત્યનુષ્ઠાન. બહુમાન અને આદરપૂર્વક જે અનુષ્ઠાન કરવામાં આવે તે ભક્ત્યનુષ્ઠાન. આગમને અનુસરીને જે અનુષ્ઠાન કરાય તે વચનાનુષ્ઠાન અને અતિશય અભ્યાસથી આગમની અપેક્ષા સિવાય સહજભાવે કરવામાં આવે તે અસંગાનુષ્ઠાન. તેમાં વચનાનુષ્ઠાનથી આત્મા અસંગક્રિયાની યોગ્યતાને પ્રાપ્ત કરે છે.



# १० तृप्त्यष्टक.

पीत्वा ज्ञानामृतं भुक्त्वा, क्रियासुरलताफलम् ।
साम्यताम्बूलमास्वाद्य, तृप्तिं यान्ति परां मुनिः ॥ १ ॥

જ્ઞાનઅમૃતનું પાન કરી, ક્રિયારૂપી કલ્પવલ્લીના દિવ્ય ફળ ખાઈ અને સમતારૂપી તાંબૂલનું આસ્વાદન કરી મુનિ પરમ તૃપ્તિને પામે છે. ૧.

જ્ઞાનરૂપ અમૃત પીને, ક્રિયારૂપ સુરલતા–કલ્પવલ્લીના ફળને ખાઈને અને સમતાપરિણામરૂપ તાંબૂલને આસ્વાદીને–ચાખીને મહાન્ સાધુ ઉત્કૃષ્ટ તૃપ્તિને પામે છે.

स्वगुणैरेव तृप्तिश्चेदाकालमविनश्वरी ।
ज्ञानिनो विषयैः किं ? तैर्यैर्भवेत्तृप्तिरित्वरी ॥ २ ॥

સ્વગુણવડે જ કાયમી તૃપ્તિ થતી હોય તો પછી જે વિષયોવડે અલ્પ કાળની ભાંગીતૂટી તૃપ્તિ થાય તેવા વિષયો સાથે જ્ઞાની-પુરુષોને પ્રતિબંધ–આગ્રહ શાનો હોય ? અર્થાત્ ન જ હોય. ૨.

જો જ્ઞાની પુરુષને પોતાના દર્શન, જ્ઞાન અને ચારિત્રગુણ-વડે જ સદા કાળ વિનાશ ન પામે તેવી તૃપ્તિ થઇ હોય તો જે વિષયોવડે થોડા કાળની તૃપ્તિ થાય તે વિષયોનું શું પ્રયોજન છે ? અર્થાત્ કંઇ પણ નથી.

या शान्तैकरसास्वादाद्, भवेत् तृप्तिरतीन्द्रिया ।
सा न जिह्वेन्द्रियद्वारा, षड्रसास्वादनादपि ॥ ३ ॥

જે એક શાંત-વૈરાગ્ય રસનું આસ્વાદન કરવાથી અવર્ણ્ય-અપૂર્વ તૃપ્તિ થાય છે, તે રસના ( જીભ ) ઈન્દ્રિયવડે ષટ્રસનો સ્વાદ લેવાથી થવા પામતી નથી, એવી અપૂર્વ તૃપ્તિનો અવર્ણ્ય લાભ લેવા કોણ ચૂકે ? ૩.

શાન્તરૂપ અદ્વિતીય રસના આસ્વાદ-અનુભવથી જે ઈન્દ્રિયને અગોચર કેવલ અનુભવગમ્ય તૃપ્તિ થાય છે તે જિહ્વેન્દ્રિયવડે ષટ્રસના ચાખવાથી પણ થતી નથી. બીજી સર્વ તૃપ્તિથી જ્ઞાનતૃપ્તિ અધિક દેખાડી ( તેથી ) એ વ્યતિરેકાલંકાર છે.

**संसारे स्वप्नवन्मिथ्या, तृप्तिः स्यादाभिमानिकी ।**
**तथ्या तु भ्रान्तिशून्यस्य, साऽऽत्मवीर्यविपाककृत् ॥ ४ ॥**

સંસારમાં મુગ્ધ જનોએ માની લીધેલી તૃપ્તિ સ્વપ્નવત્ મિથ્યા છે. સાચી તૃપ્તિ તો આત્માનો વીર્યોલ્લાસ કરનારી જ્ઞાની-વૈરાગીની જ છે. ૪.

જેમ સ્વપ્નમાં મોદક ખાધા કે દીઠા તેથી તૃપ્તિ ન થાય, તેમ સંસારમાં અભિમાનસિદ્ધ-માની લીધેલી જૂઠી તૃપ્તિ સમજવી. સાચી તૃપ્તિ તો મિથ્યાજ્ઞાન રહિત સમ્યગ્દષ્ટિને હોય છે. તે તૃપ્તિ આત્માના વીર્યનો પરિપાક-પુષ્ટિ કરનારી હોય છે. તૃપ્તિનું લક્ષણ વીર્યની પુષ્ટિ છે.

**पुद्गलैः पुद्गलास्तृप्तिं, यान्त्यात्मा पुनरात्मना ।**
**परतृप्तिसमारोपो, ज्ञानिनस्तन्न युज्यते ॥ ५ ॥**

પુદ્ગલવડે પુદ્ગલ પોષાય છે-તૃપ્ત થાય છે અને જ્ઞાનાદિ-

કવડે આત્મા સંતોષાય છે; તેથી પુદ્ગલવડે આત્માની તૃપ્તિ માની લેવાનું જ્ઞાનીને ન જ ઘટે. ૫.

પુદ્ગલોવડે પુદ્ગલો ઉપચયલક્ષણ તૃપ્તિ પામે છે. વળી આત્મગુણપરિણામથી આત્મા તૃપ્તિ પામે છે. તે કારણથી પર-પુદ્ગલની તૃપ્તિનો સમારોપ-આત્મામાં ઉપચાર અભ્રાન્ત જ્ઞાન-વન્તને ઘટતો નથી. અન્ય દ્રવ્યનો ધર્મ પરમાં-અન્યમાં આરોપે તે સમ્યગ્જ્ઞાની કેમ કહેવાય?

**मधुराज्यमहाशाका-ग्राह्ये बाह्ये च गोरसात् ।**
**परब्रह्मणि तृप्तिर्या, जनास्तां जानतेऽपि न ॥ ६ ॥**

ગમે એવી મિષ્ટ રસવતી અને શાક વિગેરેના સ્વાદથી વિલક્ષણ અને વર્ણવી ન શકાય એવી જે અગાધ તૃપ્તિ શુદ્ધ સ્વરૂપરમણતામાં છે તેને લોકો જાણતા પણ નથી, તો પછી તેને આદરવાની તો વાત જ શી? એની પ્રાપ્તિ તો વિરલ સદ્ભાગીને જ સંભવે છે. ૬.

मधु-राज्य=મનોહર રાજ્યની महाशाक=મોટી આશાઓ છે જેને એવા પુરુષથી अग्राह्य=ન પ્રાપ્ત થઇ શકે એવા અને गोरसात्=વાણીના રસથી બહાર પરબ્રહ્મમાં જે તૃપ્તિ છે તેને લોકો જાણતા પણ નથી, તો પામે કયાંથી?

ભોજનાદિમાં જે તૃપ્તિ છે તે मधुर-आज्य-महाशाक=મિષ્ટ ઘી અને મોટા શાકથી ग्राह्य=ગ્રહણ કરવા યોગ્ય છે અને ગોરસથી (દૂધ-દહીં વિગેરેથી) બાહ્ય નથી, "भोजने व्यञ्ज-नोपेते को रसो गोरसोज्झिते" "શાકાદિ સહિત પણ ગોરસ

વિનાના ભોજનમાં શો રસ છે ? ” એ વચનથી જાણી લેવું. પરબ્રહ્મ તો ગોરસ–વાણીથી બાહ્ય છે. “ **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह** ” જેથી મન સહિત વાણી પ્રાપ્તિ થયા સિવાય પાછી ફરે છે–એવું વેદવાકય છે. “ **अपयस्स पयं नत्थि** ” (આચા૦ અ. ૫, ઉ. ૬) વર્ણાદિ અવસ્થા રહિત આત્માના સ્વરૂપને કહેવા માટે કોઇ પણ પદ સમર્થ નથી. ઇત્યાદિ સિદ્ધાન્તના વચનથી જાણવું. એ પ્રમાણે બે અર્થ કહ્યા. અહીં વ્યતિરેકાલંકાર છે.

**विषयोर्मिविषोद्गारः, स्यादतृप्तस्य पुद्गलैः ।**
**ज्ञानतृप्तस्य तु ध्यान–सुधोद्गारपरम्परा ॥ ७ ॥**

પુદ્ગળોવડે નહીં ધરાતા મુગ્ધ જીવને જ્યારે વિષયવિકારને વધારનાર માઠા ઝેરી ઉદ્ગાર (ઓડકાર) આવે છે ત્યારે આત્મ-સંતોષી જ્ઞાની પુરુષને તો સાચા ધ્યાનરૂપી અમૃતના ઉદ્ગારો જ આવ્યા કરે છે. તેમનું કેવું સદ્ભાગ્ય ? ૭.

પુદ્ગલોથી તૃપ્ત નહિ થયેલાને વિષયના કલ્લોલરૂપી ઝેરના અશુભ ઓડકાર હોય છે અને જ્ઞાનથી તૃપ્તિ થયેલાને તો ધ્યાનરૂપ અમૃતના ઓડકારની પરમ્પરા હોય છે.

બહુ પુદ્ગલભોજન તે વિષભોજન છે, તેથી વિષયવિષના અજીર્ણે માઠા ઓડકાર આવે અને જ્ઞાનામૃતનું ભોજન કરનાર મહાતૃપ્તિવંતને અમૃતના ઓડકાર જ આવે. એ મહાતૃપ્તિનું લક્ષણ છે.

**सुखिनो विषयातृप्ता, नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ।**
**भिक्षुरेकः सुखी लोके, ज्ञानतृप्तो निरञ्जनः ॥ ८ ॥**

વિષયસુખથી નહીં ધરાતા ઇન્દ્ર કે ઉપેન્દ્ર પણ સુખી નથી જ, કેવળ આત્મસંતોષી નિર્લેપ-નિઃસંગ મુનિમહાશય જ જગતમાં સુખી છે. ૮.

વિષયથી નહિ તૃપ્ત થયેલા ઇન્દ્ર, કૃષ્ણ વિગેરે સુખી નથી એ આશ્ચર્ય છે. ચૌદ રાજલોકમાં જ્ઞાનથી તૃપ્ત થયેલ નિરંજન-કર્મમલિનતા રહિત એક ભિક્ષુ-સાધુ જ સુખી છે.



## ११ निर्लेपाष्टक.

संसारे निवसन् स्वार्थसज्जः कज्जलवेश्मनि ।
लिप्यते निखिलो लोकः, ज्ञानसिद्धो न लिप्यते ॥ १ ॥

ક્ષણિક-કલ્પિત સ્વાર્થ સાધવામાં જ તત્પર છતો, કાજળની કોટડી સમાન આ સંસારમાં વસતો, સકળ લોકસમુદાય રાગ, દ્વેષ અને મોહાદિક દોષમળથી લેપાય છે જ. ફક્ત જેમણે આત્માને યથાર્થ ઓળખી લીધો છે એવા જ્ઞાનસિદ્ધ જ્ઞાની-મહાશયો જ તેવા દોષ-મળથી બચી શકે છે. ૧.

કાજળના ઘર જેવા સંસારમાં રહેતો સ્વાર્થમાં તત્પર સમગ્ર લોક લેપાય છે ( કર્મથી બંધાય છે ), પણ જે જ્ઞાન-વડે સિદ્ધ છે તે પુરુષ કદાપિ લેપાતો નથી.

नाहं पुद्गलभावानां, कर्ता कारयिताऽपि च ।
नानुमन्ताऽपि चेत्यात्म-ज्ञानवान् लिप्यते कथम् ? ॥ २ ॥

ચેતન-દેહગેહાદિક જડભાવનો તેમ જ રાગદ્વેષાદિક વિભા-

વનો કર્તા, હર્તા, સહાયક ને અનુમોદક ન જ હોઈ શકે, એવું નિશ્ચયદૃષ્ટિથી સમજનાર દોષ–મળથી ન જ લેપાય. ૨.

હું પૌદ્ગલિક ભાવોનો કરનાર, કરાવનાર અને અનુમોદન કરનાર નથી, એવા સમભાવવાળા આત્મજ્ઞાની (કર્મથી) કેમ લેપાય?

**लिप्यते पुद्गलस्कन्धो, न लिप्ये पुद्गलैरहम् ।**
**चित्रव्योमाञ्जनेनेव, ध्यायन्निति न लिप्यते ॥ ३ ॥**

જેમ આકાશ અંજનથી લેપાતું નથી તેમ અરૂપી આત્મા પણ વાસ્તવિક રીતે કર્મ–લેપથી લેપાતો નથી. ફક્ત પુદ્ગલ જ પુદ્ગળોવડે લેપાય છે એમ ચિન્તવનાર કર્મ–મળથી લેપાતો નથી. ૩.

પુદ્ગલનો સ્કન્ધ પુદ્ગલોવડે સંક્રમાદિ ઉપચયે ( પૂર્વના પુદ્ગલો સાથે બીજા પુદ્ગલોના મળવાવડે ઉપચય થવાથી ) લેપાય છે, પણ હું લેપાતો નથી. જેમ ચિત્રામણવાળું ( વિવિધ વર્ણવાળું ) આકાશ અંજનથી લેપાતું નથી–એ પ્રમાણે ધ્યાન કરતો આત્મા લેપાતો નથી–કર્મથી બંધાતો નથી.

**लिप्तताज्ञानसंपात–प्रतिघाताय केवलम् ।**
**निर्लेपज्ञानमग्नस्य, क्रिया सर्वोपयुज्यते ॥ ४ ॥**

નિર્લેપ–દૃષ્ટિવાળાની સઘળી સત્કરણી રાગદ્વેષ અને મમતાદિક વિભાવમાં જતા ઉપયોગને વારવા માટે હોય છે, તેથી તે સકામ નિર્જરા કરનારી થવા પામે છે. ૪.

નિર્લેપ જ્ઞાનમાં મગ્ન એટલે ‘ હું નિર્લેપ છું ’ એવી જ્ઞાનધારામાં આરૂઢ થયેલા યોગીની સર્વ ક્રિયાઓ વ્યુત્થાનદશામાં વ્યવહારભાવથી લિપ્તપણાના જ્ઞાનના સંપાતનું–આગમનનું

નિવારણ કરવા માટે કેવળ ઉપયોગી થાય છે–કામમાં આવે છે. એ કારણથી જ ધ્યાનારૂઢને આવશ્યકાદિ ક્રિયા તેવા પ્રકારની શુદ્ધિથી આત્મધ્યાનની ધારાથી પડતા બચાવવા માટે જ આલંબનભૂત કહી છે.

**तपःश्रुतादिना मत्तः, क्रियावानपि लिप्यते ।**
**भावनाज्ञानसंपन्नो, निष्क्रियोऽपि न लिप्यते ॥ ५ ॥**

તપશ્રુતાદિકના મદથી માતો ક્રિયા કરતો છતો પણ કર્મ–લેપથી લેપાય છે અને શુદ્ધ હૃદયવાળો તથાપ્રકારની ક્રિયાને નહીં કરતો છતો પણ કર્મલેપથી લેપાતો નથી ૫.

તપ અને શ્રુતપ્રમુખે કરીને અભિમાનવાળો ક્રિયાવાન હોય તો પણ કર્મથી લેપાય છે અને ભાવનાજ્ઞાન–તત્ત્વજ્ઞાનવડે સહિત ક્રિયારહિત હોય તો પણ લેપાતો નથી.

**अलिप्तो निश्चयेनात्मा, लिप्तश्च व्यवहारतः ।**
**शुद्ध्यत्यलिप्तया ज्ञानी, क्रियावान् लिप्तया दृशा ॥ ६ ॥**

તત્ત્વ( નિશ્ચય )દૃષ્ટિથી જોતાં આત્મા અલિપ્ત ( નિર્લેપ ) છે અને વ્યવહારદૃષ્ટિથી જોતાં તે જ આત્મા કર્મ–લેપથી લેપાતો દીસે છે, તત્ત્વદૃષ્ટિવાળા જ્ઞાનીજનો અલિપ્તદશાથી આત્મશુદ્ધિ કરે છે અને વ્યવહારદૃષ્ટિ જનો તથાપ્રકારના ક્રિયા–આચરણ યોગે શુદ્ધિ કરી શકે છે. ૬.

નિશ્ચયનયથી આત્મા લેપાએલ નથી ( કર્મથી બંધાએલો નથી ) અને વ્યવહારનયથી લેપાએલો છે. ( કર્મથી બંધાએલો છે. ) જ્ઞાનયોગી શુદ્ધ ધ્યાનથી અલિપ્ત દૃષ્ટિએ શુદ્ધ

થાય છે અને ક્રિયાવાળો લિપ્તપણાની દૃષ્ટિએ શુદ્ધ થાય છે. એટલે લેપ ટાળવા અભ્યાસને અવલંબે છે.

**ज्ञानक्रियासमावेशः, सहैवोन्मीलने द्वयोः ।**
**भूमिकाभेदतस्त्वत्र, भवेदेकैकमुख्यता ॥ ७ ॥**

નિશ્ચય અને વ્યવહાર એ ઉભય દૃષ્ટિનું સાથે જ પ્રગટન–વિકસન થતાં જ્ઞાન અને ક્રિયા ઉભયનો સમાવેશ થવા પામે છે; પરંતુ સ્થાનવિશેષથી તે પ્રસ્તાવે એક એકની મુખ્યતા હોય છે. ૭.

બન્ને દૃષ્ટિનો સાથે જ વિકાસ થતાં જ્ઞાન અને ક્રિયાનો સમાવેશ–એકીભાવ હોય છે અને ગુણસ્થાનકરૂપ ભૂમિકાના ભેદથી અહીં જ્ઞાન–ક્રિયામાં એક એકની મુખ્યતા હોય છે. ધ્યાનદશામાં જ્ઞાનની મુખ્યતા અને વ્યવહારદશામાં ક્રિયાની મુખ્યતા હોય છે.

**सज्ञानं यदनुष्ठानं, न लिप्तं दोषपङ्कतः ।**
**शुद्धबुद्धस्वभावाय, तस्मै भगवते नमः ॥ ८ ॥**

જ્ઞાનયુક્ત જેનું અનુષ્ઠાન ( આચરણ ) રાગદ્વેષાદિક દોષ–મળથી લેપાયું હોતું નથી તેવા શુદ્ધ બુદ્ધ સ્વભાવવાળા પૂજ્ય સાધુજનોને નમસ્કાર હો ! જેમની ક્રિયા ( કરણી ) સમજ-પૂર્વક નિરાશંસ ભાવે ( આશંસા વગર ) કેવળ આત્મશુદ્ધિ નિમિત્તે જ કરાતી હોવાથી શુદ્ધ–નિર્દોષ છે અને તીક્ષ્ણ ઉપયોગ ( આત્મલક્ષ ) સહિત જ કરાતી હોવાથી આત્મવિશુદ્ધિ કરવાને સમર્થ છે એવા પવિત્ર આત્માઓને નમસ્કાર થાઓ. ૮.

જેનું જ્ઞાન સહિત ક્રિયારૂપ અનુષ્ઠાન દોષરૂપ કચરાથી લેપાયેલું નથી એવા, શુદ્ધ, નિર્મળ, બુદ્ધ–ટંકોત્કીર્ણ જ્ઞાનરૂપ સ્વભાવ છે જેનો એવા તે ભગવંતને નમસ્કાર હો !



## ૧૨ નિઃસ્પૃહાષ્ટક.

**स्वभावलाभात् किमपि, प्राप्तव्यं नावशिष्यते ।**
**इत्यात्मैश्वर्यसंपन्नो, निःस्पृहो जायते मुनिः ॥ १ ॥**

જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક લક્ષણસ્વરૂપ આત્મપ્રાપ્તિ ઉપરાંત બીજું કંઇ પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી; તેથી જ આત્માનું ખરું ઐશ્વર્ય પામેલ સાધુ નિઃસ્પૃહ બને છે. ૧.

આત્માના સ્વભાવની પ્રાપ્તિથી બીજું કંઈ પણ પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી. એ પ્રકારે આત્માના ઐશ્વર્ય–પ્રભુત્તા-ને પ્રાપ્ત થએલ મુનિ નિઃસ્પૃહ–સ્પૃહા રહિત થાય છે.

**संयोजितकरैः के के, प्रार्थ्यन्ते न स्पृहावहैः ।**
**अमात्रज्ञानपात्रस्य, निःस्पृहस्य तृणं जगत् ॥ २ ॥**

પરસ્પૃહા ( આશા–ઇચ્છા ) કરનારા, પરાધીન વૃત્તિવાળા સહુ કોઇ હાથ જોડી જોડીને અનેકની પાસે કરગરતા ( પ્રાર્થના કરતા ) દીસે છે; અખૂટ આત્મજ્ઞાનના ધણી એવા નિઃસ્પૃહી સાધુજનોને જ કોઇની પરવા હોતી નથી. ૨.

જેણે હાથ જોડેલા છે એવા સ્પૃહાવાળા પુરુષો કોની કોની પાસે પ્રાર્થના કરતા નથી–માગતા નથી ? અર્થાત્ બધા દાતા પુરુષની પાસે માગે છે. અપરિમિત જ્ઞાનના પાત્ર એવા નિઃસ્પૃહ મુનિને તો સર્વ જગત્ તૃણતુલ્ય છે.

**छिन्दन्ति ज्ञानदात्रेण, स्पृहाविषलतां बुधाः ।**
**मुखशोषं च मूर्च्छां च, दैन्यं यच्छति यत्फलम् ॥ ३ ॥**

સુજ્ઞ સાધુજનો જ્ઞાનરૂપી દાતરડાવડે સ્પૃહા–તૃષ્ણારૂપી વિષવેલડીને છેદી નાંખે છે, કેમકે એ સ્પૃહાથી મુખશોષ, મૂર્ચ્છા અને દીનતાનો જ અનુભવ કરવો પડે છે. ૩.

અધ્યાત્મજ્ઞાની પંડિત પુરુષો જ્ઞાનરૂપ દાતરડાવડે સ્પૃહારૂપ વિષવેલીને છેદે છે, જે સ્પૃહા–લાલસારૂપ વિષલતાના ફળ મુખનું સુકાવું, મૂર્ચ્છા અને દીનપણું આપે છે.

**निष्कासनीया विदुषा, स्पृहा चित्तगृहाद् बहिः ।**
**अनात्मरतिचाण्डाली–संगमङ्गीकरोति या ॥ ४ ॥**

સુજ્ઞ જનોએ સ્પૃહાને મનમંદિરમાંથી બહાર કાઢી મૂકવી–મનમાં સંઘરવી જ નહીં, કેમકે તે આત્માને કળ પડવા ન જ દે એવી વિભાવપરિણતિ અથવા કુમતિચંડાલણીનો સંગ કર્યા કરે છે. ૪.

જે ( સ્પૃહા ) આત્મવિરુદ્ધ પુદ્‌ગલની રતિરૂપ ચાંડાલીનો પ્રસંગ–સહવાસ સ્વીકારે છે–આદરે છે તે સ્પૃહા પંડિતે ચિત્તરૂપ ઘરથી બહાર કાઢી મૂકવા યોગ્ય છે.

**स्पृहावन्तो विलोक्यन्ते, लघवस्तृणतूलवत् ।**
**महाश्चर्यं तथाप्येते, मज्जन्ति भववारिधौ ॥ ५ ॥**

પારકી આશાએ જીવનારા કેવળ ઘાસ કે આકડાના રૂ જેવા હલકા ( લઘુતા પામતા ) દીસે છે, તેમ છતાં તેઓ ભવસાગરમાં ડૂબી જાય છે તે ભારે આશ્ચર્ય છે. ૫.

સ્પૃહાવાળા–લાલસાવાળા જીવો તૃણ અને આકડાના રૂ જેવા હલકા દેખાય છે, તો પણ એઓ સંસારરૂપ સમુદ્રમાં ડૂબે છે એ મોટું આશ્ચર્ય છે. બીજા જે હલકા હોય તે બૂડે નહિ. કહ્યું છે કે—

" तूलं तृणादपि लघु, तूलादपि हि याचकः ।
वायुना किं न नीतोऽसौ, मामयं प्रार्थयिष्यति ॥ "

" તૃણથી આકડાનું રૂ હલકું છે અને આકડાના રૂથી પણ હલકો યાચક છે; તો પણ 'મારી પાસે માગશે' એવા ભયથી વાયુ તેને ખેંચી જતો નથી."

गौरवं पौरवन्द्यत्वात्, प्रकृष्टत्वं प्रतिष्ठया ।
ख्यातिं जातिगुणात् स्वस्य, प्रादुष्कुर्यान्न निःस्पृहः ॥६॥

નિ:સ્પૃહી મહાત્મા નગરલોકોના વંદનપૂજનથી નિજ ગૌરવ (મોટાઇ), માનપ્રતિષ્ઠાવડે સ્વશ્રેષ્ઠતા અને સ્વજાતિના ગુણ વર્ણવી પોતાની પ્રસિદ્ધિ કરતા નથી. લોકપૂજા, પ્રતિષ્ઠા કે ખ્યાતિની દરકાર તેઓ કરતા જ નથી. ૬.

સ્પૃહારહિત સાધુ નગરવાસી લોકોને વન્દનીય હોવાથી પોતાની મોટાઈને, પ્રતિષ્ઠા–શોભાથી ઉત્તમપણાને અને જાતિ-કુલસંપન્નપણાથી પ્રસિદ્ધિને ન પ્રગટ કરે.

भूशय्या भैक्षमशनं, जीर्णं वासो गृहं वनम् ।
तथाऽपि निःस्पृहस्याहो, चक्रिणोऽप्यधिकं सुखम् ॥७॥

નિ:સ્પૃહી સાધુને શયન કરવાને ભૂમિતળ, ખાવાને ભિક્ષા-ભોજન, પહેરવાને જીર્ણપ્રાય વસ્ત્ર અને વાસ કરવાને વન હોય તેમ છતાં તેને ચક્રવર્તીથી પણ અધિક સુખ હોય છે એ જ આશ્ચર્યકારક છે. ૭.

પૃથિવી તે જ સુખશય્યા, ભિક્ષાસમૂહથી મળેલ આહાર,

જૂનું ફાટેલું વસ્ત્ર અને વન એ જ ઘર છે તો પણ આશ્ચર્ય છે કે સ્પૃહારહિતને ચક્રવર્તી કરતાં પણ અધિક સુખ છે.

**परस्पृहा महादुःखं, निःस्पृहत्वं महासुखम् ।**
**एतदुक्तं समासेन, लक्षणं सुखदुःखयोः ॥ ८ ॥**

'પરઆશા–તૃષ્ણા કે પરાધીનતા એ જ ભારે દુઃખ અને નિઃસ્પૃહતા–ખરી સંતોષવૃત્તિ એ જ ભારે સુખ.' સંક્ષેપમાં સુખ દુઃખનું એ જ લક્ષણ શાસ્ત્રમાં કહ્યું છે. પછી ઇચ્છામાં આવે તે એકને પસંદ કરો. ૮.

પરની આશા લાલસા–કરવી તે મહાદુઃખ છે અને નિઃસ્પૃહ-પણું તે મહાસુખ છે. એ સંક્ષેપથી સુખ અને દુઃખનું લક્ષણ કહ્યું છે.



## १३ मौनाष्टक.

**मन्यते यो जगत्तत्त्वं, स मुनिः परिकीर्तितः ।**
**सम्यक्त्वमेव तन्मौनं, मौनं सम्यक्त्वमेव वा ॥ १ ॥**

જે સકળ ( હેયોપાદેય–હિતાહિત ) તત્ત્વને યથાસ્થિત જાણે તેવા જ્ઞાની મહાત્મા મુનિ કહેવાય છે. તેવો મુનિભાવ એ જ શુદ્ધ કારક સમ્યક્ત્વ અને એ સમ્યક્ત્વ જ ખરો મુનિભાવ જાણવો. ૧.

'જે જગતના તત્ત્વને જાણે તે મુનિ' એમ તીર્થંકર–ગણધરોએ કહ્યું છે. તે કારણથી મુનિપદની વ્યુત્પત્તિના નિમિત્ત-રૂપ જગતના તત્ત્વનું જ્ઞાન હોવાથી સમ્યક્ત્વ જ મુનિપણું છે

અથવા મુનિપણું. એ જ સમ્યક્ત્વ છે. આથી જ ‘ બધા ય શબ્દો ક્રિયાવાચી છે ’ એવો એવંભૂત નયનો અભિપ્રાય લઈને આચારાંગસૂત્રમાં કહ્યું છે કે—

जं सम्मं ति पासहा तं मोणं ति पासहा, जं मोणं ति पासहा तं सम्मं ति पासहा। ण इमं सक्कं सिढिलेहिं अद्दिज्जमाणेहिं गुणासाएहिं वंकसामायारेहिं पमत्तेहिं गारमावसंतेहिं।

मुणी मोणं समायाए, धुणे कम्मसरीरगं।
पंतं लूहं च सेवन्ति, वीरा सम्मत्तदंसिणो ॥ ”

अध्य० ५, उ० ३, सू० १५५

જે સમ્યક્ત્વ છે તે જ મુનિપણું છે, જે મુનિપણું છે તે જ સમ્યક્ત્વ છે. એ મૌન ( મુનિપણું ) શિથલ–મન્દવીર્યવાળા, આર્દ્ર–રાગવાળા, શબ્દાદિ વિષયોનો આસ્વાદ લેનાર, વક્ર આચારવાળા–માયાવી, અને પ્રમાદી ગૃહસ્થોએ પાલન કરવું શક્ય નથી.

મુનિ મૌનને ગ્રહણ કરીને કાર્મણ શરીરનો નાશ કરે અને તેને માટે સમ્યક્ત્વદર્શી વીર પુરુષો પ્રાન્ત અને રૂક્ષ ભોજન કરે છે.

आत्माऽऽत्मन्येव यच्छुद्धं, जानात्यात्मानमात्मना।
सेयं रत्नत्रये ज्ञप्ति–रुच्याचारैकता मुनेः ॥ २ ॥

આત્મા પોતે જ પોતામાં રહેલું શુદ્ધ સ્વરૂપ જેવડે જાણે-જુએ છે તે જ આ મુનિ સંબંધી રત્નત્રયમાં જ્ઞાન, દર્શન અને ચારિત્રની એકતા જાણવી. ૨.

જ્ઞાતા આત્મા આત્મસ્વભાવરૂપ આધારને વિષે શુદ્ધ–કર્મો-

પાધિરહિત એકત્વ–પૃથક્ત્વ પૃથક્પરિણત–અભેદ અને ભેદરૂપે પૃથક્પરિણતિવાળા સ્વદ્રવ્યરૂપ આત્માને આત્માવડે જ્ઞપરિજ્ઞા અને પ્રત્યાખ્યાનપરિજ્ઞા એમ દ્વિવિધ પરિજ્ઞાદ્વારા જાણે, તે આ રત્નત્રયમાં જ્ઞાન, રુચિ–શ્રદ્ધા અને આચરણની અભેદ-પરિણતિ મુનિને હોય છે. કહ્યું છે કે—

"आत्मानमात्मना वेत्ति, मोहत्यागाद् यदात्मनि।
तदेव तस्य चारित्रं, तज्ज्ञानं तच्च दर्शनम् ॥"

"આત્મા મોહના ત્યાગથી આત્માને વિષે આત્માવડે આત્માને જે જાણે છે તે જ તેનું ચારિત્ર છે, તે જ્ઞાન છે અને તે દર્શન છે."

આ જ કારણથી જે શ્રુતજ્ઞાનથી કેવળ આત્માને જાણે તે અભેદ નયની અપેક્ષાએ તથા જે કેવલ સંપૂર્ણ શ્રુતને જાણે તે ભેદનયથી શ્રુતકેવલી છે, એમ સમયપ્રાભૃતમાં કહ્યું છે.

जो हि सुएणभिगच्छइ, अप्पाणमिणं तु केवलं सुद्धं ।
तं सुअकेवलिमिसिणो, भणंति लोगप्पदीवयरा ॥

जो सुअनाणं सव्वं जाणइ, सुअकेवलिं तमाहु जिणा ।
नाणं आया सव्वं जम्हा, सुअकेवली तम्हा ॥

समय० गा० ९–१०

જે શ્રુતજ્ઞાનવડે કેવળ શુદ્ધ આત્માને જાણે છે તેને લોકમાં પ્રકાશ કરનારા ઋષિઓ શ્રુતકેવલી કહે છે.

જે સર્વ શ્રુતજ્ઞાનને જાણે છે તેને જિનો શ્રુતકેવલી કહે છે, કારણ કે આત્મા સર્વ જ્ઞાનરૂપ છે તેથી તે શ્રુતકેવલી કહેવાય છે.

એ જ અર્થને નયભેદે કરી વિવરી દેખાડે છે—

**चारित्रमात्मचरणाद्, ज्ञानं वा दर्शनं मुनेः ।**
**शुद्धज्ञाननये साध्यं, क्रियालाभात् क्रियानये ॥ ३ ॥**

શુદ્ધ નિશ્ચયદૃષ્ટિથી મુનિને આત્મરમણતા ( સ્વરૂપસ્થિરતા ) જ્ઞાન, દર્શન અને ચારિત્રની સાર્થકતા છે, અને વ્યવહારદૃષ્ટિથી દોષનિવૃત્તિરૂપ ક્રિયાના સેવનવડે તેની સાર્થકતા લેખાય છે. ૩.

આત્માને વિષે જ ચાલવાથી–પુદ્ગલથકી નિવૃત્તિ કરવાથી ચારિત્ર, બોધસ્વરૂપ હોવાથી જ્ઞાન અને જિનોક્ત ભાવની શ્રદ્ધા-રૂપ હોવાથી દર્શન, એમ શુદ્ધ જ્ઞાનનય એટલે જ્ઞાનાદ્વૈત નયના અભિપ્રાયે મુનિને સાધ્ય છે. તે એક વસ્તુને વ્યાવૃત્તિ–ભેદનયની અપેક્ષાએ ત્રિરૂપ કહે છે. જ્ઞાનના ફલરૂપ ક્રિયાના લાભથી ક્રિયાનયના અભિપ્રાયે એકતા જાણવી. વિષયપ્રતિભાસ-વ્યાપારે જ્ઞાન, આત્મપરિણામ વ્યાપારે તે જ સમ્યક્ત્વ, અને આસ્રવને રોકવાથી તત્ત્વજ્ઞાન વ્યાપારે તે જ ચારિત્ર. એમ વ્યાપારના ભેદથી એક જ્ઞાન ત્રિરૂપ કહેવું.

**यतः प्रवृत्तिर्न मणौ, लभ्यते वा न तत्फलम् ।**
**अतात्त्विकी मणिज्ञप्ति–र्मणिश्रद्धा च सा यथा ॥ ४ ॥**

જો નજરે જોયા છતાં મણિ લેવા પ્રવૃત્તિ થાય નહીં તેમજ તેનું ફળ મેળવી શકાય નહીં, તો તેમના સંબંધી જ્ઞાન તેમજ શ્રદ્ધા યથાર્થ લેખાય નહિ. ૪.

જેમ જેથી મણિને વિષે ( તે લેવાની ) પ્રવૃત્તિ ન થાય અથવા વિનિયોગ–અલંકારાદિમાં યોજના કરવારૂપ પ્રવૃત્તિનું

ફળ પણ ન પ્રાપ્ત થાય તો તે મણિનું જ્ઞાન અને 'આ મણિ છે' એવી શ્રદ્ધા અવાસ્તવિક–અસત્ય છે.

**तथा यतो न शुद्धात्म–स्वभावाचरणं भवेत् ।**
**फलं दोषनिवृत्तिर्वा, न तज्ज्ञानं न दर्शनम् ॥ ५ ॥**

તેવી રીતે જે થકી શુદ્ધ આત્મસ્વરૂપમાં રમણતા કે દોષ-નિવૃત્તિરૂપ ફળ થવા ન પામે તે જ્ઞાન અને દર્શન સાર્થક લેખી શકાય નહિ. ૫.

તેમ જેથી શુદ્ધ આત્મસ્વભાવનું આચરણ ન થાય અથવા શુદ્ધ આત્માના લાભનું ફળ રાગ, દ્વેષ અને મોહરૂપ દોષની નિવૃત્તિ ન થાય તે જ્ઞાન નથી અને દર્શન–સમ્યક્ત્વ પણ નથી.

**यथा शोफस्य पुष्टत्वं, यथा वा वध्यमण्डनम् ।**
**तथा जानन् भवोन्माद–मात्मतृप्तो मुनिर्भवेत् ॥ ६ ॥**

જેવું સોજાથી થયેલું પુષ્ટપણું અને વધ કરવા લાયકને સારાં વસ્ત્રાભૂષણ પહેરાવવાં નકામા–નિષ્પ્રયોજન છે, તેવો જ આ સંસારનો અજ્ઞાનજનિત ઉન્માદ લેખી તત્ત્વવેદી મુનિ ક્ષણિક પદાર્થોમાં રતિ અરતિ તજી, સમભાવમાં ઝીલતા સતા સહજ સંતોષી થઈને રહે છે. ૬.

જેમ સોજાનું પુષ્ટપણું અથવા જેમ વધ કરવાને લઇ જતા પુરુષને કરેણના ફૂલની માળા વિગેરે આભરણ પહેરાવવામાં આવે છે, તેવા સંસારના ઉન્માદ–ઘેલછાને જાણતા મુનિ આત્માને વિષે જ સંતુષ્ટ હોય.

**सुलभं वागनुच्चारं, मौनमेकेन्द्रियेष्वपि ।**
**पुद्गलेष्वप्रवृत्तिस्तु, योगानां मौनमुत्तमम् ॥ ७ ॥**

કેવળ વચન નહીં ઉચ્ચારવારૂપ મૌન તો એકેન્દ્રિય જીવોને વિષે પણ જાણી જોઇ શકાય છે, પરંતુ પરપુદ્ગલ( પરભાવ )ને વિષે મન, વચન, કાયાની થતી પ્રવૃત્તિ આટોપી લેવારૂપ મૌન જ સર્વોત્તમ ફળસાધક એટલે કલ્યાણકારી છે. ૭.

વચનના નહિ ઉચ્ચારવારૂપ મૌન એકેન્દ્રિય જીવોમાં સુલભ ( સુખે પામીએ તેવું ) છે, પરન્તુ પુદ્ગલોમાં યોગોની ( મન-વચન-કાયાની ) અવ્યાપારરૂપ અપ્રવૃત્તિ તે જ ઉત્કૃષ્ટ મૌન છે. એ જ મુનિનું મૌન છે.

**ज्योतिर्मयीव दीपस्य, क्रिया सर्वाऽपि चिन्मयी ।**
**यस्यानन्यस्वभावस्य, तस्य मौनमनुत्तरम् ॥ ८ ॥**

દીવાની જ્યોતિની જેવી જેની સઘળી ક્રિયા જ્ઞાન(પ્રકાશ)થી ઝળકતી છે, તેવા શાન્ત-સમભાવી મહાશયનું જ મૌન સર્વોત્તમ છે. જડ, મુગ્ધ કે કપટીના વચનમાત્રને નહીં ઉચ્ચારવારૂપ મૌનમાત્રથી કશું વળતું નથી. આત્માનું કલ્યાણ તો અસદ્વૃત્તિઓ કે વાસનાઓના સંયમથી જ સધાય છે. ૮.

જેમ દીવાની ઊંચે ગમન કરવા અને નીચે ગમન કરવા આદિરૂપ બધી ય ક્રિયા પ્રકાશમય છે તેમ અનન્યસ્વભાવે એટલે પુદ્ગલભાવે નહિ પરિણામ પામેલા એવા જેની-આહાર-વ્યવહારાદિ સઘળી ક્રિયા જ્ઞાનમય છે તેનું મૌન જ ઉત્કૃષ્ટ છે.

" वियद्वस्तुस्वभावानुरोधादेव तत्कारकात् वियत्संपूर्णता तद्गुत्पत्तौ कुम्भस्यैवं( स्येव ) दशाऽऽत्मनः ॥ "

" આકાશના વસ્તુસ્વભાવને અનુસરીને ઘટની કારણસામગ્રીથી ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ થતાં ઘટાકાશની પૂર્ણતા થાય છે. અર્થાત્ જેમ કારણસામગ્રીથી ઘટની ઉત્પત્તિ થતાં ઘટાકાશની પૂર્ણતા થાય છે તેમ આત્માની બધી ક્રિયાઓ જ્ઞાનદૃષ્ટિવડે ચૈતન્યમય થઈ જાય છે.

એ ન્યાયે જ્ઞાનીની બધી ક્રિયા જાણવી.



## १४ विद्याष्टक.

नित्यशुच्यात्मताख्यातिरनित्याशुच्यनात्मसु ।
अविद्या तत्त्वधीर्विद्या, योगाचार्यैः प्रकीर्तिता ॥ १ ॥

અનિત્ય, અશુચિ અને પૌદ્ગલિક વસ્તુઓમાં નિત્ય, શુચિ–પવિત્ર અને પોતાપણાની બુદ્ધિ તે જ અવિદ્યા ( અજ્ઞાન ) અને વસ્તુને વસ્તુગતે યથાર્થ લેખવી ( ઓળખી લેવી ) તે જ વિદ્યા ( સમ્યગ્જ્ઞાન ) યોગાચાર્યોએ વખાણેલ છે. ૧.

અનિત્ય એટલે આત્માથી ભિન્ન પરસંયોગને વિષે નિત્યપણાની બુદ્ધિ, તથા નવ દ્વારોથી મળને વહેતાં અશુચિ–અપવિત્ર શરીરને વિષે પવિત્રપણાની બુદ્ધિ અને આત્માથી ભિન્ન પુદ્ગલાદિ પદાર્થને વિષે આત્મપણાની બુદ્ધિ એટલે અહંબુદ્ધિ તથા મમત્વબુદ્ધિ એ અવિદ્યા કહી છે. તત્ત્વબુદ્ધિ એટલે શુદ્ધ આત્મદ્રવ્યમાં નિત્યપણાની, શુચિપણાની અને આત્મપણાની

બુદ્ધિ—યથાર્થ જ્ઞાન તે વિદ્યા, એમ યોગદષ્ટિસંપન્ન પતંજલિપ્રમુખ યોગાચાર્યોએ કહ્યું છે.

य पश्येन्नित्यमात्मानमनित्यं परसङ्गमम् ।
छलं लब्धुं न शक्नोति, तस्य मोहमलिम्लुचः ॥ २ ॥

જે આત્માને નિત્ય—શાશ્વત—અવિનાશી અને પર—પુદ્ગળ-સંબંધને અનિત્ય—અસ્થિર—કારમો અંતરથી લેખે છે, સમજે છે તે જ્ઞાનીનો પરાભવ મોહરૂપ ચોરટો કરી શકતો નથી. ૨.

જે નિત્ય—સદા અવિચલિત સ્વરૂપવાળા આત્માને દેખે છે અને પરસંયોગને અનિત્ય—અધ્રુવ, અસ્થિર દેખે છે તેનું છલ—છિદ્ર મેળવવાને મોહરૂપ ચોર સમર્થ થતો નથી.

तरङ्गतरलां लक्ष्मी—मायुर्वायुवदस्थिरम् ।
अदभ्रधीरनुध्याये—दभ्रवद् भङ्गुरं वपुः ॥ ३ ॥

વિચક્ષણ મનુષ્ય લક્ષ્મીને જળતરંગ જેવી ચંચળ, જીવિતને પવન જેવું અસ્થિર અને શરીરને વાદળા જેવું ક્ષણવિનાશી લેખી તેમાં મૂંઝાઈ જતો નથી. ૩.

નિપુણ બુદ્ધિવાળો સમુદ્રના કલ્લોલ જેવી ચપલ લક્ષ્મીને, વાયુ જેવા અસ્થિર આયુષને અને વાદળાંના જેવા વિનાશ પામવાના સ્વભાવવાળા શરીરને ચિન્તવે.

शुचीन्यप्यशुचीकर्तुं, समर्थेऽशुचिसंभवे ।
देहे जलादिना शौच—भ्रमो मूढस्य दारुणः ॥ ४ ॥

શુક્ર—રજ( વીર્ય—રુધિર )રૂપ અશુચિ વસ્તુસંબંધથી પેદા

થનારા તથા ગમે તેવા શુદ્ધ ખાનપાન, વસ્ત્ર પ્રમુખને અશુદ્ધ-મલિન કરી નાંખનારા દેહ વિષે જળ વિગેરેથી પવિત્ર થવાનો ભ્રમ મૂઢજનોને ભારે આકરો હોય છે; જ્ઞાનીને એવો ભ્રમ સંભવતો નથી. ૪.

કપૂર, કસ્તૂરી પ્રમુખ પવિત્ર વસ્તુને પણ અપવિત્ર કરવાને સમર્થ તથા માતાનું રુધિર અને પિતાના વીર્યરૂપ અશુચિ પદાર્થથી ઉત્પન્ન થયેલા શરીરને વિષે જળ માટી વિગેરેથી પવિત્રપણાનો ભ્રમ મોહથી મૂંઝાયેલા શ્રોત્રીયાદિકને ( વેદપાઠી બ્રાહ્મણાદિને ) કદી ન ટળી શકે એવો ભયંકર છે.

**યઃ સ્નાત્વા સમતાકુણ્ડે, હિત્વા કશ્મલજં મલમ્ ।**
**પુનર્ન યાતિ માલિન્યં, સોઽન્તરાત્મા પરઃ શુચિઃ ॥ ૫ ॥**

સમતા–કુંડમાં સ્નાન કરી, પાપ–મેલને પખાળી જે ફરી પાપથી ખરડાતો નથી તે અંતરાત્મા કે વિવેકાત્મા ખરેખરો પવિત્ર થયેલો સમજવો. ૫.

જે સમતારૂપ કુંડમાં સ્નાન કરીને અને પાપથી ઉત્પન્ન થએલા મેલને છોડીને ફરીથી મલિનપણું પામતો નથી તે અન્તરાત્મા–સમ્યક્ત્વવાસિત આત્મા અત્યન્ત પવિત્ર છે.

“ बंधेण न वोलइ कयावि ” સમ્યગ્દષ્ટિ કદાપિ બન્ધવડે અન્તઃકોટાકોટી સાગરોપમની સ્થિતિને ઉલ્લંઘતો નથી, એટલે તેથી અધિક સ્થિતિબન્ધ કરતો નથી. એ ન્યાયે સમ્યગ્દષ્ટિ થયો એટલે જ અંશે સ્નાતક (કેવલજ્ઞાની) થયો, જેથી ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ-રૂપ મેલ સમ્યગ્દષ્ટિને ન આવે એ જ સહજ પવિત્રપણું જાણવું.

**आत्मबोधो नवः पाशो, देहगेहधनादिषु ।**
**यः क्षिप्तोऽप्यात्मना तेषु, स्वस्य बन्धाय जायते ॥ ६ ॥**

શરીર, ધન ને ઘર–હાટ પ્રમુખમાં મારાપણાની બુદ્ધિ એ એક એવું વિલક્ષણ બંધન છે કે તે બધાને બાંધવા જતાં–પોતાના કરવા જતાં, પોતે જ બંધાઇ પરવશ થઇ જાય છે. ૬.

શરીર, ઘર અને ધન વિગેરે પદાર્થમાં આત્મપણાની બુદ્ધિ એટલે 'હું અને મારું' એવો અહંભાવ અને મમત્વભાવનો પરિણામ તે નવીન ( લોકોત્તર ) પાશ છે જે પાશ આત્માએ દેહાદિકને વિષે નાંખ્યો છે તો પણ તે આત્માના ( પોતાના જ ) બન્ધને માટે થાય છે. બીજો લૌકિક પાશ તો જેના ઉપર નાંખ્યો હોય તેને બાંધે છે. દેહાદિમાં આત્મબોધરૂપ પાશ તો દેહાદિક ઉપર નાંખ્યો છે તે તેને બાંધતો નથી, પણ નાંખનારને બાંધે છે એ આશ્ચર્ય છે.

**मिथोयुक्तपदार्थानाम–संक्रमचमत्क्रिया ।**
**चिन्मात्रपरिणामेन, विदुषैवानुभूयते ॥ ७ ॥**

સંયોગ સંબંધથી મળેલા પદાર્થો પોતપોતાનો સ્વભાવ કદાપિ તજતા નથી, એવો ચમત્કાર શુદ્ધ જ્ઞાનપરિણામવડે જ્ઞાની પુરુષ જ અનુભવે છે. જેમ જડ વસ્તુ પોતાનો સ્વભાવ ન તજે તેમ ચેતન–આત્મા પણ પોતાનો સ્વભાવ ન તજે એ નિયમ જ છે. ૭.

પરસ્પર મળેલા જીવ–પુદ્દગલાદિ દ્રવ્ય–પર્યાયરૂપ પદાર્થના અસંક્રમ–લક્ષણ અને સ્વરૂપના અસંકરણ–ભિન્નતાનો ચમત્કાર જ્ઞાનમાત્રપરિણામવન્ત વિદ્વાનથી અનુભવાય છે. તે અન્ય વિશેષ પર્યાય છે તેને જ્ઞાનાદિ સ્વલક્ષણવડે જાણે છે. સન્મતિમાં કહ્યું છે કે–

**अन्नोन्नाणुगयाणं इमं तं च त्ति विभयणमसक्कं ।**
**जह दुद्धपाणियाणं जावंत विसेसपज्जाया ॥**

( कांड १, गा. ४७ )

" દૂધ અને પાણીની પેઠે પરસ્પર મળેલા–ઓતપ્રોત થયેલા જીવ અને પુદ્ગલ દ્રવ્યોના જેટલા વિશેષ પર્યાયો છે તેમાં ' આ જીવ છે અને આ પુદ્ગલ દ્રવ્ય છે ' એવો વિભાગ કરવો અશક્ય છે, પરન્તુ તે બન્નેના અવિભક્ત પર્યાયો સમજવા જોઇએ. "

**अविद्यातिमिरध्वंसे, दृशा विद्याञ्जनस्पृशा ।**
**पश्यन्ति परमात्मान–मात्मन्येव हि योगिनः ॥ ८ ॥**

જ્ઞાનરૂપી અંજન(આંજણ)વડે અજ્ઞાનરૂપ તિમિરરોગ ટળ્યે છતે યોગીપુરુષો પોતાનામાં જ પરમાત્મસ્વરૂપને જોવે-અનુભવે છે.૮.

યોગીઓ સમાધિદશામાં મિથ્યાજ્ઞાનરૂપ અન્ધકારનો નાશ થતાં તત્ત્વબુદ્ધિરૂપ અંજનનો સ્પર્શ કરનારી દૃષ્ટિવડે પોતાના અન્તરાત્માને વિષે જ પરમાત્માને એટલે ઉત્કૃષ્ટ જ્ઞાનવંત કેવળ આત્માને દેખે છે.

બાહ્યાત્મા મિથ્યાજ્ઞાની પ્રથમ ગુણસ્થાનકે, અન્તરાત્મા સમ્યગ્દૃષ્ટિ ચોથા ગુણસ્થાનકથી માંડી બારમા ગુણસ્થાનક સુધી અને પરમાત્મા કેવલજ્ઞાની તેરમા અને ચૌદમા ગુણસ્થાનકે હોય છે. વ્યક્તિસ્વરૂપે (પ્રગટભાવે) બાહ્યાત્મા હોય તે શક્તિએ અન્તરાત્મા હોય. વ્યક્તિથી અન્તરાત્મા હોય તે શક્તિથી પરમાત્મા હોય. પરમાત્મા ભૂતપૂર્વ ન્યાયે બાહ્યાત્મા કહેવાય, પણ વ્યક્તિરૂપે પરમાત્મા હોય. જે પરમાત્મા હોય તે બાહ્યાત્મા તથા અન્તરાત્મા ભૂતપૂર્વ નયે જ કહેવાય. એ નયવચનિકા જાણવી.



# ૧૫ विवेकाष्टक.*

कर्म जीवं च संश्लिष्टं, सर्वदा क्षीरनीरवत् ।
विभिन्नीकुरुते योऽसौ, मुनिहंसो विवेकवान् ॥ १ ॥

જીવ અને કર્મ ક્ષીર અને નીર–જળની પેઠે નિરંતર મળેલ હોય છે, પરંતુ તેને હંસ સમાન મુનિમહારાજ વિવેક-ચંચુવડે ભિન્ન કરે છે. ૧.

દૂધ અને પાણીની પેઠે જ્ઞાનાવરણાદિ કર્મ અને જીવ સદા એકઠાં મળેલાં છે. તેને જે સાધુરૂપ રાજહંસ લક્ષણ આદિના ભેદથી ભિન્ન કરે તે વિવેકવંત કહેવાય છે. જીવ અને અજીવનું જે ભેદજ્ઞાન તે વિવેક.

देहात्माद्यविवेकोऽयं, सर्वदा सुलभो भवे ।
भवकोटयाऽपि तद्भेद–विवेकस्त्वतिदुर्लभः ॥ २ ॥

દેહ એ જ આત્મા એ વિગેરે અવિવેક તો સુલભ છે, પણ ક્રોડભવે તેનો ભેદ સમજાવનાર એવો વિવેક પ્રાપ્ત થવો તે અતિ દુર્લભ છે.૨.

સંસારમાં શરીર, આત્મા આદિ શબ્દથી વચન, ચિત્ત,

---

*સ્વર્ગસ્થ સદ્ગુણાનુરાગી મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજીએ જ્ઞાન-સારના બત્રીશ અષ્ટકો પૈકી કેટલાકના ભાષાંતર શ્રી જૈ. ધ. પ્ર માં પ્રકાશિત કર્યાં નથી એટલે રહી ગયેલ નવ અષ્ટકોનું નવું ભાષાંતર કરેલ છે. રહી ગયેલ અષ્ટકો આ પ્રમાણે છે. ૧૫ વિવેકાષ્ટક, ૧૬ માધ્યસ્થાષ્ટક, ૧૭ નિર્ભયાષ્ટક, ૨૧ કર્મવિપાકાષ્ટક, ૨૬ અનુભવાષ્ટક, ૨૮ નિયાગાષ્ટક, ૨૯ પૂજાષ્ટક, ૩૦ ધ્યાનાષ્ટક અને ૩૨ સર્વનયાષ્ટક.

ચૈતન્યાદિનો અવિવેક—અભેદ એ સદા સુલભ છે. તે દેહાત્મા-દિનું ભેદપરિજ્ઞાન—આત્માની એકતાનો નિશ્ચય કોટિ જન્મોવડે પણ અત્યન્ત દુર્લભ છે. સંસારમાં બધા ય ભવસ્થ જીવો શરીર અને આત્માના અભેદની વાસનાથી વાસિત જ છે. ભેદજ્ઞાની કોઇક જ હોય છે. સમયપ્રાભૃતમાં કહ્યું છે કે—

" सुदपरिचिदाणुभूता सव्वस्स वि कामभोगबंधकहा ।
एगत्तस्सुवलंभो णवरि ण सुलभो विभत्तस्स ॥ "

समयसार गा० ४.

" સર્વ જીવોને પણ કામભોગના બન્ધની કથા સાંભળ-વામાં આવી છે, પરિચયમાં આવી છે અને અનુભવમાં આવેલી છે, તેથી સુલભ છે. પરન્તુ વિભક્ત—શરીરાદિકથી ભિન્ન એવા આત્માની એકતા સાંભળવામાં આવી નથી, પરિચયમાં આવી નથી અને અનુભવમાં આવી નથી, તેથી સુલભ નથી. "

शुद्धेऽपि व्योम्नि तिमिराद्, रेखाभिर्मिश्रता यथा ।
विकारैर्मिश्रता भाति, तथाऽत्मन्यविवेकतः ॥ ३ ॥

જેમ દૃષ્ટિના દોષવડે શુદ્ધ—સ્વચ્છ આકાશ પણ રેખાવડે મિશ્રિત ભાસે છે તેમ અવિવેકી પુરુષો વિકારવડે આત્માને મિશ્રિત માને છે. ૩.

જેમ શુદ્ધ આકાશમાં પણ તિમિર રોગથી નીલપીતાદિ રેખાઓવડે મિશ્રતા—ચિત્રવિચિત્રતા ભાસે છે, તેમ શુદ્ધાત્માને વિષે અવિવેકથી કામક્રોધાદિ વિકારોવડે વિકારરૂપ વિચિત્રતા ભાસે છે; પરન્તુ શુદ્ધાત્મા નિર્વિકાર છે.

यथा योधैः कृतं युद्धं, स्वामिन्येवोपचर्यते ।
शुद्धात्मन्यविवेकेन, कर्मस्कन्धोर्जितं यथा ॥ ४ ॥

સમરાંગણમાં યોદ્ધાઓવડે થયેલા યુદ્ધનો નિર્ણય-જય પરાજય જેમ તેના સ્વામીને ઘટે છે, તેમ પ્રાણીમાત્રને મળતું સુખ યા દુઃખ કર્મનું વિલસિત હોવા છતાં અવિવેકવડે આત્મામાં આરોપિત થાય છે ૪.

જેમ સુભટોએ કરેલા યુદ્ધનો સ્વામીને વિષે જ ઉપચાર કરાય છે. સેવકોનો જય અને પરાજય ઉપચારથી સ્વામીનો જય-પરાજય કહેવામાં આવે છે, તેમ અવિવેકે કરેલા કર્મ-પુદ્ગલોનો પુણ્યાપુણ્યફલરૂપ વિલાસ શુદ્ધ આત્મામાં આરોપાય છે, તેથી તે ઉપચારથી શુદ્ધ આત્માનો ગણાય છે.

इष्टकाद्यपि हि स्वर्णं, पीतोन्मत्तो यथेक्षते ।
आत्माऽभेदभ्रमस्तद्वद्, देहादावविवेकिनः ॥ ५ ॥

જેમ ધતુરાનું પાન કરી ઉન્મત્ત થયેલો પ્રાણી ઈંટ આદિને વિષે સુવર્ણતા માને છે તેમ અવિવેક આ જગતમાં દેહ અને આત્મા એક જ છે એમ માને છે. ૫.

જેણે ધતૂરો પીધો છે તે જેમ ઇંટપ્રમુખને પણ ખરેખર સુવર્ણ દેખે છે તેમ વિવેકરહિત પુરુષને શરીરાદિને વિષે આત્મા સાથે એકપણાનો વિપર્યાસ જાણવો.

इच्छन्नपरमान् भावान्, विवेकाद्रेः पतत्यधः ।
परमं भावमन्विच्छन्, नाविवेके निमज्जति ॥ ६ ॥

અશુદ્ધ ભાવને ગ્રહણ કરનાર વિવેકરૂપ પર્વતના શિખર ઉપરથી નીચે પડે છે, પરંતુ શુદ્ધ ભાવને ગ્રહણ કરનારને અવિવેક કાંઇ પણ વિપરીત કરવા સમર્થ નથી. ૬.

પરમ ભાવોને નહિ ઇચ્છતો એટલે પરમભાવગ્રાહક નય-સંમત શુદ્ધચૈતન્યભાવને ટાળી બીજા સાત્વિક, રાજસ અને તામસ ભાવને ઇચ્છતો પ્રાણી વિવેકરૂપ પર્વતના અપ્રમત્તભાવરૂપ શિખર ઉપરથી નીચે પડે છે. સર્વવિશુદ્ધ આત્મભાવનું અન્વેષણ કરતો આત્મા અવિવેકમાં નિમગ્ન થતો નથી. એથી જ સાધુ અપૂર્વકરણે અનન્ત ઋદ્ધિ પામે, પણ ત્યાં આસક્તિ ધારણ ન કરે.

" सातर्द्धिरसेष्वगुरुः प्राप्यर्द्धिविभूतिमसुलभामन्यैः ।
सक्तः प्रशमरतिसुखे न भजति तस्यां मुनिः संगम् ॥
या सर्वसुरवरर्द्धिर्विस्मयनीया न (च) जात्वनगारर्द्धिः(र्द्धेः)
नार्घति सहस्रभागं कोटिशतसहस्रगुणिताऽपि ॥ "

" અન્ય પ્રાણીઓને દુર્લભ એવી ઋદ્ધિ-લબ્ધિની વિભૂતિને પામીને સાતાગૌરવ, ઋદ્ધિગૌરવ અને રસગૌરવ રહિત મુનિ પ્રશમરતિના સુખમાં મગ્ન થાય છે, પરન્તુ તે ઋદ્ધિના સુખમાં આસક્તિ રાખતા નથી.

જે વિસ્મય પમાડે તેવી સર્વ દેવોની ઋદ્ધિ છે તેને લાખવાર કોટીગુણી કરીએ તો પણ કદી સાધુની આત્મિક સંપત્તિના હજારમા ભાગે ઘટતી નથી. "

आत्मन्येवात्मनः कुर्यात्, यः षट्कारकसंगतिम् ।
क्वाविवेकज्वरस्यास्य, वैषम्यं जडमज्जनात् ॥ ७ ॥

કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને આધાર એ

ષટ્કારકની યોગ્યતાને જે મહાત્મા પોતાના આત્માને વિષે ધારણ કરે છે તેને અવિવેકરૂપ જ્વરની જડતાની વિષમતા શું હોય? અર્થાત્ ન હોય. ૭.

જે આત્માને વિષે જ આત્માના છ કારકના અર્થનો અનુગમ-સંબન્ધ કરે છે તેને જડ-પુદ્ગલના પ્રસંગથી અવિવેકરૂપ જ્વરનું વિષમપણું ક્યાંથી હોય? જલમજ્જનથી-જલસ્નાનથી જ્વરવાળા અવિવેકીને વિષમ જ્વર હોય છે.

**संयमास्त्रं विवेकेन, शाणेनोत्तेजितं मुनेः ।**
**धृतिधारोल्बणं कर्म–शत्रुच्छेदक्षमं भवेत् ॥ ८ ॥**

સંયમરૂપ શસ્ત્રને વિવેકરૂપ શરાણે ચઢાવી અને ધૈર્યતારૂપ તીક્ષ્ણ ધારથી તીવ્ર બનાવ્યું હોય તે કર્મરૂપ શત્રુનો ઉચ્છેદ કરવાને સમર્થ થાય છે. ૮.

વિવેકરૂપ સરાણે કરીને ઉત્કૃષ્ટ તેજ-તીક્ષ્ણ કરેલું, અને ધૃતિ-સંતોષરૂપ ધારવડે ઉત્કટ એવું સંયમાસ્ત્ર મુનિના કર્મરૂપ શત્રુનું છેદન કરવામાં સમર્થ થાય છે.



## ૧૬ माध्यस्थाष्टक.

**स्थीयतामनुपालम्भं, मध्यस्थेनान्तरात्मना ।**
**कुतर्ककर्करक्षेपैस्त्यज्यतां बालचापलम् ॥ १ ॥**

મધ્યસ્થ પુરુષો અન્તરાત્માવડે શુદ્ધ આશયમાં સ્થિત હોય છે તેથી બાળકોને ઉચિત્ત એવા કુતર્કરૂપ કાંકરાનું ફેંકવું-તદ્રૂપ ચપળતા તેઓને ઘટિત નથી. ૧.

શુદ્ધ અન્તરંગ પરિણામે રાગ–દ્વેષને બન્ને પડખે રાખી મધ્યસ્થ થઈને ઉપાલંભ [ ઠપકો ] ન આવે તેવી રીતે રહો. કુતર્ક–કુયુક્તિરૂપ કાંકરા નાંખવાથી બાલ્યાવસ્થાની ચપલતાનો ત્યાગ કરો. કુતર્કરૂપ કાંકરા નાખવાથી ઘણાનો ઠપકો ખાવો પડે છે.

**मनोवत्सो युक्तिगवीं, मध्यस्थस्यानुधावति ।**
**तामाकर्षति पुच्छेन, तुच्छाग्रहमनःकपिः ॥ २ ॥**

મધ્યસ્થ પુરુષનું મનરૂપ વાછરડું યુક્તિરૂપ ગાય તરફ ગમન કરે છે ત્યારે તુચ્છાગ્રહીઓનું મનરૂપ વાંદરું તે યુક્તિરૂપ ગાયને પૂંછડેથી ખેંચે છે. ૨.

મધ્યસ્થ પુરુષનો મનરૂપ વાછડો યુક્તિરૂપ ગાયની પાછળ દોડે છે. તુચ્છ આગ્રહવાળા પુરુષનો મનરૂપ વાંદરો તેને પુંછડાવડે ખેંચે છે. જ્યાં યુક્તિ હોય ત્યાં મધ્યસ્થનું ચિત્ત આવે અને કદાગ્રહીનું ચિત્ત યુક્તિની કદર્થના કરે એ અર્થ છે.

**नयेषु स्वार्थसत्येषु, मोघेषु परचालने ।**
**समशीलं मनो यस्य, स मध्यस्थो महामुनिः ॥ ३ ॥**

સ્વપક્ષમાં જે સ્વાર્થ સત્ય છે અને પરપક્ષમાં જે નિષ્ફળ છે, એવા સર્વ નયોમાં જે મધ્યસ્થ પુરુષનું મન સમશીલભાવે રહે છે તેવા મહાત્માઓનું હે ચેતન ! તું દર્શન કર. ૩.

પોતપોતાના અભિપ્રાયે સાચા અને બીજા નયની યુક્તિથી ચલાવે ત્યારે નિષ્ફળ એવા નયોમાં જેનું મન પક્ષપાત રહિત સમાન સ્વભાવને ધારણ કરે છે તે મહામુનિ મધ્યસ્થ છે. સર્વ નયો સપ્રતિપક્ષ છે. જે એક નયપક્ષપાતી તે અદૃષ્ટસિદ્ધાન્ત [ સિદ્ધાન્તનો અજ્ઞાની ] કહીએ. કહ્યું છે કેઃ—

" नियनियवयणिज्जसच्चा, सव्वनया परवियालणे मोहां ।
ते पुण ण दिट्ठसमओ, विभयइ सच्चे व अलिए वा ॥ "

सन्मति कां० १, गा० २८

સર્વે નયો પોતપોતાના વક્તવ્યમાં સાચા છે અને બીજાના વક્તવ્યનું નિરાકરણ કરવામાં ખોટા છે, પરન્તુ અનેકાન્ત સિદ્ધાન્તનો જ્ઞાતા તે નયોનો 'આ સાચા છે અને આ ખોટા છે' એવો વિભાગ કરતો નથી.

स्वस्वकर्मकृतावेशाः, स्वस्वकर्मभुजो नराः ।
न रागं नापि च द्वेषं, मध्यस्थस्तेषु गच्छति ॥ ४ ॥

પ્રાણી માત્ર કરેલા કર્મના આવેશથી તેના ફળને ભોગવે છે એમ જાણી તે તે પ્રસંગે રાગ યા દ્વેષને જે ધારણ કરતા નથી તે જ ખરેખરા મધ્યસ્થ છે. ૪.

પોતપોતાના કર્મમાં જેણે આગ્રહ કર્યો છે એટલે પોતાના કર્મને પરવશ થયેલા અને પોતપોતાના કર્મના ફળના ભોક્તા મનુષ્યો છે, તે મનુષ્યોમાં મધ્યસ્થ પુરુષ રાગ-દ્વેષને પ્રાપ્ત થતો નથી.

मनः स्याद् व्यापृतं यावत्, परदोषगुणग्रहे ।
कार्यं व्यग्रं वरं तावन्मध्यस्थेनात्मभावने ॥ ५ ॥

જો કદિ આત્માથી ઇતર પદાર્થના દોષ કે ગુણના કથનમાં મન લાગી જાય તો તેવા પ્રસંગમાં મધ્યસ્થ પુરુષે શીઘ્રતાથી આત્મવિચારણામાં સ્થિત થવું યોગ્ય છે. ૫.

જ્યાંસુધી પારકાના દોષ અને ગુણ ગ્રહણ કરવામાં મન પ્રવર્તેલું હોય ત્યાંસુધી મધ્યસ્થ પુરુષે આત્મધ્યાનને વિષે

આસક્ત કરવું સારું છે. પરને વિષે મન તે ચિન્તાસ્વરૂપ હોય અને આત્માને વિષે સમાધિસ્વરૂપ હોય એટલો વિશેષ છે.

**विभिन्ना अपि पन्थानः, समुद्रं सरितामिव ।**
**मध्यस्थानां परं ब्रह्म, प्राप्नुवन्त्येकमक्षयम् ॥ ६ ॥**

જુદા જુદા સ્થળેથી વહન થતી સરિતાઓ જેમ સમુદ્રને મળી જાય છે, તેમ મધ્યસ્થ પુરુષોના ધર્મમાર્ગો પરબ્રહ્મ–મોક્ષ-પ્રાપ્તિ કરાવે છે. ૬.

જેમ નદીઓના જુદા જુદા પણ માર્ગો સમુદ્રને પ્રાપ્ત કરે છે, તેમ અપુનર્બન્ધક, સમ્યગ્દષ્ટિ પ્રમુખ મધ્યસ્થોના જિનકલ્પ અથવા સ્થવિરકલ્પાદિક ભિન્ન ભિન્ન માર્ગો એક, ક્ષયરહિત, ઉત્કૃષ્ટ બ્રહ્મ એટલે સર્વ પ્રપંચબોધવિશિષ્ટ કેવલજ્ઞાનને પ્રાપ્ત કરે છે.

**स्वागमं रागमात्रेण, द्वेषमात्रात् परागमम् ।**
**न श्रयामस्त्यजामो वा, किन्तु मध्यस्थया दृशा ॥ ७ ॥**

મધ્યસ્થદષ્ટિ પુરુષો રાગમાત્રથી પોતાએ ગ્રહણ કરેલા ધર્મશાસ્ત્રોને સ્વીકારતા નથી તેમ જ દ્વેષમાત્રથી અન્ય ધર્મના શાસ્ત્રોનો ત્યાગ કરતા નથી, પરંતુ તત્ત્વાતત્ત્વનો નિર્ણય કરીને જ યોગ્યનું ગ્રહણ અને અયોગ્યનો ત્યાગ કરે છે. ૭.

પોતાના સિદ્ધાન્તનો વિચાર રહિત કેવળ રાગથી અમે સ્વીકાર કરતા નથી, અને પરસિદ્ધાન્તનો વિચાર રહિત કેવળ દ્વેષથી ત્યાગ કરતા નથી, પણ મધ્યસ્થ દૃષ્ટિથી વિચાર કરીને સ્વસિદ્ધાન્તનો આદર અથવા પરસિદ્ધાન્તનો ત્યાગ કરીએ છીએ. કહ્યું છે કે—

" पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥ "

" મને શ્રી મહાવીરનો પક્ષપાત નથી, તેમ કપિલાદિ મુનિઓ ઉપર દ્વેષ નથી, પણ જેનું વચન યુક્તિવાળું છે તે અંગીકાર કરવા યોગ્ય છે. "

" न श्रद्धयैव त्वयि पक्षपातो, न द्वेषमात्रादरुचिः परेषु ।
यथावदाप्तत्वपरीक्षया तु, त्वामेव वीरप्रभुमाश्रिताः स्मः ॥"

" હે વીરપ્રભુ ! અમને કેવળ શ્રદ્ધાથી તમારા ઉપર પક્ષપાત નથી, તેમ કેવળ દ્વેષથી અન્ય ઉપર અરુચિ નથી, પણ યથાર્થ આપ્તપણાની પરીક્ષાથી અમે તમારો આશ્રય કરીએ છીએ. "

मध्यस्थया दृशा सर्वेष्वपुनर्बन्धकादिषु ।
चारिसंजीविनीचारन्यायादाशास्महे हितम् ॥ ८ ॥

તમામ અપુનર્બંધક કરણીમાં ચારિસંજીવની ચાર ન્યાયથી કલ્યાણ થવાની આશા છે, માટે મધ્યસ્થ પુરુષોએ તેમાં પ્રવૃત્તિ કરવી તેમ શ્રી જિનેશ્વર ભગવાને ફરમાન કરેલ છે. ૮.

બધા અપુનર્બન્ધકાદિને વિષે, આદિ શબ્દથી માર્ગાભિમુખ–માર્ગની સન્મુખ થયેલા, માર્ગપતિત–માર્ગને પ્રાપ્ત થયેલા, અવિરતિ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિને વિષે મધ્યસ્થદષ્ટિવડે, સંજીવિનીનો ચારો ચરાવવાના ન્યાયથી–અજાણપણે સંજીવિની પાલો ચરાવતાં જેમ પશુપણું દૂર કરી મનુષ્ય કરે તે દૃષ્ટાન્તે હિત ઇચ્છીએ છીએ. યદ્યપિ મૈત્રી ભાવના સર્વ વિષે છે, તો પણ પ્રવૃત્તિને અનુકૂલ ભાવના અપુનર્બન્ધકાદિ આશ્રિત જ કહી છે.



## १७ निर्भयाष्टक.

**यस्य नास्ति परापेक्षा, स्वभावाद्वैतगामिनः ।**
**तस्य किं न भयभ्रान्ति-क्लान्तिसन्तानतानवम् ॥ १ ॥**

જે મહાત્માઓ પોતાના આત્મસ્વભાવમાં જ રમણ કરે છે અને પર જે પૌદ્‌ગલિક ભાવ તેની ઈચ્છા કરતા નથી તેઓને ભય-ભ્રાન્તિ કે કલાંતિની વિપત્તિ અલ્પ હોય છે.

સ્વભાવના અદ્વૈતને-એકપણાને પ્રાપ્ત કરનાર એટલે કેવળ આત્મસ્વભાવની પ્રાપ્તિવાળા જેને પરની અપેક્ષા નથી, તેને ભયની ભ્રાન્તિથી થયેલા ખેદની પરંપરાનું અલ્પપણું કેમ ન હોય? અર્થાત્ તેને ભયની ભ્રાન્તિથી થતો ખેદ અલ્પતાને પામે છે.

**भवसौख्येन किं भूरि-भयज्वलनभस्मना ।**
**सदा भयोज्झितज्ञान-सुखमेव विशिष्यते ॥ २ ॥**

સંસારસુખ તે ખરેખર ભયરૂપ અગ્નિની ભસ્મ સમાન છે, તેની પ્રાપ્તિથી શું લાભ છે? પૂર્વોક્ત ભય જે વડે નષ્ટ થાય તે જ્ઞાન જ સુખ આપનાર છે. ૨.

ઘણા ત્રાસરૂપ અગ્નિથી ભસ્મીભૂત થયેલા સંસારસુખનું શું પ્રયોજન છે? તેના કરતાં તો હંમેશાં ભયરહિત જ્ઞાનસુખ જ સર્વાધિક છે.

**न गोप्यं क्वापि नारोप्यं, हेयं देयं च न क्वचित् ।**
**क्व भयेन मुनेः स्थेयं, ज्ञेयं ज्ञानेन पश्यतः ॥ ३ ॥**

જે મહાત્માઓને કોઇપણ વસ્તુ ગોપવવી કે છુપાવી રાખવાની નથી, આરોપ્ય પણ નથી, ત્યાજ્ય પણ નથી તેમ જ દેવા યોગ્ય

પણ નથી; ફક્ત જ્ઞાનવડે જ્ઞેયમાત્રને જે જાણે છે તેઓ જ ખરેખરા નિર્ભય હોય છે. ૩.

જાણવા યોગ્ય વસ્તુને જ્ઞાનવડે જાણતા મુનિને ક્યાંય ગોપવવા–છુપાવવા યોગ્ય નથી, તેમ ક્યાંય છાંડવા યોગ્ય કે છોડી દેવા યોગ્ય નથી, તો તેમને ભયથી ક્યાં રહેવાનું છે? અર્થાત્ તેવા મુનિને ક્યાંય ભય નથી.

**एकं ब्रह्मास्त्रमादाय, निघ्नन् मोहचमूं मुनिः ।**
**बिभेति नैव संग्राम–शीर्षस्थ इव नागराट् ॥ ४ ॥**

મોહરાજાના લશ્કર સામે સંગ્રામમાં મુનિમહાત્માઓ બ્રહ્માસ્ત્ર લઈને, હસ્તિ સમાન નિશ્ચલ બનીને, યુદ્ધના મોખરે નિર્ભયપણે ઊભા રહીને તે મોહના લશ્કરનો પરાભવ કરે છે– તેનાથી ભયભીત બનતા નથી. ૪.

એક બ્રહ્મજ્ઞાનરૂપ શસ્ત્રને ધારણ કરી મોહરૂપ સેનાને હણતા મુનિ સંગ્રામના મોખરા ઉપર રહેલા મદોન્મત્ત હાથીની પેઠે ભય પામતા નથી.

**मयूरी ज्ञानदृष्टिश्चेत्, प्रसर्पति मनोवने ।**
**वेष्टनं भयसर्पाणां, न तदाऽऽनन्दचन्दने ॥ ५ ॥**

જ્યાં જ્ઞાનદૃષ્ટિરૂપ મયૂરીનું મનરૂપ બગીચામાં વાસસ્થાન હોય ત્યાં આનંદરૂપ ચંદનવૃક્ષમાં ભયરૂપ સર્પનું વેષ્ટન હોતું નથી. ૫.

જો આત્મજ્ઞાનની દૃષ્ટિરૂપ મયૂરી (મોરણી) મનરૂપ વનમાં સ્વચ્છન્દપણે વિચરે છે, તો આનન્દરૂપ બાવનાચન્દનના ઝાડને વિષે ભયરૂપ સર્પોનું વીંટાવું થતું નથી.

कृतमोहास्त्रवैफल्यं, ज्ञानवर्म बिभर्त्ति यः ।
क्व भीस्तस्य क्व वा भङ्गः, कर्मसंगरकेलिषु ॥ ६ ॥

જ્ઞાનરૂપ બખ્તર ધારણ કરી મોહરાજાના તમામ શસ્ત્રો જે મહાત્માએ નિષ્ફલ કર્યાં છે તેને કર્મ–યુદ્ધ થતાં ભય કે પરાજય લેશ માત્ર હોતો નથી. ૬.

કર્મના સંગ્રામની ક્રીડામાં મોહરૂપ શસ્ત્રને નિષ્ફળ કરનાર જ્ઞાનરૂપ બખ્તરને જે ધારણ કરે છે તેને ક્યાંથી ભય હોય અથવા તેનો પરાજય ક્યાંથી થાય ?

तूलवल्लघवो मूढा, भ्रमन्त्यभ्रे भयानिलैः ।
नैकं रोमापि तैर्ज्ञानगरिष्ठानां तु कम्पते ॥ ७ ॥

અજ્ઞાની મનુષ્યો ભયરૂપ પવનવડે સકલ લોકાકાશમાં પરિભ્રમણ કરે છે પણ જે જ્ઞાનીઓ જ્ઞાનમાં મશગુલ છે–નિમગ્ન છે તેનું રોમાંચ પણ કંપાયમાન થતું નથી. ૭.

આકડાના રૂની પેઠે હલકા મૂઢ પુરુષો ભયરૂપ વાયુવડે આકાશમાં ભમે છે, પરન્તુ જ્ઞાનવડે અત્યંત ભારે એવા મહાપુરુષોનું એક રુંવાડું પણ કમ્પતું નથી.

चित्ते परिणतं यस्य, चारित्रमकुतोभयम् ।
अखण्डज्ञानराज्यस्य, तस्य साधोः कुतो भयम् ? ॥ ८ ॥

જે મહાત્માઓના ચિત્તમાં ભય રહિત એવા ચારિત્રની પ્રાપ્તિથી અખંડ જ્ઞાનસામ્રાજ્યની પ્રાપ્તિ થઇ છે તેને કોઇ પણ વખત ભય હોતો જ નથી. ૮.

જેનાથી કોઇને ભય નથી ( અથવા જેને કોઇથી ભય નથી )

એવું ચારિત્ર જેના ચિત્તમાં પરિણમેલું છે એવા અખંડ જ્ઞાન-રૂપ રાજ્યવાળા સાધુને કોનાથી ભય હોય ? અર્થાત્ તેને કોઈથી પણ ભય ન હોય. પ્રશમરતિમાં કહ્યું છે કેઃ—

आचाराध्ययनोक्तार्थभावनाचरणगुप्तहृदयस्य ।
न तदस्ति कालविवरं, यत्र क्वचनाभिभवनं स्यात् ॥

આચારાંગના અધ્યયનમાં કહેલા અર્થની ભાવના અને ચારિત્રથી જેનું મન સુરક્ષિત છે, તેને એવું કાળરૂપ છિદ્ર નથી કે જ્યાં તેનો ક્યાંય પણ પરાભવ થાય.



## १८ अनात्मशंसाष्टक.

गुणैर्यदि न पूर्णोऽसि, कृतमात्मप्रशंसया ।
गुणैरेवासि पूर्णश्चेत्, कृतमात्मप्रशंसया ॥ १ ॥

જો ગુણથી અધૂરો—અપૂર્ણ હોય તો ફોગટ આત્મપ્રશંસા કરવી ન ઘટે અને સર્વગુણપૂર્ણ જ હોય તો પછી સ્વપ્રશંસા કરવાનું પ્રયોજન શું ? આત્મશ્લાઘાની કશી જરૂર જ નથી, તેથી કશો લાભ સંભવતો નથી, હાનિ તો સંભવે છે. ૧.

જો તું ગુણોવડે પૂર્ણ નથી તો પોતાની પ્રશંસાથી સર્યું, તેથી તો ફોગટ ફુલાવાનું થાય. જો તું ગુણોવડે પૂર્ણ જ છો, તો પણ પોતાની પ્રશંસાથી સર્યું. “ आचारः कुलमाख्याति ” આચરણ કુળને જણાવે છે—એ ન્યાયે ગુણ સ્વયમેવ પ્રગટ થશે.

श्रेयोद्रुमस्य मूलानि, स्वोत्कर्षाम्भःप्रवाहतः ।
पुण्यानि प्रकटीकुर्वन्, फलं किं समवाप्स्यसि ? ॥ २ ॥

આપબડાઇરૂપ જળના પ્રવાહથી કલ્યાણ-વૃક્ષનાં પુન્યરૂપી મૂળિયાં ઊઘાડાં કરી નાખ્યા પછી તેનાં સારાં ફળ ક્યાંથી મેળવી શકીશ ? ૨.

કલ્યાણરૂપ વૃક્ષનાં પોતે કરેલાં સુકૃતરૂપ મૂળોને પોતાના ગુણોના ઉત્કર્ષવાદરૂપી પાણીના પ્રવાહથી પ્રગટ કરતો કલ્યાણ-રૂપ વૃક્ષનું શું ફળ પામીશ ? કંઇ પણ નહિ પામે. ગુપ્ત પુણ્ય જ ફળદાયક છે. કહ્યું છે કે—" धर्मः क्षरति कीर्तनात् " આત્મપ્રશંસાથી ધર્મ નાશ પામે છે.

आलम्बिता हिताय स्युः, परैः स्वगुणरश्मयः ।
अहो स्वयं गृहीतास्तु, पातयन्ति भवोदधौ ॥ ३ ॥

આપણાં ગુણરૂપી વરત( દોર )ને અન્યજનો અવલંબે( પકડે) તો તે હિતકારક થવા પામે ખરા; પરંતુ આશ્ચર્યકારક છે કે એ જ વરતને જો પોતે જ પકડે તો ઊંચે ચડવાને બદલે નીચે ( ભવ-સાગરમાં ) પટકાઇ પડે. ફોગટ આપબડાઇ કરવાથી અધોગતિ થવા પામે છે; તેથી જ આત્મશ્લાઘાથી દૂર રહેવું ઘટે છે. ૩.

બીજાએ આલંબન કરેલાં પોતાના ગુણરૂપ દોરડાંઓ હિતને માટે થાય છે, પણ આશ્ચર્ય છે કે પોતે ગ્રહણ કરે તો તે સંસારસમુદ્રમાં પાડે છે. જો બીજા ગુણો કહે તો ગુણ-કારી થાય. આત્મસ્તુતિનો દોર પોતે ગ્રહણ કરે તો બુડાડે અને બીજા ગ્રહણ કરે તો તારે એ આશ્ચર્ય છે.

उच्चत्वदृष्टिदोषोत्थ-स्वोत्कर्षज्वरशान्तिकम् ।
पूर्वपुरुषसिंहेभ्यो, भृशं नीचत्वभावनम् ॥ ४ ॥

પોતામાં ઊંચાપણાના દૃષ્ટિ-દોષથી ઉત્પન્ન થયેલ સ્વોત્કર્ષ (મદ) જ્વરને ઉતારવા [ શાન્ત કરવા માટે ] પૂર્વપુરુષ-સિંહોનાં ચરિત્રો સંભારી લઘુતા-નમ્રતા ધારવી. ૪.

પોતાની ઉચ્ચપણાની દૃષ્ટિના દોષથી ઉત્પન્ન થયેલા સ્વાભિમાનરૂપ જ્વરની શાન્તિ કરનાર, પૂર્વપુરુષરૂપ સિંહોથી પોતાની અત્યન્ત ન્યૂનપણાની ભાવના છે.

**शरीररूपलावण्य-ग्रामारामधनादिभिः ।**
**उत्कर्षः परपर्यायै-श्चिदानन्दघनस्य कः ? ॥ ५ ॥**

શરીર, રૂપ, લાવણ્ય, ગામ, આરામ અને ધન પ્રમુખ જડ-ક્ષણવિનાશી વસ્તુઓના સંબંધવડે જ્ઞાનાનંદી આત્માને મદ-અહંકાર કરવો કેમ ઘટે ? અર્થાત્ ન ઘટે. ૫.

શરીરના રૂપ, લાવણ્ય( સૌન્દર્ય ), ગામ, આરામ-બાગ-બગીચા અને ધનાદિ, આદિ શબ્દથી પુત્ર-પૌત્રાદિ સમૃદ્ધિરૂપ પરપર્યાય-પરદ્રવ્યના ધર્મવડે ઉત્કર્ષ-અતિશય અભિમાન જ્ઞાનાનન્દવડે પૂર્ણપુરુષને શું હોય ? અર્થાત્ કંઇ પણ ન હોય. પ્રાયઃ કોઇ પારકા ધનવડે ધનવંતપણું ન માને.

**शुद्धाः प्रत्यात्मसाम्येन, पर्यायाः परिभाविताः ।**
**अशुद्धाश्चापकृष्टत्वाद्, नोत्कर्षाय महामुनेः ॥ ६ ॥**

પ્રત્યેક આત્માને શુદ્ધ જ્ઞાનાદિક ગુણ-પર્યાયો ( સિદ્ધોની જેમ ) સરખા ભાવ્યા છતાં અને ચાર ગતિરૂપ અશુદ્ધ પર્યાયો તજવા યોગ્ય હોવાથી તત્ત્વવેત્તા જ્ઞાની મહાત્માને તે મદ માટે ન જ થઇ શકે. ૬.

શુદ્ધ નયે વિચારતાં શુદ્ધ–સહજ પર્યાયો પ્રત્યેક આત્મામાં તુલ્યપણે છે તેથી અને અશુદ્ધ–વિભાવ પર્યાયો તુચ્છ હોવાથી સર્વ નયમાં મધ્યસ્થપરિણતિવાળા સાધુને તે અભિમાનને માટે થતા નથી.

**क्षोभं गच्छन् समुद्रोऽपि, स्वोत्कर्षपवनेरितः ।**
**गुणौघान् बुद्बुदीकृत्य, विनाशयसि किं मुधा ? ॥ ७ ॥**

સાધુમુદ્રાને ધારણ કર્યા છતાં, આત્મશ્લાઘા કરવારૂપ પવનથી પ્રેરિત–ચલિત થઇ, ક્ષોભ પામતો તું પોતાના ગુણોને ડોળી નાંખી વ્યર્થ શા માટે ગુમાવી દે છે ? ૭.

મુદ્રા–સાધુવેષની મર્યાદા સહિત ( સમુદ્ર ) હોવા છતાં પણ પોતાના ઉત્કર્ષ–અભિમાનરૂપ પવનથી પ્રેરિત થઇ ક્ષોભ પામતો ગુણના સમૂહને પરપોટારૂપે કરીને ફોગટ કેમ વિનાશ કરે છે ? જેમ સમુદ્રને પવનથી પરપોટારૂપે કરી પાણીનો નાશ કરવો ન ઘટે, તેમ ઉત્તમ પુરુષને ઉત્કર્ષથી પોતાના ગુણનો નાશ કરવો ન ઘટે.

**निरपेक्षानवच्छिन्ना–नन्तचिन्मात्रमूर्तयः ।**
**योगिनो गलितोत्कर्षा–पकर्षानल्पकल्पनाः ॥ ८ ॥**

માન અપમાનની કલ્પનામાત્ર જેમને શમી ગઇ છે એવા નિઃસ્પૃહી અને અખંડ અનંત જ્ઞાનને ધારણ કરનારા યોગી પુરુષો સદા જયવંતા વર્તે છે. ખરા શાશ્વત સુખના અર્થીજનોએ આત્મશ્લાઘાના દોષથી સદંતર દૂર રહેવું જોઇએ. ૮.

અપેક્ષારહિત, અનવચ્છિન્ન–દેશમાન રહિત, અનન્ત–કાળ-

માનરહિત ચારિત્રરૂપ ( જ્ઞાનમાત્રરૂપ ) શરીરવાળા યોગીશ્વરો પોતાની અધિકતા અને પરની હીનતાના ઘણા સંકલ્પવિકલ્પ-વિશેષથી રહિત હોય છે. અર્થાત્ યોગી પોતાના ઉત્કર્ષ અને પરના અપકર્ષની કલ્પના રહિત હોય છે.



## १९ तत्त्वदृष्टिअष्टक.

रूपे रूपवती दृष्टि–र्दृष्ट्वा रूपं विमुह्यति ।
मज्जत्यात्मनि नीरूपे, तत्त्वदृष्टिस्त्वरूपिणी ॥ १ ॥

બાહ્યરૂપવાળી મોહદૃષ્ટિ, બાહ્ય જડ વસ્તુમાં રૂપ જોઇને મૂંઝાઈ જાય છે, ત્યારે અરૂપી તત્ત્વદૃષ્ટિ રૂપાતીત ( અરૂપી ) આત્માના સ્વરૂપ( સુખ )માં જ મગ્ન રહે છે. ૧.

રૂપવાળી પૌદ્‌ગલિક દૃષ્ટિ રૂપને દેખીને તેમાં મોહ પામે છે, અને તત્ત્વદૃષ્ટિ અરૂપી છે તેથી તે રૂપ રહિત આત્માને વિષે મગ્ન થાય છે. સરખે સરખાના યોગરૂપ સમ અલંકાર છે.

भ्रमवाटी बहिर्दृष्टि–र्भ्रमच्छाया तदीक्षणम् ।
अभ्रान्तस्तत्त्वदृष्टिस्तु, नास्यां शेते सुखाशया ॥ २ ॥

બાહ્યદૃષ્ટિ ભ્રમવાહી–અજ્ઞાનને જ વધારનારી છે અથવા તે ભ્રમવાટી–ભ્રમની વાડરૂપ છે; એથી બાહ્યદૃષ્ટિથી જોવું જાણવું એ ભ્રમ–વાડની છાયારૂપ છે. ભ્રાન્તિ રહિત તત્ત્વદૃષ્ટિ જીવ તો તેમાં સુખની આશાથી સૂતો નથી–સાવધાનપણે સન્માર્ગે ચાલ્યો જાય છે. ૨.

બાહ્ય દૃષ્ટિ એ ભ્રાન્તિની વાડી છે અને બાહ્ય દૃષ્ટિનો પ્રકાશ તે વિપર્યાસ શક્તિયુક્ત ભ્રમની છાયારૂપ છે. જેમ વિષવૃક્ષની છાયા વિષરૂપ હોય છે તેમ બાહ્ય દૃષ્ટિનો પ્રકાશ ભ્રાન્તિરૂપ જાણવો, પરન્તુ ભ્રાન્તિ રહિત તત્ત્વદૃષ્ટિવાળો એ ભ્રમરૂપ છાયામાં સુખની ઇચ્છાથી સૂતો નથી, બહિર્દૃષ્ટિ પ્રકાશચન્દ્રાસન્નતાપ્રત્યયન્યાયે ભ્રમરૂપ વિષતરુની છાયા છે. તેનો વિશ્વાસ તત્ત્વજ્ઞાની ન કરે, કારણ કે તે અન્તર્દૃષ્ટિ સુખથી પૂર્ણ છે.

**ग्रामारामादि मोहाय, यद् दृष्टं बाह्यया दृशा ।**
**तत्त्वदृष्टया तदेवान्त-र्नीतं वैराग्यसंपदे ॥ ३ ॥**

બાહ્ય ( મોહ ) દૃષ્ટિથી દેખેલું ગ્રામ, ઉપવનાદિક મોહને જ વધારે છે, ત્યારે તત્ત્વદૃષ્ટિથી તે ને તે જ વસ્તુ જોવાથી વૈરાગ્ય ગુણની વૃદ્ધિ કરનારી નીવડે છે. ૩.

બાહ્યદૃષ્ટિથી દેખેલા ગ્રામ, ઉદ્યાન પ્રમુખ સુન્દર બાહ્ય પદાર્થનો સમૂહ મોહને માટે થાય છે–મોહનું કારણ થાય છે. તે જ તત્ત્વદૃષ્ટિથી આત્મામાં ઉતારેલ હોય તો વૈરાગ્યની પ્રાપ્તિ માટે થાય છે.

**बाह्यदृष्टेः सुधासारघटिता भाति सुन्दरी ।**
**तत्त्वदृष्टेस्तु साक्षात् सा, विण्मूत्रपिठरोदरी ॥ ४ ॥**

બાહ્યદૃષ્ટિ જીવને સુંદરી–સ્ત્રી અમૃતના નિચોડથી નીપજાવેલી લાગે છે, ત્યારે તત્ત્વદૃષ્ટિને તો તે સાક્ષાત્ વિષ્ટામૂત્રાદિક મળથી ભરેલી હાંડલીરૂપ ભાસે છે. ૪.

બાહ્યદૃષ્ટિને અમૃતના સારવડે ઘડેલી સ્ત્રી ભાસે છે. તત્ત્વ-દૃષ્ટિને તો તે સ્ત્રી પ્રત્યક્ષ વિષ્ટા અને મૂત્રની હાંડલી જેવા ઉદરવાળી લાગે છે.

**लावण्यलहरीपुण्यं, वपुः पश्यति बाह्यदृग् ।**
**तत्त्वदृष्टिः श्वकाकानां, भक्ष्यं कृमिकुलाकुलम् ॥ ५ ॥**

બાહ્યદૃષ્ટિવાળો જીવ રૂપ–લાવણ્યથી ભરેલું શરીર પવિત્ર લેખે છે, ત્યારે તત્ત્વદૃષ્ટિ–મહાત્મા એ જ શરીરને અનેક કૃમિ-ઓથી ભરેલું ( દુગંચ્છાપાત્ર ) અને કેવળ કાગડા, કૂતરાઓ ખાઈ શકે એવું સમજે છે. ૫.

બાહ્યદૃષ્ટિ લાવણ્યના તરંગવડે પવિત્ર એવા શરીરને જુએ છે, અને તત્ત્વદૃષ્ટિ કાગડા અને કૂતરાને ભક્ષણ કરવા યોગ્ય તથા કરમિયાના સમૂહથી ભરેલું જુએ છે.

**गजाश्वैर्भूपभवनं, विस्मयाय बहिर्दृशः ।**
**तत्राश्वेभवनात् कोऽपि, भेदस्तत्त्वदृशस्तु न ॥ ६ ॥**

હાથી ઘોડાઓથી ગાજી રહેલું કોઇ ભૂપતિનું ભુવન ( રાજમહેલ ) જોઇને બાહ્યદૃષ્ટિને વિસ્મય–અચંબો થાય છે, ત્યારે તત્ત્વદૃષ્ટિને હાથી, ઘોડાના વન કરતાં એમાં કશી વિશે-ષતા જણાતી નથી. ૬.

બાહ્યદૃષ્ટિને હાથી અને ઘોડા સહિત રાજમન્દિર આશ્ચર્ય-ને માટે થાય છે પણ તત્ત્વદૃષ્ટિને તો તે રાજમન્દિરમાં ઘોડા અને હાથીના વનથી કંઇ પણ અન્તર લાગતું નથી. તત્ત્વદૃષ્ટિ-ને ક્યાંય ચમત્કાર નથી, તે તો પુદ્ગલનો વિલાસ માને છે.

भस्मना केशलोचेन, वपुर्धृतमलेन वा ।
महान्तं बाह्यदृग् वेति, चित्साम्राज्येन तत्त्ववित् ॥ ७ ॥

કેશનો લોચ કરવાથી કે રાખ ચોળવાથી કે મેલું શરીર રાખવાથી કોઈને મહંતરૂપે બાહ્યદૃષ્ટિ માની લે છે ત્યારે તત્ત્વદૃષ્ટિ પુરુષ તો ચિત્તની શુદ્ધિથી જ તેને મહંત લેખે છે. ૭.

બાહ્યદૃષ્ટિ શરીરે રાખ ચોળવાથી, કેશનો લોચ કરવાથી અથવા શરીરે મેલ ધારણ કરવાથી 'આ મહાત્મા છે' એમ જાણે છે, પરન્તુ તત્ત્વદૃષ્ટિ જ્ઞાનની પ્રભુતાથી મહાન જાણે છે.

न विकाराय विश्वस्यो–पकारायैव निर्मिताः ।
स्फुरत्कारुण्यपीयूष–वृष्टयस्तत्त्वदृष्टयः ॥ ८ ॥

વિશાળ કરુણા(દયા–ક્ષમા–સહાનુભૂતિ)રૂપી અમૃતને વર્ષનારા તત્ત્વદૃષ્ટિ જનો વિશ્વના કશા ગેરલાભ માટે નહીં, કિંતુ એકાન્ત હિતને માટે જ નિર્માણ થયેલા છે. ૮.

સ્ફુરાયમાન કરુણારૂપ અમૃતની વૃષ્ટિ કરનારા તત્ત્વદૃષ્ટિ પુરુષો વિકારને માટે નહિ, પણ વિશ્વના ઉપકારને માટે જ ઉત્પન્ન કરેલા છે.



## २० सर्वसमृद्ध्यष्टक.

बाह्यदृष्टिप्रचारेषु, मुद्रितेषु महात्मनः ।
अन्तरेवावभासन्ते, स्फुटाः सर्वाः समृद्धयः ॥ १ ॥

બાહ્યદૃષ્ટિનો પ્રચાર બંધ થયે–અહંતા ને મમતાબુદ્ધિ દૂર

થયે છતે તે મહાત્માઓને પોતાના આત્મામાં જ સકળ સમૃ-દ્ધિઓ સ્ફુટ ( પ્રગટ ) જણાવા લાગે છે. ૧.

બાહ્યદૃષ્ટિનો વિષયસંચાર ( વિષયપ્રવૃત્તિ ) રોકવાથી જ્ઞાન-વડે મહાન્ આત્મા જેનો છે એવા પુરુષને આત્મામાં જ પ્રગટ થયેલી સર્વ સંપત્તિ અનુભવથી ભાસે છે.

**समाधिर्नन्दनं धैर्यं, दम्भोलिः समता शची ।**
**ज्ञानं महाविमानं च, वासवश्रीरियं मुनेः ॥ २ ॥**

સહજ સમાધિરૂપી નંદન વન, ધૈર્યરૂપી વજ્ર, સમતારૂપી ઇન્દ્રાણી અને જ્ઞાનરૂપી મહાવિશાળ વિમાન–આ રીતે તત્ત્વ-રસિક મુનિને સાક્ષાત્ ઇન્દ્ર સંબંધી લક્ષ્મી છે, વિશેષમાં નિર્ગ્રંથ–મુનિની સમૃદ્ધિ ઉપાધિ વગરની છે. ૨.

ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતારૂપ સમાધિ તે જ નન્દનવન છે, જેનાથી પરિષહરૂપ પર્વતની પાંખ છેદાય એવું ધૈર્યરૂપ વજ્ર છે, સમતા–મધ્યસ્થપરિણતિ એ જ ઇન્દ્રાણી છે અને સ્વરૂપના બોધરૂપ જ્ઞાન એ જ મહાવિમાન છે, એમ મુનિને આવી ઇન્દ્રની લક્ષ્મી છે.

**विस्तारितक्रियाज्ञान–चर्मच्छत्रो निवारयन् ।**
**मोहम्लेच्छमहावृष्टिं, चक्रवर्ती न किं मुनिः ? ॥ ३ ॥**

વિશાળ ક્રિયા અને જ્ઞાનરૂપ ચર્મરત્ન અને છત્રરત્નવડે મોહમ્લેચ્છે કરેલી ( જન્મમરણપરંપરા સંબંધી ) મહાવૃષ્ટિને નિવારતા મુનિરાજ ખરા ચક્રવર્ત્તી કેમ નહીં ? ૩.

યોગપરિણતિરૂપ ક્રિયા અને ઉપયોગપરિણતિરૂપ જ્ઞાન, તે

રૂપ ચર્મરત્ન અને છત્રરત્ન જેણે વિસ્તારેલ છે એવા, અને તેથી મોહરૂપ મ્લેચ્છ–ઉત્તરખંડના યવનોએ પ્રેરેલા મિથ્યાત્વ દૈત્યોએ કરેલી કુવાસનારૂપ મોટી વૃષ્ટિનું નિવારણ કરતા મુનિ શું ચક્રવર્ત્તી નથી?

**नवब्रह्मसुधाकुण्ड–निष्ठाधिष्ठायको मुनिः ।**
**नागलोकेशवद् भाति, क्षमां रक्षन् प्रयत्नतः ॥ ४ ॥**

નવવિધ બ્રહ્મચર્યરૂપી અપૂર્વ અમૃતકુંડોમાં એકનિષ્ઠાથી વાસ કરતા અને સાવધાનપણે ક્ષમા–સમતાનું સેવન કરતા એવા મુનિરાજ ક્ષમા–પૃથ્વીનું પાલન–રક્ષણ કરતા નાગરાજાની જેવા શોભે છે. ૪.

નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ અમૃતકુંડની સ્થિતિના સામર્થ્યથી સ્વામી અને યત્નથી ક્ષમા–સહિષ્ણુતા રાખતા મુનિ નાગલોકના સ્વામીની પેઠે શોભે છે. જે બીજો નાગલોકનો સ્વામી ઉરગપતિ (શેષનાગ) છે તે ક્ષમા–પૃથ્વીને ધારણ કરતો શોભે છે.

**मुनिरध्यात्मकैलाशे, विवेकवृषभस्थितः ।**
**शोभते विरतिज्ञप्ति–गङ्गागौरीयुतः शिवः ॥ ५ ॥**

મુનિ અધ્યાત્મરૂપ કૈલાશ ઉપર વિવેક–વૃષભ પર આરૂઢ થયેલા, વિરતિ ને જ્ઞપ્તિ( ક્રિયા ને જ્ઞાનશક્તિ )રૂપ ગંગા ને ગૌરી યુક્ત શિવની પેઠે શોભે છે. ૫.

મુનિ અધ્યાત્મરૂપ કૈલાશને વિષે સદ્–અસદ્‌ના નિર્ણયરૂપ વિવેકવૃષભ ઉપર બેઠેલા તથા વિરતિ–ચારિત્રકળા અને જ્ઞપ્તિ–જ્ઞાનકળારૂપ ગંગા અને પાર્વતી સહિત મહાદેવની પેઠે શોભે છે.

ज्ञानदर्शनचन्द्रार्क–नेत्रस्य नरकच्छिदः।
सुखसागरमग्नस्य, किं न्यूनं योगिनो हरेः ? ॥ ६ ॥

જ્ઞાન–દર્શન સ્થાનીય ચંદ્ર–સૂર્યરૂપ નેત્રવાળા, નરકરૂપ અસુરને છેદવાવાળા અને સુખ–સાગરમાં મગ્ન રહેનારા યોગી સંન્યાસી–ત્યાગી મુનિને હરિ–વિષ્ણુથી શી ન્યૂનતા છે ? કશી ન્યૂનતા નથી, ઊલટી અધિકતા છે. ૬.

જ્ઞાન–વિશેષબોધરૂપ અને દર્શન–સામાન્યબોધરૂપ ચન્દ્રમા અને સૂર્ય જેનાં નેત્ર છે એવા, નરકગતિનો નાશ કરનારા અને સુખરૂપ સમુદ્રમાં મગ્ન થયેલા યોગીને કૃષ્ણ કરતાં શું ઓછું છે ? કંઈ પણ ન્યૂન નથી.

या सृष्टिर्ब्रह्मणो बाह्या, बाह्यापेक्षावलम्बिनी ।
मुनेः परानपेक्षाऽन्तर्गुणसृष्टिः ततोऽधिका ॥ ७ ॥

બ્રહ્માની બાહ્ય સૃષ્ટિ બાહ્ય વસ્તુઓની અપેક્ષાવાળી છે અને બહારની કોઈ જડ–વસ્તુની અપેક્ષા વગરની મુનિની અંતરગુણની સૃષ્ટિ તે કરતાં ચઢિયાતી છે. ૭.

જે બ્રહ્માની સૃષ્ટિ બાહ્ય પ્રપંચગોચર ( બાહ્ય જગત્ સંબન્ધી ) અને બાહ્ય કારણની અપેક્ષાને અવલમ્બે છે અને મુનિની અંતરંગ ગુણની સૃષ્ટિ–રચના પરની અપેક્ષા રહિત છે, તેથી તે બ્રહ્માની સૃષ્ટિથી અધિક છે. અહીં ઉપમાનથી ઉપમેય અધિક છે.

रत्नैस्त्रिभिः पवित्रा या, स्रोतोभिरिव जाह्नवी ।
सिद्धयोगस्य साऽप्यर्हत्पदवी न दवीयसी ॥ ८ ॥

ત્રિસ્રોત( ત્રણ પ્રવાહ )વડે પવિત્ર જાહ્નવી–આકાશગંગાની જેમ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીવડે પવિત્ર એવી તીર્થંકરની પદવી પણ સિદ્ધયોગી સંત–મહાત્માને પ્રાપ્ત થવી દૂર ( દુર્લભ ) નથી. ૮.

ત્રણ પ્રવાહવડે પવિત્ર ગંગાનદીની જેમ ત્રણ રત્નોવડે પવિત્ર અરિહંતની પદવી પણ સિદ્ધયોગવાળા સાધુને અતિ દૂર નથી, કારણ કે સિદ્ધયોગને સમાપત્તિ આદિના ભેદે તીર્થંકરનું દર્શન થાય છે એમ કહ્યું છે.

गुरुभक्तिप्रभावेन, तीर्थकृद्दर्शनं मतम् ।
समापत्त्यादिभेदेन, निर्वाणैकनिबन्धनम् ॥ योगदृष्टि०

ગુરુભક્તિના પ્રભાવથી સમાપત્તિ આદિ ધ્યાનના ભેદે કરીને તીર્થંકરનું દર્શન થાય છે એમ કહ્યું છે. આદિ શબ્દથી તીર્થંકરનામકર્મનો બન્ધ થવાથી તેના ઉદયે તીર્થંકરપદની પ્રાપ્ત થાય તે પણ ગ્રહણ કરવું. તે નિર્વાણનું મુખ્ય કારણ છે.



## ૨૧ कर्मविपाकचिन्तनाष्टक.

दुखं प्राप्य न दीनः स्यात्, सुखं प्राप्य च विस्मितः ।
मुनिः कर्मविपाकस्य, जानन् परवशं जगत् ॥ १ ॥

મુનિરાજ દુઃખ પ્રાપ્ત થવાથી દીન બનતા નથી તેમ જ સુખ મળવાથી આનંદ માનતા નથી, પરંતુ આ જગતમાં પ્રાણીમાત્ર કર્મવિપાકને આધીન છે, એમ જાણે છે. ૧.

મુનિ કર્મના શુભાશુભ પરિણામને પરવશ થયેલા જગતને જાણતા દુઃખ પામીને દીન ન થાય અને સુખ પામીને વિસ્મયવાળા ન થાય.

**येषां भ्रूभङ्गमात्रेण, भज्यन्ते पर्वता अपि ।**
**तैरहो कर्मवैषम्ये, भूपैर्भिक्षाऽपि नाप्यते ॥ २ ॥**

જે નૃપતિના ફક્ત ભૃકુટીના ઇસારા માત્રથી જ પર્વતના શિખરો પણ ભેદાઈ જતા હતા—ચૂરેચૂરા થઈ જતા હતા તે જ નૃપતિને જ્યારે કર્મની પ્રતિકૂળતા પ્રાપ્ત થાય છે ત્યારે ક્ષુધા શાન્ત કરવા માટે ઘરે ઘરે ભ્રમણ કરતા છતાં ભિક્ષા પણ મળતી નથી. ૨.

જેઓની ભૃકુટીના ભંગમાત્રથી (ભમરના ચાલવાથી) પર્વતો પણ ભાંગી જાય છે તેવા બલવાન રાજાઓ પણ કર્મની વિષમતા આવી પડે છે ત્યારે ભિક્ષા પણ મેળવી શકતા નથી, એ મહદ્ આશ્ચર્ય છે.

**जातिचातुर्यहीनोऽपि, कर्मण्यभ्युदयावहे ।**
**क्षणाद् रङ्कोऽपि राजा स्यात्, छत्रछन्नदिगन्तरः ॥ ३ ॥**

ચતુરાઇ લેશમાત્ર ન હોય અને સાથે કુળવાન—ઉત્તમ કુળમાં જન્મ પણ ન હોય છતાં પણ તે સામાન્ય ગણાતો માણસ કર્મની અનુકૂળતા પ્રાપ્ત થતાં ક્ષણમાત્રમાં દશે દિશાઓમાં જેની આણ પ્રવર્તી રહેલ છે એવો નરેશ બને છે. ૩.

જાતિ અને ચતુરાઇથી હીન હોવા છતાં પણ જ્યારે અભ્યુદય થાય—શુભકર્મનો ઉદય થાય ત્યારે ક્ષણવારમાં રંક પણ નન્દ આદિની પેઠે છત્રવડે ઢાંકર્યું છે દિશામંડળ જેણે એવો રાજા થાય છે.

विषमा कर्मणः सृष्टि–र्दृष्टा करभपृष्ठवत् ।
ज़ात्यादिभूतिवैषम्यात्, का रतिस्तत्र योगिनः ? ॥ ४ ॥

કર્મની સૃષ્ટિ ઊંટની પીઠના જેવી વિષમ છે એમ જાણી, પ્રભુતાદિ વિષમતા દેખી તેમાં યોગી મહાત્માઓ આસક્ત થતા નથી.૪.

જાતિ આદિની ઉત્પત્તિના વિષમપણાથી કર્મની રચના ઊંટની પીઠની જેવી કયાંય પણ સરખી નહિ એવી વિષમ દીઠી છે, તેથી કર્મની સૃષ્ટિમાં યોગીને શી રતિ ( પ્રીતિ ) થાય ? પ્રશમરતિમાં કહ્યું છે કે—

" जातिकुलदेहविज्ञानायुर्बलभोगभूतिवैषम्यम् ।
दृष्ट्वा कथमिह विदुषां, भवसंसारे रतिर्भवति ॥ "

જાતિ ( માતૃપક્ષ ), કુળ ( પિતૃપક્ષ ), શરીર, વિજ્ઞાન, આયુષ, બળ અને ભોગની પ્રાપ્તિનું વિષમપણું જોઇને વિદ્વાનોને જન્મમરણરૂપ સંસારમાં કેમ પ્રીતિ થાય ? અર્થાત્ કોઈ પણ પ્રકારની રતિ ન થાય.

आरूढाः प्रशमश्रेणिं, श्रुतकेवलिनोऽपि च ।
भ्राम्यन्तेऽनन्तसंसार–महो दुष्टेन कर्मणा ॥ ५ ॥

શ્રુતકેવળી ( ચૌદપૂર્વી ) કહેવાતા અને ઉપશમશ્રેણી પર આરૂઢ થયેલા મુનિ પણ દુષ્ટ કર્મના પ્રસંગથી સંસારમાં પરિભ્રમણ કરે છે. ૫.

ઉપશમશ્રેણિ ઉપર યાવત્ અગિયારમા ગુણસ્થાનકે ચઢેલા અને શ્રુતકેવલી–ચૌદપૂર્વધરોને પણ અહો ! દુષ્ટ કર્મ અનન્ત સંસાર ભમાડે છે.

अर्वाक् सर्वाऽपि सामग्री, श्रान्तेव परितिष्ठति ।
विपाकः कर्मणः कार्य–पर्यन्तमनुधावति ॥ ६ ॥

પ્રથમ કાર્ય ઉત્પન્ન કરવાને કારણ સમાન એવી સર્વ સામગ્રીઓનો સદ્ભાવ છતાં તે સામગ્રી નકામી હોય તેમ પડી રહે છે, પરંતુ કૃતકર્મનો વિપાક તો કાર્યસિદ્ધિના પર્યંત સુધી પહોંચી જાય છે. ૬.

નજીક રહેલી બીજી બધી ય સામગ્રી–કારણયોજના થાકેલાની પેઠે રહે છે, પણ કાર્ય કરવાને ઉતાવળી થતી નથી, અને કર્મનો વિપાક કાર્યના છેડા સુધી દોડે છે. છેલ્લું કારણ હોવાથી કર્મવિપાક એ જ પ્રધાન કારણ છે.

असावचरमावर्ते, धर्मं हरति पश्यतः ।
चरमावर्तिसाधोस्तु, छलमन्विष्य हृष्यति ॥ ७ ॥

આ સંસાર પરિભ્રમણ કરવામાં જેમનો છેલ્લો ફેરો અથવા ચરમાવર્ત છે તેવા સાધુમહાત્માઓના ધર્મને કર્મવિપાક દૂષણ લગાડીને ખુશી થાય છે, પણ જેનું ચમાવર્ત નથી તેવાઓના ધર્મને તો પૂર્વકથિત કર્મવિપાક હરણ કરી જાય છે. ૭.

આ કર્મવિપાક ચરમ પુદ્ગલપરાવર્તથી પહેલાં અન્ય પુદ્ગલપરાવર્તમાં દેખતાં છતાં ધર્મને હરે છે અને ચરમ પુદ્ગલપરાવર્તવાળા સાધુનું તો પ્રમાદરૂપ છિદ્ર–અન્તર્મર્મ ગવેષીને હર્ષ પામે છે–ખુશ થાય છે.

साम्यं बिभर्ति यः कर्म–विपाकं हृदि चिन्तयन् ।
स एव स्याच्चिदानन्द–मकरन्दमधुव्रतः ॥ ८ ॥

કર્મના વિપાકની એ પ્રકારે વિચિત્રતાનો વિચાર કરી (હે સુજ્ઞ બંધુઓ!) સામ્યતા ધારણ કરો, જેથી ચિદાનંદરૂપ મકરંદનું આસ્વાદન કરનાર ભોગી ભ્રમર બનશો. ૮.

જે કર્મના શુભાશુભ પરિણામને હૃદયમાં વિચારતો સમભાવને ધારણ કરે છે તે જ્ઞાનાનન્દરૂપ મકરન્દ–પુષ્પપરાગનો ભોગી ભ્રમર (રસજ્ઞ) થાય છે.

---

## २२ भवोद्वेगाष्टक.

यस्य गम्भीरमध्यस्या–ज्ञानवज्रमयं तलम् ।
रुद्धा व्यसनशैलोघैः, पन्थानो यत्र दुर्गमाः ॥ १ ॥

पातालकलशा यत्र–भृतास्तृष्णामहानिलैः ।
कषायाश्चित्तसंकल्प–वेलावृद्धिं वितन्वते ॥ २ ॥

स्मरौर्वाग्निर्ज्वलत्यन्तर्यत्र स्नेहेन्धनः सदा ।
यो घोररोगशोकादि–मत्स्यकच्छपसंकुलः ॥ ३ ॥

दुर्बुद्धिमत्सरद्रोहै–र्विद्युद्दुर्वातगर्जितैः ।
यत्र सांयात्रिका लोकाः, पतन्त्युत्पातसंकटे ॥ ४ ॥

ज्ञानी तस्माद् भवाम्भोधे–र्नित्योद्विग्नोऽतिदारुणात् ।
तस्य संतरणोपायं, सर्वयत्नेन काङ्क्षति ॥ ५ ॥

જેનો મધ્ય ભાગ બહુ ઊંડો છે એવા સંસાર–સમુદ્રનું અજ્ઞાનરૂપી વજ્રમય તળિયું છે, અને અનેક ઉપાધિઓરૂપી ડુંગરાઓવડે જેમાં માર્ગો ભારે દુર્ગમ–આકરા છે. ૧.

તૃષ્ણારૂપી પ્રચંડ પવનોવડે ભરેલા ક્રોધાદિ કષાયોરૂપી ચાર પાતાળકળશો જેમાં રહ્યા સતા, ચિત્તસંકલ્પોની પરંપરા-રૂપ ભરતી કર્યા કરે છે. ૨.

જેમાં વિષય( કામ )રૂપી વડવાનળ ( મહાઅગ્નિ ) બળ્યા કરે છે, અને સ્નેહરૂપી લાકડાં હોમાયાં કરે છે તથા જે મહા-રોગ તથા શોકપ્રમુખ મચ્છ અને કચ્છપોવડે વ્યાપ્ત છે. ૩.

દુર્બુદ્ધિ, મત્સર અને દ્રોહરૂપી વિજળી, વિષમ વાત અને ગર્જારવોવડે ઉપજતા અનેક ઉત્પાતરૂપી સંકટમાં મુસાફરી કરનારા લોકો પડે છે. ૪.

અને આવા અતિ ભયંકર ભવસાગરથી સદા ઉદ્વિગ્ન–વિરક્ત રહી જ્ઞાની પુરુષ તેને તરી પાર પામવાના ઉપાયને સર્વ સાવધાનતાવડે ઇચ્છે છે. ૫.

જેનો મધ્યભાગ અગાધ છે એવા સંસારસમુદ્રનું અજ્ઞાનરૂપ વજ્રથી બનેલું તળિયું છે, જ્યાં સંકટરૂપ પર્વતોની શ્રેણીવડે રુંધાયેલા અને દુઃખે જઇ શકાય એવા વિષમ માર્ગો છે. ૧

જ્યાં તૃષ્ણા–વિષયાભિલાષરૂપ મહાવાયુથી ભરેલા ક્રોધાદિ ચાર કષાયરૂપ પાતાલકલશો મનના વિકલ્પરૂપ વેલાની વૃદ્ધિ ( ભરતી ) કરે છે. ૨

જ્યાં મધ્યભાગમાં સ્નેહ–રાગરૂપ ઇંધનવાળો કંદર્પરૂપ વડવાનલ હંમેશાં બળ્યા કરે છે. જે ( સંસારસાગર ) આકરા રોગ–શોકાદિરૂપ માછલા અને કાચબાવડે ભરપૂર છે. ૩

જ્યાં દુર્બુદ્ધિ–માઠી બુદ્ધિ, ગુણોમાં રોષ કરવારૂપ મત્સર,

દ્રોહ–અપકાર કરવાની બુદ્ધિરૂપ વિજળી, ભયંકર વાયુ અને ગર્જનાવડે સાંયાત્રિક (વહાણવટી) લોકો ઉત્પાતરૂપ સંકટમાં પડે છે. ૪

એવા અત્યન્ત ભયંકર સંસારસમુદ્રથી નિત્ય ભયભીત થયેલા જ્ઞાનીઓ તે ભવસમુદ્રને સર્વ પ્રકારના પ્રયત્નથી તરી જવાના ઉપાયને ઇચ્છે છે. ૫

तैलपात्रधरो यद्वद्, राधावेधोद्यतो यथा ।
क्रियास्वनन्यचित्तः स्याद्, भवभीतस्तथा मुनिः ॥ ६ ॥

જેવી રીતે તેલથી સંપૂર્ણ ભરેલા પાત્રને( આખા નગરમાં ફરતાં) ઉચકીને ચાલનારને તથા રાધાવેધ (નીચે રાખેલી તેલની કડાઈમાં ઉપર ગોઠવેલા ફરતા ચક્રો વચ્ચેની પૂતળીનું પ્રતિબિંબ જોઈ તેની ડાબી આંખની કીકી વિંધવાની ક્રિયા ) સાધનારને સાવધાનતા રાખવી પડે છે તેવી સાવધાનતા ભવભીરુ મહામુનિ સંયમ–કરણી કરવામાં રાખે છે. ૬.

જેમ બાવન પલના તેલથી સંપૂર્ણ ભરેલા પાત્ર–થાળને ધારણ કરનાર મનુષ્ય મરણના ભયે રાજાના કહેવાથી બધા ચૌટામાં ફરી ત્યાં થતાં નાટકાદિને નહિ દેખતો અપ્રમત્તપણે એક પણ ટીપું પાડ્યા સિવાય લઇ આવ્યો અને જેમ રાધાવેધ સાધવામાં તત્પર થયેલો, જેનું બીજે કયાંય ચિત્ત નથી એવો એકાગ્રચિત્તવાળો હોય તેમ સંસારથી ભય પામેલા મુનિ ચારિત્રક્રિયામાં એકાગ્રચિત્તવાળા હોય છે.

विषं विषस्य वह्नेश्च, वह्निरेव यदौषधम् ।
तत् सत्यं भवभीताना–मुपसर्गेऽपि यन्न भीः ॥ ७ ॥

વિષનું ઔષધ વિષ ( સર્પનું ઝેર ઉતારવા લીંબડો ચવ-

રાવાય છે ) અને અગ્નિનું ઔષધ અગ્નિ ( જ્વરાંકુશથી તાવ જાય છે ) સાચું છે, તેથી જ ભવભીરુ સાધુજનોને ઉપસર્ગનો ભય હોતો નથી, પણ અદીનપણે ધૈર્ય ને હિંમતથી સર્વ અનુકૂળ ને પ્રતિકૂળ પરિસહોને સહન કરે છે. ૭.

વિષનું ઔષધ વિષ અને અગ્નિનું ઔષધ અગ્નિ જ કહેવાય છે તે સત્ય છે, જેથી સંસારથી ભય પામેલાને ઉપસર્ગ પ્રાપ્ત થવા છતાં પણ ભય હોતો નથી.

**स्थैर्यं भवभयादेव, व्यवहारे मुनिर्व्रजेत् ।**
**स्वात्मारामसमाधौ तु, तदप्यन्तर्निमज्जति ॥ ८ ॥**

ભવભીરુતાથી મુનિજનો વ્યવહારપાલનમાં સ્થિરતા રાખે છે અને સ્વઆત્મારામમાં ખરી શાન્તિ-સમાધિ પ્રસરતાં તે ભવભય અંતરમાં સમાઈ જાય છે. ૮.

વ્યવહારનયે મુનિ સંસારના ભયથી જ સ્થિરતા પામે છે અને પોતાના આત્માની રતિરૂપ નિર્વિકલ્પ સમાધિમાં હોય ત્યારે સંસારનો ભય પણ સમાધિમાં જ મગ્ન થાય છે; કારણ કેઃ—

**“ मोक्षे भवे च सर्वत्र निःस्पृहो मुनिसत्तमः ”**

મોક્ષ અને સંસારમાં બધે ય ઉત્તમ મુનિ નિઃસ્પૃહ હોય છે, એવું શાસ્ત્રવચન છે.



## २३ लोकसंज्ञात्यागाष्टक.

प्राप्तः षष्ठं गुणस्थानं, भवदुर्गाद्रिलङ्घनम् ।
लोकसंज्ञारतो न स्यात्, मुनिर्लोकोत्तरस्थितिः ॥ १ ॥

આ સંસારરૂપી ભારે વસમો ઘાટ પાર ઊતારી જવા જેવું છઠ્ઠું 'પ્રમત્ત' ગુણસ્થાનક જેમને પ્રાપ્ત થયું છે તે લોકોત્તર સ્થિતિને ભજનારા મુનિવરો લોકસંજ્ઞા( ગાડરીયા પ્રવાહ )માં ન જ તણાય. ૧.

સંસારરૂપ વિષમ પર્વતનું ઉલ્લંઘન કરવારૂપ છઠ્ઠા ગુણ-સ્થાનકને પ્રાપ્ત થયેલ, જેની લોકોત્તર માર્ગમાં સ્થિતિ–મર્યાદા છે એવા મુનિ 'લોકે કર્યું તે જ કરવું, પણ શાસ્ત્રાર્થ ન વિચારવો' એવી બુદ્ધિરૂપ લોકસંજ્ઞામાં પ્રીતિવાળા ન હોય.

यथा चिन्तामणिं दत्ते, बठरो बदरीफलैः ।
हहा जहाति सद्धर्मं, तथैव जनरञ्जनैः ॥ २ ॥

જેમ કોઈ મૂર્ખ ચિન્તામણિ રત્નને બોરના મૂલ્યે વેચી દે, તેમ અહા! મુગ્ધજનો લોકરંજનાર્થે અમૂલ્ય ચિન્તામણિ જેવા શ્રેષ્ઠ ધર્મને ગુમાવી દે છે. ૨.

જેમ મૂર્ખ બોરવડે( બોરના મૂલ્યથી ) ચિન્તામણિ રત્ન આપે છે, તેમ જ મૂઢ જીવો વિવિધ પ્રકારના લોકરંજન કરવાવડે સદ્ધર્મને તજે છે, એ ખેદનો વિષય છે.

लोकसंज्ञामहानद्या–मनुस्रोतोऽनुगा न के ।
प्रतिस्रोतोऽनुगस्त्वेको, राजहंसो महामुनिः ॥ ३ ॥

લોકસંજ્ઞારૂપી મહાનદીના ચાલતા પ્રવાહમાં કોણ કોણ નથી તણાતું ? ફક્ત રાજહંસ સમા મુનિવરો જ સામા પૂરે તરી સ્વસંયમમાર્ગને દીપાવે છે. ૩.

લોકસંજ્ઞારૂપ મોટી નદીમાં તૃણાદિની પેઠે પ્રવાહને અનુસરનારા એવા કોણ નથી ? પણ સામે પ્રવાહે ચાલનાર એવો રાજહંસ એક મહામુનિ જ છે.

लोकमालम्ब्य कर्तव्यं, कृतं बहुभिरेव चेत् ।
तदा मिथ्यादृशां धर्मो, न त्याज्यः स्यात् कदाचन ॥४॥

જે ઘણાએ કર્યું તે ગુણદોષના વિચાર વગર શૂન્યપણે ગાડરીયા પ્રવાહ પ્રમાણે કરવામાં આવે તો કદાપિ મિથ્યાત્વનો ત્યાગ કરી શકાય જ નહીં, અતઃ થોડાએ કે ઘણાએ આદરેલા શુદ્ધ તત્ત્વનો જ આદર સમજપૂર્વક કરવો અને અશુદ્ધ તત્ત્વનો ત્યાગ જ કરવો, એ જ શ્રેયકારી છે. ૪.

જો લોકને અવલંબીને ઘણા માણસોએ જ કરેલું કરવા યોગ્ય હોય તો મિથ્યાદષ્ટિનો ધર્મ કયારે ય પણ તજવા યોગ્ય ન હોય.

श्रेयोऽर्थिनो हि भूयांसो, लोके लोकोत्तरे न च ।
स्तोका हि रत्नवणिजः, स्तोकाश्च स्वात्मसाधकाः ॥५॥

શ્રેયના અર્થીજનો લોકમાં કે લોકોત્તર માર્ગમાં થોડા જ સંભવે. રત્નના વ્યાપારી–ઝવેરીઓ જેમ થોડા તેમ આત્માને યથાર્થ ઓળખી કલ્યાણ સાધનારા પણ થોડા જ હોય, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. ૫.

ખરેખર મોક્ષના અર્થી લોકમાર્ગ અને લોકોત્તર માર્ગમાં

ઘણુા નથી, કારણુ કે રત્નના વહેપારી થોડા છે, તેમ પોતાના આત્માના અર્થને સાધનારા પણુ થોડા છે.

लोकसंज्ञाहता हन्त, नीचैर्गमनदर्शनैः ।
शंसयन्ति स्वसत्यांगमर्मघातमहाव्यथाम् ॥ ६ ॥

લોકસંજ્ઞાથી હણાયેલા મુગ્ધ જનો નીચા વળીને ચાલતાં, પોતાના સત્ય અંગમાં લાગેલા કારમા ઘાથી થતી મહાવેદનાને સૂચવે છે. ૬.

અફસોસ છે કે લોકસંજ્ઞાએ કરી હણાયેલા જીવો ' ધીમે જવું, નીચે જોવું ' ઇત્યાદિ પ્રવૃત્તિવડે પોતાના સત્ય વ્રતરૂપ અંગમાં થયેલી મર્મપ્રહારની મહાવેદનાને જણાવે છે.

आत्मसाक्षिकसद्धर्म-सिद्धौ किं लोकयात्रया ?
तत्र प्रसन्नचन्द्रश्च, भरतश्च निदर्शने ॥ ७ ॥

આત્માની સાક્ષીએ કરેલા દાન, શીલ, તપ ને ભાવરૂપ ધર્મની સિદ્ધિ સહજ સિદ્ધ છે, તો પછી લોકદેખાવની શી જરૂર? પ્રસન્નચંદ્ર રાજર્ષિ અને ભરત ચક્રવર્તી આ બાબતમાં દ્રષ્ટાંતરૂપ છે. ૭.

આત્માની સાક્ષીએ સદ્ધર્મની સિદ્ધિ થઇ હોય તો લોકયાત્રા–લોકવ્યવહારનું શું કામ છે? લોકને જણાવવાથી શું? તેમાં પ્રસન્નચન્દ્ર રાજર્ષિ અને ભરતરાજર્ષિના દૃષ્ટાન્ત છે. પ્રસન્નચન્દ્ર રાજર્ષિને દેખીતું બાહ્ય ચારિત્ર હોવા છતાં નરકગતિ યોગ્ય કર્મબન્ધ થયો અને ભરતમહારાજાને બાહ્ય ચારિત્ર વિના પણુ કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઇ.

लोकसंज्ञोज्झितः साधुः, परब्रह्मसमाधिमान् ।
सुखमास्ते गतद्रोह–ममतामत्सरज्वरः ॥ ८ ॥

લોકસંજ્ઞાવર્જિત, દ્રોહ, મમતા અને દ્વેષ–જ્વર રહિત અને પરમાત્મસ્વરૂપમાં લીન રહેનારા આત્મસાધક મુનિ સહજાનંદ સુખ-માં નિમગ્ન રહે છે અને અન્ય આત્માર્થીને માર્ગદર્શક બને છે. ૮.

લોકસંજ્ઞા રહિત, પરબ્રહ્મમાં લીન થવારૂપ સમાધિવાળા અને જેના દ્રોહ, મમતા અને મત્સરરૂપ જ્વર ગયા છે એવા સાધુ સુખે રહે છે.



## ૨૪ शास्त्राष्टक.

चर्मचक्षुर्भृतः सर्वे, देवाश्चावधिचक्षुषः ।
सर्वतश्चक्षुषः सिद्धाः, साधवः शास्त्रचक्षुषः ॥ १ ॥

સર્વે સામાન્ય પ્રાણીઓ ચર્મ–ચક્ષુધારી હોય છે, સઘળા દેવતાઓ અવધિ( યા વિભંગ )જ્ઞાન–ચક્ષુધારી હોય છે, સર્વે મુક્ત આત્માઓ કેવળ–સંપૂર્ણ જ્ઞાનચક્ષુવાળા હોય છે અને આત્મસાધન કરવામાં સાવધાન રહેતા સાધુઓ શાસ્ત્રચક્ષુ-ધારી હોય છે. ૧.

બધા પ્રાણીઓ ચર્મચક્ષુને ધારણ કરનારા છે, દેવો અવ-ધિજ્ઞાનરૂપ ચક્ષુવાળા છે, સિદ્ધ ભગવંતો સર્વપ્રદેશે કેવલ ઉપયોગરૂપ ચક્ષુવાળા છે અને સાધુઓ શાસ્ત્રરૂપ ચક્ષુવાળા છે. સમયસારમાં કહ્યું છે કે—

" आगमचक्खू साहू, चम्मचक्खूणि सव्वभूयाणि ।
देवा य ओहिचक्खू, सिद्धा पूण सव्वदोचक्खू ॥ "

આગમ ચક્ષુવાળા સાધુઓ છે, સર્વ પ્રાણીઓ ચર્મચક્ષુ-વાળા છે, દેવો અવધિજ્ઞાનરૂપ ચક્ષુવાળા છે અને સિદ્ધો સર્વતઃ ચક્ષુવાળા છે.

पुरःस्थितानिवोर्ध्वाधस्तिर्यग्लोकविवर्तिनः ।
सर्वान् भावानवेक्षन्ते, ज्ञानिनः शास्त्रचक्षुषा ॥ २ ॥

જ્ઞાની મહાત્માઓ શાસ્ત્ર–ચક્ષુવડે ઊર્ધ્વ, અધો અને તિર્છા-લોકરૂપ ત્રણે ભુવનમાં વર્તનારા સર્વે ભાવો જાણે નજર આગળ જ બનતા હોય એમ જુએ–જાણે છે. ૨.

જ્ઞાનીઓ શાસ્ત્રરૂપ ચક્ષુવડે જાણે આગળ રહેલા હોય તેમ સૌધર્માદિ ઊર્ધ્વલોક, નરકાદિ અધોલોક અને જંબૂલવણાદિ તિર્યગ્લોકમાં વિવિધ પરિણામ પામતા સર્વ ભાવ–પદાર્થને સાક્ષાત્ દેખે છે. અહીં શ્રુતસહચરિત માનસ અચક્ષુદર્શનથી દેખે છે એમ જાણવું.

शासनात् त्राणशक्तेश्च, बुधैः शास्त्रं निरुच्यते ।
वचनं वीतरागस्य, तत्तु नान्यस्य कस्यचित् ॥ ३ ॥

વસ્તુને વસ્તુગતે ( યથાર્થ ) જણાવવાથી ( તેના યથાર્થ ભાનપૂર્વક વિવેકભર્યા આચરણથી ) અને ભવ્યજનોનું દુર્ગતિ કે અજ્ઞાનાદિક દોષ–પંકમાં પડતાં રક્ષણ કરવાથી તત્ત્વજ્ઞો બીજા કોઈનાં નહીં પણ વીતરાગ સર્વજ્ઞનાં વચનોને જ શાસ્ત્રરૂપે ઓળખાવે છે. ૩.

પંડિતોએ હિત શિખવવાથી અને રક્ષણ કરવાની શક્તિથી શાસ્ત્ર શબ્દની વ્યુત્પત્તિ કરી છે. તે સર્વગુણસહિત કેવલજ્ઞાન મૂળ કારણ જેનું છે એવું વીતરાગનું વચન છે. બીજા કોઈનું વચન તે શાસ્ત્ર કહેવા યોગ્ય નથી. પ્રશમરતિમાં કહ્યું છે કે—

" शासनसामर्थ्येन च, संत्राणबलेनानवद्येन।
युक्त यत् तच्छास्त्रं, तच्चैतत् सर्वविद्वचनम्॥ "

હિતશિક્ષા આપવાના સામર્થ્યથી, અને નિર્દોષ-રક્ષણ કરવાની શક્તિથી યુક્ત હોય તે શાસ્ત્ર છે અને તે સર્વજ્ઞનું વચન છે.

शास्त्रे पुरस्कृते तस्माद्, वीतरागः पुरस्कृतः।
पुरस्कृते पुनस्तस्मिन्, नियमात् सर्वसिद्धयः॥ ४॥

( એવા પ્રામાણિક ) શાસ્ત્રને પ્રમાણ ( માન્ય ) કરી વર્તતાં વીતરાગ-સર્વજ્ઞને પ્રમાણ કરી લેખ્યા અને વીતરાગ સર્વજ્ઞને પ્રમાણ કરીને ચાલતાં તો નિશ્ચે સર્વ સિદ્ધિઓ થાય જ. ૪.

તેથી શાસ્ત્ર આગળ કર્યું-મુખ્ય કર્યું એટલે તેણે વીતરાગ ભગવંત આગળ કર્યા. શાસ્ત્રના ઉપયોગે તેના કર્તા સાંભરે જ. અને વીતરાગને આગળ કર્યા એટલે અવશ્ય સર્વ સિદ્ધિઓ થાય છે. કહ્યું છે કે—

" अस्मिन् हृदयस्थे सति, हृदयस्थस्तत्त्वतो मुनीन्द्र इति।
हृदयस्थिते च तस्मिन्, नियमात् सर्वार्थसिद्धयः॥ "

षोडशक २, श्लो० १४

તીર્થંકરપ્રણીત આગમ હૃદયમાં હોય ત્યારે પરમાર્થથી તીર્થંકર ભગવંત હૃદયમાં હોય છે, કારણ કે તે તેના સ્વતંત્ર

પ્રણેતા છે, અને જ્યારે તીર્થંકર ભગવંત હૃદયમાં હોય ત્યારે અવશ્ય સર્વ અર્થની સિદ્ધિ થાય છે.

**अदृष्टार्थेऽनुधावन्तः, शास्त्रदीपं विना जडाः ।**
**प्राप्नुवन्ति परं खेदं, प्रस्खलन्तः पदे पदे ॥ ५ ॥**

શાસ્ત્ર-દીપક વગર અજાણ્યે માર્ગે દોડતા અજ્ઞાનીઓ પગલે પગલે ભારે સ્ખલના પામતા સતા ( નરક, તિર્યંચાદિક અધોગતિમાં ઊતરી જઈ ) પરમદુઃખ-કષ્ટને પામે છે. ૫.

જડ-અવિવેકી મનુષ્યો શાસ્ત્રરૂપ દીવા વિના અદૃષ્ટ-નહિ જોયેલા પરોક્ષ અર્થમાં પાછળ દોડતા અને પગલે પગલે સ્ખલના પામતાં-ઠોકર ખાતા ઘણો ખેદ પામે છે.

**शुद्धोञ्छाद्यपि शास्त्राज्ञा-निरपेक्षस्य नो हितम् ।**
**भौतहन्तुर्यथा तस्य, पदस्पर्शनिवारणम् ॥ ६ ॥**

ગુરુ પાસેની કોઈ એક ચીજ, ગુરુની ઈચ્છા વિરુદ્ધ, ગુરુને ચરણસ્પર્શ કર્યા વગર, બાણવતી ગુરુને વીંધીને લેનાર મૂર્ખ રાજાની પેઠે પૂર્વોક્ત શાસ્ત્રઆજ્ઞા વિરુદ્ધ આપછંદે ચાલી, શુદ્ધ નિર્દોષ આહારાદિકની ગવેષણા કરવાનું પણ હિતકર ( યોગ-ક્ષેમકર ) નથી. ૬.

શાસ્ત્રાજ્ઞાની અપેક્ષા રહિત આપમતિને ( સ્વેચ્છાચારીને ) શુદ્ધ-બેંતાળીશ દોષરહિત-આહારગવેષણાદિક પણ હિતકારક નથી. જેમ ભૌતમતિને હણનાર શબરને તેના પગે સ્પર્શ કરવાનું નિવારણ કરવું હિતકારક નથી. 'જીવતા ભૌતમતિના પગે સ્પર્શ ન કરવો' એ આજ્ઞા તેની પાસે રહેલા મયૂર-

પિચ્છના અર્થી શબરે જેમ તેને મારી તેના પગે સ્પર્શ કર્યા સિવાય મયૂરપિચ્છ લેતાં પાળી, તેમ આપમતિને શાસ્ત્રાજ્ઞા વિના બાહ્યાચારનું પરિપાલન જાણવું.

अज्ञानाहिमहामन्त्रं, स्वाच्छन्द्यज्वरलङ्घनम् ।
धर्मारामसुधाकुल्यां, शास्त्रमाहुर्महर्षयः ॥ ७ ॥

વીતરાગપ્રણીત શાસ્ત્ર, અજ્ઞાન-વિષને ઉતારવા મહામંત્ર સમાન, સ્વચ્છંદતા યા મદ-જ્વરને શમાવવા લંઘન ( ઉપવાસ ) સમાન અને ધર્મ-આરામ( બગીચા )ને રક્ષવા-પોષવા અમૃતની નીક સમાન છે એમ યોગીશ્વરો કહે છે. ૭.

મહર્ષિઓ શાસ્ત્રને મિથ્યાજ્ઞાનરૂપ સર્પને દમવાનો મહામન્ત્ર, સ્વેચ્છાચારીપણારૂપ જ્વરનું પાચન અને શમન કરવામાં લંઘનરૂપ, અને ધર્મરૂપ આરામ-બગીચાને વિષે અમૃતની નીક સમાન કહે છે.

शास्त्रोक्ताचारकर्ता च, शास्त्रज्ञः शास्त्रदेशकः ।
शास्त्रैकदृग् महायोगी, प्राप्नोति परमं पदम् ॥ ८ ॥

શાસ્ત્રોક્ત આચારને પાળનાર, શાસ્ત્રના જાણ, શાસ્ત્રના ઉપદેશક અને શાસ્ત્ર ઉપર જ દૃષ્ટિ સ્થાપી રાખનાર મહાયોગી મહાત્મા અવશ્ય પરમપદરૂપ મોક્ષને પામે છે. ૮.

શાસ્ત્રમાં કહેલા આચારનું પાલન કરનાર, શાસ્ત્રના જાણનાર, શાસ્ત્રનો ઉપદેશ કરનાર અને શાસ્ત્રને વિષે જેની એક-અદ્વિતીય દૃષ્ટિ છે એવા મહાયોગી પરમપદ-મોક્ષને પામે છે.



## ૨૫ परिग्रहाष्टक.

न परावर्तते राशे–र्वक्रतां जातु नोज्झति ।
परिग्रहग्रहः कोऽयं, विडम्बितजगत्त्रयः ॥ १ ॥

જગત્ત્રયવર્તી જીવોને ભારે પીડા ઉપજાવનાર પરિગ્રહ-(મમતા)રૂપી ગ્રહ મૂળરાશિથી ફરતો નથી અને વક્રતાને કદાપિ તજતો નથી. એવા પરિગ્રહ(મૂર્છા–મમતા)રૂપી ગ્રહને વશ પડેલા પ્રાણીઓના ભૂરા હાલ થાય છે. ૧.

જે રાશિથી (ધનના રાશિથી) પાછો ફરતો નથી અને વક્રતાનો ત્યાગ કરતો નથી, જેણે ત્રણ જગતને વિડંબના કરી છે એવો આ પરિગ્રહરૂપ કયો ગ્રહ છે? સર્વ ગ્રહોથી પરિગ્રહ-રૂપ ગ્રહ બલવાન છે. એની ગતિ કોઇએ જાણી નથી.

परिग्रहग्रहावेशाद्, दुर्भाषितरजःकिराम् ।
श्रूयन्ते विकृता किं न, प्रलापा लिङ्गिनामपि ॥ २ ॥

પરિગ્રહ–ગ્રહના આવેશથી લિંગધારી સાધુઓ પણ જેમ તેમ લવતા ફરે છે. તેમની વાણી દુર્ભાષિતોથી બગડેલી હોય છે. તેમને બોલવામાં પણ ધડો રહેતો નથી. ૨.

પરિગ્રહરૂપ ગ્રહના અંદર પ્રવેશ થવાથી દુર્ભાષિત–ઉત્સૂત્ર-રૂપ ધૂળને માથે ઉડાડનાર જૈનવેષધારીઓના પણ ઘેલછાના વિકારવંત પ્રલાપો–અસંબદ્ધ વચનો શું સંભળાતાં નથી? અપિતુ સંભળાય છે, તો બીજાના માટે તો શું કહેવું?

यस्त्यक्त्वा तृणवद् बाह्य–मान्तरं च परिग्रहम् ।
उदास्ते तत्पदाम्भोजं, पर्युपास्ते जगत्त्रयी ॥ ३ ॥

ધન-ધાન્યાદિક બાહ્ય અને મિથ્યાત્વ વિષયકષાયાદિક અભ્યંતર પરિગ્રહનો સર્વથા ત્યાગ કરી જે જગતથી નિઃસ્પૃહ-નિરાળા-નિર્લેપ થઈને રહે છે તેનાં ચરણકમળને સહુ કોઈ સેવે-ઉપાસે છે.૩.

જે તૃણની પેઠે ધનધાન્યાદિ બાહ્ય અને મિથ્યાત્વાદિ અંતરંગ પરિગ્રહ તજી ઉદાસીન થઇને રહે છે, તેના ચરણકમળ ત્રણ જગત્ સેવે છે.

चित्तेऽन्तर्ग्रन्थगहने, बहिर्निर्ग्रन्थता वृथा ।
त्यागात्कञ्चुकमात्रस्य, भुजगो न हि निर्विषः ॥ ४ ॥

જયાં સુધી મિથ્યાત્વ વિષયકષાયરૂપ અભ્યંતર પરિગ્રહ છૂટે નહીં, ત્યાં સુધી બાહ્ય પરિગ્રહનો ત્યાગ માત્ર દેખાવરૂપ-નકામો છે, અર્થ વગરનો છે. જુઓ, કાંચળી માત્ર તજવાથી સર્પ કંઇ નિર્વિષ થઇ શકતો નથી. ૪.

અંતરંગ પરિગ્રહે કરીને ગહન--વ્યાકુળ ચિત્ત હોય તો બાહ્ય નિર્ગ્રન્થપણું ફોગટ છે. ખરેખર કાંચળી માત્રને છોડવાથી સાપ વિષરહિત થતો નથી.

त्यक्ते परिग्रहे साधोः, प्रयाति सकलं रजः ।
पालित्यागे क्षणादेव, सरसः सलिलं यथा ॥ ५ ॥

સરોવરની પાળ તોડવાથી જેમ સઘળું પાણી ક્ષણમાત્રમાં વહી જાય છે, તેમ બાહ્ય-અંતર પરિગ્રહમાત્રનો ત્યાગ કરી નિઃસ્પૃહ-નિર્મમ થવાથી સઘળાં કર્મનો સહેજે અંત આવી જાય છે. ૫.

જેમ પાળનો નાશ કરવાથી સરોવરનું સઘળું પાણી ક્ષણ-

વારમાં ચાલ્યું જાય છે, તેમ પરિગ્રહનો ત્યાગ કરવાથી સાધુનું સઘળું પાપ ચાલ્યું જાય છે.

**त्यक्तपुत्रकलत्रस्य, मूर्च्छामुक्तस्य योगिनः ।**
**चिन्मात्रप्रतिबद्धस्य, का पुद्गलनियन्त्रणा ? ॥ ६ ॥**

સ્ત્રી-પુત્રનું બંધન તજી, મૂર્ચ્છા રહિત થયેલ, માત્ર આત્મસ્વરૂપ સાથે જ સંબંધ ધરાવતા ભાવનિર્ગ્રંથને પરપુદ્ગલ-( દેહ-સ્વજનાદિક )માં મૂર્ચ્છા-મમતા શાની હોય ? ૬.

પુત્ર, કલત્ર-સ્ત્રી અને ઉપલક્ષણથી સર્વ બન્ધનનો જેણે ત્યાગ કરેલો છે, જે મૂર્ચ્છાથી રહિત અને ચિન્માત્ર-જ્ઞાનમાત્રમાં આસક્ત છે, એવા યોગીને પુદ્ગલનું બન્ધન શું હોય ?

**चिन्मात्रदीपको गच्छेद्, निर्वातस्थानसंनिभैः ।**
**निष्परिग्रहतास्थैर्यं, धर्मोपकरणैरपि ॥ ७ ॥**

વાયરા વગરના સ્થાન જેવા ધર્મ-ઉપગરણોવડે જ્ઞાનરૂપી દીવો નિર્મમત્વભાવરૂપી સ્થિરતાને પામે છે. અનુકૂળ સાધન મળતાં જ્ઞાનદીવો બૂઝાતો નથી, સ્થિર થાય છે. અનુકૂળ સાધનની સહાય વગર વખતે તે બૂઝાઇ જાય ખરો. ૭.

'જ્ઞાનમાત્ર પરિણામવાળા અપ્રમત્ત સાધુને વસ્ત્રપાત્રાદિ ચૌદ ધર્મોપકરણ ધારણ કરવાં ન ઘટે, કારણ કે તેનાં ગ્રહણ અને ધારણાદિ મૂર્ચ્છા વિના ન હોય, અને યુક્તાહારાદિ તો અનાહાર ભાવનારૂપ જ્ઞાનનું પ્રસાધન છે, તેનો અસંભવ સાધુને નથી ' એવું દિગંબરો કહે છે. તેને પ્રતિબન્ધી દૂષણ આપવાના અભિપ્રાયે ગ્રન્થકર્તા કહે છે—

જ્ઞાનમાત્રનો દીપક ( અપ્રમત્ત સાધુ ) નિર્વાતસ્થાન સમાન ધર્મોપકરણોએ કરીને નિષ્પરિગ્રહપણાની સ્થિરતાને પામે છે. એટલે જ્ઞાનદીપકને તેલ સમાન યુક્તાહાર જેમ આધાર છે, તેમ નિર્વાતસ્થાન તુલ્ય ધર્મોપકરણ પણ આધાર છે એમ જાણવું.

**मूर्च्छाछन्नधियां सर्वं, जगदेव परिग्रहः ।**
**मूर्च्छया रहितानां तु, जगदेवापरिग्रहः ॥ ८ ॥**

મમતામાં અંધ બનેલા જીવોને આખું જગત પરિગ્રહરૂપ છે અને મમતા રહિત–નિઃસ્પૃહીને આ જગત જ અપરિગ્રહરૂપ છે. ૮.

મૂર્ચ્છાએ કરીને જેની બુદ્ધિ ઢંકાયેલી છે તેને સર્વ જગત જ પરિગ્રહ છે અને મૂર્ચ્છાથી રહિત જ્ઞાનીને તો જગત જ અપરિગ્રહરૂપ છે. વિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે—

तम्हा किमत्थि वत्थुं गंथोऽगंथो व सव्वहा लोए ।
गंथोऽगंथो व मओ मुच्छाऽमुच्छाहिं निच्छयओ ॥
वत्थाइ तेण जं जं संजमसाहणमरागदोसस्स ।
तं तमपरिग्गहो च्चिय परिग्गहो जं तदुवघाई ॥

गा० ३०७५–७६

" તેથી લોકમાં એવી કઇ વસ્તુ છે કે જેને સર્વથા પરિગ્રહ અથવા અપરિગ્રહરૂપ કહેવાય? માટે નિશ્ચય દૃષ્ટિથી મૂર્ચ્છાથી પરિગ્રહ અને અમૂર્ચ્છાથી અપરિગ્રહ કહેલો છે. તેથી રાગદ્વેષ રહિત આત્માને સંયમના સાધનભૂત વસ્ત્રાદિ અપરિગ્રહરૂપ છે અને સંયમનો ઉપઘાત કરનાર જે હોય તે પરિગ્રહ છે. "



## २६ अनुभवाष्टक

सन्ध्येव दिनरात्रिभ्यां, केवलश्रुतयोः पृथक् ।
बुधैरनुभवो दृष्टः, केवलार्कारुणोदयः ॥ १ ॥

અનુભવરસ અમૃત સમાન અતિ મિષ્ટ લાગે છે અને તેનો સ્વાદ ફક્ત જ્ઞાનગરિષ્ઠ મુનિઓ જ લઇ શકે છે. રાત્રિ અને દિવસથી સંધ્યા જેમ પૃથક્-વચમાં છે તેમ શ્રુતજ્ઞાનની અને કેવળજ્ઞાનની વચમાં અનુભવજ્ઞાન છે અને તે કેવળજ્ઞાન-રૂપ સૂર્યના ઉદય પહેલા અરુણોદયરૂપ છે, એવી પંડિત-પુરુષોની માન્યતા છે. ૧.

જેમ દિવસ અને રાત્રિથી સંધ્યા જુદી છે તેમ કેવલજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી ભિન્ન કેવલજ્ઞાનરૂપ સૂર્યના અરુણોદયરૂપ અનુભવ પંડિતોએ દીઠો છે. એટલે મતિ-શ્રુતજ્ઞાનના ઉત્તરભાવી અને કેવલજ્ઞાનથી અવ્યવહિત ( અન્તર રહિત ) પૂર્વભાવી પ્રકાશને અનુભવ કહે છે. તેનું બીજું નામ પ્રાતિભજ્ઞાન છે.

व्यापारः सर्वशास्त्राणां, दिक्प्रदर्शन एव हि ।
पारं तु प्रापयत्येकोऽनुभवो भववारिधेः ॥ २ ॥

સર્વ શાસ્ત્રના અધ્યયનરૂપ વ્યાપાર તે માત્ર દિશા સૂચ-વનાર છે, પરંતુ ભવસમુદ્રને પાર પામવા માટે અનુભવરૂપ વહાણની આવશ્યકતા છે. ૨.

ખરેખર સઘળાં શાસ્ત્રોનો વ્યાપાર ઉપાયપ્રવર્તન દિશા બતા-વવાનો જ છે, પરન્તુ એક અનુભવ સંસારસમુદ્રનો પાર પમાડે છે.

**अतीन्द्रियं परं ब्रह्म, विशुद्धानुभवं विना ।**
**शास्त्रयुक्तिशतेनापि, न गम्यं यद् बुधा जगुः॥ ३ ॥**

બુદ્ધિમાન પુરુષો વિચાર કરી કરીને કહે છે કે પરબ્રહ્મ છે તે અતીંદ્રિય છે અને તે અનુભવગમ્ય છે. શાસ્ત્રોની અનેક યુક્તિઓ લાગુ કરવા છતાં પણ પુરુષો તેનો પાર પાંમી શકતા નથી. તેથી પંડિતો કહે છે કે—

ઇન્દ્રિયોને અગોચર સર્વોપાધિ રહિત શુદ્ધ બ્રહ્મ–આત્મા વિશેષ શુદ્ધ અનુભવ વિના શાસ્ત્રની સેંકડો યુકિતઓવડે પણ જાણી શકાય તેમ નથી, જેથી પંડિતોએ કહ્યું છે કે—

**ज्ञायेरन् हेतुवादेन, पदार्था यद्यतीन्द्रियाः ।**
**कालेनैतावता प्राज्ञैः, कृतः स्यात् तेषु निश्चयः ॥ ४ ॥**

ઇંદ્રિયોથી જે અગોચર છે એવી વસ્તુઓની સિદ્ધિ જો હેતુવાદથી ગમ્ય હોત તો ઘણાં લાંબા વખતથી જેની ચર્ચા ચાલુ જ છે છતાં તેનો નિર્ણય કેમ થતો નથી અર્થાત્ તે અનુભવગમ્ય જ છે. ૪.

જો યુક્તિશાસ્ત્રે કરીને ઇન્દ્રિયોને અગોચર ધર્માસ્તિકાયાદિ પદાર્થો હથેળીમાં રહેલા આમળાની પેઠે જાણી શકાયા હોત તો એટલા કાળે અતીન્દ્રિય પદાર્થોને વિષે પંડિતોએ અસંદિગ્ધ અને અભ્રાન્ત નિર્ણય કર્યો હોત.

આત્મા પણ અતીન્દ્રિય પદાર્થ છે, તેના પર્યાય પણ અતીન્દ્રિય છે, માટે તે તે વ્યક્તિને ચોક્કસ મોક્ષના ઉપાયનું પરિજ્ઞાન થવાને માટે સામર્થ્યયોગરૂપ અનુભવ પ્રમાણ અવશ્ય માનવું એ ભાવાર્થ છે.

**केषां न कल्पनादर्वी, शास्त्रक्षीरान्नगाहिनी ।**
**विरलास्तद्रसास्वाद-विदोऽनुभवजिह्वया ॥ ५ ॥**

શાસ્ત્રરૂપ ક્ષીર ભોજનને સર્વ કોઇ પોતપોતાની કલ્પનારૂપ કડછીથી અવગાહે છે-હલાવે છે, પરંતુ તેનો સ્વાદ તો કોઇ વિરલા અનુભવી મહાત્માઓ જ લઈ જાણે છે. ૫.

કોની કલ્પનારૂપ કડછી શાસ્ત્રરૂપ ક્ષીરાન્નમાં અવગાહનારી-પ્રવેશ કરનારી નથી ? અર્થાત્ સર્વની કલ્પના શાસ્ત્રમાં પ્રવેશ કરે છે, પરન્તુ અનુભવરૂપ જીભવડે શાસ્ત્રરૂપ ક્ષીરના રસનો આસ્વાદ-રહસ્ય ચર્વણાના જાણનારા થોડા છે. એટલે શાસ્ત્રજ્ઞાન તે બાહ્ય અને અનુભવ તે અંતરંગ એમ જાણવું.

**पश्यतु ब्रह्म निर्द्वन्द्वं, निर्द्वन्द्वानुभवं विना ।**
**कथं लिपीमयी दृष्टि-र्वाङ्मयी वा मनोमयी ॥ ६ ॥**

નિર્દ્વંદ્વ અનુભવ પ્રાપ્ત થયા વિના નિર્દ્વંદ્વ બ્રહ્મને કોણ જાણી શકે છે ? અર્થાત્ કોઈ જ નહીં, માટે નિર્દ્વંદ્વ અનુભવ વિના લિપિમયી, વાણીમયી અથવા મનોમયી દૃષ્ટિ તે અસ્થાને છે અથવા કાર્યકર નથી. ૬.

નિર્દ્વન્દ્વ-સર્વ પ્રકારના કલેશ રહિત બ્રહ્મ-આત્મસ્વરૂપને દ્વન્દ્વરહિત-શુદ્ધ અપરોક્ષ ( પ્રત્યક્ષ ) અનુભવ વિના લિપિમયી-સંજ્ઞાક્ષરરૂપ, વાઙ્મયી-વ્યંજનાક્ષર ( ઉચ્ચારણ કરવા ) રૂપ અને મનોમયી-લબ્ધ્યક્ષર( અર્થના પરિજ્ઞાન )રૂપ દૃષ્ટિ કેવી રીતે દેખે ? શાસ્ત્રદૃષ્ટિએ બ્રહ્મ ન જણાય, ચર્મદૃષ્ટિએ તો ન જ જણાય; પરન્તુ કેવળ અનુભવદૃષ્ટિએ જ જણાય.

न सुषुप्तिरमोहत्वान्नापि च स्वापजागरौ ।
कल्पनाशिल्पविश्रान्तेस्तुर्यैवानुभवो दशा ॥ ७ ॥

જે સુષુપ્તિ નથી, સ્વપ્ન નથી અને જાગ્રતિ પણ નથી, પરંતુ મોહરૂપ અજ્ઞાનના વિનાશથી કલ્પના માત્ર જેમાં શાન્ત બને છે એવી ચોથી ઉજાગર દશા તે અનુભવદશા છે. ૭.

અનુભવ એ સુષુપ્તિ દશા નથી, કારણ કે તે મોહરહિત છે, અને સુષુપ્તિ તો નિર્વિકલ્પ છે પણ મોહસહિત છે. વળી તે સ્વપ્ન-દશા અને જાગ્રદ્દશા પણ નથી, કારણ કે કલ્પનારૂપ શિલ્પ–કારીગરીની વિશ્રાન્તિ–અભાવ છે અને સ્વપ્ન તથા જાગ્રદ્દશા તો કલ્પનારૂપ છે માટે અનુભવ એ ચોથી જ દશા–અવસ્થા છે.

अधिगत्याखिलं शब्दब्रह्म शास्त्रदृशा मुनिः ।
स्वसंवेद्यं परं ब्रह्मानुभवेनाधिगच्छति ॥ ८ ॥

પૂર્ણ શબ્દરૂપ શાસ્ત્રબ્રહ્મને જાણી જે મહાત્માઓ અનુભવ-દૃષ્ટિ કરશે તે સ્વસંવેદનવડે નિશ્ચયથી પરબ્રહ્મને અનુભવશે. ૮.

મુનિ શાસ્ત્રદૃષ્ટિથી સઘળું શબ્દબ્રહ્મ જાણીને અનુભવવડે અન્ય નિરપેક્ષ સ્વપ્રકાશરૂપ પરમ બ્રહ્મને જાણે છે.



## ૨૭ योगाष्टक

मोक्षेण योजनाद् योगः, सर्वोऽप्याचार इष्यते ।
विशिष्य स्थानवर्णार्थालम्बनैकाग्र्यगोचरः ॥ १ ॥

મોક્ષ સાથે જોડી–મેળવી આપે તેથી જ્ઞાનાચારાદિ સર્વ

આચાર યોગરૂપે ઇચ્છાય છે. સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને એકાગ્રતા એ તેના પાંચ ભેદ છે. ૧.

મોક્ષની સાથે આત્માને જોડવાથી યોગ શબ્દનો અર્થ સઘળો ય આચાર ઈષ્ટ છે. વિશેષ કરીને (સામાન્ય શબ્દને વિશેષપરક કરીને) સ્થાન-મુદ્રા, વર્ણ-અક્ષર, શબ્દવાચ્ય અર્થ, કાયોત્સર્ગાદિનું આલમ્બન અને એકાગ્રતા-સિદ્ધસ્મરણ એ પાંચ બાબતને ગોચર જે આચાર તે યોગ કહેવા યોગ્ય છે.

**कर्मयोगद्वयं तत्र, ज्ञानयोगत्रयं विदुः ।**
**विरतेष्वेव नियमाद्, बीजमात्रं परेष्वपि ॥ २ ॥**

તેમાંના પ્રથમના બે ભેદ કર્મયોગના અને પછીના ત્રણ ભેદ જ્ઞાનયોગના કહ્યા છે. વિરતિવંત-સંયમીમાં તો તે અવશ્ય હોય છે, ત્યારે અન્યમાં તે બીજમાત્ર હોવા સંભવ છે. ૨.

તે પાંચ યોગમાં બે કર્મયોગ-ક્રિયાયોગ અને ત્રણ જ્ઞાન-યોગ છે એમ જ્ઞાની પુરુષો જાણે છે. એ પાંચ પ્રકારનો યોગ વિરતિવંતમાં નિશ્ચયથી હોય છે અને બીજા માર્ગાનુસારી પ્રમુખમાં કેવળ બીજરૂપ હોય છે.

**कृपानिर्वेदसंवेग-प्रशमोत्पत्तिकारिणः ।**
**भेदाः प्रत्येकमत्रेच्छा-प्रवृत्तिस्थिरसिद्धयः ॥ ३ ॥**

તે દરેકના કૃપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમને ઉત્પન્ન કરનારા ભેદો, ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ નામના થાય છે. ૩.

અહીં સ્થાનાદિ પ્રત્યેક યોગના ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર ભેદો છે, તે કૃપા-અનુકંપા, નિર્વેદ-

સંસારનો ભય, સંવેગ–મોક્ષની ઇચ્છા અને પ્રશમ–ઉપશમની ઉત્પત્તિ કરનારા છે. સ્થાનાદિ યોગનાં પાંચ પ્રકારને ચારગુણા કરતાં વીશ ભેદો થાય છે.

इच्छा तद्वत्कथाप्रीतिः, प्रवृत्तिः पालनं परम् ।
स्थैर्यं बाधकभीहानिः, सिद्धिरन्यार्थसाधनम् ॥ ४ ॥

તથાવિધ યોગસંપન્નની કથામાં પ્રીતિ તે ઇચ્છા યોગ, તેનું સારી રીતે સેવન કરવારૂપ પ્રવૃત્તિયોગ, અતિચાર–દોષની શંકા જ જેમાં ન રહે તે સ્થિરયોગ, તથા સાધ્યસિદ્ધિપૂર્વક અન્યનો ઉપકાર કરવારૂપ સિદ્ધિયોગ જાણવો. ( એ પૂર્વોક્ત ભેદોનું સ્વરૂપ કહ્યું. ) ૪.

તે યોગવાળા યોગીની કથા–વાર્તા સાંભળતાં પ્રીતિ ઉપજે તે ઇચ્છાયોગ, અધિક પ્રયત્નથી શુભ ઉપાયોનું પાલન કરવું તે પ્રવૃત્તિયોગ, બાધક–અતિચારના ભયની હાનિ (ત્યાગ) એટલે જ્યાં અતિચાર લાગે નહિ તે સ્થિરતાયોગ, 'તેના સંગે વૈરનો ત્યાગ થાય ' ઈત્યાદિ પરાર્થનું સાધન થાય તે સિદ્ધિયોગ કહેવાય.

अर्थालम्बनयोश्चैत्यवन्दनादौ विभावनम् ।
श्रेयसे योगिनः स्थानवर्णयोर्यत्न एव च ॥ ५ ॥

યોગી પુરુષોને ચૈત્યવંદનાદિકમાં સ્થાન અને વર્ણને વિષે યત્ન તથા અર્થ અને આલંબન યોગને વિષે એકાગ્રતા સહિત ઉપયોગ કલ્યાણને માટે થાય છે. ૫.

ચૈત્યવન્દનાદિ ક્રિયામાં અર્થ અને આલમ્બન એ બે યોગનું વિભાવન–વારંવાર સ્મરણ કરવું, તથા સ્થાન અને વર્ણને વિષે ઉદ્યમ જ યોગીના કલ્યાણ માટે થાય છે.

आलम्बनमिह ज्ञेयं, द्विविधं रूप्यरूपि च ।
अरूपिगुणसायुज्य-योगोऽनालम्बनः परः ॥ ६ ॥

રૂપી અને અરૂપી એમ બે પ્રકારનાં આલંબન છે. તેમાં જિનપ્રતિબિંબાદિક રૂપી આલંબન અને પરમાત્માના અનંત ગુણાદિકનું ધ્યાન-એકાકાર પ્રતીતિ એ અરૂપી આલંબન-તેનું બીજું નામ નિરાલંબન યોગ અને તે ઉત્કૃષ્ટ યોગ છે. ૬.

અહીં આલંબન રૂપી અને અરૂપી એમ બે પ્રકારે જાણવું. અરૂપીગુણ-સિદ્ધસ્વરૂપના તાદાત્મ્યપણે યોગ તે ઈષદ્-થોડું અવલમ્બન હોવાથી ઉત્કૃષ્ટ અનાલંબન યોગ કહેવાય છે. કહ્યું છે કે—

तत्राप्रतिष्ठितः खलु, यतः प्रवृत्तश्च तत्त्वतस्तत्र ।
सर्वोत्तमानुजः खलु, तेनानालम्बनो गीतः ॥

षोडशक १६, श्लो० ९

જ્યાંસુધી પરમાત્મતત્ત્વનું દર્શન થાય ત્યાંસુધી પરમાત્મતત્ત્વના દર્શનની અસંગભાવે ઇચ્છારૂપ અનાલંબન યોગ છે. તે પરમાત્મતત્ત્વમાં સ્થિરતા રહિત છે અને જેથી ધ્યાનદ્વારા પરમાત્મદર્શનમાં પ્રવૃત્તિ થાય છે તેથી યોગનિરોધરૂપ સર્વોત્તમ યોગના પૂર્વભાવી અનાલંબન યોગ કહેલો છે.

નિરાલંબન યોગ તે ધારાવાહી પ્રશાન્તવાહિતા નામ ચિત્ત છે. તે યત્ન સિવાય સ્મરણની અપેક્ષાએ સ્વરસથી જ સદૃશ ધારાએ પ્રવર્તે છે એમ જાણવું.

प्रीति-भक्ति-वचो-ऽसंगैः, स्थानाद्यपि चतुर्विधम् ।
तस्मादयोगयोगाप्ते-र्मोक्षयोगः क्रमाद्भवेत् ॥ ७ ॥

પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગના ભેદોવડે પૂર્વોક્ત સ્થાનાદિકના પણ ચાર ચાર ભેદ થાય છે. એમ એકંદર યોગના પૂર્વોક્ત રીતે ૮૦ ભેદ થવા પામે છે, તેથી 'અયોગ-યોગ' અયોગીપણાની અનુક્રમે પ્રાપ્તિ થતાં મોક્ષયોગની પ્રાપ્તિ થવા પામે છે. ૭.

પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ અનુષ્ઠાનના ભેદે સ્થાનાદિક વીશ યોગ પણ ચાર પ્રકારે છે. તે સકલ યોગથી અયોગ નામે શૈલેશી યોગની પ્રાપ્તિ થવાથી અનુક્રમે મોક્ષયોગ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—

"यत्रादरोऽस्ति परमः प्रीतिश्च हितोदया भवति कर्तुः ।
शेषत्यागेन करोति यच्च तत्प्रीत्यनुष्ठानम् ॥ १ ॥

गौरवविशेषयोगाद् बुद्धिमतो यद्विशुद्धतरयोगम् ।
क्रिययेतरतुल्यमपि ज्ञेयं तद्भक्त्यनुष्ठानम् ॥ २ ॥

अत्यन्तवल्लभा खलु पत्नी तद्वद्धिता च जननीति ।
तुल्यमपि कृत्यमनयोर्ज्ञातं स्यात् प्रीतिभक्तिगतम् ॥ ३ ॥

वचनात्मिका प्रवृत्तिः सर्वत्रौचित्ययोगतो या तु ।
वचनानुष्ठानमिदं चारित्रवतो नियोगेन ॥ ४ ॥

यत्त्वभ्यासातिशयात् सात्मीभूतमिव चेष्टते सद्भिः ।
तदसंगानुष्ठानं भवति त्वेतत् तदावेधात् ॥ ५ ॥

चक्रभ्रमणं दण्डात् तदभावे चैव यत्परं भवति ।
वचनासंगानुष्ठानयोस्तु तज्ज्ञापकं ज्ञेयम् ॥ ६ ॥

अभ्युदयफले चाद्ये निःश्रेयससाधने तथा चरमे ।
एतदनुष्ठानानां विज्ञेये इह गतापाये ॥ ७ ॥

षोडशक १०, श्लो० ३–९

પ્રીતિઅનુષ્ઠાનનું લક્ષણ—

" જેમાં અધિક પ્રયત્ન હોય, જેનાથી કરનારનો હિતકારી ઉદય થાય એવી પ્રીતિ-રુચિ હોય અને બાકીના પ્રયોજનનો ત્યાગ કરીને જેને એકનિષ્ઠાથી કરે તે પ્રીતિ-અનુષ્ઠાન કહેવાય છે. "

ભક્તિઅનુષ્ઠાનનું લક્ષણ—

" વિશેષ ગૌરવ( મહત્ત્વ )ના યોગે બુદ્ધિમાન્ પુરુષનું અત્યન્ત વિશુદ્ધ યોગવાળું, ક્રિયાવડે પ્રીતિઅનુષ્ઠાનના જેવું હોવા છતાં તે ભક્તિઅનુષ્ઠાન જાણવું. "

પ્રીતિ અને ભક્તિઅનુષ્ઠાનની વિશેષતા—

" પત્ની ખરેખર અત્યન્ત પ્રિય છે તેમ હિતકારી માતા પણ અત્યન્ત પ્રિય છે. બન્નેના પાલનપોષણનું કાર્ય પણ સરખું છે, તો પણ પ્રીતિ અને ભક્તિની વિશેષતા બતાવવા માટે આ ઉદાહરણ છે. પત્નીનું કાર્ય પ્રીતિથી અને માતાનું કાર્ય ભક્તિથી થાય છે. એમ પ્રીતિ અને ભક્તિની વિશેષતા છે. "

વચનાનુષ્ઠાનનું લક્ષણ—

" બધા ય ધર્મવ્યાપારમાં ઉચિતપણે આગમને અનુસરીને પ્રવૃત્તિ કરવી તે વચનાનુષ્ઠાન છે. તે ચારિત્રવાળા સાધુને અવશ્ય હોય છે. "

અસંગાનુષ્ઠાનનું લક્ષણ—

" અત્યન્ત અભ્યાસથી ચન્દનગન્ધના ન્યાયે સહજભાવે સત્પુરુષોથી જે ક્રિયા કરાય તે અસંગાનુષ્ઠાન, તે આગમના સંસ્કારથી થાય છે. "

વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાનની વિશેષતા—

"દંડવડે અને ચક્ર ફરે છે, પછી દંડના પ્રયોગને અભાવે પણ ફરતું રહે છે, તે વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાનને જણાવનાર ઉદાહરણ છે. જેમ પ્રથમ દંડના યોગે ચક્ર ફરે છે અને પછી દંડના અભાવે સંસ્કારથી ફરે છે, તેમ વચનાનુષ્ઠાન આગમના સંબન્ધથી પ્રવર્તે છે, અને પછી આગમના સંસ્કાર માત્રથી વચનની અપેક્ષા સિવાય સહજભાવે પ્રવૃત્તિ કરે છે તે અસંગાનુષ્ઠાન સમજવું."

એ ચારે અનુષ્ઠાનોનું ફળ—

પ્રથમના બે અનુષ્ઠાન અભ્યુદય સ્વર્ગનાં કારણ છે અને છેલ્લાં બે અનુષ્ઠાન મોક્ષનાં કારણ અને વિઘ્ન વિનાનાં છે."

स्थानाद्ययोगिनस्तीर्थोच्छेदाद्यालम्बनादपि ।
सूत्रदाने महादोष इत्याचार्याः प्रचक्षते । ॥ ८ ॥

સ્થાનાદિયોગની બેપરવાઇ કરનાર ઉત્સૂત્રપ્રરૂપણાદિકવડે તીર્થોચ્છેદ કરી બેસે ઈત્યાદિક કારણે તેવા અયોગ્યને સૂત્રદાન દેવામાં પણ મહાદોષ છે એમ આચાર્યો કહે છે. ૮.

સ્થાનાદિ કોઇ પણ યોગ રહિત પુરુષને 'તીર્થનો ઉચ્છેદ થશે' ઇત્યાદિ કારણે પણ ચૈત્યવન્દનાદિ સૂત્ર ભણાવવામાં સૂત્રની આશાતનારૂપ મોટો દોષ થાય છે–એમ હરિભદ્રાદિ આચાર્યો કહે છે. 'તીર્થનો ઉચ્છેદ થાય' ઇત્યાદિ કારણે પણ જેવા તેવાને ન ભણાવીએ. કહ્યું છે—

"तित्थस्सुच्छेयाइ वि नालंबणमेत्थ जं स एमेव ।
सुत्तकिरियाइनालो एसो असमञ्जसविहाणा ॥
सो एस वंकओ च्चिय न य सयं मयमारियाणमविसेसो ।
एयं पि भाविअव्वं इह तित्थुच्छेयभीरूहिं ॥"

योगविंशिका गा० १४–१५.

" જે નિષ્કામ કર્મમાં અકર્મને અને અજ્ઞાનપૂર્વક અકર્મમાં કર્મને જુએ છે, તે મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે, યોગી છે અને સર્વ કર્મનો ( કાર્યનો ) કર્તા છે. "

ઈત્યાદિ ગીતામાં કહેલ નિશ્ચયનયે સર્વ સાધનને આત્માની તત્પરતાએ જાણવું, પણ નિરંજન બ્રહ્મને કર્મ તત્ફલાર્પણ તથા કૃતને એકાન્તે અકૃતત્વબુદ્ધિ તે તો મિથ્યાત્વવાસનાવિલસિત જ છે.

**ब्रह्मण्यर्पितसर्वस्वो ब्रह्मदृग् ब्रह्मसाधनः ।**
**ब्रह्मणा जुह्वदब्रह्म, ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥ ७ ॥**
**ब्रह्माध्ययननिष्ठावान् परब्रह्मसमाहितः ।**
**ब्राह्मणो लिप्यते नाघैर्नियागप्रतिपत्तिमान् ॥ ८ ॥**

સર્વ ક્રિયાઓને બ્રહ્મમાં અર્પણ કરીને મનોહર એવી બ્રહ્મદષ્ટિ ધારણ કરો. જેનું બ્રહ્મ સાધન બને છે અને તે બ્રહ્મવડે અબ્રહ્મનો વિનાશ થાય છે. બ્રહ્મના વિષે આચરણ કરવાથી શિયલવ્રતનું રક્ષણ થાય છે અને બ્રહ્માધ્યયનાદિમાં જ જેની એક નિષ્ઠા થયેલી છે તેવા બ્રહ્મવાદી મહાત્માઓ કર્મથી નિર્લેપ થઈને પરબ્રહ્મને વિષે સમાહિત થાય છે. ૭–૮.

જેણે બ્રહ્મને વિષે સર્વસ્વ અર્પણ કર્યું છે, જેની બ્રહ્મમાં જ દૃષ્ટિ છે, બ્રહ્મરૂપ જ્ઞાન જેનું સાધન છે એવો, ઉપયોગરૂપ બ્રહ્મવડે આધારરૂપ બ્રહ્મમાં અબ્રહ્મ–અજ્ઞાનને હોમતો બ્રહ્મચર્યની ગુપ્તિવાળો આચારાંગના પ્રથમ શ્રુતસ્કન્ધના નવ અધ્યયનની નિષ્ઠા–મર્યાદાવાળો, પરબ્રહ્મ સાથે એકતાની પરિણતિવાળો અને નિયાગ–બ્રહ્મયજ્ઞને પ્રાપ્ત થયેલો બ્રાહ્મણ, શ્રમણ, ભિક્ષુ અને નિર્ગ્રન્થ એ ચાર નામને ધારણ કરનાર પાપવડે લેપાતો નથી.

# ૨૯ पूजाष्टक.

दयाम्भसा कृतस्नानः, संतोषशुभवस्त्रभृत् ।
विवेकतिलकभ्राजी, भावनापावनाशयः ॥ १ ॥

भक्तिश्रद्धानघुसृणोन्मिश्रपाटीरजद्रवैः ।
नवब्रह्माङ्गतो देवं, शुद्धमात्मानमर्चय ॥ २ ॥

શ્રી વીર પરમાત્માનું ભાવપૂર્વક પૂજન અવશ્યમેવ આત્મિક આનંદ પ્રાપ્ત કરાવે છે. દયારૂપ જળવડે સ્નાન કરી, સંતોષરૂપ નિર્મલ વસ્ત્રો ધારણ કરી, પોતાના ભાલસ્થળે વિવેકરૂપ તિલક કરી, ભાવનાવડે પવિત્ર આશયોદ્વારા ભક્તિ અને શ્રદ્ધારૂપ કેસર અને મિશ્રિતચંદનવડે જેમનો આત્મા પવિત્ર થયેલ છે, એવા શુદ્ધાત્મદેવનું નવબ્રહ્મ અંગે અર્ચન કર. ૧-૨.

દયારૂપ જળથી જેણે સ્નાન કર્યું છે એવો, સંતોષરૂપ ઉજ્જવલ વસ્ત્રને ધારણ કરનારો, વિવેકરૂપ તિલકથી શોભતો, ભાવનાએ કરી જેનો આશય પવિત્ર છે એવો, ભક્તિ–' આરાધન કરવા યોગ્ય છે ' એવું જ્ઞાન, શ્રદ્ધા–' આ જ પરમાર્થ છે ' એવી બુદ્ધિ, તે રૂપ કેસરમિશ્રિત ચન્દનરસવડે નવવિધ બ્રહ્મચર્યરૂપ અંગે શુદ્ધ આત્મારૂપ દેવની પૂજા કર. એ રીતે ભાવપૂજા થાય.

क्षमापुष्पस्रजं धर्म–युग्मक्षौमद्वयं तथा ।
ध्यानाभरणसारं च, तदङ्गे विनिवेशय ॥ ३ ॥

" જે નિષ્કામ કર્મમાં અકર્મને અને અજ્ઞાનપૂર્વક અકર્મમાં કર્મને જુએ છે, તે મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે, યોગી છે અને સર્વ કર્મનો ( કાર્યનો ) કર્તા છે. "

ઈત્યાદિ ગીતામાં કહેલ નિશ્ચયનયે સર્વ સાધનને આત્માની તત્પરતાએ જાણવું, પણ નિરંજન બ્રહ્મને કર્મ તત્ફલાર્પણ તથા કૃતને એકાન્તે અકૃતત્વબુદ્ધિ તે તો મિથ્યાત્વવાસનાવિલસિત જ છે.

**ब्रह्मण्यर्पितसर्वस्वो ब्रह्मदृग् ब्रह्मसाधनः ।**
**ब्रह्मणा जुह्वदब्रह्म, ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥ ७ ॥**
**ब्रह्माध्ययननिष्ठावान् परब्रह्मसमाहितः ।**
**ब्राह्मणो लिप्यते नाघैर्नियागप्रतिपत्तिमान् ॥ ८ ॥**

સર્વ ક્રિયાઓને બ્રહ્મમાં અર્પણ કરીને મનોહર એવી બ્રહ્મદૃષ્ટિ ધારણ કરો. જેનું બ્રહ્મ સાધન બને છે અને તે બ્રહ્મવડે અબ્રહ્મનો વિનાશ થાય છે. બ્રહ્મના વિષે આચરણ કરવાથી શિયલવ્રતનું રક્ષણ થાય છે અને બ્રહ્માધ્યયનાદિમાં જ જેની એક નિષ્ઠા થયેલી છે તેવા બ્રહ્મવાદી મહાત્માઓ કર્મથી નિર્લેપ થઈને પરબ્રહ્મને વિષે સમાહિત થાય છે. ૭-૮.

જેણે બ્રહ્મને વિષે સર્વસ્વ અર્પણ કર્યું છે, જેની બ્રહ્મમાં જ દૃષ્ટિ છે, બ્રહ્મરૂપ જ્ઞાન જેનું સાધન છે એવો, ઉપયોગરૂપ બ્રહ્મવડે આધારરૂપ બ્રહ્મમાં અબ્રહ્મ-અજ્ઞાનને હોમતો બ્રહ્મચર્યની ગુપ્તિવાળો આચારાંગના પ્રથમ શ્રુતસ્કન્ધના નવ અધ્યયનની નિષ્ઠા-મર્યાદાવાળો, પરબ્રહ્મ સાથે એકતાની પરિણતિવાળો અને નિયાગ-બ્રહ્મયજ્ઞને પ્રાપ્ત થયેલો બ્રાહ્મણ, શ્રમણ, ભિક્ષુ અને નિર્ગ્રન્થ એ ચાર નામને ધારણ કરનાર પાપવડે લેપાતો નથી.

स्फुरन्मङ्गलदीपं च, स्थापयानुभवं पुरः ।
योगनृत्यपरस्तौर्य-त्रिकसंयमवान् भव ॥ ६ ॥

તેમ જ અનુભવરૂપ માંગલિક દીપક તીર્થંકર પરમાત્મા પાસે સ્થાપ, પશ્ચાત્ યોગરૂપ સુનૃત્ય કરતાં તૌર્યત્રિકરૂપ સંયમ-ત્રિકવાળો થા. ૬.

અનુભવરૂપ સ્ફુરાયમાન ( તેજસ્વી ) મંગલદીવાને આગળ સ્થાપન કર અને સંયમયોગરૂપ નાટ્યપૂજામાં તત્પર થઇ તૌર્ય-ત્રિક-ગીત, નૃત્ય અને વાદિત્ર એ ત્રણે-ની એકતાના જેવા સંય-મવાળો થા. " त्रयमेकत्र संयमः " એક વિષયમાં ધારણા, ધ્યાન અને સમાધિ તે સંયમ કહેવાય. એ ભાવનોપનીત પૂજા હૃદયમાં ધારણ કર.

उल्लसन्मनसः सत्य-घण्टां वादयतस्तव ।
भावपूजारतस्येत्थं, करक्रोडे महोदयः ॥ ७ ॥

આ જણાવેલ વિધિ પ્રમાણે ભાવપૂજામાં જેમનું ચિત્ત ઉલ્લસાયમાન છે તે જ પ્રાણી આ જગતમાં સત્યતાનો ઘંટ બજાવે છે અને તેમને જ કરકમળમાં મહોદયની-મોક્ષની પ્રાપ્તિ થાય છે. ૭.

ઉલ્લાસ પામતું મન જેનું છે એવા, સત્યરૂપ ઘંટા વગાડતા, એમ ભાવપૂજામાં લીન થયેલા તને હસ્તમધ્યે (હથેળીમાં) મોક્ષ છે.

द्रव्यपूजोचिता भेदो-पासना गृहमेधिनाम् ।
भावपूजा तु साधूनाम-भेदोपासनात्मिका ॥ ८ ॥

ગૃહસ્થધર્મ અને યતિધર્મ એ બે ભેદવડે દ્રવ્યપૂજા અને

ભાવપૂજાની ઘટના છે, માટે ગૃહસ્થને યોગ્ય દ્રવ્યપૂજા અને યતિઓને યોગ્ય ભાવપૂજાની વિશુદ્ધિ અત્રે વર્ણવેલ છે. ૮.

ગૃહસ્થોને ભેદપૂર્વક ઉપાસના-સેવા કરવારૂપ દ્રવ્યપૂજા ઉચિત છે અને અભેદ ઉપાસનારૂપ ભાવપૂજા સાધુને યોગ્ય છે. જો કે ગૃહસ્થને ભાવનોપનીત માનસા નામે ભાવપૂજા હોય છે, તો પણ કાયિકી [ભાવપૂજા] તો ચારિત્રવંતને જ હોય એ વિશેષતા છે.



## ૩૦ ध्यानाष्टक.

ध्याता ध्येयं तथा ध्यानं, त्रयं यस्यैकतां गतम् ।
मुनेरनन्यचित्तस्य, तस्य दुःखं न विद्यते ॥ १ ॥

ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનું ત્રિક જ્યાં ખરેખર એકતાને પામેલું છે એવા અનન્ય ચિત્તવાળા મુનિમહારાજાઓને લેશ માત્ર દુઃખ હોતું નથી. ૧.

ધ્યાતા-ધ્યાન કરનાર, ધ્યેય-ધ્યાન કરવા યોગ્ય અને ધ્યાન એ ત્રણે જેને એકતાને પ્રાપ્ત થયેલ છે એટલે ધ્યાનાવસ્થામાં સ્વસ્વરૂપને પામેલ છે, જેનું અન્ય સ્થળે ચિત્ત નથી એવા મુનિને દુઃખ હોતું નથી.

ध्याताऽन्तरात्मा ध्येयस्तु, परमात्मा प्रकीर्तितः ।
ध्यानं चैकाग्र्यसंवित्तिः, समापत्तिस्तदेकता ॥ २ ॥

અન્તરાત્મા ધ્યાતા છે, પરમાત્મા ધ્યેય છે, એકાગ્ર સંવિત્તિ તે ધ્યાન છે અને તે ત્રણેની એકતા તેજ સમાપત્તિ કહેલ છે. ૨.

ધ્યાન કરનાર અન્તરાત્મા–સમ્યગ્દર્શન પરિણામવાળો આત્મા છે, ધ્યાન કરવા યોગ્ય પરમાત્મા–સિદ્ધ ભગવાન્ અથવા ઘાતીકર્મ જેમનાં ક્ષીણ થયાં છે એવા અરિહંત કહ્યા છે. ધ્યાન–એકાગ્ર બુદ્ધિ, વિજાતીય જ્ઞાનના અન્તર રહિત સજાતીય જ્ઞાનની ધારા, એ ત્રણેની એકતા તે યોગાચાર્યના મતે વક્ષ્યમાણ લક્ષણવાળી સમાપત્તિ કહી છે.

પ્રવચનસારમાં કહ્યું છે કે—

"जो जाणदि अरिहंते, दव्वत्त–गुणत्त–पज्जवत्तेहिं ।
सो जाणदि अप्पाणं, मोहो खलु जादि तस्स लयं ॥"

"જે અરિહંતને દ્રવ્ય, ગુણ અને પર્યાયરૂપે જાણે છે તે આત્માને જાણે છે અને તેનો મોહ નાશ પામે છે."

વિશેષાવશ્યકમાં કહ્યું છે કે—

"जं थिरमज्झवसाणं, तं झाणं चलं तयं चित्तं ।
तं होज्ज भावणा, वा अणुप्पेहा वा अहव चिंता ॥"

ध्यानशतक, गा० २.

"જે સ્થિર અધ્યવસાન–મન છે તે ધ્યાન છે, જે ચલાયમાન મન છે તે ચિત્ત છે, તે ભાવની–ધ્યાનની અભ્યાસક્રિયા, અનુપ્રેક્ષા–મનન કે ચિન્તનરૂપ હોય છે."

સમાપત્તિનું લક્ષણ—

मणाविव प्रतिच्छाया, समापत्तिः परात्मनः ।
क्षीणवृत्तौ भवेद् ध्याना–दन्तरात्मनि निर्मले ॥ ३ ॥

જેમ મણિમાં સામે રહેલ વસ્તુ પ્રતિબિંબિત થાય છે તેમ

ધ્યાનવડે મળરૂપ વૃત્તિનો વિનાશ થવાથી નિર્મલ અન્તરાત્માને વિષે પરમાત્માનું પ્રતિબિંબ પડે છે. ૩.

જેમ મણિને વિષે પ્રતિબિમ્બ–પડછાયો પડે તેમ ધ્યાનથી અત્યન્ત મળરૂપ વૃત્તિ જેની ક્ષીણ થયેલી છે એવા, અને તેથી જ નિર્મળ અન્તરાત્માને વિષે પરમાત્માની પ્રતિચ્છાયા ( પ્રતિબિમ્બ ) પડે તે સમાપત્તિ કહી છે. બીજે સ્થળે કહ્યું છે કે—

" मणेरिवाभिजातस्य, क्षीणवृत्तेरसंशयम् ।
तात्स्थ्यात् तदञ्जनत्वाच्च, समापत्तिः प्रकीर्तिता ॥ "

ઉત્તમ મણિની જેમ ક્ષીણ વૃત્તિવાળાને પરમાત્માના ગુણના સંસર્ગારોપથી અને પરમાત્માના અભેદ આરોપથી નિઃસંશય સમાપત્તિ કહી છે.

અહીં તાત્સ્થ્ય એટલે અન્તરાત્માને વિષે પરમાત્માના ગુણનો સંસર્ગારોપ અને તદઞ્જનત્વ એટલે અન્તરાત્મામાં પરમાત્માનો અભેદારોપ જાણવો. એ ધ્યાનનું ફળ સમાધિરૂપ અતિવિશુદ્ધ છે.

**आपत्तिश्च ततः पुण्य–तीर्थकृत्कर्मबन्धतः ।**
**तद्भावाभिमुखत्वेन, संपत्तिश्च क्रमाद् भवेत् ॥ ४ ॥**

ધ્યાનવડે રત્નત્રયીનું આરાધન થાય છે અને તેથી તીર્થંકરનામકર્મનો બંધ થાય છે. પશ્ચાત્ એ કર્મ ક્રમે કરી ઉદયમાં આવતા તીર્થંકરપદની સંપત્તિ પ્રાપ્ત થાય છે. ૪.

તે સમાપત્તિથી પુણ્યપ્રકૃતિરૂપ તીર્થંકરનામકર્મના બન્ધથી આપત્તિ નામે ફળ થાય. એટલે જિનનામકર્મના બન્ધરૂપ આપત્તિ જાણવી, અને તીર્થંકરપણાના અભિમુખપણાથી (નજીકપણાથી) સંપત્તિ નામે ફળ અનુક્રમે થાય.

इत्थं ध्यानफलाद् युक्तं, विंशतिस्थानकाद्यपि ।
कष्टमात्रं त्वभव्यानामपि नो दुर्लभं भवे ॥ ५ ॥

એવું ધ્યાનનું ફળ જાણી હે પ્રાણીઓ ! તમો વીશ સ્થાનક તપનું ધ્યાનપૂર્વક આસેવન કરો. જે તપનું ફળ ફક્ત શરીર-શોષણ છે એવું તપ તો અભવ્યને પણ સુગમ છે. ૫.

એમ ધ્યાનના ત્રિવિધ ફળથી વીશસ્થાનક તપ પ્રમુખ પણ ઘટે છે. ઉક્ત ત્રિવિધ ધ્યાનફળ રહિત કષ્ટ તો અભવ્યોને પણ સંસારમાં દુર્લભ નથી.

जितेन्द्रियस्य धीरस्य, प्रशान्तस्य स्थिरात्मनः ।
सुखासनस्थस्य नासाग्र–न्यस्तनेत्रस्य योगिनः ॥ ६ ॥

रुद्धबाह्यमनोवृत्तेर्धारणाधारया रयात् ।
प्रसन्नस्याप्रमत्तस्य, चिदानन्दसुधालिहः ॥ ७ ॥

साम्राज्यमप्रतिद्वन्द्व–मन्तरेव वितन्वतः ।
ध्यानिनो नोपमा लोके, सदेवमनुजेऽपि हि ॥ ८ ॥

જેઓ જિતેંદ્રિય છે, ધીરપુરુષ છે, શાન્ત છે, સ્થિરાત્મન છે, સુખાસને સ્થિત છે તેમજ નેત્રની દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર સ્થાપિત કરેલ છે. વળી ધ્યાનની ધારાવડે બાહ્ય વૃત્તિનો જેમણે નિરોધ કર્યો છે, જે અપ્રમત્ત છે અને પ્રસન્ન મુખવાળા છે તેમજ જ્ઞાનામૃતનું જ આસ્વાદન કરે છે. તે જ અપ્રતિદ્વંદ્વ સામ્રાજ્યનો આન્તરમાં વિસ્તાર કરી શકે છે તેવા ધ્યાનવાન મુનિમહારાજા સમાન આ જગતમાં દેવ અને મનુષ્યોમાં અન્ય કોઈ પણ હોઇ શકે નહીં. ૬–૮.

જેણે ઇન્દ્રિયોને જીતી છે, ધીર-સત્ત્વવંત, પ્રશાન્ત-ઉપશમવંત એટલે ધીરશાન્ત નામે નવમા રસના નાયક છે, જેનો આત્મા સ્થિર છે, જેનું આત્માસન સાધનથી સુખાવહ છે, જેણે નાસિકાના અગ્ર ભાગમાં લોચન સ્થાપ્યાં છે, જે પ્રવૃત્તચક્ર યોગી છે, ધારણા એટલે કોઇક ધ્યેયને વિષે ચિત્તના સ્થિર બન્ધનની ધારાએ જેણે વેગથી બાહ્ય ઇન્દ્રિયને અનુસરનારી મનની વૃત્તિ રોકી છે, પ્રસન્ન-અકલુષિત ચિત્તવાળા, પ્રમાદ રહિત, જ્ઞાનાનન્દરૂપ અમૃતનો આસ્વાદ લેનારા આત્મારામમાં જ વિપક્ષ (શત્રુ) રહિત મોટા સામ્રાજ્યને વિસ્તારતા એવા ધ્યાનવંત યોગીની દેવ અને મનુષ્ય સહિત લોકમાં ખરેખર કોઇપણ ઉપમા નથી. ૬-૮.



## ३१ तपोऽष्टक.

ज्ञानमेव बुधाः प्राहुः, कर्मणां तापनात् तपः ।
तदाभ्यन्तरमेवेष्टं, बाह्यं तदुपबृंहकम् ॥ १ ॥

કર્મમળને તપાવવાથી તત્ત્વજ્ઞો જ્ઞાનને જ તપ કહે છે. તેથી અભ્યંતર તપ ઇષ્ટ છે. બાહ્ય તપ અભ્યંતર તપની પુષ્ટિ માટે જ કહેલ છે. ૧.

કર્મોને તપાવનાર હોવાથી તપ તે જ્ઞાન જ છે એમ પંડિતો કહે છે. તે અંતરંગ જ તપ ઇષ્ટ છે અને અનશનાદિ બાહ્ય તપ છે તે પ્રાયશ્ચિત્તાદિ ભેદવાળા જ્ઞાનવિશેષરૂપ અન્તરંગ તપને વધારનાર હોય તો જ ઇષ્ટ છે.

**आनुश्रोतसिकी वृत्ति–र्बालानां सुखशीलता ।**
**प्रातिश्रोतसिकी वृत्ति–र्ज्ञानिनां परमं तपः ॥ २ ॥**

ઇન્દ્રિયોને વશવર્તી લોકસંજ્ઞાએ ચાલવું એ સુખશીલતાભરી બાળચેષ્ટા છે અને ઇન્દ્રિયોને કબજે રાખી સામે પૂર ચાલવું તે જ જ્ઞાનીમહાત્માઓનું પરમ તપ છે. ૨.

અજ્ઞાનીની સંસારના પ્રવાહને અનુસરનારી ' जणेण सद्धिं होक्खामि ' હું લોકોની સાથે હોઈશ–ઇત્યાદિ લક્ષણવાળી પ્રવૃત્તિ તે સુખશીલપણું છે. જ્ઞાનવંતની સામે પૂરે ચાલવારૂપ ધર્મસંજ્ઞામૂલક ઉત્કૃષ્ટ ઉગ્ર માસક્ષપણાદિ પ્રવૃત્તિ તપ છે. એથી જ ચતુર્જ્ઞાની તીર્થંકર પોતે ' તદ્ભવસિદ્ધિગામી છે ' એમ જાણતાં છતાં તપ આદરે છે.

**धनार्थिनां यथा नास्ति, शीततापादि दुस्सहम् ।**
**तथा भवविरक्तानां, तत्त्वज्ञानार्थिनामपि ॥ ३ ॥**

ધનના અર્થી ( વ્યાપારી ) લોકો જેમ ટાઢ, તડકાદિકને હિસાબમાં લેખતા નથી–તે બધું ખુશીથી સહન કરી લે છે, તેમ તત્ત્વજ્ઞાનના અર્થી ભવભીરુ આશ્રયી સમજી લેવું. ૩.

જેમ ધનના અર્થીને ટાઢ, તાપ પ્રમુખ દુ:સહ નથી, તેમ સંસારથી વિરક્ત તત્ત્વજ્ઞાનના અર્થીને પણ શીત, તાપાદિ કષ્ટ સહન કરવારૂપ તપ દુષ્કર નથી.

**सदुपायप्रवृत्ताना–मुपेयमधुरत्वतः ।**
**ज्ञानिनां नित्यमानन्द–वृद्धिरेव तपस्विनाम् ॥ ४ ॥**

કલ્યાણકારી મોક્ષસાધનમાં પ્રવર્તેલા જ્ઞાની તપસ્વી પુરુ-

પોને શુદ્ધ સાધ્યમાં સમાયેલી મીઠાશ લાગવાથી સદા ય આનંદ-વૃદ્ધિ થયા કરે છે. તેઓ અધિકાધિક વીર્યોલ્લાસથી અશ્રાન્તપણે તપ, જપ, સંયમરૂપ સદુપાયનું સેવન કરી મોક્ષસુખને હસ્તગત કરે છે. ૪.

ભલા ઉપાયમાં પ્રવૃત્ત થયેલા જ્ઞાનવંત તપસ્વીને નિરુપાધિક ઈચ્છાના વિષય, મોક્ષરૂપ સાધ્યની મીઠાશવાળા હોવાથી હંમેશાં આનન્દની વૃદ્ધિ જ થાય છે. કઠણ ક્રિયામાં પણ મોક્ષસાધનના મનોરથથી આનન્દ જ હોય છે. વૈરાગ્યરતિમાં કહ્યું છે કે—

"रतेः समाधावरतिः क्रियासु नात्यन्ततीव्रास्वपि योगिनां स्यात् ।
अनाकुला वह्निकणाशनेऽपि न किं सुधापानगुणाच्चकोराः ॥"

યોગીઓને સમાધિમાં રતિ–પ્રીતિ હોવાથી અત્યન્ત તીવ્ર ક્રિયામાં પણ અરતિ–અપ્રીતિ થતી નથી. ચકોર પક્ષીઓ સુધાને પીવાના ગુણથી અગ્નિના કણને ખાવામાં પણ શું વ્યાકુલતારહિત હોતા નથી ?

इत्थं च दुःखरूपत्वात्, तपोव्यर्थमितीच्छताम् ।
बौद्धानां निहता बुद्धि–र्बौद्धानन्दापरिक्षयात् ॥ ५ ॥

આ પ્રકારનું તપ કરવું આકરું હોવાથી તે નકામું છે એમ બૌદ્ધલોકોની મારી ગયેલી બુદ્ધિ કહે છે; કેમકે તેમાં આત્મિક આનંદની ઝાંખી થયેલી નથી સંભવતી, (તથાપ્રકારના સદુપાયના અભાવે ઉપેયરૂપ સહજાનંદ મોક્ષસુખ શી રીતે હોઈ શકે ? કાર્યસિદ્ધિ ઇચ્છનારે કારણનો અનાદર કરવો ન જ ઘટે.)૫.

એમ પશુના દુઃખની પેઠે દુઃખ ભોગવવારૂપ હોવાથી તપ નિષ્ફલ છે, એ પ્રકારે ઇચ્છતા બૌદ્ધોની બુદ્ધિ–કલ્પના હણાયેલી–કુંઠિત થયેલી છે; કારણ કે ( તપમાં ) બુદ્ધિજનિત અંતરંગ આનન્દની ધારા ખંડિત થતી નથી. એટલે તપમાં પણ આત્મિક આનન્દની ધારા અખંડિત હોય છે, તેથી તે દુઃખરૂપ નથી.

**यत्र ब्रह्म जिनार्चा च, कषायाणां तथा हतिः ।**
**सानुबन्धा जिनाज्ञा च, तत्तपः शुद्धमिष्यते ॥ ६ ॥**

તે તપ જ શુદ્ધ કહી શકાય કે જેમાં મૈથુનત્યાગ યા ઇન્દ્રિય-નિગ્રહ યા સ્વરૂપચિન્તનરૂપ બ્રહ્મચર્યનું પાલન, જિનપૂજા-ભક્તિ, ક્રોધાદિ કષાયનો જય, અને ગુરુજનોની સેવાભક્તિ, વિનય, વૈયાવચ્ચાદિક જિનઆજ્ઞાનું પાલન થાય. ૬.

જે તપમાં બ્રહ્મચર્ય વધે, જ્યાં ભગવંતની પૂજા થાય, કષાયનો નાશ થાય અને અનુબન્ધ સહિત વીતરાગની આજ્ઞા પ્રવર્તે તે તપ શુદ્ધ કહેવાય છે.

**तदेव हि तपः कार्यं, दुर्ध्यानं यत्र नो भवेत् ।**
**येन योगा न हीयन्ते, क्षीयन्ते नेन्द्रियाणि च ॥ ७ ॥**

એવું જ તપ કરવું કે જેમાં દુર્ધ્યાન ન જ થાય, નિત્ય-નિયમરૂપ ધર્મકરણી ન અટકે અને ઇન્દ્રિયો ક્ષીણ થઇ ન જાય. ધીમે ધીમે ક્રમથી અભ્યાસમાં આગળ વધતાં જે બાહ્ય તપ કરવામાં આવે છે તેથી અંતરશુદ્ધિ અધિક થવા પામે છે. ૭.

ખરેખર તે જ તપ કરવા યોગ્ય છે કે જ્યાં માઠું ( આર્ત્ત અને રૌદ્ર ) ધ્યાન ન થાય, જેથી યોગો હીનતા ન પામે અને ઇન્દ્રિયોનો ક્ષય ન થાય. કહ્યું છે કે—

" सो उ तवो कायव्वो, जेण मणा मंगुलं ण चिंतेइ।
जेण ण इंदियहाणी, जेण य जोगा न हायंति ॥ "

" જેથી મન માઠું ચિંતન ન કરે, જેથી ઇન્દ્રિયો અને યોગોની હાનિ ન થાય, તે તપ કરવા યોગ્ય છે."

मूलोत्तरगुणश्रेणि–प्राज्यसाम्राज्यसिद्धये ।
बाह्यमाभ्यन्तरं चेत्थं, तपः कुर्यान्महामुनिः ॥ ८ ॥

અહિંસાદિક મૂળ ગુણો અને પિંડવિશુદ્ધિ પ્રમુખ ઉત્તર-ગુણોરૂપ શ્રેષ્ઠ સામ્રાજ્યની સિદ્ધિ માટે મહામુનિજનો એ રીતે બાહ્ય અને આભ્યંતર તપનું યથેષ્ટ સેવન કરે છે. ૮.

મૂળગુણ અને ઉત્તરગુણરૂપ વિશાલ સામ્રાજ્ય–પ્રભુત્વની સિદ્ધિને માટે મહામુનીશ્વર એ પ્રમાણે બાહ્ય અને અભ્યંતર તપ કરે.



## ३२ सर्वनयाश्रयणाष्टक.

धावन्तोऽपि नयाः सर्वे, स्युर्भावे कृतविश्रमाः ।
चारित्रगुणलीनः स्यादिति सर्वनयाश्रितः ॥ १ ॥

દોડતા એવા સર્વે નયો–નયના માર્ગો પોત–પોતાના સ્વભાવને વિષે વિશ્રાન્તિ કરનારા છે. ચારિત્રગુણધારક મુનિ તે સર્વે નયોના આશ્રયસ્થાન છે. ૧.

( પોતપોતાના અભિપ્રાયે ) દોડતા પણ ભાવમાં ( વસ્તુ સ્વભાવમાં ) જેણે વિશ્રાન્તિ કરી છે એવા નૈગમાદિ બધા નયો છે, તેથી સર્વ નયનો આશ્રય કરનાર સાધુ ચારિત્ર–સંયમના ગુણ–વર્ધમાન પર્યાયને વિષે લીન–આસક્ત હોય. કહ્યું છે કે—

सव्वेसिंपि नयाणं वहुविहवत्तव्वयं णिसामित्ता ।
तं सव्वणयविसुद्धं जं चरणगुणट्ठिओ साहू ॥

अनुयोग० प० २६७.

અર્થાત્ નયોનું પરસ્પર વિરુદ્ધ એવું બહુ પ્રકારનું વક્તવ્ય સાંભળીને સર્વનયને સંમત વિશુદ્ધ તત્ત્વ ગ્રહણ કરવા યોગ્ય છે, જેથી સાધુ ચારિત્ર અને જ્ઞાનગુણમાં સ્થિર થાય છે.

पृथग्नयाः मिथः पक्षप्रतिपक्षकदर्थिताः ।
समवृत्तिसुखास्वादी, ज्ञानी सर्वनयाश्रितः ॥ २ ॥

પક્ષ અને પ્રતિપક્ષવડે પરસ્પર કદર્થના કરનાર હોવા છતાં સર્વ નયાશ્રિત મુનિ તે સર્વે નયોમાં સમવૃત્તિવડે સુખનું આસ્વાદન કરે છે. ૨.

જુદા જુદા સર્વ નયો પરસ્પર વાદ અને પ્રતિવાદથી કદર્થના-વિડંબના પામેલા છે, પરન્તુ સમવૃત્તિ-મધ્યસ્થપણાના સુખનો અનુભવ કરનાર જ્ઞાની સર્વ નયોને આશ્રિત હોય છે.

કહ્યું છે કે—

" अन्योन्यपक्षप्रतिपक्षभावाद् यथा परे मत्सरिणः प्रवादाः ।
नयानशेषानविशेषमिच्छन् न पक्षपाती समयस्तथा ते ॥ "

" પરસ્પર પક્ષ અને પ્રતિપક્ષભાવથી અન્ય પ્રવાદો દ્વેષથી ભરેલા છે, પરન્તુ સર્વ નયોને સમાનપણે ઇચ્છનાર તમારો સમય-સિદ્ધાન્ત પક્ષપાતી નથી. "

नाप्रमाणं प्रमाणं वा, सर्वमप्यविशेषितम् ।
विशेषितं प्रमाणं स्यादिति सर्वनयज्ञता ॥ ३ ॥

અવિવક્ષિત સર્વ ભાવ પ્રમાણ પણ નથી તેમ અપ્રમાણ પણ નથી, પરંતુ સર્વનયબોધક વિવક્ષિત ભાવ છે તે જ પ્રમાણભૂત છે. ૩.

બધાં ય વચન વિશેષ રહિત હોય તો તે એકાન્તે અપ્રમાણ નથી અને એકાન્તે પ્રમાણ પણ નથી. જેથી અન્ય સિદ્ધાન્તમાં રહેલું સદ્વચન પણ વિષયના પરિશોધનથી પ્રમાણ છે.

કહ્યું છે કે:—

"तत्रापि न च द्वेषः कार्यो विषयस्तु यत्नतो मृग्यः ।
तस्यापि न सद्वचनं सर्वं यत् प्रवचनादन्यत् ॥"

षोडशक १६, गा. १३.

અન્ય શાસ્ત્રને વિષે પણ દ્વેષ કરવા યોગ્ય નથી, પરન્તુ તેના વિષયને પ્રયત્નથી વિચારવો. જે પ્રવચનથી ભિન્ન છે તેનું પણ બધું સદ્‌વચન નથી. પરન્તુ જે પ્રવચનાનુસારી છે તે સદ્‌વચન છે. એ જ બાબત કહે છે—

વિશેષિત એટલે વિષયપરિશોધક નયથી યોજિત હોય તો તે પ્રમાણ છે. ઉપલક્ષણથી સ્વસિદ્ધાન્તનું વચન પણ અનુયોગે કરી વિશેષિત ન હોય તો તે અપ્રમાણ છે. એ પ્રકારે સર્વ સ્યાદ્‌વાદ યોજનાથી સર્વ નયોનું જાણપણું હોય. કહ્યું છે કે—

" अपरिच्छियसुयनिहसस्स केवलमभिन्नसुत्तचारिस्स ।
सव्वुज्जमेण वि कयं अन्नाणतवे बहु पडई ॥ "

उपदेशमाला गा० ४१५.

" જેણે શ્રુત-સિદ્ધાન્તનું રહસ્ય જાણ્યું નથી અને કેવળ સૂત્રના અક્ષરને અનુસરી ચાલે છે, તેનું સર્વ ઉદ્યમવડે પણ કરેલું ક્રિયાનુષ્ઠાન ઘણું અજ્ઞાન તપમાં આવે છે."

लोके सर्वनयज्ञानां, ताटस्थ्यं वाऽप्यनुग्रहः ।
स्यात् पृथग्नयमूढानां, स्मयार्तिर्वाऽतिविग्रहः ॥ ४ ॥

સર્વે નયોને જાણનારનું તટસ્થપણું હિતકારક છે, પરંતુ એક નયવાદના ગ્રહણથી મૂઢ બનેલાને વિગ્રહની પ્રાપ્તિ સહેજે થાય છે. ૪.

લોકમાં સર્વ નયના જાણનારને તટસ્થપણું–સમવૃત્તિપણું અથવા વ્યવહારદશામાં ઉપકારબુદ્ધિ હોય, પરન્તુ જુદા જુદા નયમાં મૂઢ–ભ્રાન્ત થયેલાને અહંકારની પીડા અને ઘણો કલેશ હોય.

श्रेयः सर्वनयज्ञानां, विपुलं धर्मवादतः ।
शुष्कवादाद् विवादाच्च, परेषां तु विपर्ययः ॥ ५ ॥

સર્વે નયોને જાણનારનો ધર્મવાદ શ્રેષ્ઠ કલ્યાણને કરનારો થાય છે, પરંતુ એક નયાશ્રિતનો શુષ્ક વિવાદ વિપર્યય ભાવને પામે છે. ૫.

તત્ત્વજ્ઞાનનો અર્થી પૂછે અને તત્ત્વજ્ઞ કહે તે ધર્મવાદથી સર્વ નયને જાણનારાઓનું ઘણું કલ્યાણ થાય છે, તેથી બીજા એકાન્તદૃષ્ટિનું શુષ્કવાદ અને વિવાદથી અકલ્યાણ જ થાય છે. શુષ્કવાદ તે કહીએ કે જ્યાં કંઠતાલુનો શોષમાત્ર થાય, અને જ્યાં પરવાર્તાથી કાર્યની હાનિ થાય તે વિવાદ કહીએ.

प्रकाशितं जनानां यैर्मतं सर्वनयाश्रितम् ।
चित्ते परिणतं चेदं, येषां तेभ्यो नमोनमः ॥ ६ ॥

જનહિતના માટે સર્વે નયાશ્રિત ધર્મના જે પ્રકાશક છે અને જેમને એ ભાવ પરિણત થયેલો છે તેવા નયાશ્રિત મુનિઓને મારી વંદના હો! ૬.

જે પુરુષોએ લોકોને સર્વ નયે કરીને આશ્રિત એટલે સ્યાદ્‌વાદગર્ભિત પ્રવચન પ્રકાશિત કર્યું છે અને જેઓના ચિત્તને વિષે આ સર્વનયાશ્રિત પ્રવચન પરિણમેલું છે તેઓને વારંવાર નમસ્કાર હો !

निश्चये व्यवहारे च, त्यक्त्वा ज्ञाने च कर्मणि ।
एकपाक्षिकविश्लेष–मारूढाः शुद्धभूमिकाम् ॥ ७ ॥

अमूढलक्ष्याः सर्वत्र, पक्षपातविवर्जिताः ।
जयन्ति परमानन्दमयाः सर्वनयाश्रयाः ॥ ८ ॥

નિશ્ચયમાં તેમ જ વ્યવહારમાં, જ્ઞાનમાં તેમ જ ક્રિયામાં જેઓ પુષ્ટ છે, વળી એક પક્ષવિશ્લેષ તજીને સર્વ નયના આશ્રયવડે પુષ્ટ થયેલા છે, તેમ જ શુદ્ધ ભૂમિકા ઉપર આરૂઢ છે અને જેમનું લક્ષ વ્યામોહ રહિત છે તેમ જે પક્ષપાતી નથી તેવા બુદ્ધિમાન પુરુષો પરમ આનંદી છે. ૭–૮.

નિશ્ચય નયમાં અને વ્યવહારનયમાં, તથા જ્ઞાનપક્ષમાં અને ક્રિયાપક્ષમાં એક પક્ષગત ભ્રાન્તિના સ્થાનને તજીને જ્ઞાનના પરિપાકરૂપ શુદ્ધ ભૂમિકા ઉપર ચઢેલા, લક્ષ ( વેધ ) ન ભૂલે એવા, સર્વ ભૂમિકામાં પક્ષપાત–કદાગ્રહરહિત, પરમ આનન્દથી ભરપૂર સર્વ નયોના આશ્રયરૂપ ( જ્ઞાની ) સર્વોત્કર્ષથી વર્તે છે.



# उपसंहार

पूर्णो मग्नः स्थिरोऽमोहो ज्ञानी शान्तो जितेन्द्रियः ।
त्यागी क्रियापरस्तृप्तो निर्लेपो निःस्पृहो मुनिः ॥ १ ॥

विद्याविवेकसंपन्नो मध्यस्थो भयवर्जितः ।
अनात्मशंसकस्तत्त्वदृष्टिः सर्वसमृद्धिमान् ॥ २ ॥

ध्याता कर्मविपाकानामुद्विग्नो भववारिधेः ।
लोकसंज्ञाविनिर्मुक्तः, शास्त्रदृग् निष्परिग्रहः ॥ ३ ॥

शुद्धानुभववान् योगी, नियागप्रतिपत्तिमान् ।
भावार्चाध्यानतपसां, भूमिः सर्वनयाश्रितः ॥ ४ ॥

૧ પૂર્ણ—પૂરો અને એ હેતુથી જ ૨ મગ્ન—જ્ઞાનમાં થયેલો, પણ ઉપર રહેલો નહિ, તેથી જ ૩ સ્થિર—યોગની સ્થિરતાવાળો, તેથી જ ૪ અમોહ—મોહ રહિત, એ હેતુથી ૫ જ્ઞાની—તત્ત્વજ્ઞ, તેથી જ ૬ શાન્ત—ઉપશમવંત, તેથી જ ૭ જિતેન્દ્રિય—જેણે ઇન્દ્રિયો જીતી છે એવો, તેથી ૮ ત્યાગી, કહ્યું છે કે—

" वान्धवधनेन्द्रियत्यागात् त्यक्तभयविग्रहः साधुः ।
त्यक्तात्मा निर्ग्रन्थः, त्यक्ताहंकारममकारः ॥ "

" બાન્ધવ, ધન અને ઇન્દ્રિયોના વિષયનો ત્યાગ કરવાથી જેણે ભય અને ક્લેશનો ત્યાગ કર્યો છે એવો ત્યાગી આત્માવાળો, જેણે અહંકાર અને મમત્વનો ત્યાગ કરેલો છે એવો નિર્ગ્રન્થ હોય છે. "

એથી જ ૯ ક્રિયામાં તત્પર એટલે શાસ્ત્રવચનાનુસાર ક્રિયાથી ઉત્તીર્ણ થઇ અસંગક્રિયાનિષ્ઠ, તેથી જ ૧૦ તૃપ્ત—આત્મસંતુષ્ટ, તેથી ૧૧ નિર્લેપ—લેપ રહિત, નિર્લેપ હોવાથી જ, ૧૨ નિઃસ્પૃહ—સ્પૃહા રહિત અને તેથી જ ૧૩ મુનિ—ભાવ મૌનવંત. (૧)

૧૪ વિદ્યાસંપન્ન, તેથી જ ૧૫ વિવેકસંપન્ન, ૧૬ મધ્યસ્થ, ૧૭ સર્વ પ્રકારના ભય રહિત, ૧૮ આત્મશ્લાઘા નહિ કરનારો, અપકીર્તિ અને ભયના અભાવની ભાવના એવી ભાવી છે કે જેથી તે આત્મશ્લાઘા ન કરે, તેથી જ ૧૯ તત્ત્વદષ્ટિ—પરમાર્થમાં દષ્ટિવાળો અને ૨૦ સર્વસમૃદ્ધિમાન—ઘટમાં પ્રગટી છે સર્વ ઋદ્ધિ જેને એવો. ( ૨ )

સર્વ સમૃદ્ધિની સ્થિરતાના અર્થે ૨૧ કર્મવિપાકનો વિચાર કરનાર, તેથી વ્યવહારદશાએ ૨૨ સંસારસમુદ્રથી ઉદ્વિગ્ન—ભયભીત હોય. તેથી સિદ્ધ નિર્વેદ ગુણવડે ૨૩ લોકસંજ્ઞાથી મુક્ત હોય. તેથી જ લોકોત્તર માર્ગને પ્રાપ્ત થઇ ૨૪ શાસ્ત્રદક્—શાસ્ત્રમાં દષ્ટિ જેની છે એવો અને તેથી જ ૨૫ નિષ્પરિગ્રહ—પરિગ્રહરહિત હોય. ( ૩ )

તેથી સિદ્ધ નિષ્પરિગ્રહગુણે કરીને ૨૬ શુદ્ધ અનુભવવાળો, એ હેતુથી જ ૨૭ ભાવયોગસંપન્ન, તેથી ૨૮ નિયાગ-પ્રતિપત્તિમાન—મોક્ષને પ્રાપ્ત કરનાર, ૨૯ ભાવપૂજાની ભૂમિ, ૩૦ ધ્યાનની ભૂમિ, તથા ૩૧ શુદ્ધ તપની ભૂમિરૂપ અને સર્વ વિશુદ્ધિદ્વારા ૩૨ સર્વ નયનો આશ્રય કરનારો હોય. ( ૪ )

स्पष्टं निष्टङ्कितं तत्त्वमष्टकैः प्रतिपन्नवान् ।
मुनिर्महोदयं ज्ञानसारं समधिगच्छति ॥ ५ ॥

બત્રીશ અષ્ટકોવડે પ્રગટ નિરધારેલાં તત્ત્વને પ્રાપ્ત થયેલા મુનિ જેનાથી મહાન્ ઉદય છે એવા શુદ્ધ ચારિત્ર તથા પરા મુક્તિરૂપ જ્ઞાનસારને પામે છે. કહ્યું છે કે—

" सामाइअमाइअं सुअनाणं जाव विंदुसाराओ ।
तस्स वि सारो चरणं सारो चरणस्स निव्वाणं ॥ "

" સામાયિકથી માંડી ચૌદમા લોકબિન્દુસાર પૂર્વ સુધી શ્રુતજ્ઞાન છે, તેનો સાર ચારિત્ર છે અને ચારિત્રનો સાર નિર્વાણ છે. "

હવે સદ્યઃફલજાતિય ( તત્કાલ ફળવાળી ) મુક્તિનું સ્વરૂપ બતાવે છે—

निर्विकारं निराबाधं, ज्ञानसारमुपेयुषाम् ।
विनिवृत्तपराशानां, मोक्षोऽत्रैव महात्मनाम् ॥ ६ ॥

વિકાર રહિત અને બાધા રહિત એવા જ્ઞાનસારને પ્રાપ્ત થયેલા અને પરની આશા જેની નિવૃત્ત થઈ છે એવા મહાત્માઓને આ જ ભવમાં બન્ધની નિવૃત્તિરૂપ મોક્ષ છે.

चित्तमार्द्रीकृतं ज्ञानसारसारस्वतोर्मिभिः ।
नाप्नोति तीव्रमोहाग्निप्लोषशोषकदर्थनाम् ॥ ७ ॥

જ્ઞાનના સારરૂપ સરસ્વતીના કલ્લોલોએ કરીને આર્દ્ર–કોમળ કરાયેલું ચિત્ત તીવ્ર ( આકરા ) મોહરૂપ જે અગ્નિ તેના દાહના શોષની પીડાને પામતું નથી.

अचिन्त्या काऽपि साधूनां, ज्ञानसारगरिष्ठता ।
गतिर्ययोर्ध्वमेव स्याद् , अधःपातः कदाऽपि न ॥ ८ ॥

સાધુઓના જ્ઞાનસારનું ગૌરવ–મહત્ત્વ (ભાર) કંઈક ન ચિન્તવી શકાય તેવું છે, જે ગૌરવથી ઊંચી ગતિ જ થાય, નીચે પડવું કદાપિ ન હોય.

અકરણનિયમથી બીજી ગુરુતાવડે ઊર્ધ્વ ગતિ ન હોય, અધોગતિ હોય. તે માટે જ્ઞાનગુરુતા અચિન્ત્ય કહી છે.

**क्लेशक्षयो हि मण्डूकचूर्णतुल्यः क्रियाकृतः ।**
**दग्धतच्चूर्णसदृशो ज्ञानसारकृतः पुनः ॥ ९ ॥**

ક્રિયાથી કરેલો કલેશનો નાશ દેડકાના ચૂર્ણ સરખો છે. જેમ દેડકાનું ચૂર્ણ મેઘની વૃષ્ટિથી ફરી દેડકાં પેદા કરે, તેમ ક્રિયાથી નાશ પામેલો કલેશ કારણયોગે ફરી પેદા થાય, પરન્તુ જ્ઞાનસારે એટલે શુદ્ધ ક્ષયોપશમ ભાવે કરેલો કલેશનો ક્ષય બાળેલા મંડૂકચૂર્ણના જેવો છે. જેમ બાળેલું દેડકાનું ચૂર્ણ સેંકડો વરસાદ પડે તો પણ ફરી દેડકા ઉત્પન્ન ન કરે, તેમ જ્ઞાનદગ્ધ કર્મ ફરીથી ફૂટી ન નીકળે, ભોગવવાં ન પડે.

**ज्ञानपूतां परेऽप्याहुः, क्रियां हेमघटोपमाम् ।**
**युक्तं तदपि तद्भावं, न यद्भग्नाऽपि सोज्झति ॥ १० ॥**

સૌગત-બૌદ્ધાદિ પણ જ્ઞાને કરીને પવિત્ર ક્રિયાને સુવર્ણના ઘટ સરખી કહે છે, તે પરવચન પણ ઘટે છે; કારણ કે પતિત થાય (સુવર્ણઘટ ભાંગી જાય) તો પણ તે ક્રિયાના ભાવને (સુવર્ણભાવને) છોડતો નથી "**बंधेण न बोलइ कया वि**" બંધવડે અંતઃકોટાકોટી સાગરોપમને ઓળંગી જતો નથી અર્થાત્ તેથી અધિક સ્થિતિનો બંધ કરતો નથી. જ્ઞાન સહિત ક્રિયાથી બન્ધ ટળ્યો તે ફરી ન હોય.

क्रियाशून्यं च यज्ज्ञानं, ज्ञानशून्या च या क्रिया ।
अनयोरन्तरं ज्ञेयं, भानुखद्योतयोरिव ॥ ११ ॥

ક્રિયારહિત જે જ્ઞાન અને જ્ઞાનરહિત જે ક્રિયા એ બન્નેનું અન્તર સૂર્ય અને ખજુઆની પેઠે જાણવું. ક્રિયાશૂન્ય જ્ઞાન સૂર્યની પેઠે મહાપ્રકાશવાળું છે અને જ્ઞાનશૂન્ય ક્રિયા ખજુઆની પેઠે અલ્પ પ્રકાશવાળી છે.

चारित्रं विरतिः पूर्णा, ज्ञानस्योत्कर्ष एव हि ।
ज्ञानाद्वैतनये दृष्टिर्देया तद्योगसिद्धये ॥ १२ ॥

પૂર્ણવિરતિરૂપ ચારિત્ર તે ખરેખર જ્ઞાનનો ઉત્કર્ષ—અતિશય જ છે, તે કારણથી યોગની સિદ્ધિને માટે કેવળ જ્ઞાનનયને વિષે દૃષ્ટિ દેવી.

सिद्धिं सिद्धपुरे पुरन्दरपुरस्पर्धावहे लब्धवां-
श्चिद्दीपोऽयमुदारसारमहसा दीपोत्सवे पर्वणि ।
एतद्भावनभावपावनमनश्चञ्चच्चमत्कारिणां,
तैस्तैर्दीपशतैः सुनिश्चयमतैर्नित्योऽस्तु दीपोत्सवः ॥१३॥

ઈન્દ્રના નગરની સાથે સ્પર્ધા કરનારા સિદ્ધપુર નગરમાં અતિશય મનોહર તેજસ્વી આ ગ્રન્થરૂપ જ્ઞાનનો દીવો દીવાલીના પર્વને વિષે સંપૂર્ણ થયો. એ ગ્રન્થની ભાવના—ચર્વણાના રહસ્યથી પવિત્ર થયેલા મનમાં થતા ચમત્કારવાળા જીવોને ઉત્તમ નિશ્ચયમતરૂપ સેંકડો દીવાઓવડે ભાવદીવાળી-મહોત્સવ હમેશાં હો.

केषांचिद्विषयज्वरातुरमहो चित्तं परेषां विषा-
वेगोदर्ककुतर्कमूर्च्छितमथान्येषां कुवैराग्यतः ।

लग्नालर्कमबोधकूपपतितं चास्ते परेषामपि,
स्तोकानां तु विकारभाररहितं तज्ज्ञानसाराश्रितम् ॥१४॥

અહો ! કેટલાએકનું મન વિષયરૂપ તાવથી પીડિત થયેલું છે, બીજાઓનું મન વિષના આવેગ-ત્વરા સરખા અને તત્કાલ છે ફળ જેનું એવા કુતર્ક-કુવિચારવડે મૂર્ચ્છિત થયેલું છે, અન્યનું મન કુવૈરાગ્ય-દુઃખગર્ભિત અને મોહગર્ભિત વૈરાગ્યથી કરડેલો છે હડકાયો કૂતરો જેને એવું, એટલે કાળાન્તરે જેનો માઠો વિપાક થાય તેવું છે, બીજાઓનું ચિત્ત અજ્ઞાનરૂપ કૂવામાં પડેલું છે; પરન્તુ થોડાઓનું જ મન વિકારભારથી રહિત જ્ઞાનસારવડે આશ્રિત છે.

जातोद्रेकविवेकतोरणततौ धावल्यमातन्वति,
हृद्गेहे समयोचितः प्रसरति स्फीतश्च गीतध्वनिः ।
पूर्णानन्दघनस्य किं सहजया तद्भाग्यभङ्ग्याऽभव-
न्नैतद्ग्रन्थमिषात् करग्रहमहश्चित्रं चरित्रश्रियः ॥ १५ ॥

જ્યાં અધિકપણે વિવેકરૂપ તોરણની માળા બાંધી છે, અને ધવલપણું-ઉજ્જવલપણું વિસ્તારતા હૃદયરૂપી ઘરમાં અવસરોચિત વિસ્તૃત ગીતનો ધ્વનિ પ્રસરે છે, તેથી પૂર્ણાનન્દઘનરૂપ શુદ્ધ આત્માની સાથે સ્વભાવસિદ્ધ ભાગ્યની રચનાવડે આ ગ્રન્થની રચનાના મિષથી ચારિત્રરૂપ લક્ષ્મીનો આશ્ચર્યકારી પાણિગ્રહનો મહોત્સવ થયો નથી શું ?

भावस्तोमपवित्रगोमयरसैः लिप्तैव भूः सर्वतः,
संसिक्ता समतोदकैरथ पथि न्यस्ता विवेकस्रजः ।

अध्यात्मामृतपूर्णकामकलशश्चक्रेऽत्र शास्त्रे पुरः,
पूर्णानन्दघने पुरं प्रविशति स्वीयं कृतं मंगलम् ॥ १६ ॥

આ શાસ્ત્રમાં ભાવનાસમૂહરૂપ પવિત્ર કામધેનુના છાણના રસથી લીપેલી અને સમતારૂપ પાણીવડે ચોતરફ છાંટેલી ભૂમિ છે, માર્ગમાં વિવેકરૂપ ફૂલની માળા સ્થાપેલી છે, અધ્યાત્મરૂપ અમૃતથી ભરેલો કામકુંભ આગળ મૂકયો છે. એમ સચ્ચિદાનન્દ પૂર્ણ બ્રહ્મસ્વરૂપ શુદ્ધ આત્મા બત્રીશ અધિકારે ( સર્વ જીવ ) અપ્રમાદનગરમાં પ્રવેશ કરે છે ત્યારે તેણે પોતાનું જ મંગલ કર્યું છે.



## प्रशस्ति

गच्छे श्रीविजयादिदेवसुगुरोः स्वच्छे गुणानां गणैः,
प्रौढिं प्रौढिमधाम्नि जीतविजयप्राज्ञाः परामैयरुः ।
तत्सातीर्थ्यभृतां नयादिविजयप्राज्ञोत्तमानां शिशोः,
श्रीमन्न्यायविशारदस्य कृतिनामेषा कृतिः प्रीतये ॥१॥

ગુણોના સમૂહથી પવિત્ર અને પ્રૌઢતાના ધામ એવા સદ્-ગુરુ શ્રીવિજયદેવસૂરિના ગચ્છમાં જિતવિજય નામે પંડિત અત્યન્ત મહત્ત્વશાલી થયા. તેમના ગુરુભાઈ નયવિજય પંડિ-તના શિષ્ય શ્રીમદ્ ન્યાયવિશારદ( યશોવિજય ઉપાધ્યાય )ની આ કૃતિ મહાભાગ્યવંત પુરુષોની પ્રીતિને માટે થાઓ.

बालालालापानवद् बालबोधो,
　　न्या(ना)यं किन्तु न्यायमालासुधौघः ।

आस्वाद्यैनं[दुरितशमनं] मोहहालाहलाय(लस्य),
ज्वालाशान्तेर्धीविशाला भवन्तु ॥ २ ॥

બાલિકાને લાળ ચાટવાના જેવો નીરસ આ બાલબોધ નથી, પરન્તુ ન્યાયમાલારૂપ અમૃતના પ્રવાહ સમાન છે. તેના રસને ચાખીને મોહરૂપ હલાહલ ઝેરની જ્વાલા શાન્ત થવાથી વિશાલ બુદ્ધિવાળા થાઓ.

आतन्वाना भा-रती भारती,
नस्तुल्यावेशा संस्कृते प्राकृते वा ।
शुक्तिसूक्तिर्युक्तिमुक्ताफलानां,
भाषाभेदो नैव खेदोन्मुखः स्यात् ॥ ३ ॥

भा-रती-પ્રતિભા અને પ્રીતિ ઉત્પન્ન કરનારી તથા સંસ્કૃત અને પ્રાકૃતમાં સમાન આગ્રહવાળી યુક્તિરૂપ મુક્તાફળોની જન્મભૂમિ છીપ જેવી સુંદર ઉક્તિવાળી અમારી વાણી છે. તેથી ભાષાનો ભેદ ખેદજનક થતો નથી. જેમ છીપો વિવિધ પ્રકારની હોવા છતાં તેમાં મુક્તાફળો હોવાથી ખેદ થતો નથી, તેમ વિવિધ પ્રકારની ભાષા હોવા છતાં તેમાં યુક્તિ હોવાથી કંટાળો ઉત્પન્ન થતો નથી.

सूरजीतनयशान्तिदासहृन्मोदकारणविनोदतः कृतः ।
आत्मबोधधृतविश्रमः श्रीयशोविजयवाचकैरयम् ॥ ४ ॥

શ્રી **યશોવિજય** ઉપાધ્યાયે સૂરજીના પુત્ર **શાન્તિદાસ**ના હૃદયમાં પ્રમોદ થવાના કારણે વિનોદથી આત્મજ્ઞાનમાં વિશ્રાન્તિ આપનાર આ પ્રયત્ન કર્યો છે.



# श्रीज्ञानसार



## વિવેચન

**આ** છઠ્ઠા વિભાગના પ્રારંભના ભાગમાં સદ્દગત સન્મિત્ર મુનિ શ્રી કર્પૂરવિજયજી મહારાજના કરેલા બત્રીશે અષ્ટકોના અર્થ અને ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય મહારાજશ્રી યશોવિજયજીએ લખેલા અર્થ લેવામાં આવ્યા છે. આ વિવેચન વિભાગમાં સદ્દગુણાનુરાગી મહારાજ શ્રી કર્પૂરવિજયજીએ અર્થ ઉપરાંત કરેલ વિવેચન લેવામાં આવ્યું છે. પ્રારંભમાં અઢાર અષ્ટકો સુધીનું વિવેચન તેમનું પોતાનું કરેલ છે તે અને ઓગણીશમાથી આરંભીને છેવટ પર્યંતનું વિવેચન શ્રી જૈન ધર્મ પ્રકાશના તે સમયના તંત્રી મુરબ્બી શ્રી કુંવરજી આણંદજીએ કરેલ તે દાખલ કરવામાં આવ્યું છે. તેમાં ફક્ત સત્તાવીશમા યોગાષ્ટકનું વિવેચન તે વિષયના વિચક્ષણ અભ્યાસી ભાઇશ્રી મોતીચંદ ગિરધરલાલ, સોલિસીટર બી. એ. એલ-એલ. બી. એ કરેલ તે દાખલ કરવામાં આવ્યું છે.



## (૧) पूर्णताष्टक

**વિવેચન**—પૂર્ણતા બે પ્રકારની છે. એક તો સ્વાભાવિક અને બીજી વિભાવિક એટલે જીવે આપમતિથી અન્ય સંયોગે માની લીધેલી. અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય એ

પરમાત્માની સહજ **સ્વાભાવિક પૂર્ણતા** છે અને ઇંદ્રાદિકની સાહેબી એ **કલ્પિત પૂર્ણતા** જીવે માની લીધેલી છે. આત્માની સ્વાભાવિક પૂર્ણતા જેને પ્રાપ્ત થઇ છે તે નિર્મળ આશયવાળાને જેમ નિર્મળ આદર્શમાં વસ્તુસ્વરૂપ યથાર્થ ભાસે તેમ આખી દુનિયા જેવી છે તેવી જ તેના નિર્મળ જ્ઞાન–આદર્શમાં સંપૂર્ણ રીત્યા પ્રતિભાસે છે. તેની સંપૂર્ણ અસારતા તેનામાં યથાર્થ પ્રતિબિંબિત થવાથી જ તે જગતથી પૂર્ણ રીતે ઉદાસીન રહે છે. તેમાં તે લગારે લેપાતા જ નથી. કહ્યું છે કે—

આતમજ્ઞાને મગ્ન જો, સો સબ પુદ્ગલ ખેલ;
ઇંદ્રજાળ કરી લેખવે, મિલે ન તહાં મન મેળ.

જ્ઞાનનું ફળ વિરતિ છે. આત્માને અહિતકારી પ્રવૃત્તિથી બની શકે એટલી નિવૃત્તિ કરવાથી જ પ્રાપ્ત થયેલા જ્ઞાનની તે સાર્થકતા છે. તે વિનાનું જ્ઞાન તો કેવળ ભારભૂત જ લેખાવાનું છે. કહ્યું છે કે 'સત્ય જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થયે છતે રાગ, દ્વેષ અને મોહરૂપી અંધકાર રહી શકે જ નહિં; જો મોહ અંધકાર દૂર થઇ શકે નહિં તો તે સત્ય જ્ઞાન કહી શકાય જ નહિં. તે જ્ઞાન પણ નહિં અને દર્શન પણ નહિં કે જેથી ગુણની પ્રાપ્તિ કે દોષની નિવૃત્તિ થાય નહિં.' જ્યારે સંપૂર્ણ કેવળજ્ઞાન અને દર્શન પ્રગટ થાય ત્યારે તો સકળ ગુણની પ્રાપ્તિ અને સમસ્ત દોષની હાનિ થાય જ એમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. એવી સંપૂર્ણ નિર્મળ સ્થિતિમાં આત્મા માયામય જગતનું યથાર્થ સ્વરૂપ સંપૂર્ણ રીતે જાણી દેખી શકવાથી તેનાથી પૂર્ણરીતે વિરક્ત થઈ પોતાના સહજ સ્વભાવમાં જ લયલીન થઈ રહે એ સ્વાભાવિક જ છે. સંપૂર્ણ જગતના જીવો વિવિધ

કર્મને આધીન હોવાથી સંસારમાં નટવત્ નાચે છે. એ સર્વ પોતે કેવળજ્ઞાનાદર્શવડે યથાર્થ જાણે છે તેથી સંપૂર્ણ રીતે ઉદાસીન રહી અહોનિશ આપણા સહજ સ્વભાવમાં જ રમણ કરે છે. દુનિયાનું વિધવિધ નાટક નીરખી જોવાની તેને કંઇ પણ અપેક્ષા રહેતી જ નથી. જે જે મહાશયો સમ્યગ્રીતે મોક્ષમાર્ગ સાધે છે તે સર્વે અનુક્રમે તેવી જ ઉત્તમોત્તમ સ્થિતિને ભજી પરમાનંદને પામે છે. એવા પરમાનંદને પામી તેઓ દુનિયાથી તદ્દન નિરાળા જ રહે છે. એવી પરમાનંદ સ્થિતિનો કદાપિ પણ લોપ થતો જ નથી. સુવર્ણકિટ્ટિકાના ન્યાયે અનાદિ કાળથી કર્મના સંયોગે આ આત્મા મલિન ગણાય છે, પરંતુ શુદ્ધ ઉપાયને પામી કર્મરજનો નાશ કરવાથી આ આત્મા જ સુવર્ણની જેવો નિર્મળ થઇ રહે છે. જેમ સુવર્ણનાં વિધવિધ આભૂષણોમાં સુવર્ણ સામાન્ય જ છે તેમ દેવ મનુષ્યાદિક અનેક પર્યાયોમાં આત્મા તો જેવો ને તેવો જ રહે છે. તે તે ગતિમાં પૂર્વકૃત શુભાશુભ કર્મ અનુસારે તે સુખદુઃખને વેદે છે. તેને જ્યારે ભાગ્યવશાત્ સમ્યગ્ જ્ઞાનદર્શનના ઉદયથી સમ્યગ્ વિવેક પ્રકટે છે ત્યારે જ સંપૂર્ણ પુરુષાર્થને સેવી તે સકળ કર્મનો સર્વથા ક્ષય કરવાને સમર્થ થાય છે. સકળ કર્મનો સંપૂર્ણ ક્ષય કરવાથી જ પરમાનંદ પદ પ્રાપ્ત થાય છે. તે પરમાનંદ પદ જ સ્વાભાવિક પૂર્ણતા છે, અને કર્મના સંયોગે પ્રાપ્ત થયેલી ઇંદ્રાદિકની સાહ્યબી એ સ્વાભાવિક પૂર્ણતા જીવે માની લીધેલી છે, એમ નિશ્ચયથી લક્ષમાં રાખવું જરૂરનું છે. આ બંનેમાં યદ્યપિ જમીન આસમાન જેટલું અંતર છે, પરંતું રાગ, દ્વેષ અને મોહનો સર્વથા ક્ષય થવાથી અનંત અક્ષય એવા સ્વાભાવિક સુખમાં નિમગ્ન થયેલા પૂર્ણાનંદી ભગવાન સંસારી

જીવને કર્મના સંયોગે થતા ક્ષણિક સુખદુઃખના વિવિધ વિકાર
પ્રતિ દુર્લક્ષપૂર્ણ ઉદાસીન જ રહે છે. તે તો પ્રત્યેક આત્મા
શુદ્ધ અખંડ સ્વાભાવિક સત્તા સામે જ લક્ષ રાખીને રહે
તેથી જ તેવા પૂર્ણાનંદી ભગવાનમાં દ્વિધાભાવ સંભવતો
નથી. તે તો અદ્વૈત આનંદમાં જ સદા નિમગ્ન રહે છે. ૧.

ગમે તેવી મનોહર પરવસ્તુના સંયોગથી મતિમોહવડે જી
માની લીધેલી પૂર્ણતા કોઇના કાલાવાલા કરીને માગી આણેલ
વસ્તુ છે, પોતાની તો નથી જ, તે પાછી તો આપવાની જ
તેથી તેને વિશેષ પ્રકારે સંભાળી રાખવાની, તેમ જ તેમાં કંઇ
બેદરકારીથી જો તોડફોડ થઇ હોય તો સામાનું અનેક રી
મન મનાવવાની અને તેનો બદલો વાળી આપવાની જરૂર પ
છે, તેમ પૂર્વકર્મના પ્રભાવે ગમે તેવી શુભ વસ્તુઓનો સંયો
થયો હોય પણ તે વિભાવિક છે, સ્વાભાવિક તો નથી જ, તેથી તેન
વિયોગ પણ અવશ્ય થવાનો જ. તેમજ તે તે વસ્તુના સંયોગે
મોહવશાત્ જેવા જેવા અધ્યવસાય કર્યા હોય તેવા તેવા કર્મને
બંધ કરીને તેને સંસારમાં રઝળવું પડશે, અને આ ભવમાં પ
તે તે વસ્તુની મમતાથી જે જે દુઃખ વિટંબના સહન કરવી પ
છે તે તો અધિક લાણમાં; તેમ છતાં આવી કલ્પિત પૂર્ણત
અંતે છટકીને છેહ તો દેવાની જ. કહ્યું છે કેઃ—

ભવપ્રપંચ મનજાલકી, બાજી જૂઠી મૂળ;
ચાર પાંચ દિન ખુસ લગે, અંત ધૂળકી ધૂળ.

આમ સમજીને ચતુર સજ્જનોએ આવી ઉપાધિયુક્ત કલ્પિત
પૂર્ણતા પરિહરવા અને સત્ય સ્વાભાવિક પૂર્ણતા આદરવ
યોગ્ય છે. ધન, કણ, કંચનાદિક અથવા દેહકુટુંબાદિક જે

પદાર્થો ઉપર પોતે મમત્વ રાખે છે તેથી પરિણામે તો પોતાનું કંઇએ સરતું નથી, ખરું હિત સધાતું નથી પણ ઊલટું પહેલાં અને પછી પણ પોતાનું બગડે જ છે, અહિત થાય છે છતાં મોહની પ્રબળતાથી જીવ તેમાં જ મમત્વ રાખે છે. પોતાને ખરી સહાય કરનાર ધર્મમિત્રની કોઇક વિરલા જ દરકાર કરે છે. શ્રી વીતરાગ દેવે કહેલા શુદ્ધ ધર્મનું સમ્યક્ સેવન કરવાથી જ જીવને સત્ય–સ્વાભાવિક પૂર્ણતા પ્રાપ્ત થઇ શકે છે. જેમ જેમ જીવ પરવસ્તુમાં લાગેલી મમતા ઘટાડીને આત્મસ્વભાવમાં રમણ કરતો જાય છે તેમ તેમ તેને ખરી પૂર્ણતા નજદીક આવતી જાય છે. જ્યારે તે અનુક્રમે દૃઢ અભ્યાસથી પરવસ્તુમાં લાગેલી અનંતી મમતાના બંધનોને સર્વથા તોડી નાંખે છે ત્યારે જ તે અકૃત્રિમ પૂર્ણતાનો પૂર્ણ અધિકારી થઇ શકે છે. સર્વથા રાગ, દ્વેષ અને મોહાદિકના દુષ્ટ બંધનને તોડી તે જે સુખને સાક્ષાત્ અનુભવે છે તે જ પરમાનંદ-મોક્ષસુખ છે. એવું સુખ પ્રાપ્ત થયા બાદ તેનો કદાપિ વિનાશ થતો જ નથી. જેમ દગ્ધ થયેલા બીજથી નવા અંકુરો ફૂટતા નથી તેમ જેનાં સકળ કર્મ સર્વથા દગ્ધ થઇ ગયાં હોય છે તેમને આ સંસારમાં પુનઃ જન્મ મરણ કરવાં પડતાં નથી. જન્મમરણનાં જે અનંત દુઃખ સંસારના જીવોને વારંવાર અનુભવવા પડે છે તે સમસ્ત દુઃખથી સર્વથા મુક્ત થઇ સ્વાભાવિક પૂર્ણતાવંત સિદ્ધ સદા શાશ્વત સુખમાં નિમગ્ન થઇ રહે છે. તેવું નિરતિશાયી સુખ ઉપાધિગ્રસ્ત જીવોને સ્વપ્નમાં પણ સંભવતું નથી. જ્યારે કલ્પિત કૃત્રિમ સુખનો અનાદર કરી સ્વાભાવિક આત્મસુખને અનુભવવા અનુકૂળ પ્રયત્ન સેવવામાં આવે ત્યારે જ તે અનુક્રમે

પ્રાપ્ત થઇ શકે તેમ છે. તેવા નિરુપમ સુખની કંઇક ઝાંખી આવી શકે તે માટે શાસ્ત્રકાર દૃષ્ટાંતદ્વારા તે હકીકત સમજાવે છે. ૨.

અનેક પ્રકારની પરવસ્તુઓના સંયોગે સંકલ્પવિકલ્પને વશ થઇ મોહાતુર જીવ તેમાં મગ્ન થઇ પોતાને પૂર્ણતા મળી એમ માની લે છે, પણ તે દરિયામાં પવનના યોગે વધતા જતા મોજાંથી થતી ભરતીની જેમ ક્ષણભંગુર છે. જેમ પવનના યોગે દરિયાના જ પાણી ઊંચા ચઢીને ભરતીનું રૂપ લે છે અને તે જ પાણી પાછાં પવન પડતાં જ જેમના તેમ શમાઇ જાય છે તેમ પૂર્વસંચિત યોગે પ્રાપ્ત થયેલ વસ્તુસંયોગે માની લીધેલી પૂર્ણતા પણ તેવી જ છે. પૂર્વસંચિતનો ક્ષય થતાં જ પ્રાપ્ત થયેલ વસ્તુઓનો વિયોગ થાય છે અને તેથી કલ્પિત સુખને બદલે ઊલટો સંતાપ પ્રગટે છે. જો પૂર્વે વસ્તુસંયોગે તેમાં તેવી ખોટી મમતા ધારી ન હોત તો પાછળથી તેટલો પરિતાપ પણ સહેવો પડત નહિ. ડાહ્યા દીર્ઘદર્શી સમયજ્ઞ તો સ્વપરનું યથાર્થ સ્વરૂપ સમજતા હોવાથી વસ્તુનો સંયોગ વિયોગ થતાં તેમાં નહિ મૂંઝાતા વિવેકથી સમભાવને રાખી શકે છે. તેવા જ્ઞાની વિવેકી પુરુષોને ગમે તેવી વસ્તુનો સંયોગ અથવા વિયોગ થતાં ખોટા સંકલ્પવિકલ્પના અભાવે સમતાભાવથી કેવળ આત્મલાભ જ થાય છે; ગેરલાભ તો કદાપિ થતો જ નથી. એવી સુખદાયી સમતાના સંસેવનથી અનુક્રમે આત્માના સહજ સ્વાભાવિક સુખનો જે નિરવધિ લાભ થાય છે તેને જ જ્ઞાની ‘પૂરુષો પૂર્ણાનંદતા કહે છે. તેવી પૂર્ણાનંદની શાશ્વતી સ્થિતિમાં કોઇપણ પ્રકારના સંકલ્પવિકલ્પને લેશમાત્ર પણ અવકાશ મળતો જ નથી. એવી નિર્વિકલ્પ દશા સર્વજ્ઞ, સર્વદર્શી

સિદ્ધ ભગવાનની હોય છે. એ દશામાં શુદ્ધ શાંતિની અવધિ આવી જાય છે. એનું નામ જ સ્વાભાવિક પૂર્ણતા છે એમ જાણવું. અહીં શાંત મહાસાગરની ઉપમા દેવાનું પ્રયોજન એવું છે કે બીજા પ્રસિદ્ધ આટલાંટિક મહાસાગર વિગેરેમાં જીવોને જે જે ઉપદ્રવો થાય છે, તેમાં જે જે તોફાન સંભવે છે તે તે સર્વ વિઘ્નોનો આ શાન્ત મહાસાગરમાં સદ્ભાવ જોવામાં આવતો જ નથી. તેમાં તે સર્વ ઉપદ્રવોનો અભાવ જ પ્રતીત થાય છે. જો કે મહાસાગર તો બંને કહેવાય છે તો પણ તેમાં આટલો મોટો તફાવત છે; તેમ સત્તામાત્રથી સર્વ જીવ સમાન છતાં પુરુષાર્થ યોગે પ્રાપ્ત થતી સ્વાભાવિક અને વિભાવિક પૂર્ણતામાં પણ એટલો બધો તફાવત પડે છે. સ્વાભાવિક પૂર્ણતાવંત પૂર્ણાનંદી તદ્દન અકૃત્રિમ શાંતિનો જ સાક્ષાત્ અનુભવ કરે છે અને વિભાવિક પૂર્ણતાવંત કેવળ કૃત્રિમ સુખની કલ્પના કરી લઈ પરવસ્તુઓના સંયોગે અનેક પ્રકારના સંકલ્પવિકલ્પોવડે વિવિધ ઉપાધિને જ ઊભી કરે છે, અને વસ્તુતઃ દુઃખસાગરમાં જ ડૂબે છે. પરવસ્તુના સંયોગવિયોગમાં સમભાવને ધારણ કરનાર મહાશયને તેવું દુઃખ સંભવતું જ નથી. તે તો કૃત્રિમ સુખની કલ્પનાઓથી જેમ બને તેમ મુક્ત થવાને જ મથે છે, અને સહજ સ્વાભાવિક આત્મસુખ સંપાદન કરવાને જ અહોનિશ યત્ન કર્યા કરે છે. શુદ્ધ સ્વાભાવિક સુખ સંપાદન કરવાના જે જે અતિ ઉત્તમ ઉપાય સર્વજ્ઞ ભગવાને કહ્યા છે તે તે સર્વમાં બનતો પરિશ્રમ કરીને અંતે અનન્ય લક્ષથી સહજ અતીંદ્રિય સુખને તે સાધી શકે છે, અને પ્રાપ્ત થયેલા સ્વાભાવિક સુખનો પછી કાયમને માટે સાક્ષાત્ અનુભવ કરે છે. આવા અનુપમ સ્વાભાવિક સુખમાં જ અહોનિશ મગ્ન થયેલા મહાપુરુષની મુદ્રા

પણ પરમ શાંતિજનક હોવાથી શાંતિરસિક જનો સ્વાભાવિક રીતે તેનો જ આશ્રય લેવા ઉત્કંઠિત રહે છે. સ્વાભાવિક પૂર્ણતા-વંત મહાપુરુષનું અસાધારણ લક્ષણ શાસ્ત્રકાર બતાવે છે. ૩.

રાગ, દ્વેષ અને મોહાદિકનો સર્વથા ક્ષય થયાથી જ શુદ્ધ ક્ષાયિક નિરતિચાર યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થઈ શકે છે. પરવસ્તુમાં સંપૂર્ણ ઉદાસીન ભાવ અને આત્મસ્વભાવમાં સંપૂર્ણ લીનતા જે વડે પ્રાપ્ત થાય તેને જ સર્વજ્ઞ ભગવાન યથાખ્યાત ચારિત્ર કહે છે. એવું શુદ્ધ ચારિત્ર પામ્યા બાદ કોઈ પણ પરવસ્તુમાં એક રંચ માત્ર આસક્તિ સંભવે જ નહિં. આવી શુદ્ધ સ્થિતિ સિદ્ધ થયા બાદ તત્કાળ કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટે છે, જેથી જગતના સર્વકાળવર્તી સર્વ ભાવોને સંપૂર્ણ રીતે જાણી દેખી શકાય છે. આવા સર્વજ્ઞસર્વદર્શીને સ્વાભાવિક આત્મશક્તિ અનંતી પ્રગટે છે; જે વડે તે ધારે તેવું મહત્ત્વનું કાર્ય સુખે સાધી શકે છે. આવા સહજ સ્વાભાવિક સામર્થ્યવાળા સંપૂર્ણ જ્ઞાન, દર્શન અને ચારિત્રના ધારક મહાશય જ પૂર્ણાનંદી હોઈ શકે છે. એવા સર્વજ્ઞ અને સર્વદર્શી પુરુષનો રાગ, દ્વેષ અને મોહાદિકના અભાવે વિષયતૃષ્ણા પરા-ભવ કરી શકે જ કેમ ? વિષયતૃષ્ણા તો રાગી, દ્વેષી કે મોહા-તુર જીવોને જ સંતાપી શકે છે. જેમ જાંગુલી મંત્રની પાસે ગમે તેવા વિષધરનું જોર ચાલતું નથી તેમ શુદ્ધ જ્ઞાન, દર્શન-વંત નિર્મોહીની પાસે તૃષ્ણાનું કંઇપણ ફાવતું નથી. જો કે વિષયતૃષ્ણા ભલભલા પંડિતોનો, વૃદ્ધોનો તથા યોગીઓનો પણ પરાભવ કરે છે, પરંતુ વીતરાગ દશામાં તેનું બીજ જ બળી જવાથી તે તદ્દન અદૃશ્ય થઇ જાય છે. જેમના રાગ, દ્વેષ અને

મોહાદિક દોષો સર્વથા નિર્મૂળ થયા નથી તેમને તો તૃષ્ણાદેવી કિંચિત્ માત્ર નિમિત્ત પામીને પણ સંતાપે છે, તેમ જ તેમની પાસે નહિ કરવા યોગ્ય એવી દીનતા કરાવે છે. હરિ, હર, બ્રહ્મા, પુરંદર તથા સૂર્ય, ચંદ્ર અને અનેક તપસ્વી ઋષિઓની તૃષ્ણાદેવીએ કરેલી વિટંબના શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. મોટી મોટી પદવીઓને ધારણ કરતાં છતાં તે મહાદેવીની આજ્ઞાને વશ થઇ એક અબળાની પાસે અતિ દીનતાપૂર્વક વિષયની ભિક્ષા માગવાને તેઓ તત્પર થયા, અનુચિત કાર્ય કરતાં ન ડર્યા અને એક નટની જેમ નવે નવે રૂપે નાચ્યા. આ સર્વ ચેષ્ટા રાગ, દ્વેષ અને મોહાદિકની પ્રબળતાના કારણે જ થયેલ છે. જેમ જેમ ઉક્ત દોષો ઉપશમે છે તેમ તેમ તેની કુચેષ્ટાઓ પણ વિરમે છે, અને જેમ જેમ તેવી ચેષ્ટા દૂર થાય છે તેમ તેમ પરની આશા, દીનતા પણ ટળતી જાય એ સ્વાભાવિક જ છે. અનુક્રમે જ્યારે પરવસ્તુની તૃષ્ણા સર્વથા તૂટી જાય છે ત્યારે કોઇની કંઇપણ દીનતા કરવાની ગરજ રહેતી નથી, તેથી શાસ્ત્રકારે યુક્ત જ કહ્યું છે કે–' જ્યારે તૃષ્ણાને સમૂળગી ઉખેડી નાંખે એવી સમર્થ જ્ઞાનદૃષ્ટિ જાગે છે અને આત્મા પોતાની મેળે જ પોતાનું હિત સમજીને તૃષ્ણાને તિલાંજલિ આપે છે, ત્યારે તેને કોઇની દીનતા કરવાંની કશી જરૂર રહેતી જ નથી.' જ્યારે દીનતા જ કરવાની જરૂર નથી ત્યારે દુઃખ તો હોય જ શાનું ? દીનતા જ દુઃખનું મૂળ છે અને તૃષ્ણા જ તાપનું કારણ છે, એમ સમજીને સંતોષવૃત્તિ ધારવા અને પરઆશા તજવા પ્રયત્ન કરવો શાણા માણસોને ઉચિત છે. જ્યાં સુધી તત્ત્વજ્ઞાન, તત્ત્વશ્રદ્ધા અને તત્ત્વરમણ અથવા બીજા શબ્દમાં કહીએ તો આત્મજ્ઞાન,

આત્મશ્રદ્ધા અને આત્મરમણ પ્રગટે નહિં, તેમને પ્રગટ કરવા અનુકૂળ પ્રયત્ન સેવાય નહિં, તેમ કરવા પ્રાપ્તસામગ્રીનો સદુપયોગ કરાય નહિં ત્યાં સુધી મોહ અને અજ્ઞાનઅંધકારના યોગે અનાદિ કાળની લાગી રહેલી પરવસ્તુ સાથેની પ્રીતિ, આશા અને તૃષ્ણાના બંધન તૂટી શકે જ નહિં. તેમ જ કાયમને માટે દુઃખનો અંત આવે જ નહિં. હજુ પણ સ્વાભાવિક પૂર્ણતાના શુદ્ધ લક્ષણને ફરીને સુસ્પષ્ટ કરી બતાવે છે. ૪.

દીન, કૃપણ, લોભાંધ લોકો જે જે ક્ષણિક–નાશવંત વસ્તુઓની સ્પૃહા કરે છે, જેને માટે તેઓ વલખાં મારે છે, પ્રાણાન્ત કષ્ટ સહન કરે છે, અટવીઓનું ઉલ્લંઘન કરે છે, સમુદ્રોનું મથન કરે છે અને રણસંગ્રામમાં પણ ઝુકાવે છે, તેમ જ અનેક અનાચારનું પણ સેવન કરી અંતે કાળને શરણ થાય છે તેવી પરવસ્તુઓને જ્ઞાની–વિવેકી પુરુષો સહેજે અસાર અને અહિતકારી જાણીને તજી દે છે. તેવી ક્ષણિક અસાર વસ્તુઓનો આદર કરવો યોગ્ય નથી એમ સમજીને વિવેકદષ્ટિથી જ્ઞાનીપુરુષો તેનો ત્યાગ કરે છે. તેમને ગમે તેવી લાલચ બતાવવાંમાં આવે તો પણ તેઓ તેમાં લેશમાત્ર લોભાતા નથી, ઊલટો તેનો અનાદર કરે છે, તેમાં લેશમાત્ર સારપણું માનતા નથી. આવી દશા તો જ્ઞાની–સ્વલ્પમાત્ર વિવેકીની હોય છે; જ્યારે અજ્ઞાની–અવિવેકી જીવો તો ધન, કણ, કંચનાદિક પરવસ્તુને જ પોતાની માને છે, તેમાં જ સારપણું માને છે, તેની લાલચે જ અનેકની પરાધીનતા સ્વીકારે છે, અને તેનો નાશ થતાં પોતાનો જ નાશ થયો માને છે. આવી જડ દશા અજ્ઞાની–અવિવેકીની હોય છે. આવી જડ વસ્તુઓથી નિરાળા રહેવું, તેનો લોભ ન કરવો, તેમાં આસક્તિ ન કરવી, યાવત્ તેથી વિરક્ત રહી તેનો સંગ તજી

દઈ ઉદાસીનભાવે રહેવું તેને જ જ્ઞાનીપુરુષો સ્વાભાવિક પૂર્ણતા કહે છે. પરવસ્તુની સાથે લાગી રહેલી પ્રીતિ તોડીને સહજ-સ્વભાવમાં અથવા તેનાં શુદ્ધ સાધનમાં પ્રીતિ જોડ્યા વિના ખરી નિરુપાધિક પૂર્ણતા પ્રાપ્ત થઈ શકતી નથી. એમ સમજીને જેટલે જેટલે અંશે ઉપાધિ ઓછી કરીને નિરુપાધિક દશા સાધવાને સન્મુખ થાય છે તેટલે તેટલે અંશે વિવેકી આત્મા સહજ આત્મિક સુખને અનુભવતો જાય છે, અને અનુક્રમે સકળ ઉપાધિથી અલગ થઈ અંતે એકાન્તિક અને આત્યંતિક અક્ષય, અનંત, અવ્યાબાધ એવું નિરુપાધિક શિવસુખ સાધી શકે છે. એવી બુદ્ધિથી આત્માર્થી જીવોએ તેનાં શુદ્ધ કારણોને ગવેષી અતિ આદરપૂર્વક તેનો સેવવા ખપ કરવો જોઈએ. શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજે અન્યત્ર કહ્યું પણ છે કે—

એમ સમજીને રે જ્ઞાનદશા ભજી, રહિયે આપ સ્વરૂપ;
પરપરણતીથી રે ધર્મ ન છંડિયે, નવિ પડિયે ભવકૂપ.

શ્રી સીમંધર સાહેબ સાંભળો૦

જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ;
સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ.

શ્રી સીમંધર સાહેબ સાંભળો૦

પુદ્ગલાનંદી જીવને અથવા ભવાભિનંદી જીવને જે જે વસ્તુઓ રુચે છે તે તે આત્માનંદીને રુચતી નથી; તેમજ આત્માનંદીને જે જે વાત રુચે છે તે તે પુદ્ગલાનંદી—ભવાભિ-નંદીને રુચતી નથી. તેથી એ વાત સ્વાભાવિક સિદ્ધ થાય છે કે પુદ્ગલાનંદીપણું અને ભવાભિનંદીપણું હઠ્યા પછી જ—નિવર્ત્યા પછી જ આત્માનંદીપણું પ્રાપ્ત થાય છે અને આત્માનંદીપણું

પ્રાપ્ત થયા બાદ જ અનુક્રમે પૂર્ણાનંદીપણું પ્રાપ્ત થાય છે, એમ સમજીને શાણા માણસો પુદ્ગલાનંદીપણું તજી, આત્માનંદીપણું આદરી અનુક્રમે પૂર્ણાનંદીપણું પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, અને તેટલા માટે જ કલ્પિત સુખની કામના તજી સ્વાભાવિક સુખની જ ચાહના કરે છે, કલ્પિત સુખનાં કારણો તજી સાચાં સ્વાભાવિક સુખનાં સાધન શોધી કાઢી તેનું જ સેવન કરે છે. તાત્પર્ય કે વિવેકી જનોને સ્વાભાવિક સુખ જ રુચે છે તેથી તેઓ તેનો જ આદર કરે છે, અને અવિવેકી જનોને કલ્પિત સુખ જ પ્રિય લાગે છે તેથી તેઓ તેનાં સાધન શોધે છે. જ્ઞાની અને અજ્ઞાની જીવોમાં આ જ મોટો તફાવત છે. જ્ઞાની પુરુષો હમેશાં સિંહવૃત્તિને આદરે છે ત્યારે અજ્ઞાની જીવો કેવળ શ્વાનવૃત્તિને જ સેવે છે. સિંહવૃત્તિ એ કહેવાય છે કે ગમે તેવા કષ્ટમાં પણ હિંમત રાખીને તેનું મૂળ કારણ શોધી કાઢી તેને સમૂળગું દૂર કરવા પ્રયત્ન કરવામાં આવે, અને ગમે તેવા સુખમાં પણ છકી નહિ જતાં તે સુખનાં મૂળ કારણને વળગી રહી તેનું વિશેષ સેવન કરવામાં આવે. આવી ઉત્તમ સિંહ-વૃત્તિને ધારનાર સત્પુરુષ અંતે અવશ્ય સ્વાભાવિક સુખને સાધી શકે છે. શ્વાનવૃત્તિને સેવનાર અજ્ઞાન–પામર જીવ તે કદાપિ પામી શકતો જ નથી. શ્વાનવૃત્તિ તેનું નામ છે કે જેમાં કંઈક સુખદુઃખ પ્રાપ્ત થયે છતે તેનાં મૂળકારણ વિગેરેની તપાસ નહિં કરતાં પ્રબળ મોહદશાથી તેમાં રતિ કે અરતિને ધારણ કરી, એકની ઉપર રાગ અને બીજા ઉપર દ્વેષબુદ્ધિ રાખી પોતાના આત્માને જ ક્લેશનો ભાગી કરવામાં આવે. જો દુઃખસમયે દુઃખનું મૂળ કારણ વિચારી તેને દૂર કરવાનો ઉપાય સેવવામાં આવે તો દુઃખ સમૂળગું દૂર થઈ શકે. તેમ જ સુખના સમયમાં

સુખનું મૂળ કારણ શોધી કાઢી તેને જ વિશેષ પ્રકારે સેવવામાં આવે તો સુખનો વિયોગ જ થવા ન પામે. આવી તત્ત્વદૃષ્ટિની ખામીથી લબ્ધ સુખદુઃખમાં જ રાગદ્વેષને ભજી મૂઢ જીવો પરિણામે ભારે વિટંબના પામે છે તેથી જ જ્ઞાનીપુરુષો તેને શ્વાનવૃત્તિ કહે છે. જ્યારે શ્વાનને કંઇક પથ્થર વિગેરે મારવામાં આવે છે ત્યારે તે સ્વાભાવિક રીતે જ મારનાર માણસની દરકાર નહિ કરતાં તે પથ્થર આદિ વસ્તુને જ કરડવા દોડે છે તેવી દુઃખદાયક–દયાજનક સ્થિતિ અજ્ઞાની–અવિવેકી માણસની હોય છે, પરંતુ સિંહને કોઇએ બાણુ કે બંદુક મારવા પ્રયત્ન કર્યો હોય છે ત્યારે તે બાણુ કે બંદુકને નહિ જોતાં મારનાર માણસ પ્રત્યે જ લક્ષ્ય સાધીને તેને ઠાર કરવામાં પોતાના શૌર્યની સાર્થકતા માને છે. એવી રીતે જ્ઞાની–વિવેકી માણસ પણ પ્રાપ્ત સુખદુઃખમાં નહિ મૂંઝાતા તેના મૂળ કારણુ સામે નિશાન રાખીને સમતાથી સ્વહિત સાધી લેવા સાવધાન રહે છે. તેને જ જ્ઞાની પુરુષો તત્ત્વથી સિંહવૃત્તિ કહે છે. આવી પ્રશસ્ત સિંહવૃત્તિને અખંડપણે સેવનાર સત્પુરુષોને અંતે અખંડ સ્વાભાવિક સુખ સંપ્રાપ્ત થાય એમાં આશ્ચર્ય જેવું શું છે? ૫.

આવા સ્વાભાવિક સુખના અધિકારી કોણુ છે? અને કોણુ નથી? તે બાબત શાસ્ત્રકાર પોતે જ વધારે સ્પષ્ટ કરવાપૂર્વક કહે છે કે—

જેને સમ્યગ્જ્ઞાનવડે સ્વપરનું યથાર્થ જાણપણું થયું છે, મારું શું અને પરાયું શું? એ જેને યથાર્થ ઓળખાયું છે, તેમજ શુદ્ધ શ્રદ્ધાવડે તેનો નિશ્ચય થયો છે તેવા વિવેકવંત જનો પરવસ્તુના સંયોગને ઉપાધિરૂપ સમજીને તેનાથી દૂર રહેવાનો અંતરથી યત્ન કરે છે; તેવી ઉપાધિ પ્રથમથી વળગી

હોય તો તેને ટાળવા, ઓછી કરવા અને બની શકે તો તેને સર્વથા તજવા દિનરાત મથન કરે છે. એ પ્રમાણે ઉપાધિ જેને અપ્રિય છે, રુચતી નથી અને સ્વાભાવિક નિરુપાધિક સુખ જેને પ્રિય લાગે છે, રુચે છે તેવા સત્પુરુષોને જ સ્વાભાવિક સુખ પ્રાપ્ત થઇ શકે છે, તેવા વિવેકી જનોને જ સહજ આત્મિક સુખની લહેજત મળે છે. તેથી વિપરીત વર્ત્તનારનું તો પ્રાપ્ત સુખ પણ નષ્ટ થઇ જાય છે. ઉપાધિયુકત સુખને સુખરૂપ માનનારા જનો ઉપાધિને વધારતા જાય છે અને પરિણામે એટલી બધી ઉપાધિ વધી જાય છે કે તેને સહજ સુખનો ગંધ પણ મળતો નથી. એ પ્રમાણે ઉપાધિગ્રસ્ત જનો સ્વાભાવિક સુખથી બેનસીબ જ રહે છે, કેમકે અહિં તો (ઉપાધિથી) અધૂરો હોય તે જ પૂર્ણતાનો-પૂર્ણાનંદનો અધિકારી કહ્યો છે અને (ઉપાધિથી) પૂરતો હોય તે પૂર્ણતાનો અધિકારી નથી તેમજ કેવળ ન્યૂનતાનો જ ભાગી છે એમ સ્પષ્ટ બતાવ્યું છે. લૌકિકમાં તો આથી વિપરીત જ માલૂમ પડે છે. તેથી જ લૌકિક સુખથી લોકોત્તર સુખ વિલક્ષણ પ્રતીત થાય છે. શ્રીમદ્ ઉપાધ્યાય શ્રી **યશોવિજયજી** મહારાજે એક પદમાં આ પ્રમાણે ગાયું છે કે—

( રાગ સારંગ )

જીઉ લાગ રહ્યો પરભાવમેં, એ ટેક.
સહજ સ્વભાવ લખે નહિં અપનો, પરિયો મોહ જંજાલમેં;
જીઉ લાગ રહ્યો પરભાવમેં૦ ૧

વંછે મોક્ષ કરે નહિં કરની, ડોલત મમતા વાઉમેં;
ચહે અંધ જ્યું જલનિધિ તરવો, બેઠો કાણી નાવમેં. જી૦ ૨

અરતિ પિશાચી પરવશ રહેતેઃ, ખિન હુ ન સમર્યો આઉમેં;
આપ બચાય સકત નહિં મૂરખ, ઘોર વિષય સુખ ઘાઉમેં. જી૦ ૩

પૂર્વ પુણ્યધન સબહિ ગ્રસત હે, રહત ન મૂલ બટાઉમેં;
તામેં તુજ કેસે બની આવે, નય વ્યવહાર કે દાઉમેં. જી૦ ૪

જસ કહે અબ મેરો મન લીને, શ્રી જિનવરકે પાઉમેં;
યાહિ કલ્યાનસિદ્ધિકો કારન, જ્યું વેધકરસ ધાઉમેં. જી૦ ૫

પરમાર્થ એ છે કે જીવ પરભાવમાં–ઉપાધિમાં જ લાગી રહ્યો છે. મોહજંજાળમાં ફસાયાથી જીવ પોતાનું શુદ્ધ સ્વરૂપ સમજી શકતો નથી અને શુદ્ધ સ્વરૂપને સમજ્યા વિના પરભાવને તજી પણ શકતો નથી. જો કે જીવ દુઃખથી સર્વથા મૂકાવાને તો ઇચ્છે છે, પણ પરવસ્તુમાં મમતા લાગેલી હોવાથી શુદ્ધ કરણી કરી શકતો નથી, તેથી જેમ આંધળો માણસ દરિયાને પેલેપાર જવા ઇચ્છા રાખીને છિદ્રવાળી નાવડીમાં બેસીને ઊલટો દરિયામાં જ ડૂબે છે તેમ આ મુગ્ધ જીવ પણ પોતાની જ ભૂલથી કેવળ દુઃખનો જ ભાગી થાય છે. આ જીવ અહોનિશ અનિષ્ટસંયોગે ઉદ્વિગ્ન રહેતો અને ઇષ્ટ સંયોગની ઇચ્છા કરતો રાગાદિક વિકારથી ક્ષણમાત્ર પોતાનો બચાવ કરવાને સમર્થ થતો નથી, રાગદ્વેષને વશ રહેતો મૂઢ જીવ પોતાનું સર્વ આયુષ્ય એળે ગુમાવે છે, પૂર્વપુન્યના ઉદયથી પ્રાપ્ત થયેલી સર્વ શુભ સામગ્રીને પોતાની જ મૂર્ખાઇથી ખોઈ નાંખે છે, જેથી ભવાંતરમાં એવી શુભ સામગ્રીથી પણ બેનસીબ રહે છે. આવી રીતે મૂર્ખ જીવો તો પ્રમાદવશાત્ પ્રાપ્ત-સામગ્રીને નિષ્ફળ કરે છે; પરંતુ જ્ઞાની પુરુષો તો વિવેકપૂર્વક પરભાવથી વિરમી સ્વાભાવિક સુખની પ્રાપ્તિ માટે પ્રાપ્તસામ-

ઓનો સંભાળપૂર્વક સદુપયોગ જ કર્યા કરે છે. તે માટે શ્રી વીતરાગમુદ્રાદિકનું આલંબન લે છે અને અનુક્રમે ઉત્તમ લક્ષથી વિવેકાત્મા વીતરાગદશાને પ્રગટ કરે છે. ઉત્તમ પ્રકારની વૈરાગ્યવૃત્તિ વિના વીતરાગતા સંભવતી જ નથી. તેથી જ સ્વાભાવિક સુખના કામી એવા ચક્રવર્તી પ્રમુખ પણ પ્રાપ્ત થયેલા પૌદ્ગલિક સુખને તજી એવા ઉત્તમ વૈરાગ્યને જ સ્વીકારે છે. પરંતુ જેઓ કૃત્રિમ સુખને જ સાર માને છે તેઓ તો પોતાને પ્રાપ્ત થયેલાં સુખનાં સાધનોમાં અસંતુષ્ટ રહીને અધિક ઉપાધિનાં કારણોને જ શોધી આદરતા જાય છે. તેમ કરનાર જીવોની સ્થિતિ બતાવીને તેનો ત્યાગ કરવા શાસ્ત્રકાર ઉપદિશે છે. ૯.

દેશ, નગર, હાથી, ઘોડા વિગેરે રાજઋદ્ધિમાં મમત્વ ધારણ કરીને ઉન્મત્ત થયેલા પૃથ્વીપતિ રાજાઓ એકબીજાની ઋદ્ધિ દેખીને પોતાનામાં ન્યૂનતા માની મનમાં ખેદ ધારે છે, અને કવચિત્ સામાની વસ્તુ પચાવી પાડવા બનતો પ્રયત્ન પણ કરે છે, જેને છોડીને અંતે તો ચાલ્યા જવું જ પડે છે, એવા ક્ષણિક પદાર્થોમાં મૂંઝાઈ જઈ કવચિત્ ભારે કષ્ટ સહન કરે છે, તેવી પરવસ્તુઓનો કબજો મેળવવા ભારે મથન કરે છે, ઘોર સંગ્રામ કરે છે, અટવીઓ ઓળંગે છે, સમુદ્રો તરે છે અને પાલન કરવા યોગ્ય પ્રજાને પણ દંડે છે, સતાવે છે તેમજ પીડે છે, ગમે તેવા અનાચાર સેવીને પણ પરવસ્તુનું ગ્રહણ કરે છે અને તેમ કરીને મનમાં આનંદ માને છે; પરંતુ તે મૂઢમતિ જાણતા નથી કે ગમે તેટલા કષ્ટથી પ્રાપ્ત કરેલી તે ક્ષણિક વસ્તુઓ ચિરકાળ ટકવાની નથી. પરજીવોને ત્રાસ આપીને પરાણે પ્રાપ્ત કરેલી વસ્તુનો પણ નાશ અવશ્ય થવાનો જ છે, પરંતુ મૂઢમતિને તેનો સંયોગ થતાં હર્ષ

અને વિયોગ થતાં ખેદ થયા વિના રહેતો જ નથી. ફક્ત જેણે સ્વસ્વરૂપને સારી રીતે ઓળખી લીધું છે, જેને આત્માના શુદ્ધ સ્વરૂપની બરાબર પ્રતીતિ થઈ છે અને જેણે મોહનો ત્યાગ કરી, પરભાવને તજી સ્વરૂપમાં સ્થિરતા કરી છે, સહજ સ્વભાવમાં જ રમણ કરવાનું સ્વીકાર્યું છે તેવા મહાશયને અતીંદ્રિય સુખની પ્રાપ્તિ થયેલી હોવાથી ઇંદ્ર કરતાં પણ અધિક સુખ સંભવે છે. કહ્યું પણ છે કે—

"જ્ઞાન વિમાન ચારિત્ર પવિ, નંદન સહજ સમાધ;
મુનિ સુરપતિ સમતા શચી, રંગે રમે અગાધ."

આમાં મુનિરાજની નિરુપાધિક સાહેબી વર્ણવી છે. જેને જ્ઞાનરૂપી વિમાન છે, ચારિત્રરૂપી વજ્ર છે, સહજ સમાધિરૂપ નંદનવન છે, અને સમતારૂપી શચી–ઇંદ્રાણી છે એવા મુનિરાજ ઇંદ્રથી કોઈ રીતે ન્યૂન નથી જ. તેઓ સદા સ્વાભાવિક સુખમાં જ મગ્ન રહે છે. જેઓ એવા સ્વાભાવિક સુખનાં સાધનનો ત્યાગ કરી આપમતિથી ક્ષણિક સુખની ચાહના કરે છે, તેને માટે જ પ્રયત્ન કરે છે તે હતભાગી જનો કેવળ કષ્ટના જ ભાગી થયા છે, કેમકે પ્રથમ તો તેને પેદા કરવામાં જ દુઃખ, પછી તેનું રક્ષણ કરવામાં દુઃખ અને તેમ કરતાં કવચિત્ તેનો લોપ થયો તો મહાદુઃખ પેદા થાય છે. એમ સમજીને જ શાણા માણસો પર–ઉપાધિથી દૂર રહેવાનો અને નિરુપાધિક સુખ સંપાદન કરવાનો પ્રયત્ન કરે છે. કહ્યું છે કે—

"અહંકાર પરમેં ધરત, ન લહે નિજ ગુણ ગંધ;
અહં જ્ઞાન નિજ ગુણ લગે, છૂટે પરહી સંબંધ.

પરમેં રાચે પરરુચિ, નિજરુચિ નિજ ગુણમાંહી;
એલે પ્રભુ આનંદઘન, ધરી સમતા ગલે બાંહિ."

પરમાર્થ એ છે કે પરવસ્તુમાં અહંતા અને મમતાને ધારણ કરતાં, પરવસ્તુમાં જ રમણ કરતાં સહજ ગુણનો લોપ થાય છે. એવી અહંતા અને મમતાને તજી તત્ત્વજ્ઞાનથી એમ પ્રતીત થાય કે શુદ્ધ આત્મદ્રવ્ય તે જ હું છું અને શુદ્ધ જ્ઞાનાદિક ગુણ તે જ મારા છે, તે વિના બીજો કોઇ હું નથી અને બીજું કંઇ મારું નથી, તો જ પરવસ્તુની સાથેનો અનાદિનો સંબંધ તૂટવાનો પ્રસંગ મળે. જ્યાં સુધી સ્વપરની યથાર્થ સમજણ પડે નહિં ત્યાં સુધી પરવસ્તુની સાથેનો અનાદિનો સંબંધ પણ તૂટી શકે નહિં. પરવસ્તુમાં જ પ્રીતિવંત પ્રાણી પરવસ્તુના સંબંધમાં જ રાચેમાચે છે, અને આત્મરુચિવાન પ્રાણી આત્માના સ્વાભાવિક ગુણમાં જ રાચેમાચે છે. આત્મરુચિને બહારનો મિથ્યા આડંબર પ્રિય લાગતો જ નથી. આત્મજ્ઞાની અને આત્માનંદી જનો સદાકાળ સમતાના સંગે નિરુપમ સુખનો અનુભવ કર્યા કરે છે. કહ્યું છે કે—

"ભોગ જ્ઞાન જ્યું બાળકો, બાહ્ય જ્ઞાનકી દોર;
તરુન ભોગ અનુભવ જિસ્યો, મગન ભાવ કછુ ઔર.

જ્ઞાન વિના વ્યવહારકો, કહા બનાવત નાચ;
રત્ન કહો કોઉ કાચકો, અંત કાચ સો કાચ.

રાચે માચે ધ્યાનમેં, જાચે વિષય ન કોય;
નાચે માચે મુગતિ રસ, આતમજ્ઞાની સોય."

જેમ બાળકને ભોગ સંબંધી સુખનો અનુભવ હોતો નથી તેમ મિથ્યા-આડંબરવાળું જ્ઞાન પણ અનુભવશૂન્ય જ હોય છે,

અને જેમ તરુણ પુરુષને ભોગનો અનુભવ હોઇ શકે છે તેમ સ્વભાવમગ્નતાનું સુખ અનુભવવડે જ પ્રતીત થઇ શકે છે. તત્ત્વજ્ઞાન વિનાનો વ્યવહાર કેવળ આડંબરરૂપ હોય છે. કદાચ કોઇ મૂઢમતિ કાચને રત્ન કહી દે તેથી શું કાચ રત્ન થઇ શકવાનો છે ? અંતે કાચ તે કાચ જ છે; ખરો આત્મજ્ઞાની તે જ કહેવાય કે જે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન તજી ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં જ પ્રીતિ ધારે, દુર્ગતિદાયક વિચારશ્રેણિને વારી સદ્‌ગતિદાયક શુભ વિચારશ્રેણિનો જ આદર કરે, કોઇ પણ પ્રકારના વિષયસુખની વાંછના ન જ કરે, અને શાંત વૈરાગ્યરસમાં નિમગ્ન રહી દિનરાત મુક્તિને માટે જ સન્માર્ગનું એકાગ્રતાથી યથાવિધિ સેવન કરે. આવા સત્પુરુષને જ સ્વાભાવિક સુખનો યથાર્થ લાભ થઇ શકે. સહજ સ્વાભાવિક સુખનો લાભ જીવને કયારે પ્રાપ્ત થાય છે તે જણાવવા માટે શાસ્ત્રકાર કહે છે કે—

અજ્ઞાનરૂપી અંધકારથી વ્યાપ્ત આ સંસારચક્રમાં પુદ્‌ગલાનંદીપણે અને ભવાભિનંદીપણે પરિભ્રમણ કર્યા કરવું તે કૃષ્ણપક્ષ કહેવાય છે, અને સંસારથી વિરક્ત થઇ સહજાનંદીપણે વિચરવું તે શુક્લપક્ષ કહેવાય છે. શુભ અથવા શુદ્ધ ક્રિયામાં રુચિ જાગવી તેને જ્ઞાની પુરુષો શુક્લપક્ષનો ઉદય કહે છે. કૃષ્ણપક્ષમાં પુદ્‌ગલાનંદી અને ભવાભિનંદી પ્રાણી પરવસ્તુમાં જ પ્રીતિ ધારી દુનિયાનું દાસપણું કરતા રહે છે, એવી દીનતાનો શુક્લપક્ષની શરૂઆત થતાં અંત આવે છે. જેમ શુક્લપક્ષના પ્રથમ દિવસે ચંદ્રમાની ફકત એક કળા દૃશ્યમાન થાય છે તેમ કૃષ્ણપક્ષની દુર્દશા દૂર થયે છતે અને શુક્લપક્ષ સંબંધી સૌભાગ્યનો ઉદય થયે છતે શરૂઆતમાં જ પૂર્ણાનંદરૂપી ચંદ્રની

થોડી પણ સુશોભિત કળા પ્રગટપણે દ્યોતમાન થાય છે. અનુક્રમે જેમ ચંદ્રમાની કળા શુકલપક્ષમાં વૃદ્ધિંગત થાય છે તેમ પૂર્ણાનંદ-ચંદ્રની કળા પણ વૃદ્ધિ પામતાં અનુક્રમે સમ્યક્ત્વ આદિ સદ્ગુણોનો લાભ થાય છે. જેમ અષ્ટમીની રાત્રે અર્ધ ચંદ્ર પ્રગટે છે તેમ અપ્રમત્તપણે વર્તતાં જીવને નિર્મળ જ્ઞાન અને ચારિત્રનો લાભ મળે છે. અનુક્રમે અપૂર્વ વીર્ય ઉલ્લાસથી કષાયમાત્રને ખપાવી, યથાખ્યાત ચારિત્રને પામી સર્વજ્ઞ, સર્વદર્શી અને સર્વ શક્તિમાન થાય છે. જેમ પૂર્ણિમાની રાત્રિમાં ચંદ્રમા સોળ કળાથી પરિપૂર્ણ શોભે છે તેમ અંતે આત્મા સંપૂર્ણ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિક સ્વાભાવિક ગુણોથી સંપૂર્ણ રીતે પ્રકાશી રહે છે. આત્માના સ્વાભાવિક જ્ઞાનાદિ ગુણોને પ્રગટ કરવા અને મોહાદિજન્ય મિથ્યાત્વ, કષાય અને અજ્ઞાનાદિ દોષોને વારવા અનુકૂળ પ્રવૃત્તિ કરવાની જરૂર છે. ક્રિયારુચિપણાથી તેવી અનુકૂળ પ્રવૃત્તિ બહુધા સફળ થાય છે. મોક્ષને અનુકૂળ ક્રિયા કરવાની રુચિ ભવ્યજીવોને જ જાગે છે. એવી ક્રિયારુચિ જ્યારે જાગૃત થાય ત્યારે જ કૃષ્ણપક્ષનો અંત અને શુકલપક્ષનો આરંભ થયો સમજવો. ભવ્યજીવો જેમ જેમ ક્રિયારુચિ થઇ સત્ક્રિયાનું સેવન કરતા જાય છે તેમ તેમ તેમનામાં સદ્વર્તનથી નવું જીવન આવતું જાય છે. આ પ્રમાણે પ્રાપ્ત થતું નવું જીવન તેમને ઉન્નતિના માર્ગમાં અધિક અધિક સહાયભૂત થાય છે.

**શ્રીમદ્ આનંદઘનજી** મહારાજ **શ્રી સંભવજિનના** સ્તવનમાં કહે છે કે—

સંભવ દેવ તે ધુર સેવો સેવે રે, લહી પ્રભુ સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ. સંભવ૦ ૧

ભય ચંચળતા જે પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ;
ખેદ પ્રવૃત્તિ કરતાં થાકિયે રે, દોષ અબોધ લખાવ. સંભવ૦ ૨

ચરમાવર્તે ચરમ કરણ તથા રે, ભવપરિણિત પરિપાક;
દોષ ટળે વળી દૃષ્ટિ ખુલ્લે ભલી રે, પ્રાપ્તિ પ્રવચન વાક. સંભવ૦ ૩

પરિચય પાતક ઘાતક સાધશું રે, અકુશળ અપચય ચેત;
ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી રે, પરિશીલન નયહેત. સંભવ૦ ૪

કારણયોગે કારજ નીપજે રે, એમાં કોઈ ન વાદ;
પણ કારણ વિનુ કારજ સાધિયે રે, એ નિજ મત ઉનમાદ. સંભવ૦ ૫

મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે, સેવન અગમ અનૂપ;
દેજો કદાચિત સેવક યાચના રે, આનંદઘન રસ રૂપ. સંભવ૦ ૬

પરમાર્થ એવો છે કે હે ભવ્યજીવો! તમે પ્રથમ સંભવનાથ પ્રભુની સેવાનો ક્રમ (પ્રભુની સેવા કરવાની રીતિ–નીતિને) સમજીને પ્રભુની સેવા કરો. અભય, અદ્વેષ અને અખેદ એ ત્રણ ગુણનો દૃઢ અભ્યાસ એ પ્રભુસેવાની આદિ ભૂમિકા છે. તે અનુક્રમે ભયાદિક દોષોને વારવાથી સિદ્ધ થઇ શકે છે. તેમાં ચિત્તની ચંચળતા–પરિણામની અસ્થિરતા એ જ ખરો ભય છે. શાસ્ત્રકારે અન્યત્ર પણ કહ્યું છે કે—

"ભારે ભય પદ સોય હૈ, જ્યું જડકો બિસાસ;
ઉનસેં જો ડરતો ફિરે, સોય અભય પદ તાસ."

જડવસ્તુને સાર માની તેમાં જ શ્રદ્ધા રાખી રમણ કરવું તે જ મોટો ભય છે. એવા જડભાવથી જે ડરીને દૂર રહે છે તે જ નિર્ભયતાનું મૂળ છે. જ્યાં સુધી જીવ જડવસ્તુમાં મૂંઝાઇ જઇ તેનો ત્યાગ કરી શકતો નથી ત્યાં સુધી તે નિર્ભીતિકારક પ્રભુસેવાનો લાભ લઇ શકતો નથી, એમ સમજી ચિત્તની ચપ-

ળતા છોડીને સ્થિરતા ધારવી જોઇએ. ધર્મકરણી કરતાં–શુભ પ્રવૃત્તિ કરતાં જે અરુચિ ઉદ્‌ભવે છે તેને જ્ઞાની પુરુષો દ્વેષભાવ કહે છે. એવા દ્વેષભાવથી કરાતી ધર્મકરણી આત્માને નિર્મળ કરવાને બદલે ઊલટી મલિન કરે છે; માટે અરુચિ ન પ્રગટે એમ પ્રસન્નતાથી રુચિપૂર્વક ધર્મકરણી કરવી જરૂરની છે. ધર્મકરણી કરવાના પરિશ્રમથી કંટાળી જઇ તેથી વિરમવું, થાકી જવું તેને જ્ઞાની પુરુષો ખેદદોષ કહે છે. એ દોષથી જીવની ઉન્નતિમાં પ્રતિઘાત થાય છે. ચઢતે પરિણામે રુચિપૂર્વક ખેદરહિત ધર્મકરણી કરનાર જ આત્મોન્નતિ સાધી શકે છે. ક્રિયારુચિપણે કરવામાં આવેલા પ્રયત્નથી થયેલો શુભ પરિણામ ખેદદોષથી વધારે વખત ટકી શકતો નથી, તેથી તેમાં ભંગાણ પડે છે અને પુનઃ તેવા શુભ પરિણામ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે હિતસાધનમાં ઉક્ત ત્રણે દોષો બાધકભૂત હોવાથી અવશ્ય તજવા યોગ્ય છે. ઉક્ત ત્રણે દોષો તજવાનો અભ્યાસ રાખવાથી અનુક્રમે અભય, અદ્વેષ અને અખેદ એ ત્રણ ગુણો સ્પષ્ટપણે પ્રગટે છે અને પ્રભુની પવિત્ર આજ્ઞાને આરાધવારૂપી સાચી સેવાનો મજબૂત પાયો રચાય છે. જ્યારે જીવની ભવસ્થિતિ પાકે છે ત્યારે છેલ્લા પુદ્‌ગળપરાવર્તનમાં અપૂર્વ વીર્યોલ્લાસથી સમ્યક્ત્વ ગુણ પામ્યે છતે પૂર્વોક્ત દોષો દૂર થાય છે, અને અંતરદૃષ્ટિ નિર્મળ થવાથી બોધ પણ નિર્મળ થાય છે. તે વખતે સદ્‌ગુરુની ખંતથી સેવા કરાય છે, મનની મલિનતા દૂર થાય છે અને આધ્યાત્મિક શાસ્ત્રોનું અનુક્રમે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવામાં પ્રીતિ વધતી જાય છે. કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી જ નથી એવા નિશ્ચળ સિદ્ધાંતને અવલંબી પૂર્ણ પ્રીતિથી પ્રભુની પવિત્ર આજ્ઞાનું જે પાલન કરે છે

અને ભવ્ય જનોને પણ એવો જ શુદ્ધ માર્ગ બોધે છે, એવી રીતે યથાશક્તિ સ્વપરહિત સાધવા સાવધાન રહે છે તે અનુક્રમે પ્રબળ પુરુષાર્થયોગે બાધકકર્મનો સર્વથા અંત કરી પૂર્ણાનંદતા પામે છે. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૩, પૃ. ૨૯૩ ]



## (२) मग्नताष्टक.

**વિવેચન**—શ્રીજિનેશ્વર પ્રભુના વચનામૃતનું પાન કરી, ઉત્તમ પ્રકારની ભાવનાવડે વિવિધ વિષયમાં પરિભ્રમણ કરનારા મનને સમજાવી લઇ, જે સ્પર્શાદિક પાંચે ઇંદ્રિયોનો યથાર્થ નિગ્રહ કરી પોતાના સહજ નિરુપાધિક આત્મસ્વરૂપમાં જ સમાધિને ધારે છે તે જ મહાશય સ્વરૂપમાં મગ્ન થયેલો છે એમ જાણવું. તે મહાશય આ પ્રમાણે પોતાના મનને સમજાવી વિવિધ વિષયમાં પરિભ્રમણ કરતાં તેને વારે છે અને તેમ કરી તેનો તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે.

ભોગવતી વખત મીઠા પણ પરિણામે કિંપાકના ફળની પેઠે કટુક વિપાકને આપનારા ખરજને ખણવાની માફક શરૂઆતમાં મીઠા પરંતુ પ્રાંતે દુઃખદાયક એવા, અને મધ્યાહ્નને મૃગતૃષ્ણાની પેઠે મિથ્યા ભ્રમને ઉત્પન્ન કરાવનારા વિષયભોગો ભોગવ્યા સતા ૮૪ લાખ ગહન જીવાયોનિમાં જન્મમરણજન્ય અનંત દુઃખનો જ અનુભવ કરાવે છે; માટે હે મન ! પાંચે ઇંદ્રિયોના ભોગ કેવળ શત્રુભૂત જ છે એમ જાણી, વિચારીને પરિહરવા યોગ્ય છે. વળી જેમને પાંચે ઇંદ્રિયોના વિધવિધ વિષયોમાં

અત્યંત આસક્તિ છે તે બાપડા સંસારસાગરમાં ડૂબી જાય છે. તેમાંથી તેઓ કોઇપણ પ્રકારે નીકળી શકતા જ નથી. 'જેમ પાંખો છેદાઈ જવાથી પંખીઓ ભૂમિ પર પડી જાય છે તેમ સુશીલતાદિક સદ્ગુણરૂપી પાંખો વિનાના જીવોના પણ એવા જ બૂરા હાલ થાય છે.' 'જેમ હાડકાંને ખાવા ઉદ્યમ કરતો કૂતરો પોતાના મુખની જ લાળ ચાટીને મનમાં સુખ માને છે તેમ મોહમૂઢ જીવો પણ વિષયભોગમાં થતા પરિશ્રમને જ સુખ માની લે છે.'

આ પ્રમાણે અનેક સુબોધક શિખામણોથી ભવ્ય આત્મા પોતાના મનને સમજાવી વિવિધ વિષયમાં રસિક બનેલી ઇંદ્રિયોનો પણ નિગ્રહ કરે છે અને એમ કરીને અનુક્રમે ઉત્તમ સુખનો અધિકારી થાય છે. કહ્યું પણ છે કે—

**मणमरणेणेन्दियमरणं, इन्दियमरणेण मरंति कम्माइं ।**
**कम्ममरणेण मुक्खो, तम्हा मणमारणं पवरं ॥**

મતલબ એ છે કે ' મનને મારવાથી–વશ કરવાથી, ઇંદ્રિયો સહેજે વશ થઇ જાય છે, મનનો જય કરવાની સાથે જ ઇંદ્રિયોનો પણ જય થઇ જાય છે, ઇંદ્રિયોનો પરાજય થવાથી કર્મનો ક્ષય થવો સુલભ થાય છે અને કર્મોના ક્ષયથી મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે; માટે મનને મારવું–વશ કરવું તે જ શ્રેષ્ઠ છે.' મનને વશ કરવાથી જ મોક્ષસુખ મળી શકે છે, તે વિના તો કોટિ ઉપાયો કરવા છતાં મોક્ષ મળી શકે તેમ નથી. આ પ્રમાણે યત્નથી મનનો તથા ઇંદ્રિયોનો જય કરીને જેણે મહાવીરત્વ દર્શાવ્યું છે એવો કોઇ ભવ્ય આત્મા પરમાત્મસ્વરૂપમાં નિમગ્ન થાય છે અને તેમ કરતાં અનુક્રમે પોતે જ ચિદ્રૂપ–પરમાત્મસ્વરૂપને પામે છે. શાસ્ત્રકાર કહે છે કે–તે આત્મા જ

શૂરો છે, તે આત્મા જ જ્ઞાની છે; અને અમે તેવા આત્માની જ પ્રશંસા કરીએ છીએ કે જેના ચારિત્રધનને ઇંદ્રિયોરૂપી ચોરટા ચોરવાને સમર્થ થઇ શકયા નથી અર્થાત્ જે મહાશય સ્વચારિત્રનું સારી રીતે રક્ષણ કરી શકે છે તે જ ખરો શૂરો, જ્ઞાની અને પ્રશંસાપાત્ર છે. સમ્યગ્દર્શન ( શ્રદ્ધા ), જ્ઞાન અને ચારિત્રનું યથાર્થ આરાધન કરનાર મુમુક્ષુ અવશ્ય મોક્ષ-સુખનો અધિકારી થાય જ છે. જ્યાં સુધી મન અને ઇંદ્રિયો-દ્વારા આત્મા અનિયંત્રિતપણે વિવિધ વિષયોમાં જ ભ્રમણ કરે છે ત્યાં સુધી તે પુદ્‌ગલાનંદી જ કહેવાય છે. વિવિધ વિષયોમાં યથેષ્ટ આસક્તિ કરવાથી, આત્મા રાગદ્વેષાદિક અનિવાર્ય દોષોથી મલિન જ થતો જાય છે અને એ પ્રમાણે સતત વિષયસેવનવડે અત્યંત મલિન થઇ જવાથી તે બાપડો દુર્ગતિનો જ અધિકારી થાય છે, માટે જ શાસ્ત્રકારે મોક્ષસુખના અભિલાષી ભવ્ય જીવને પ્રથમ મનનો અને ઇંદ્રિયોનો જ નિગ્રહ કરવા ભલામણ કરીને સ્વસ્વરૂપમાં સ્થિરતા રાખવાનો આગ્રહ કર્યો છે. જે ભવ્ય આત્મા શાસ્ત્રકારના વચનાનુસાર મનનો તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તે જ મહાશય આત્માના શુદ્ધ સ્વરૂપનો અનુભવ કર-વાને અધિકારી બની તેમાં નિમગ્ન થઇ શકે છે. આત્માના શુદ્ધ સ્વરૂપમાં નિમગ્ન થઈ રહેવું તેને જ જ્ઞાની પુરુષો ખરી નિરુપાધિક મગ્નતા કહે છે. એવી સ્વરૂપમગ્નતા મન અને ઇંદ્રિયોનો યથાર્થ નિગ્રહ કર્યા વિના થતી નથી; અને મન તથા ઇંદ્રિયોનો જોઇએ તેવો નિગ્રહ સમ્યગ્ જ્ઞાન તથા દર્શનના પ્રકાશ વિના થતો નથી. સમ્યગ્ જ્ઞાન તથા દર્શનની સહાયથી જ્યારે અંતરાત્મા વિભાવદશાનો ત્યાગ કરી સ્વભાવરમણનો

આદર કરે છે, પ્રમાદાચરણ તજીને અપ્રમત્તપણું આદરે છે, અસંયમ તજીને સંયમનો સ્વીકાર કરે છે, ક્રોધાદિ કષાયોને તજી નિષ્કષાયતાને આદરે છે, ક્ષમા, મૃદુતા, સરળતા, સંતોષાદિક સદ્‌ગુણોનું સતત સેવન કરે છે, સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહતાનો સ્વીકાર કરે છે અને હિંસાદિક સર્વ પાપસ્થાનકોનો સર્વથા ત્યાગ કરવા ઉજમાળ થાય છે ત્યારે જ મન અને ઇંદ્રિયો કાબૂમાં આવી શકે છે. પૂર્વોક્ત સર્વ શુભ કરણી તથાવિધ પવિત્ર લક્ષથી કરવામાં આવે તો જ તેનો યથાર્થ નિરોધ થઇ શકે છે, અને એવું પવિત્ર લક્ષ કરવા માટે નિર્મળ બોધની અત્યંત આવશ્યકતા રહે છે. સર્વજ્ઞ ભગવાનના કથેલા શાસ્ત્રોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી તેવો નિર્મળ બોધ સંભવે છે. એવા નિર્મળ બોધથી આત્મામાં અનુભવ જાગે છે અને તેથી મન સહજ કાબૂમાં આવી જાય છે. મનનો જય થયા બાદ ઇંદ્રિયોનો જય કરવો સુલભ થઇ પડે છે. આવી રીતે મન તથા ઇંદ્રિયોનો જય કરી અંતરાત્મા સદ્વિવેકવડે તેને યથેષ્ટ શુદ્ધ માર્ગમાં પ્રવર્તાવી શકે છે. સ્વસ્વરૂપચિંતન અથવા પરમાત્મસ્વરૂપચિંતનમાં અનુભવજ્ઞાનવડે મન મગ્ન થઇ શકે છે, અને ઇંદ્રિયો પણ પરપ્રવૃત્તિથી વિરમી આત્મસાધનમાં યથાયોગ્ય સહાયભૂત થઇ શકે છે. ઉક્ત અભ્યાસની જેમ જેમ વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ આત્મા વિશેષ પ્રકારે શાંતિ અને સ્થિરતાને અનુભવતો જાય છે, અનુક્રમે શુદ્ધ સ્વરૂપમાં જ નિમગ્ન થઇ રહે છે. એવી આત્મલગની જેને લાગી છે, જેનું મન અનુભવરસમાં મગ્ન થયું છે, જેને પરમાત્મપદમાં જ પ્રીતિ જાગી છે અને તેમાં જ ભ્રમરની

પેઠે ભ્રમણુ-રમણુ કરે છે તેને અન્ય વિષયો કેવા વિરસ લાગે છે તેનું શાસ્ત્રકાર પોતે જ પ્રતિપાદન કરી બતાવે છે. ૧.

અનંત જ્ઞાનાદિક ગુણોના સમુદ્ર એવા પરમાત્મ પ્રભુના સ્વરૂપનું જેમને યથાર્થ ભાન થયું છે તેવા વિશુદ્ધ વિભુની જેમને પૂર્ણ પ્રતીતિ થઈ છે, અને એવા સર્વજ્ઞ, સર્વદર્શી, સહજાનંદી અને સર્વ શક્તિમાન પ્રભુના પરમપદમાં જ જેમને લીનતા લાગી છે એવા મહાશયોના સહજ સુખનું યથાર્થ વર્ણન કરવું પણ મુશ્કેલ છે. પરમાત્મ પદના જ કામી પુરુષો જે સ્વાભાવિક સુખ-શાંતિને અનુભવે છે તે સુખનો જેને સાક્ષાત્ અનુભવ થાય છે તે જ યથાર્થ જાણી શકે છે. શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજે તેનો એક પદમાં આછો ચિતાર આપ્યો છે તે ખાસ મનન કરવા યોગ્ય છે.

( રાગ સારંગ )

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં—એ ટેક
બિસર ગઈ દુવિધા તનમનકી, અચિરાસુત ગુનગાનમેં. હમ૦ ૧

હરિ હર બ્રહ્મ પુરંદરકી રિદ્ધિ, આવત નાંહિ કોઉ માનમેં;
ચિદાનંદકી મોજ મચી હે, સમતા રસકે પાનમેં. હમ૦ ૨

ઇતને દિન તું નાંહિ પિછાન્યો, મેરો જન્મ ગુમાવ્યો અજાનમેં;
અબ તો અધિકારી હોઇ બેઠે, પ્રભુ ગુન અખય ખજાનમેં. હમ૦ ૩

ગઈ દીનતા સબ હી હમારી, પ્રભુ તુજ સમકિત દાનમેં;
પ્રભુ ગુન અનુભવકે રસ આગે, આવત નહિ કોઉ માનમેં. હમ૦ ૪

જીનહી પાયા તિનહી છિપાયા, ન કહે કોઉકે કાનમેં;
તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઉ સાનમેં. હમ૦ ૫

**પ્રભુ ગુન અનુભવ ચંદ્રહાસ જ્યોં, સો તો ન રહે મ્યાનમેં;**
**વાચક જસ કહે મોહ મહા અરિ, જીત લીયો હે મેદાનમેં. હમ૦ ૬**

ઉક્ત પદનો પરમાર્થ એવો છે કે " શાંત રસના સાગર એવા શાંતિનાથ ભગવાનના ધ્યાનમાં પોતાનું મન મગ્ન થયું કે તરત તન તથા મન સંબંધી સર્વ આપદા દૂર થઇ ગઇ, સર્વ ઉપાધિ દૂર ટળવાથી નિરુપાધિક સુખ પ્રાપ્ત થયું. પ્રભુના ધ્યાનમાં મગ્ન થવાથી જે શાંત સુખ પ્રાપ્ત થયું તેની પાસે હરિ, હર, બ્રહ્મા કે ઇંદ્રની ઋદ્ધિ પણ કાંઈ ગણત્રીમાં આવે નહિં. કેમકે ઇંદ્રાદિકની ઋદ્ધિ તો પૌદ્ગલિક હોવાથી અંતે વિનાશશીલ છે અને ધ્યાન સંબંધી સુખ તો અતીંદ્રિય હોવાથી સ્વાભાવિક આનંદમય છે. પૌદ્ગલિક સુખમાં પરિણામે દુઃખ રહેલું છે અને ધ્યાનનું સુખ તો એકાંત શાંતરસમય હોવાથી તેમાં દુઃખનો સંભવ જ નથી. આવા સ્વાભાવિક સુખનો સ્વાદ મેળવી ધ્યાનમાં મગ્ન થનાર પોતાના જીવનને હવે કૃતાર્થ માને છે અર્થાત્ નિર્મળ જ્ઞાન–ધ્યાન વિનાની જિંદગી કેવળ ભારભૂત સમજે છે. એક સમકિત રત્નની પ્રાપ્તિથી જ સર્વ પ્રકારની દીનતા દૂર થઇ જાય છે. સમ્યક્ત્વથી સદ્વિવેક જાગે છે અને અનાદિનું અજ્ઞાન અંધકાર નાસે છે. સમકિતથી પ્રભુના ગુણની યથાર્થ પિછાણ થાય છે અને પ્રભુના સદ્ભૂત ગુણોની પિછાણ થતાં જે અનુભવ જાગે છે તેનું સુખ અકથ્ય છે. એ સુખ તો જેને થાય છે તે જ જાણે છે. સાક્ષાત્ અનુભવ થયા વિના તે સમજમાં આવી શકતું જ નથી. વળી જેને પ્રભુના પવિત્ર ગુણોનો ખરો અનુભવ થાય છે તે કંઇ ઢાંકયો રહેતો નથી. એવા અનુભવી પુરુષ અનુભવરૂપી ચંદ્રહાસ ખડ્ગવડે ક્ષણવારમાં મોહશત્રુનો પરાભવ કરી શકે છે, અર્થાત્ ધ્યાન-

મગ્નતાથી ક્ષણમાં મોહનું વિદારણ થઇ શકે છે." આવા સમર્થ સાધનને સેવનાર સત્પુરુષને અન્ય વિષયમાં રુચિ ન જ થાય એ સ્વાભાવિક જ છે અને કદાચ કોઇ અન્ય વિષયમાં પ્રવૃત્તિ કરવા તેને પ્રેરણા કરે તો તે તેને ઝેર જેવી લાગે છે. અર્થાત્ પોતે તો પ્રસ્તુત ધ્યાનને ચૂકી વિષયાંતરમાં પ્રવૃત્તિ કરવા કદાપિ ઇચ્છતો જ નથી, પરંતુ કદાચ કોઈ અનુભવી તેને વિષયાંતરમાં પ્રવૃત્તિ કરવાનું કહે તો તે તેને રુચતું જ નથી. તેમ છતાં કદાચ બળાત્કારે વિષયાન્તરમાં પ્રવૃત્તિ કરવી પડે તો તે તેને ઝેર જેવી અથવા મૃત્યુ જેવી જ લાગે છે. ૨.

જે મહાશયે ભાગ્યવશાત્ સ્વાભાવિક સુખનો ભેદ જાણ્યો છે, જેને સહજ નિરુપાધિક સુખની પ્રતીતિ થઇ છે અને એવું સુખ જેણે આસ્વાદ્યું છે, એવું જ સુખ જેને રુચ્યું અને પચ્યું છે એવા અનુભવી પુરુષને જ સમસ્ત જગતનું સ્વરૂપ સારી રીતે સમજાયું હોય છે. જેમ બાળકો ધૂળની રમત કરે છે તેમ જગતના જીવોવડે વિવિધ કર્મના વશથી થતી ભવચેષ્ટા જ્ઞાની પુરુષોને અસાર ભાસે છે. આ સંસાર સંબંધી તેમને યથાર્થ ખ્યાલ આવવાથી, તેની અસારતા અને અનિત્યતાની યથાર્થ પ્રતીતિ થવાથી તેમાં તેઓ કદાપિ આસક્તિ ધરાવતા નથી. તેઓ યથાર્થ જાણે છે કે આ ફાની દુનિયામાં જે જે ઇષ્ટ વસ્તુઓનો સંયોગ મુગ્ધ જીવો ઇચ્છે છે તે તે વસ્તુનો વિયોગ થતાં વાર લાગતી જ નથી એમ સમજીને સ્વાનુભવી જનો સર્વ વસ્તુઓમાં સમભાવ જ ધારે છે. તેઓ ઇષ્ટસંયોગે હર્ષ કે અનિષ્ટસંયોગે ખેદ ધારતા જ નથી. તેમ જ ઇષ્ટવિયોગે શોક કે અનિષ્ટવિયોગે આનંદ પણ માનતા નથી. ખરી રીતે જે સઘળા ભાવો અજ્ઞાનીને કર્મબંધનાં કારણ થાય છે તે સર્વ જ્ઞાની પુરુષોને

નિર્જરાનાં કારણો થઇ પડે છે. તેઓ સારી રીતે સમજે છે કે દુનિયામાં એક શ્રી સર્વજ્ઞભાષિત ધર્મ વિના બીજું કંઇ શરણ નથી. જીવોને જે કંઇ તત્ત્વથી સુખ થાય છે તે તેથી જ સંભવે છે એમ જાણી તેઓ ઉક્ત ધર્મનું સદ્વિવેકથી સેવન કરે છે. શુદ્ધ ધર્મનું સમ્યગ્ રીતે સેવન કર્યા વિના જીવો ચોરાશી લક્ષ યોનિમાં વારંવાર જન્મ ધારી મરણને વશ થાય છે અને શુદ્ધ ધર્મતત્ત્વનું યથાર્થ આરાધન કરવાથી કોઇ પણ જીવ જન્મ-મરણજન્ય અનંત દુઃખનો અંત કરી શાશ્વત સુખને પ્રાપ્ત કરે છે, એમ વિચારી તેઓ અનન્યભાવે ધર્મનું યથાર્થ આરાધન કરવા યત્ન કરે છે. જીવ જેવી કરણી કરે છે તેવું ફળ તેને એકલાને જ ભોગવવું પડે છે, એમ સમજી સાંસારિક સંબંધમાં મૂંઝાયા વિના સ્વકર્ત્તવ્ય કર્મ કરવાને જ્ઞાની પુરુષો સદા તત્પર જ રહે છે. શીઘ્ર સ્વપરહિત સાધી લેવા સદા સાવધાન રહેવું એ જ આ માનવજન્મ પામ્યાનું મુખ્ય કર્ત્તવ્ય છે એમ સારી રીતે સમજે છે, અને શુદ્ધ નિષ્ઠાથી સ્વકર્ત્તવ્યપરાયણ રહીને અંતે પરમપદને સાધે છે. તેમ કરતાં તેઓ સ્વદેહાદિક બાહ્ય મોહક પદાર્થો ઉપર લેશમાત્ર મૂર્ચ્છા રાખતા જ નથી. 'देहं पातयामि वा कार्यं साधयामि' એ તેમનો મુદ્રાલેખ હોય છે તેથી જ તેઓ દેહાદિકની મૂર્ચ્છા તજી નીડરપણે સ્વકર્ત્તવ્ય કરી શકે છે. સદ્વિદ્યાના યોગે તેમને જે તત્ત્વબુદ્ધિ જાગે છે તેથી અનિત્ય, અશુચિમય અને અનાત્મિક (જડ) એવી દેહાદિક પરવસ્તુથી તેઓ સારી રીતે વિરક્ત રહી સ્વપરહિત સાધી શકે છે. દેહાદિક જડ વસ્તુની સહાયથી જો નિત્ય, પવિત્ર અને આત્મિક હિત સાધી શકાતું હોય તો કોણ સદ્વિવેકી પુરુષ તેમ કરવા ચૂકે ? જો ધૂળમાંથી સોનું

શોધી શકાતું હોય તો કોણ તેની ઉપેક્ષા કરે? શાસ્ત્રસિદ્ધાંતોથી તેઓ સારી રીતે જાણે છે કે વિષય અને કષાયના પરવશપણાથી તેમજ અવિરતિપણે મન, વચન અને કાયાના યોગોને વિધવિધ આરંભવાળી ક્રિયાઓમાં જોડવાથી આત્મા વિવિધ કર્મમળના યોગે મલિન થઈ ચારે ગતિમાં રઝળે છે, અને અનેક પ્રકારની વ્યથાને અનુભવે છે. જ્યારે આત્મા કોઈ સદ્‌ગુરુની શિખામણથી અષ્ટ પ્રવચનમાતાનું યથાર્થ પાલન કરે છે, પરીસહ ઉપસર્ગને સમભાવે સહન કરે છે, ક્ષમાદિક મુનિમાર્ગનું સમ્યક્ સેવન કરે છે, મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થ ભાવનાથી અંતઃકરણને સારી રીતે ભાવે છે, તેમ જ સામાયિકાદિ ચારિત્રને નિરતિચારપણે પાળે છે ત્યારે જ તેનું ભવભ્રમણ અટકે છે અને મોક્ષકામના ફળિભૂત થાય છે. જ્યારે આત્મા સદ્‌ગુરુને આધીન રહી શુદ્ધ સંયમવડે કર્મનું રુંધન કરી નિરાશીભાવે સમતાપૂર્વક વિવિધ તપવડે પૂર્વના કર્મનો ક્ષય કરે છે ત્યારે જ તે અજરામર પદને પામી શકે છે, શુદ્ધ સમજપૂર્વક સમતાયુક્ત જે તપસ્યા કરવામાં આવે છે તેથી સકામ નિર્જરા થાય છે અને બેસમજમાં ખેદપૂર્વક જે અજ્ઞાનકષ્ટ સહન કરવામાં આવે છે તેથી અકામ નિર્જરા થાય છે. સકામ નિર્જરાથી શીઘ્ર મોક્ષસુખ મળે છે અને અકામ નિર્જરાથી તો દેવગતિ વિગેરે પૌદ્‌ગલિક સુખની પ્રાપ્તિ થાય છે એમ વિચારી પૌદ્‌ગલિક સુખ સંબંધી વિવિધ ઇચ્છાનો નિરોધ કરી કેવળ મોક્ષસુખ માટે જ સમતાપૂર્વક તપ કરવો યુક્ત છે. સર્વ લોકમાં પરિભ્રમણ કરતાં પૌદ્‌ગલિક સુખનો અનુભવ તો જીવે અનંતીવાર કર્યો છે તેમજ તેના વિરહે દુઃખ પણ અનંતીવાર વેદ્યું છે છતાં તેથી વિરક્તપણું કોઇક વિરલાને જ પ્રાપ્ત થાય

છે. જ્યારે સદ્‌ગુરુ સમીપે ભાગ્યવશાત્ સદુપદેશ સાંભળવામાં આવે છે ત્યારે તેનું મનન કરતાં જ કોઈક ભવ્ય આત્માને સદ્વિવેક જાગે છે અને ખરી રુચિથી શ્રી સર્વજ્ઞકથિત ધર્મનું સેવન કરે છે. આ અનાદિ અનંત સંસારમાં જીવને 'બોધિરત્ન' પામવું મહાદુર્લભ છે. સદ્‌ગુરુની કૃપાથી તેને પ્રાપ્ત કરી તેનો સદુપયોગ કરવો એ જ આ મનુષ્યજન્મનું મોટામાં મોટું કર્ત્તવ્ય છે, તેમાંથી જે ચૂકયો તે સર્વથી ચૂકયો સમજવો અને તે જેણે સાધ્યું તેણે સર્વ સાધ્યું સમજવું. જેને સદ્‌ગુરુની કૃપા ફળે છે તેને જ ચિંતામણિ સદૃશ 'ધર્મરત્ન' પ્રાપ્ત થાય છે, અને તે જ તેનું સમ્યગ્ રીતે સેવન કરી શકે છે. રાગ, દ્વેષ અને મોહનો સર્વથા જય કરનાર જિનેશ્વર ભગવાન, ભવ્ય જીવોના હિતને માટે એકાંત સુખદાયક 'ધર્મ' નો પ્રકાશ કરે છે અને રાગદ્વેષાદિક દોષોને જીતવાના કામી જનો જ તેનું પાલન કરી શકે છે. જે જીવો જેવી બુદ્ધિથી ઉક્ત ધર્મનું સેવન કરે છે તેને તેવું ફળ મળે છે. ધર્મરૂપી કલ્પવૃક્ષનું આદરપૂર્વક સેવન કરવાથી સર્વ ચિંતિત ફળે છે. દુનિયામાં એવી કોઈ ચીજ નથી કે જે ધર્મઆરાધનથી મળી ન શકે. ઉક્ત ધર્મને જિનેશ્વર પ્રભુની પવિત્ર આજ્ઞા મુજબ આરાધનાર અંતે અવશ્ય મોક્ષનાં શાશ્વત સુખને પામે છે. કેવળ મોક્ષસુખના જ અર્થી જનો, જેવી રીતે રાગ, દ્વેષ અને મોહાદિક દોષોનું દલન થાય તેવી રીતે કાળજીથી અહિંસાદિ સન્માર્ગનું સેવન કરે છે તેવા સન્માર્ગગામી સજ્જનો સહુ કોઈને પ્રિય થઈ પડે છે. કહ્યું છે કે "અહિંસા, સંયમ અને તપ છે લક્ષણ જેનું એવો ધર્મ જગતમાં મહામંગળરૂપ છે. જેમનું મન ઉક્ત ધર્મમાં સદા નિમગ્ન રહે છે તેમને ઇંદ્રાદિક

દેવો પણ નમસ્કાર કરે છે તો બીજાનું તો કહેવું જ શું ?" આવા ધર્માત્મા પુરુષો પૌદ્ગલિક સુખની ઇચ્છા કરતા જ નથી. જગતના સ્વરૂપને સારી રીતે સમજનારા તેઓ કેવળ સત્ય-સ્વાભાવિક સુખને જ વાંછે છે અને તેથી જ તેવા સત્ય નિરુપાધિક સુખમાં જ નિમગ્ન રહે છે. સહજ સ્વાભાવિક સુખને સાક્ષાત્ અનુભવનારા મહાશયોને અન્ય પૌદ્ગલિક ભાવોમાં કંઇ પણ મમત્વ કે પ્રતિબંધ સંભવતો જ નથી; તેથી તેવા ભાવોમાં તેઓ લેપાતા નથી. પૂર્વ કર્મના ઉદયથી પ્રાપ્ત થતા સર્વ શુભાશુભ ભાવોમાં સ્વાનુભવી પુરુષો સદા સાક્ષીભાવે-તટસ્થપણે જ રહે છે. પુનઃ એ જ વાતને વધારે સ્પષ્ટ કરીને શાસ્ત્રકાર જણાવે છે. ૩.

આત્માના શુદ્ધ નિરુપાધિક સ્વરૂપ સંબંધી સુખમાં નિમગ્ન થયેલા મહાશયને પૌદ્ગલિક વાત જ પ્રિય લાગતી નથી. રાજ-કથા, દેશકથા, સ્ત્રીકથા અને ભક્તકથા એ વિકથાઓને શુદ્ધ સ્વરૂપ ચિંતવનમાં અનર્થકારી જાણી તે દૂરથી જ પરિહરે છે. અરે ! જેમાં પરમાર્થથી સ્વહિત સમાયેલું ન હોય તે વાતને પોતે છતે કાને સાંભળતો નથી, તેમાં કંઇ પણ લક્ષ દેતો નથી, યાવત્ તેથી ઉદાસીન રહે છે; તો જેથી એકાંત અહિત જ થાય એવી લક્ષ્મીના મદથી ઉન્માદ અને મોહથી ભરેલી સ્ત્રીઓમાં આદર તે સ્વભાવકામી આત્મારામી સત્પુરુષ કરે જ કેમ ?

આત્માના મુખ્ય ત્રણ પ્રકાર છે. એક બહિરાત્મા, બીજો અંતરાત્મા અને ત્રીજો પરમાત્મા. મોહની પ્રબળતાથી દેહ, ગેહ અને કુટુંબાદિક પૌદ્ગલિક વસ્તુઓમાં અહંતા અને મમતા ધારી રાખનાર બહિરાત્મા છે. દેહાદિકને કંઇ પણ નુકશાન થયે

છતે પોતાને જ નુકશાન, દેહાદિકનો ક્ષય થયે છતે પોતાનો જ ક્ષય અને દેહાદિકને પુષ્ટિ મળ્યે છતે પોતાને જ પુષ્ટિ મળી એમ બહિરાત્મા માને છે. જેમ છીપમાં કોઇને રૂપાનો ભ્રમ થાય છે તેમ દેહાદિક પરવસ્તુમાં પોતાપણાનો ભ્રમ બહિરાત્માને થાય છે. તે દેહ અને આત્મા જુદા જ પદાર્થો છે એમ મોહદૃષ્ટિથી માનતો નથી. તેથી દેહ તે જ હું અને ઘર કુટુંબાદિક એ જ મારું એમ મમતાથી માને છે.

અંતરાત્માનું બીજું નામ વિવેકી આત્મા છે. જયારે કોઇ સદ્ગુર્વાદિકની કૃપાથી, તેમના વચનામૃતનું પાન કરીને, દર્શનમોહનીય કર્મનો ક્ષય ઉપશમ થાય છે ત્યારે આત્માને અપૂર્વ વીર્ય ઉલ્લાસથી સમકિતરત્નનો લાભ થાય છે. તે સમકિતના પ્રભાવથી આત્માને સત્યાસત્યનું, હિતાહિતનું અને ગુણદોષનું ખરું ભાન થાય છે અને તેથી જ અસત્ય, અહિત અને દોષવાળી વસ્તુનો ત્યાગ કરવા અને સત્ય, હિતકારી અને ગુણવાળી વસ્તુનો આદર કરવા તે લોભાય છે. અંતર આત્મામાં પ્રગટ થયેલા વિવેકવડે તેને શુદ્ધાશુદ્ધની યથાર્થ પ્રતીતિ સહજે થાય છે તેથી તે અશુદ્ધ વસ્તુનો ત્યાગ કરી શુદ્ધ વસ્તુનો જ સ્વીકાર કરવા ઉજમાળ થાય છે. તે હંસની માફક ક્ષીરનીરને જૂદાં કરી શકે છે તેમ જડચેતનનો ભેદ સમજી તેને જુદાં કરી શકે છે. જેમ હંસ નીરને તજી ક્ષીરને જ ગ્રહી લે છે તેમ વિવેકીઆત્મા જડ–પુદ્ગળને તજી શુદ્ધ ચેતનને જ ગ્રહણ કરવા સન્મુખ થાય છે. તે બહિરાત્માની જેમ જડ વસ્તુઓમાં મૂંઝાઇ જતો નથી. જડ વસ્તુને જડ જ લેખી તેથી વિરક્તાત્માને ભજે છે. સર્વ પૌદ્ગલિક વસ્તુઓને આત્માથી ભિન્ન સમજી તેથી ન્યારો જ રહે છે અને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રાદિક સદ્ગુણોમાં સહજે પ્રીતિ ધારે છે;

જેથી આત્મા મલિન થાય એવાં બાધક કારણને દૂર તજે છે અને સહજ શુદ્ધિનાં કારણોને અહોનિશ સેવવા યત્ન કરે છે. જેમ કતકચૂર્ણથી જળ નિર્મળ થાય છે તેમ સમકિતના યોગથી મિથ્યાત્વમળનો નાશ થઇ જવાથી ચિત્તની પ્રસન્નતા થાય છે અને પરમાત્મ તત્ત્વ પામવાને પોતાથી બનતો પ્રયત્ન કર્યા કરે છે.

રાગ, દ્વેષ અને મોહાદિક સર્વ દોષથી સર્વથા વર્જિત, તથા અનંત જ્ઞાનાદિક ગુણોથી પરિપૂર્ણ પરમાત્મ તત્ત્વ નિરંતર ધ્યાવા યોગ્ય છે. સહજ સ્વાભાવિક સંપૂર્ણ સુખમાં પરમાત્મા સદા મગ્ન જ રહે છે, તે સુખ અતીંદ્રિય હોવાથી વચનથી કહી શકાય એવું નથી, કેમકે તે તો કેવળ અનુભવગમ્ય જ છે. આત્મા સંબંધી ઉક્ત સ્વરૂપનું પ્રતિપાદન કરતા સતા **આનંદઘનજી** મહારાજે શ્રી સુમતિનાથજીની સ્તુતિ કરી છે કે—

**સુમતિચરણકજ આતમ અરપણો, દર્પણ જેમ અવિકાર; સુજ્ઞાની!**
**મતિતર્પણ બહુ સંમત જાણીએ, પરિસર પણ સુવિચાર સુજ્ઞાની !**
**સુમતિ ચરણકજ આતમ અરપણો સુ૦ ૧**

**ત્રિવિધ સકળ તનુધર ગત આતમા, બહિરાતમ ધૂર ભેદ સુજ્ઞાની;**
**બીજો અંતર આતમ તીસરો, પરમાતમ અવિચ્છેદ સુજ્ઞાની. સુ૦ ૨**

**આતમબુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ સુજ્ઞાની;**
**કાયાદિકનો હો સાખીધર રહ્યો, અંતર આતમરૂપ સુજ્ઞાની. સુ૦ ૩**

**જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધ સુજ્ઞાની;**
**અતીંદ્રિય ગુણ ગણ મણિ આગરૂ, એમ પરમાતમ સાધ સુજ્ઞાની સુ૦ ૪**

**બહિરાતમ તજી અંતર આતમા, રૂપ થઇ થિર ભાવ સુજ્ઞાની;**
**પરમાતમનું આતમ ભાવવું, આતમ અર્પણ દાવ સુજ્ઞાની. સુ૦ ૫**

આતમ અર્પણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિદોષ સુજ્ઞાની;
પરમ પદારથ સંપત્તિ સંપજે, આનંદઘન રસ પોષ સુજ્ઞાની. સુ૦ ૬

ઉપર કહેલી શ્રી સુમતિનાથની સ્તુતિમાં સંક્ષેપથી આત્માના ત્રણ પ્રકાર વર્ણવી તેનું સ્વરૂપ બતાવ્યું છે જેનો કંઇક ઉલ્લેખ ઉપર બતાવેલો છે, તેમાં બહિરાત્માને કેવળ અઘરૂપ–પાપરૂપ જ કહ્યો છે; કેમકે તે પાપમાં જ મતિને ધરનારો છે. બીજો અંતરાત્મા વિવેકના ઉદયથી દેહાદિક બાહ્ય વસ્તુમાં મમત્વરહિત માત્ર તટસ્થપણું ધારી પરમાત્મપદને માટે બનતો પ્રયત્ન કરે છે. પરમાત્મા તો સર્વ દોષ રહિત, સંપૂર્ણ જ્ઞાનાદિક સ્વાભાવિક ગુણ સહિત, અતીંદ્રિય–સહજ સુખનિમગ્ન, પરમ પવિત્ર અને પરમ ધ્યેય છે. પ્રબળ મોહની સહજ ઉપશાંતિથી બહિરાત્મપણું તજી અંતરાત્મા સ્થિરતાવડે પરમાત્મપદનો વિચાર કરે છે, તેવી ભાવના કરે છે અને તદ્ અનુકૂળ પ્રવૃત્તિ કરે છે ત્યારે તેવા સદ્વિચારવડે, ઉત્તમ ભાવનાવડે અંતરાત્મા અંતે અવિનાશી એવું પરમાત્મપદ પામવાને પૂર્ણ અધિકારી થાય છે. જ્યારે સર્વ સંકલ્પવિકલ્પને તજી શુદ્ધ સ્વરૂપની સાથે આત્મા એકતાન લગાવે છે ત્યારે તે તદ્રૂપતાને પામે છે. પરમાત્માની સાથે એકતા થવાથી આત્મા પરમ સુખસમાધિને પામે છે. આવા અંતરાત્માને ક્ષણિક અને અસાર એવું પૌદ્ગલિક સુખ કેમ રુચે ? તેવી ઉપયોગ વિનાની વાત પણ કેમ ગમે ? જ્યારે એવી વાતથી પણ વિરક્ત હોય ત્યારે લક્ષ્મીના મદથી થતા અનેક ઉન્માદ અને સ્ત્રીઓના વિષયપાશમાં પડવાનું તો હોય જ કેમ ? યથાર્થ એવા જગતથી ઉદાસીન રહી પરમાત્મપદમાં જ આનંદ માનનાર મહાપુરુષને ગમે તેટલી લક્ષ્મી કે ગમે તેવી સ્ત્રી વિકાર કરી શકતી નથી.

લક્ષ્મીથી અથવા સ્ત્રીઓથી વિકાર તો પ્રાયઃ રજોગુણ અને તમોગુણવાળાને જ થાય છે. શુદ્ધ સાત્ત્વિક ગુણવાળાને તેથી વિકાર સંભવતો જ નથી, તેથી ગમે તેટલી લક્ષ્મી કે સાનુકૂળ સ્ત્રીઓમાં પણ પૂર્વોક્ત પુરુષ તો નિર્વિકાર રહી સ્વસમીહિત સ્વઇષ્ટ સુખપૂર્વક સાધી શકે છે, છતાં પણ તેવા સત્પુરુષો વધારે અનુકૂળતાથી સ્વલક્ષ સિદ્ધ કરવાને સમ્યગ્ રત્નત્રયીનું આરાધન કરવા ઉજમાળ થઈ શુદ્ધ ચારિત્રવંતની જ સંગતિ વિશેષ પસંદ કરે છે અને એમ કરીને વધારે સ્હેલાઇથી સ્વસમીહિત સાધી શકે છે. ૪

હવે સહજ સ્વભાવમાં નિમગ્ન સાધુને ઉત્તરોત્તર અધિકાધિક ચિત્તની શુદ્ધિ–ચિત્તશાંતિ થતી જાય છે તે શાસ્ત્રપ્રમાણથી સિદ્ધ કરી બતાવે છે—

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતારૂપ પાંચ મહાવ્રતોને રાત્રિભોજનના સર્વથા ત્યાગ સાથે પાળનાર, સર્વ જીવોને આત્મ સમાન લેખી તેમનું યત્નથી રક્ષણ કરનાર, પાંચે ઇંદ્રિયોનું કાળજીપૂર્વક દમન કરનાર, અને ક્ષમા, મૃદુતા, સરળતા તથા સંતોષાદિક દશ પ્રકારના મુનિમાર્ગને પ્રયત્નથી પાળનાર સાધુજન જેમ જેમ નિર્દોષ ચારિત્રનું સેવન કરવામાં પોતાનો સમય ગાળતા જાય છે તેમ તેમ વિભાવનો વિશેષ ત્યાગ થવા સાથે સ્વભાવરમણમાં સ્હેજે વધારો થતો જાય છે. જેમ જેમ દીક્ષાનો પર્યાય વધતો જાય છે તેમ તેમ વૈરાગ્યની વૃદ્ધિથી ચિત્તની પ્રસન્નતામાં પણ વધારો થાય છે. જેમ જેમ રાગદ્વેષાદિક વિકારો ઉપશમતા જાય છે તેમ તેમ સહજ શાંતિ-સુખની વૃદ્ધિ થતી જાય છે. ક્રોધાદિ કષાયજન્ય તાપ, ઉપશમાદિ

અમૃતજળથી સર્વથા શાંત થયે છતે આત્મામાં પરમ શાંતિ પ્રસરે છે. આ પ્રમાણે જે અધિકાર ભગવતી સૂત્ર પ્રમુખ શાસ્ત્રોમાં કહ્યો છે તે આવા મહાવ્રતી, જિતેંદ્રિય, નિષ્કષાયી અને અપ્રમત્ત મુનિરાજને જ લાગુ પડે છે. શાસ્ત્રોક્ત નીતિ પ્રમાણે નિર્દોષ ચારિત્રને પાળતાં જ્યારે બાર માસનો દીક્ષાપર્યાય થાય છે ત્યારે અનુત્તરવિમાનવાસી દેવથી પણ અધિક ચિત્તશાંતિ-સહજ સમાધિ તે ચારિત્રવંત સાક્ષાત્ અનુભવે છે. સર્વ દેવોમાં અનુત્તરવિમાનવાસી દેવોનું સુખ અધિક હોય છે તેથી પણ અધિક સુખ શાસ્ત્રનીતિ મુજબ ફક્ત બાર માસ સુધીના દીક્ષાપર્યાયમાં સાધુપુરુષ સાક્ષાત્ અનુભવી શકે છે, તો તેથી અધિક દીક્ષાપર્યાયનું તો કહેવું જ શું ? એવા શાંત-સમાધિરસમાં ઝીલતા મુનિવરો મહામંગળરૂપ છે. આ ચરાચર જગતમાં એવી કોઇ ચીજ નથી કે જેની સાથે એવા સમતાવંત સાધુની સરખામણી કરાય. સમતા અષ્ટકમાં કહ્યું છે કે-" સ્વયંભૂરમણ સમુદ્રની સાથે સ્પર્ધા કરતો તથા નિરંતર વૃદ્ધિ પામતો છે સમતા રસ જેનો એવા મુનિવરને ઉપમા દઇ શકાય એવી કોઇ ચીજ આ ચરાચર જગતમાં જણાતી જ નથી." આવા સમતાવંત સાધુજનો જે સ્વાભાવિક સુખ અનુભવે છે તે સુખ અતીંદ્રિય હોવાથી ગમે તેટલું ઇંદ્રિયજન્ય સુખ તેની સ્પર્ધામાં આવી શકતું નથી, તેમ તે વચનથી વર્ણવી પણ શકાતું નથી. તે તો કેવળ અનુભવગમ્ય જ છે. જેને તે થાય છે તે જ તેને જાણે છે. બીજા કલ્પિત સુખની કામનાવાળાને તો કલ્પનામાં પણ આવી શકતું નથી, માટે જ શાસ્ત્રકારે સર્વથી અધિક સુખ સમતાવંત સાધુને જ કહ્યું છે. બીજા કલ્પિત સુખનો જેમ જેમ જીવો અભ્યાસ કરતા જાય છે તેમ તેમ

તેમને મુગ્ધતાથી-મૂઢતાથી-મૃગતૃષ્ણાવત્ સુખની ભ્રાંતિથી તેવાં તુચ્છ-અસાર અને ક્ષણિક કલ્પિત સુખની તૃષ્ણા વૃદ્ધિંગત થતાં તે બાપડા મુગ્ધ-મૂઢજનો તેને મેળવવા માટે જ પ્રયત્ન કર્યા કરે છે. કમનશીબે સહજ સ્વાભાવિક સુખનો ગંધ પણ નહીં મળવાથી વિમુખ જ રહ્યા કરે છે, પરંતુ જેમને સદ્ભાગ્યયોગે સદ્ગુરુનો સમાગમ થયો છે અને તેમની જ કૃપાથી જેમને સ્વપરનું ભાન થયું છે, આત્મા જેવડે વિવિધ કર્મનો બંધ કરી વારંવાર જન્મમરણને ધારણ કરે છે એવાં મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ આદિ કારણોને જેમણે યથાર્થ જાણ્યાં છે અને એમ જાણીને જ જેમણે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રનું આરાધન કરવાનો યથાર્થ ઉદ્યમ કર્યો છે એવા મહાનુભાવ મહાત્મા જ આત્માના સહજ સ્વાભાવિક ગુણોને સાક્ષાત્ પામી, અનુભવી સમતા રસમાં લીન રહે છે એવા સમતાવંત સાધુજનો જેમ જેમ રત્નત્રયીનું આરાધન કરવામાં વિશેષ ઉજમાળ થાય છે તેમ તેમ તેમને અપૂર્વ આત્મશાંતિ પ્રાપ્ત થતી જાય છે. અનુક્રમે રાગદ્વેષાદિકને સર્વથા ઉપશમાવી તેઓ વીતરાગ દશાને સાક્ષાત્ અનુભવે છે, એવા સમતા-સેવી સાધુજનો સદા શિરસાવંદ્ય છે. તેમનાં નામગોત્રનું સ્મરણ કરતાં પણ પાપ દૂર જાય છે, તો શુદ્ધ અંતઃકરણથી તેમની ભક્તિ-સ્તુતિ કરવાનું તો કહેવું જ શું ? એવા શુદ્ધ ચારિત્રપાત્ર, સમતાશીલ, સ્વભાવમગ્ન સાધુજનો ઉપમાતીત છે, એ વાત શાસ્ત્રકાર વધારે સ્પષ્ટ કરવાપૂર્વક કહે છે. ૫.

સમ્યગ્ જ્ઞાનના પ્રકાશવડે આત્માનું સહજ ચિદાનંદ સ્વરૂપ ઓળખીને તેમાં જ મગ્ન થઇ રહેનાર, પરમાત્મપદમાં લીન

રહેનાર, આત્માના સહજ સ્વભાવમાં જ રમણુ કરનાર સંતપુરુષને જે સ્વાભાવિક સુખશાંતિ સંભવે છે તેનું વર્ણન કરવું વચનદ્વારા બની શકે તેમ નથી, કેમકે તે અતીંદ્રિય સુખ કોઈથી પણ કથ્યું જાય તેમ નથી. તે તો કેવળ અનુભવગમ્ય જ હોવાથી તેનો સાક્ષાત્ અનુભવ થયે જ સમજાય તેમ છે. પદ્મિની જેવી પ્રિયા સાથે આલિંગન કરવાથી કામીજનને થતું સુખ તેની પાસે કંઈ હિસાબમાં નથી, તેમજ શીતળ ચંદનના સિંચનથી–વિલેપનથી થતી શાંતિ તેની પાસે કંઇ ગણત્રીમાં નથી. અર્થાત્ આપ્ત એવા અરિહંત પરમાત્માએ પ્રદર્શિત સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનું યથવિધિ આરાધન કરવાથી આત્મામાં સહજ ઉદ્ભવેલી શાંતિ અનુપમ અને અવર્ણનીય છે. એવા સ્વાભાવિક સુખની પાસે દુનિયામાંની કોઇ પણ વસ્તુ તૃણવત્ અસાર માલૂમ પડે છે. શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજ એક પદમાં શ્રી શીતળજિનની સ્તુતિ કરતાં કહે છે—

પદ

રાગ અડાણો.

" શીતળજિન મોહે પ્યારા "–એ ટેક.
ભુવન વિરોચન પંકજ લોચન, જીઉકે જીઉ હમારા. સાહિબ૦ ૧

જ્યોતિશું જ્યોત મિલત જબ ધ્યાનેં, હોવંત નહિં તબ ન્યારા;
બાંધી મુઠી ખુલે ભવ માયા, મિટે મહા ભ્રમ ભારા.
　　　　　　　　　　　　　　　　　　　　સા૦ શીતળ૦ ૨

તુમ ન્યારે તબ સબહિં ન્યારા, અંતર કુટુંબ ઉદારા;
તુમહિ નજીક નજીક હે સબ હી, ઋદ્ધિ અનંત અપારા.
　　　　　　　　　　　　　　　　　　　　સા૦ શીતળ૦ ૩

વિષય લગનકી અગન બુઝાવત, તુમ ગુણ અનુભવ ધારા;
ભઇ મગનતા તુમ ગુણરસકી, કુન કંચન કુન દારા.
સા૦ શીતળ૦ ૪

શીતળતા ગુન હોર કરત તુમ, ચંદન કહા બિચારા;
નામ જપત તુમ તાપ હરત હે, વાકું ઘસત ઘસારા.
સા૦ શીતળ૦ ૫

કરહુ કષ્ટ જન બહુત હમારે, નામ તિહારો આધારા;
જસ કહે જનમ મરણ ભય ભાગો, તુમ નામે ભવ પારા.
સા૦ શીતળ૦ ૬

જગતજંતુના અથવા ભવ્ય જનોનાં નયન-કજને વિકસિત કરનાર અથવા શાંતિદાયી શ્રી શીતળનાથ પ્રભુની સાથે અભેદ સંબંધ બતાવતા સતા સ્તવનકાર કહે છે કે-જ્યારે એકાગ્રપણે પરમાત્મ-સ્વરૂપનું ચિંતવન કરવામાં આવે છે ત્યારે આત્મામાં એવી સહજ જ્યોતિ પ્રગટે છે કે જે જ્યોતિ પ્રભુની સાથે એકતા કરાવે છે, અને અનાદિનો મિથ્યા ભ્રમ દૂર કરી મોહ-માયાનો અંત કરી આપે છે. જ્યારે આત્મા શુદ્ધ સ્વરૂપથી વેગળો રહે છે ત્યારે તે શીલ સંતોષાદિક અંતરંગ ઉદાર કુટુંબથી દૂર જ રહે છે. જ્યારે આત્મા સર્વ વિભાવને તજી શુદ્ધ સ્વભાવમાં જ રમણ કરે છે ત્યારે અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિક નિજ ઋદ્ધિ તેની સમીપે જ આવી રહે છે. પરમાત્મ પ્રભુના સહજ ગુણનો અનુભવ થતાં જ કામાગ્નિ ઉપશાંત થઈ જાય છે, મન કામવિકાર રહિત-નિર્વિકારી બને છે, અને જ્યારે મન પ્રભુના શુદ્ધ જ્ઞાનાદિ સહજ ગુણમાં લયલીન થયું ત્યારે ઇંદ્રાદિકની ઋદ્ધિ કે રંભા જેવી સ્ત્રીઓ તે ભાવિત આત્માને ચલાયમાન

કરવાને સમર્થ થઇ શકતી નથી. સહજ સ્વભાવમાં રમણ કરવાના સુખની શીતલતા એવી અજબ છે કે તેથી ત્રિવિધતાપ ઉપશમી જાય છે, સર્વ પાપતાપ નષ્ટ થાય છે અને સર્વ જન્મમરણજન્ય આપદાનો અંત કરી પરમ સમાધિ ઉપજાવે છે. તેની પાસે બાવનાચંદનાદિક દ્રવ્યની શીતલતા કંઈ જ હિસાબમાં નથી, કેમકે તે તો ક્ષણિક અને કૃત્રિમ હોવાથી સાર વિનાની છે. પ્રગટપણે પણ તેમાં અનુભવી જનોને મોટું અંતર તેથી જ જણાય છે કે શુદ્ધ નિરંજન પરમાત્માના સ્મરણ માત્રથી આત્મામાં શીતળતા વ્યાપી જાય છે, અને ચંદનને તો સારી રીતે ઘસીને ચોપડવાથી જ ક્ષણ માત્ર બહારથી શીતળતા ઉપજે છે. પૂર્વની શીતળતા સ્વાભાવિક હોવાથી અકૃત્રિમ આનંદ ઉપજાવે છે અને પાછલી શીતળતા કેવળ કૃત્રિમ હોવાથી ક્ષત્રિક અને કલ્પિત આનંદને માટે જ થાય છે. શુદ્ધ સાધ્યદૃષ્ટિ વિના ગમે તેટલી કષ્ટકરણી કરવામાં આવે તે દુઃખહરણી થવી મુશ્કેલ છે અને શુદ્ધ સાધ્યપણે કેવળ પ્રભુનું નામચિંતન પણ કરવામાં આવે તો તે કલ્યાણકારી થાય છે. તેથી જ જન્મમરણાદિક સર્વ દુઃખનો અંત કરી આત્મા અંતે અચળ–અવિનાશી–શાશ્વત શિવસુખને વરે છે. હવે શાસ્ત્રકાર સ્વાભાવિક શીતલતાનું માહાત્મ્ય વિશેષ સ્પષ્ટ કરે છે. ૬.

જે અધ્યાત્મજ્ઞાનવડે આત્માનો અનુભવ જાગે, વિકલ્પ જાળ તૂટે, અજ્ઞાન અંધકાર નાસે, રાગ–દ્વેષ અને મોહાદિક મહાશત્રુઓનું જોર ભાંગે, અંતરંગ ગુણ વાધે, યાવત્ સહજ સમાધિ જાગે એવું અનુભવજ્ઞાન જ આત્માને તત્ત્વથી હિતકારી છે. થોડું પણ અનુભવજ્ઞાન પરિણામે આત્માને અત્યંત હિતકારી થાય છે તો એવા અસાધ્ય અમૃતમાં જ ડૂબાડૂબ રહેવાય તેનું

કહેવું જ શું ? મતલબ એવી છે કે જે જ્ઞાનથી આત્મામાં સમતાદિક સદ્ગુણો વાધે અને મોહાદિક સંબંધી અંધકાર નાસે તે જ જ્ઞાન પ્રશસ્ય છે. જે જ્ઞાનવડે અનાદિની કુચાલ મટે અને સદ્વિવેક જાગે તે જ જ્ઞાન સ્તુત્ય છે. જે જ્ઞાનવડે ક્ષમા, મૃદુતા–નમ્રતા, સરળતા અને સંતોષપૂર્વક તપ, જપ તથા સંયમની પુષ્ટિ થાય, તેમ જ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અસંગતારૂપ મહાવ્રતોની યથાયોગ્ય રક્ષા થાય તે જ્ઞાન જ સફળ છે, પરંતુ જેથી ઊલટો અનર્થ થાય, મદ–અહંકારાદિક દોષની જ પુષ્ટિ થાય, પક્ષપાત અથવા કદાગ્રહબુદ્ધિ પ્રગટ થાય, અને સ્વાર્થવૃત્તિથી કુયુક્તિવડે મુગ્ધ લોકોને અવળે માર્ગે દોરી જવાનું બને તે શાસ્ત્ર શસ્ત્રનું જ કામ કરે છે. જે મોક્ષમાર્ગને યથાર્થ બતાવે અને દુર્ગતિથી જીવોનું રક્ષણ કરે તેને જ જ્ઞાની પુરુષો શાસ્ત્ર કહે છે. એવું શ્રેષ્ઠ શાસ્ત્ર સર્વજ્ઞ-કથિત–આપ્ત ઉપદિષ્ટ જ હોવું જોઇએ. રાગ, દ્વેષ અને મોહાદિક દોષોનો સર્વથા ક્ષય કરી વીતરાગતાને ધારણ કરનાર સર્વજ્ઞ અને સર્વદર્શી આપ્ત કહેવાય છે. તેવા સર્વજ્ઞ વીતરાગને રાગાદિ દોષરહિતપણાથી કંઇપણ વિપરીત કથન કરવાનું લેશમાત્ર પ્રયોજન હોતું નથી. તેથી જ તેમનાં વચન સર્વથા માન્ય કરવા યોગ્ય છે. આવા સર્વજ્ઞકથિત શાસ્ત્રને આગળ કરી ચાલનાર સત્પુરુષ શ્રી સર્વજ્ઞ વીતરાગને જ આગળ કરે છે અને જે એવી રીતે વીતરાગને આગળ કરી વર્તે છે તેમને નિશ્ચે સકળ ઇષ્ટની સિદ્ધિ થાય છે; પરંતુ જે મૂઢજનો સ્વમતિથી શાસ્ત્રમાર્ગનું ઉલ્લંઘન કરે છે, પક્ષપાતબુદ્ધિથી કે કદાગ્રહપણાથી જે સિદ્ધાંતવચનનું ખંડન કરી સ્વમતનું મંડન કરે છે એવા કુબુદ્ધિજનોને સ્વપ્નમાં પણ સમતાનું

સુખ નથી, અને તેથી જ તેમની સર્વ કરણી કેવળ કષ્ટકારી અને નિષ્ફળપ્રાય થાય છે. આવા હઠવાદી જનોને શાંતિ ક્યાંથી હોય ? તેમને તો '**ક્રિયા કરત ધરત હે મ-મતા, આઇ ગલેમેં ફાંસી**' જેવું જ થાય છે. મિથ્યામતિની આ દશા છે, બાકી જે સદ્ગુરુના સંગથી વિનયબહુમાનપૂર્વક સર્વજ્ઞકથિત શાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરે છે, જે ઉપશમરસને પ્રધાન સમજીને તન, મનથી તેનું સેવન કરવા ઇચ્છે છે અને બને તેટલું સેવન પણ કરે છે તેવા સત્પુરુષોનું જ્ઞાન જ સફળ માની શકાય છે. તે વિના તો ગમે તેટલું જ્ઞાન મેળવ્યું હોય તે કેવળ ભારભૂત જ લેખાય છે. કહ્યું છે કે– "જેમ ચંદનના ભારને વહન કરનાર ગર્દભ કેવળ ભારનો જ ભાગી છે, પણ ચંદનની શીતળતાનો ભાગી ( ભોકતા ) નથી તેમ સદ્વર્તનશૂન્ય એવો જ્ઞાની કેવળ જ્ઞાનનો જ ભાગી છે. લોકમાં ફક્ત પંડિત કહેવાય છે, પણ સદ્ગતિનો ભાગી થઇ શકતો નથી." સાર એ છે કે ઉપશમાદિક ગુણ પ્રાપ્ત થવાથી જ જ્ઞાનની કે મનુષ્યપણાની સફળતા છે. ઉપશમાદિક ગુણ વિનાનાં જ્ઞાન, ધ્યાન, તપ, શીલ, સંયમાદિક પણ સફળ થઇ શકતા નથી, માટે જ શાસ્ત્રમાં '**उवसमसारं खु सामन्नं**' ઉપશમ છે જેમાં એવું જ ચારિત્ર વખાણ્યું છે, ઉપશમ વિનાનું ચારિત્ર અસાર છે અને ચારિત્ર વિનાનું જ્ઞાન અસાર છે અર્થાત્ જે જ્ઞાનથી ઉપશમપ્રધાન ચારિત્ર ઉદ્ભવ્યું નથી તે જ્ઞાન વંધ્ય છે, તેમ જ જેથી સહજ શાંતિ—સમાધિ ઉદ્ભવી નથી તે ચારિત્ર પણ આડંબરરૂપ જ છે. શ્રીમદ્ ઉપાધ્યાયજી એક પદમાં કહે છે તે જ્ઞાન અને ચારિત્રના અર્થી જનોએ અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે.

પદ ( રાગ ધનાશ્રી )

જબ લગ ઉપશમ નાહીં રતિ,
તબ લગે જોગ ધરે કયું હોવે, નામ ધરાવે જતિ. જબ૦ ૧
કપટ કરે તું બહુવિધ ભાતે, ક્રોધે જલે છતી;
તાકો ફળ તું કયા પાવેગો, જ્ઞાન વિના નાહિં બતી. જબ૦ ૨
ભૂખ તરસ ઓર ધૂપ સહતુ હે, કહેતુ બ્રહ્મવતી;
કપટ કેળવે માયા મંડે, મનમેં ધરે વ્યક્તિ. જબ૦ ૩
ભસ્મ લગાવત ઠાઢો રહેવત, કહેત હે હું વસતિ;
જંત્ર તંત્ર જડી બૂટી ભેષજ, લોભવશ મૂઢમતિ. જબ૦ ૪
બડે બડે બહુ પૂરવધારી, જિનમેં શક્તિ હતી;
સો ભી ઉપશમ છોડી બિચારે, પાયે નરક ગતિ. જબ૦ ૫
કોઉ ગૃહસ્થ કોઉ હોવે વૈરાગી, જોગી ભગત જતિ;
અધ્યાતમ ભાવે ઉદાસી રહેગો, પાવેગો તબ મુગતિ. જબ૦ ૬
શ્રી નયવિજય વિબુધ વર રાજે, જાને જગ કીરતિ;
શ્રી જસવિજય ઉવજઝાય પસાયે, હેમ પ્રભુ સુખસંતતિ. જબ૦ ૭

આ પદનો ભાવાર્થ પ્રાયઃ સુગમ છે, તેથી મનનપૂર્વક વાંચતાં તેનું સહજ ભાન થશે. સર્વત્ર ઉપશમની જ પ્રધાનતા અને તેનાવડે જ જ્ઞાન અને ચારિત્રની સફળતા સ્વીકારી છે. ગમે તે મતમાં, ગમે તે સ્થિતિમાં ઉપશમ વિના કલ્યાણ નથી, તેથી મોક્ષાર્થી સજ્જનોએ જેમ સમતારસની પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય તેમ જ લક્ષપૂર્વક સદ્વર્તન સેવવા સતત યત્ન કરવો યુક્ત છે. એમ કરતાં કરતાં અનુક્રમે અભ્યાસના બળથી અને સદ્દગુરુની કૃપાથી સર્વ અભીષ્ટ સુખની પ્રાપ્તિ થઇ શકશે. ઉપશમના અભ્યાસવડે પ્રાપ્ત થયેલા સહજ ઉદાસીનતા સુખ પાસે ઇંદ્ર કે ચક્રવર્તીનું સુખ તૃણવત્ માનવામાં આવે છે. ૭

હવે સમ્યગ્જ્ઞાનધ્યાનમાં નિમગ્ન પુરુષોનું કેવું શાંતિકારક વર્તન હોય છે તે શાસ્ત્રકાર સંક્ષેપથી બતાવે છે.

જેમના કૃપાકટાક્ષ કરુણારસથી સદા ભરેલા હોય છે તેથી કરુણાપાત્રને તેનો અનાયાસે લાભ મળી શકે છે, અને જેમની વાણી સામ્યઅમૃતથી ભરેલી હોય છે તેથી તે ભવ્ય-ચકોરોને ચંદ્રાંશુની જેમ સદા સુખદાયી થાય છે. એવા ઉપશમ-રસના ભંડાર, મેરુની જેવા ધીર, સાયરની જેવા ગંભીર, પંકજ જેવા નિર્લેપ, પવનની જેવા અપ્રતિબદ્ધ, શારદજળની જેવા શુદ્ધ હૃદય, ભારંડ જેવા અપ્રમત્ત, ચંદ્રની જેવા શીતલેશ્યી અને ધોરીની જેવા ધર્મધુરંધર મહામુનીશ્વર નિર્મળ જ્ઞાન-ધ્યાનમાં સદા નિમગ્ન રહીને સદા સ્વપરહિત સાધવાને સાવ-ધાન રહે છે તેમને અમારી ત્રિકાળ વંદના છે. શ્રીમદ્ ઉપાધ્યાય-જીએ પણ અન્યત્ર એવા શુદ્ધ મુનિની સ્તુતિ કરી છે—

ધર્મ કે વિલાસ વાસ, જ્ઞાન કે મહાપ્રકાશ,
દાસ ભગવંત કે, ઉદાસ ભાવ લગે હે;
સમતા નદી તરંગ, અંગ હી ઉપંગ ચંગ,
મજજન પ્રસંગ રંગ, અંગ ઝગમગે હે. ... ધર્મ૦ ૧.

કર્મકે સંગ્રામ ઘોર, લરે મહામોહ ચોર,
જોર તાકો તોરવેકું, સાવધાન જગે હે;
શીલકો ધરી સન્નાહ, ધનુષ મહા ઉત્સાહ,
જ્ઞાનબાનકે પ્રવાહ, સબ વેરી ભગે હે. ... ધર્મ૦ ૨.

આયો હે પ્રથમ સેન, કામકો ગયો હે રેન,
હરિ હર બ્રહ્મ જેણ, એકલેને ઠગે હે;
ક્રોધ માન માયા લોભ, સુભટ મહા અખોભ,
હારે સોય છોડ થોભ, મુખ દેઈ ભગે હે. ... ધર્મ૦ ૩.

નોકષાય ભયે ખીન, પાપકો પ્રતાપ હીન,
ઓર ભટ ભયે દીન, તાકે પગ ઠગે હે;
કોઉ નહિં રહે ઠાઢે, કર્મ જો મિલે તે ગાઢે,
ચરનકે જીહા કાઢે, કરવાલ નગે હે. ... ધર્મ૦ ૪.

જગત્રય ભયો પ્રતાપ, તપત અધિક તાપ,
તાતે નહીં રહી ચાપ, અરિ તગતગેહે;
સુજસ નિશાન સાજ, વિજય વધાઇ લાજ,
એસે મુનિરાજ તાકું, હમ પાય લગે હે. ... ધર્મ૦ ૫.

ઉક્ત પદ અતિ ગંભીરાર્થવાળું છે. તેનું સૂક્ષ્મ દૃષ્ટિથી મનન કરવા યોગ્ય છે. ઉક્ત પદમાં મુનિરાજના ગુણનું સંક્ષેપથી પણ સ્પષ્ટ રીતે વર્ણન કરેલું છે. જેની છાપ યથાર્થ મનન કરવાથી ભવ્ય જીવ ઉપર સારી રીતે પડી શકે તેમ છે, માટે જ તેનું પુનઃ પુનઃ પ્રસન્ન ચિત્તથી મનન કરવું યુક્ત છે. શ્રીમાન્ પદ્મવિજયજી મહારાજે નવપદની પૂજામાં પાંચમા પદમાં મુનિરાજના ગુણ ગાતાં જણાવ્યું છે—

હવે પંચમ પદે મુનિવરા, જે નિર્મમ નિસંગ;
દિન દિન કંચનની પેરે, દીસે ચઢતે રંગ. ૧

ઢાળ

મુનિવર પરમ દયાળ ભવિયાં! મુનિવર પરમ દયાળ.
તુમે પ્રણમોને ભાવ વિશાળ ભવિયાં! મુનિવર પરમ દયાળ;
કુખી સંબલ[1] મુનિવર ભાખ્યા, આહાર દોષ ટાળે બિયાલ.[2]
ભ૦ મુ૦

૧ પોતાના પિંડને-દેહને આધાર મળે એટલો જ નિર્દોષ આહાર ગવેષી લાવી યથાવિધિ વાપરે છે, વધારે સંગ્રહ કરી રાખવા લાવતા નથી. ૨ ગોચરી સંબંધી ૪૨ દોષ.

બાહ્ય અભ્યંતર પરિગ્રહ છાંડી, જિણે છાંડી સવિ જંજાળ.
ભ૦ મુ૦ ૧

જિણે એ ઋષિનું શરણ કર્યું તેણે, પાણી પહેલાં બાંધી પાળ;
ભ૦ મુ૦

જ્ઞાન ધ્યાન કિરિયા સાધંતા, કાઢે પૂર્વના કાળ.[1] ભ૦ મુ૦ ૨

સંયમ સત્તર પ્રકારે આરાધે, છ જીઉના પ્રતિપાળ; ભ૦ મુ૦
એમ મુનિ ગુણ ગાવે તે પહેરે, સિદ્ધિવધૂ વરમાળ. ભ૦ મુ૦ ૩

દોહો

પાંચે ઈંદ્રિય વશ કરે, પાળે પંચાચાર;
પંચ સમિતિ સમિતા રહે, વંદું તે અણગાર. ૧.

ઢાળ

મુનિરાજકું સદા મોરી વંદના રે... મુનિ૦
ભોગ વમ્યા તે મનથી ન ઇચ્છે, નાગ જયું હોય અગંધના[2] રે; મુનિ૦
પરિસહ ઉપસર્ગે સ્થિર રહેવે, મેરુ પરે નિઃકંપના રે[3]. મુનિ૦ ૧.

ઇચ્છા[4] મિચ્છા[5] આવસિયા નિસિહિયા,
તહકાર ને[6] વળી છંદના રે; મુનિ૦
પૃચ્છા પ્રતિપૃચ્છા ઉપસંપદા, સમાચારી [7]નિમંતના રે. મુનિ૦ ૨.

એ દશવિધ સામાચારી પાળે, કહે પદ્મ લેઊં તસ ભામણા રે; મુનિ૦
એ ઋષિરાજ વંદનથી હોવે, ભવભવ પાપ નિકંદના રે. મુનિ ૩.

ઉપરની પૂજામાં મુનિના ગુણ એવી સરળ ભાષામાં ગવાયા

---

૧ લાખો વર્ષો. ૨ વમેલું વિષ પાછું ચૂસી ન લે એવી સર્પની જાતિ. ૩ અડગ. ૪ બળાત્કાર વિના સામાની ઇચ્છાથી જ કંઇ કામ કરવું તે. ૫ મિચ્છામિ દુક્કડં દેવો તે. ૬ ગુરુવચન તહત્તિ કરીને સ્વીકારવું તે. ૭ ગુરુઆદિકને આહારાદિક સંબંધી નિમંત્રણા કરવી તે.

છે કે તે બાળજીવને પણ તરત લક્ષમાં આવી શકે તેમ છે. ભાવાર્થ બહુ જ અસરકારક છે. ઉપાધ્યાયજી મહારાજ શ્રી સીમંધરસ્વામીની સ્તુતિના પ્રસંગે મુનિરાજના આ પ્રમાણે ગુણ ગાય છે:–

ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે;
ભવસાયર લીલાએ ઊતરે, સંયમ કિરિયા નાવે. ધન્ય૦ ૧.

ભોગ પંક તજી ઉપર બેઠા, પંકજ પરે જે ન્યારા;
સિંહ પેરે નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા. ધન્ય૦ ૨.

જ્ઞાનવંત જ્ઞાનીશું મળતા, તન મન વચને સાચા;
દ્રવ્ય ભાવ સુધા જે ભાખે, સાચી જિનની વાચા. ધન્ય૦ ૩.

મૂલ ઉત્તર ગુણ સંગ્રહ કરતા, ત્યજતા ભિક્ષા દોષો;
પગ પગ વ્રતદૂષણ પરિહરતા, કરતા સંયમ પોષો. ધન્ય૦ ૪.

મોહપ્રતે હણતા નિત્ય આગમ, ભણતા સદ્‌ગુરુ પાસે;
દૂષમકાળે પણ ગુણવંતા, વરતે શુભ અભ્યાસે. ધન્ય૦ ૫.

છઠ્ઠું ગુણઠાણું ભવ અટવી, ઉલ્લંઘન જેણે લહિયું;
તસ સૌભાગ્ય સકલ મુખ એકે, કેમ કરી જાયે કહિયું? ધન્ય૦ ૬.

ગુણઠાણાની પરિણતિ જેહની, ન છીપે ભવજંજાલે;
રહે શેલડી ઢાંકી રાખી, કેતો કાળ પરાળે. ધન્ય૦ ૭.

તેહવા ગુણ ધરવા અણધીરા, જો પણ સાધુ ભાખી;
જિનશાસન શોભાવે તે પણ, સુદ્ધા સંવેગે પાખી. ધન્ય૦ ૮.

સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમ કિરિયા;
વ્યવહારે રહિયા તે ફરસે, જે નિશ્ચય નય દરિયા. ધન્ય૦ ૯.

દુઃકરકારથકી પણ અધિકા, જ્ઞાન ગુણે ઇમ તેહો;
ધર્મદાસ ગણિ વચને રહિયે, જેને પ્રવચન નેહો. ધન્ય૦ ૧૦

સુવિહિત ગચ્છકિરિયાના ધોરી, શ્રી હરિભદ્ર કહાય;
એહ ભાવ ધરતા તે કારણ, મુજ મન તેહ સોહાય ધન્ય૦ ૧૧

ઈત્યાદિક મુનિગુણના ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે દીક્ષા ગ્રહી, પ્રમાદ તજી, નિઃસ્પૃહ રહી, સ્વપરહિત સાધવા નિષ્કપટપણે સંયમયોગમાં પોતાનાં મન, વચન અને કાયાનો સદુપયોગ કરે તે સાધુ જ દોષરહિત વ્રતનું આરાધન કરી શકે. તેવા મુનિ જ ધન્ય—કૃતપુણ્ય છે. તેવી કરણી કપટરહિત પાળવી કઠણ છે. જે પાળે તેની બલિહારી છે. જેનાથી તે પળી ન શકે તેણે કપટરહિતપણે તેવા શુદ્ધ સાધુની સેવાના રસિક થવું, યથાર્થ શ્રદ્ધા રાખવી, સદ્ગુણીની અંતઃકરણથી અનુમોદના કરવી, ગુણી સાધુનો વિનય કરવો, પણ પોતે પોતાનો વિનય કરાવવો નહિ. કોઇ ભવ્ય જીવને પ્રતિબોધી જો તેને દીક્ષા ગ્રહવાની જ ઇચ્છા હોય તો શુદ્ધ ચારિત્રપાત્ર સાધુની પાસે જ દીક્ષા લેવા તેને સમજાવવો, પણ સ્વાર્થબુદ્ધિથી તેને ઉત્તમ સાધુની સંગતિમાંથી ચુકાવવો નહિ; એ વિગેરે આચરણ કરવાથી અને પરભવનો ડર રાખી બની શકે તેટલી સંયમકિરિયા પાળવાથી સ્વહિત સાધી શકાય છે. તેવા માર્ગને જ્ઞાની પુરુષો 'સંવિજ્ઞપક્ષી' માર્ગ કહે છે. તેમાં જો કે સંયમકિરિયાને સારી રીતે પાળી શકાતી ન હોય તો પણ શુદ્ધ પ્રરૂપણાદિકથી શાસનની પ્રભાવનાવડે સંવિજ્ઞપક્ષી પણ ભવભીરુતાથી અનુક્રમે શિવગતિને સાધી શકે છે. યદ્યપિ મુખ્યપણે શીઘ્ર શિવસુખદાયી સર્વવિરતિ સંયમ જ એકાંત હિતકારી છે અને તેમ કરવાને અશક્તને માટે દેશવિરતિ ગૃહસ્થધર્મ પણ હિતકારી કહ્યો છે, પરંતુ પ્રથમ ભાવથી દીક્ષા ગ્રહણ કર્યા બાદ તેનો અંત સુધી યથાર્થ નિર્વાહ કરવાને અસમર્થ જણાયાથી જો કે તેને નિષ્કપટપણે ગૃહસ્થધર્મ અંગીકાર કરી તેમાં યથાવિધિ આદર કરવા જ કહ્યું છે; પણ કારણવશાત્ તેમ કરવાને જેનું

મન વધતું ન હોય તેવા ભવભીરુ જીવને માટે જ્ઞાની પુરુષોએ સંવિજ્ઞપક્ષીપણું સ્વીકારવાનું પણ ફરમાવ્યું છે. જ્યારે તે સ્વમાનનું મર્દન કરી નમ્રપણું આદરે છે અને સત્ય સર્વજ્ઞકથિત માર્ગને પ્રરૂપતાં મનમાં કંઈપણ સંકોચ રાખતો નથી ત્યારે જ ઉક્ત માર્ગનું યથાર્થ પાલન કરી શકાય છે. આ દૂષમ કાળમાં એવી રીતે માનનું મર્દન કરવું, સ્વદોષનું પ્રગટ કરવું અને સંકોચરહિત સદ્દગુણીની પ્રશંસા કરવી એ પણ દુર્લભ છે. તેથી તથા સમયોચિત સતક્રિયાના સેવનથી તે પણ પ્રશંસનીય છે. ઉપર કરેલા ઉલ્લેખમાં અંતે એ વાત સ્પષ્ટ કરી બતાવી છે. ઉપર કહેલા ત્રણે માર્ગમાં ગમે તે માર્ગનું કપટરહિત સેવન કરનારનું ખાસ લક્ષ મોક્ષસુખને જ સાધવાનું હોય છે. સમ્યગ્-દર્શન, જ્ઞાન અને ચારિત્રધર્મનું જેટલે જેટલે અંશે આરાધન કરવા આત્મા ઉજમાળ થાય છે તેટલે તેટલે અંશે તે વિભાવને તજી, સ્વભાવ સન્મુખતાને ભજી સહજ સમાધિસુખનો ભાગી થાય છે અને અનુક્રમે ઉક્ત રત્નત્રયીનું યથાર્થ આરાધન કરી તે અક્ષય અવિનાશી સિદ્ધપદને વરે છે, સ્વાભાવિક પૂર્ણતાને પામે છે, નિરુપાધિક સુખને સાધે છે. યાવત્ પરમાનંદમય થાય છે, અને જન્મમરણ સંબંધી સર્વ દુઃખનો સર્વથા અંત કરી લોકાગ્ર સ્થિતિને ભજે છે. એવી અનુપમ આત્મસ્થિતિ સાક્ષાત્ અનુભવવાના અર્થી જનોએ અક્ષુદ્રતાદિક ધર્મયોગ્યતા પામીને નિર્દોષ રત્નત્રયીનું આરાધન કરવા સદા ઉજમાળ રહેવું જોઇએ. સ્વાધીનપણે જે આત્મદમનવડે પૂર્વોક્ત રત્નત્રયીનું યથાર્થ આરાધન કરે છે તેમને જ્યાં કદાપિ પણ પરાધીનતાથી દુ:ખાવું પડતું નથી એવું અચળ મહોદયપદ પ્રાપ્ત થાય છે. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૪, પૃ. ૩૫૪, ૩૮૬. ]

## (૩) સ્થિરતાષ્ટક

**વિવેચન**—જ્યાંસુધી મનની, વચનની કે કાયાની ચપળતા ટળી નથી, જ્યાંસુધી તેવી ચપળતા ટાળવા પ્રયત્ન સેવવામાં આવતા નથી અને જ્યાંસુધી જીવને પ્રવૃત્તિમાર્ગ પ્રિય લાગે છે ત્યાંસુધી જીવને એકાંત હિતકારી અને એકાંત સુખદાયી સ્થિરતા-સમાધિ યા નિવૃત્તિ પ્રાપ્ત થઈ શકતી નથી. તેમાં પણ મનની ચપળતા રોકવી તો બહુ જ મુશ્કેલ છે. તે કામ કરવું જેવું દુર્ઘટ છે તેવું તે જરૂરનું પણ છે. મનને વશ કર્યા વિના અથવા મનની ચપળતા વાર્યા વિના તત્ત્વથી જીવને શાંતિ-સમાધિ સંભવતી જ નથી માટે સત્ય અને અવિચ્છિન્ન સુખશાંતિના અભિલાષી જનોએ મનને વશ કરવા અવશ્ય પ્રયત્ન સેવવો જરૂરનો છે. જેમ એક નાયકને વશ કરવાથી સર્વ વશ થઈ જાય છે તેમ મનને વશ કરવાથી સર્વ સુખ સ્વાધીન થાય છે અને સર્વ દુઃખ દૂર જાય છે. તેથી જ શાસ્ત્રકાર મનને વશ કરવા શિષ્યને સદ્બોધ આપે છે, અને ભાર દઈને જણાવે છે કે જ્યાંસુધી મન ઠેકાણે આવે નહીં ત્યાંસુધી કરવામાં આવતી ધર્મકરણી પણ ક્લેશરૂપ થાય છે. સ્થિર મનથી-શાંત ચિત્તથી જ્યારે પ્રસન્નપણે યથાવિધિ ધર્મકરણી કરવામાં આવે છે ત્યારે તેની લહેજત, તેની મીઠાશ, તેનો સ્વાદ યા તેનો અનુભવ કોઈ અપૂર્વ રૂપમાં થાય છે. તે કરણી દુઃખહરણી જ છે, એમ આત્માને પોતાને જ ખાત્રી થાય છે. જો કે સર્વ જીવનું સાધ્ય એક સુખ જ છે અને તેનાં સાધન તો અસંખ્ય છે, છતાં સમતાથી જે તેમાંના કોઈપણ સાધનને અવલંબી સુખને માટે પ્રયત્ન કરે છે તે અંતે સ્વસાધ્ય સુખને પામે જ છે. સમતા

અને સ્થિરતા વિનાનો પ્રયત્ન પણ નિષ્ફળ થાય છે, માટે શાસ્ત્રકાર સ્થિરતાને અવલંબી રહેવા ખાસ ઉપદેશ આપે છે.

ગુરુમહારાજ પરોપકારબુદ્ધિથી શિષ્યને પ્રતિબોધ કરે છે કે–' ભાઇ ! તું ચિત્તની ચપળતાને લીધે કંઈપણ હિત સાધનને સારી રીતે સ્થિરતાથી સેવતો નથી, સમુદ્રના તરંગની જેમ ક્ષણક્ષણમાં કંઈ કંઇ તરંગો ધારે છે, એકને મૂકી બીજી વસ્તુને આદરે છે અને બીજીને મૂકી ત્રીજીને આદરે છે. એમ કરી અસ્થિરતાથી તેનું કંઇ પણ શુભ ફળ પામતો નથી તેમ કરવું હે વત્સ ! તને હિતકારી નથી, પણ અહિતકારી છે, કંઈ પણ શુભ ક્રિયા સમજીને સ્થિર મન, વચન અને કાયાથી સેવી હોય તો જ તેનું યથાર્થ ફળ મળી શકે છે. દૃષ્ટાંત તરીકે કંઈ પણ મંત્રસાધન કે વિદ્યાસાધન જો બરાબર સ્થિરતા અને શ્રદ્ધાથી વિધિવત્ કરવામાં આવે તો જ તે ફલિભૂત થાય છે, નહીં તો તે નિષ્ફળ જાય છે અને કવચિત્ નુકશાનકારી પણ થાય છે; માટે કોઇ પણ શુભ કરણી કરતાં અસ્થિરતા કે અશ્રદ્ધા તો કરવી જ નહીં. શ્રદ્ધા અને સ્થિરતાથી સમજપૂર્વક યથાવિધિ તેનું પાલન કરવાથી જ યથેષ્ટ ફળની પ્રાપ્તિ થઈ શકે છે, નહીં તો કેવળ કલેશ માત્ર ફળ થાય છે. શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજે જ આ પ્રમાણે કહ્યું છે કે—

જબ લગ આવે નહીં મન ઠામ—એ ટેક.<br>
તબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફળ, જ્યોં ગગને ચિત્રામ. જ૦ ૧<br>
કરની બિન તું કરે રે મોટાઇ, બ્રહ્મવ્રતી તુઝ નામ;<br>
આખર ફળ ન લહેગો જ્યોં જગ, વ્યાપારી બિનુ દામ. જ૦ ૨<br>
મુંડ મુંડાવત સબહિ ગડરિયા, હરિણ રોઝ બન ધામ;<br>
જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહતુ હે ઘામ. જ૦ ૩

એતે પર નહીં યોગકી રચના, જો નહીં મન વિશ્રામ;
ચિત્ત અંતર પર છલનેકું ચિંતવત, કહા જપત મુખ રામ. જ૦ ૪
બચન કાય ગોપે દૃઢ ન ધરે, ચિત્ત તુરંગ લગામ;
તામે તું ન લહે શિવ સાધન, જ્યું કણ સૂને ગામ. જ૦ ૫
પઢો જ્ઞાન ધરો સંજમ કિરિયા, ન ફિરાવો મન ઠામ;
ચિદાનંદ ઘન સુજસ વિલાસી, પ્રગટે આતમરામ. જ૦ ૬

એવી રીતે પરભાવમાં જતાં મનને વારી સ્વભાવમાં જ સ્થિર કરવા શાસ્ત્રકાર ભલામણ કરે છે. મનની અસ્થિરતાથી અનેક સંકલ્પવિકલ્પ ઉદ્દ્ભવે છે અને તેથી માનસિક અશાંતિયોગે ભારે દુઃખ પ્રગટે છે અથવા પૂર્વે ચિત્તની પ્રસન્નતાયોગે પ્રાપ્ત થયેલી સુખશાંતિનો ભંગ થાય છે. એમ સમજી અવિચ્છિન્નપણે સુખશાંતિને સાધવા શુદ્ધ સાધ્યમાં સ્વચિત્તને સ્થિર કરી સંકલ્પવિકલ્પોને શમાવવા યત્ન કરવો જરૂરનો છે, તેવા પવિત્ર લક્ષ વિના કરવામાં આવતો પ્રયત્ન કંઇ પણ કલ્યાણને સાધનારો થતો નથી અને પવિત્ર લક્ષપૂર્વક સ્થિર ચિત્તથી કરવામાં આવેલો પ્રયત્ન શીઘ્ર સફળતાને પામે છે. શુદ્ધ શ્રદ્ધા અને સ્થિરતાથી કોઇ પણ એવું કાર્ય નથી કે જે સાધી ન શકાય. ઇંગ્રેજીમાં પણ કહેવત છે કે Patience and perseverance overcome mountains. અર્થાત્ હિંમત અને ખંતથી ગમે તેવું મહાભારત કામ પણ સાધી શકાય છે. જ્યાંસુધી ચિત્તની ચપળતાથી ઉત્પન્ન થતાં અનેક સંકલ્પવિકલ્પોને દાબી દઇ સ્થિરતા ( Stability of mind ) સાધવાને આત્મા સન્મુખ થતો નથી ત્યાંસુધી લક્ષ વિના ફેંકેલા બાણની જેમ નિષ્ફળતાથી તેને ખેદ જ પ્રાપ્ત થાય છે, પરંતુ જ્યારે ચિત્તની ચપળતા- (Agitatation of mind) થી ઉત્પન્ન થતા સંકલ્પવિકલ્પો

સમતાયોગે શમી જાય છે ત્યારે ચિત્ત શરદઋતુના જળની જેવું સ્વચ્છ અને શાંત બને છે અને એમ થવાથી આત્મામાં રહેલો સહજ ગુણનિધાન પોતાને સાક્ષાત્ દૃશ્યમાન થાય છે. તાત્પર્ય કે ચિત્તની પ્રસન્નતાથી કરવામાં આવતી સર્વ સાધના સફળ થાય છે. જેમ નિર્મળ જળમાં નીચે પડેલી વસ્તુ પ્રત્યક્ષ દેખાય છે તેમ સંકલ્પવિકલ્પની સહજ ઉપશાંતિથી ચિત્તમાં સ્વાભાવિક રીતે પ્રગટ થયેલી પ્રસન્નતાવડે આત્મામાં રહેલા અદ્ભુત ગુણોનું એવું ભાન થઈ આવે છે કે જે મનની સંકલ્પવિકલ્પવાળી મલિન દશામાં કદાપ થઈ શકે જ નહીં, માટે જ સ્થિરતા માટેનો સર્વ ઉપદેશ સાર્થક છે. વળી શાસ્ત્રકાર ચિત્તની ચપળતાથી પ્રગટ થતો મોટો ગેરફાયદો બતાવી આપી સ્થિરતા ગુણનું જ સેવન કરવા શિષ્યને સમજાવે છે. ૧.

જેમ દહીંથી, છાશથી કે ફટકડી જેવી ખાટી વસ્તુના સંયોગથી થોડા જ વખતમાં દૂધ જેવા મિષ્ટ પદાર્થના ફોદાફોદા થઇ જાય છે, તેમ લોભયુક્ત માઠા વિકલ્પોવડે અમૃત જેવા જ્ઞાનાદિ ગુણોને પણ નાશ થઇ જાય છે. કોઈપણ પૌદ્ગલિક વસ્તુ સંબંધી લોભ પેદા થયે છતે ચિત્તની ચપળતાથી એવા એવા અને એટલા બધા સંકલ્પવિકલ્પ જાગે છે કે જેથી અમૃત જેવું સુખદાયી અને નિરુપાધિક જ્ઞાનં પણ અવરાઈ જાય છે. જેમ કોઇ એક જળાશયમાં પથ્થરનો કટકો નાંખતાં જ પાણીમાં એક પછી એક એમ અનેક કુંડાળાં થવા માંડે છે અને તે વિસ્તારમાં પણ વધતા જઇ તે જળાશયમાં ફેલાતા જાય છે તેમ મિથ્યાત્વ, અજ્ઞાન કે અવિરતિ મોહના સંયોગથી આત્મામાં કોઇ પણ જડ વસ્તુ વિષયિક લોભનો ઉદય થાય છે ત્યારે તત્સંબંધી અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો પણ સ્વાભાવિક રીતે જ ઊઠે છે અને તે

પ્રમાણમાં અનુક્રમે વધતા જાય છે. તેથી આત્માનું નિર્મળ જ્ઞાન બાધિત થાય છે અને અવરાઇ જાય છે. પ્રથમ જે ચિત્તનો વેગ નિર્મળ જ્ઞાનપ્રવાહમાં જ વહેતો હતો તે આવો જડવસ્તુ વિષયિક લોભ પ્રાપ્ત થયા પછી બીજા તુચ્છ પુદ્ગલ સંબંધી સંકલ્પવિકલ્પની પરંપરામાં જ વહેવા માંડે છે. તેથી નિર્મળ જ્ઞાનના માર્ગમાં મોટો ક્ષોભ પેદા થાય છે અને અનુક્રમે લોભના યોગે સંકલ્પવિકલ્પની વૃદ્ધિ થતાં પૂર્વે ઉપાર્જન કરી રાખેલું જ્ઞાન પણ બહુધા અવરાઈ જાય છે.

મનમાં આવા વિપરીત વેગથી બીજું અપૂર્વ જ્ઞાન પેદા કરવાનું તો બને જ કયાંથી ? આવા સબળ કારણથી જ ગુરુ-મહારાજ શિષ્યને ચપળતાયોગે થતા સંકલ્પવિકલ્પોને દાબી દેવા અને સ્થિરતા ગુણનું સેવન કરવા ખાસ કરીને સમજાવે છે; માટે ચિત્તની સ્થિરતાથી આત્માની કેવી અવનતિ (હલકાઇ) થાય છે તેનું હવે ગુરુમહારાજ શિષ્યને કંઇક જ્ઞાન કરાવે છે. ૨.

જેમ પરપુરુષમાં આસક્ત થયેલી વ્યભિચારિણી સ્ત્રી સ્વપતિને ઠગવા તથા પોતાની નાતજાતમાં સતીપણું જણાવવા ઠાવકું મોં રાખીને બોલે છે, નીચું જોઇને ચાલે છે અને સ્વમુખ ગોપવી આઘું ઓઢીને હરે-ફરે છે; એ વિગેરે વિવિધ ચેષ્ટાઓ કરે છે તે સર્વે મનની કુટિલતાથી-કપટવૃત્તિથી કંઈ પણ હિતકારી થતી નથી. તેમ ચંચળ ચિત્તવાળાની ચેષ્ટા આશ્રી પણ સમજી લેવું. જો કે અસતી સ્ત્રી અનેક પ્રકારની ચેષ્ટા સ્વપતિ વિગેરેને છેતરવા માટે જ કરે છે, અને કદાચ તેથી તે છેતરાય પણ છે; તો પણ તે સ્ત્રી તો પોતાની કુટિલતાથી પોતાના આત્માને જ ઠગી સતીપણાના સુખથકી તેમજ સ્વર્ગાદિકના

સુખથકી પોતે જ પોતાને વંચત રાખે છે. તેમ ચળચિત્તવાળો જીવ પણુ ચપળતાથી અપર અપર ક્રિયાને કરતો અને આગલી આગલીને છાંડતો પોતે જ પોતાને તે તે ક્રિયાના શુભ ફળથી વંચિત રાખે છે. દગ્ધ, શૂન્ય, અવિધિ અને અતિપ્રવૃત્તિ એ દોષચતુષ્ટયથી ક્રિયા કરનાર તેના શુભ ફળથી સ્વાભાવિક રીતે જ ન્યારો રહે છે.

અવંચક ક્રિયા યોગે જ અવંચક ફળ મળી શકે છે. જે ક્રિયામાં કોઇ પણુ પ્રકારની કુટિલતા ન હોય તે ક્રિયા જ અવંચક કહી શકાય છે, અને તે મન, વચન અને કાયાની એકતાથી જ બની શકે છે. જેવું મનમાં એવું જ વચનમાં અને એવું જ કાયામાં પ્રવર્તાવવામાં આવે તો જ એકતા જળવાય છે, અને એવી એકતા જળવાય તો જ ક્રિયાઅવંચકતાથી ફળ-અવંચકતા પ્રાપ્ત થાય છે. રહેણીકરણી એક સરખી કરવાથી જ એવી એકતા જળવાય છે. નિર્દોષ મન, નિર્દોષ એવું સાપેક્ષ વચન અને એવું જ નિર્દોષ વર્તન કરવાથી ક્રિયાઅવંચકતા ગણાય છે, એવી અવંચકક્રિયાના યોગથી મોક્ષરૂપ અવંચકફળની સહેજે પ્રાપ્તિ થાય છે. વીતરાગ પ્રભુના પવિત્ર વચનાનુસાર શુદ્ધ શ્રદ્ધા અને નિશ્ચળતાપૂર્વક વર્તવાથી જ આત્માને અંતે એવો અપૂર્વ લાભ મળે છે, એમ સમજીને ચિત્તની ચપળતા વારવાને અને નિશ્ચળતા આદરવાને અવશ્ય પ્રયત્ન સેવવો યુક્ત છે. મન ઉપર કાબૂ મેળવ્યા વિના વચન અને કાયાની પ્રવૃત્તિ નિર્દોષ સંભવતી નથી. સ્વચ્છંદપણે ચાલવાથી નિરપેક્ષ વચનનો વ્યાપાર તેમજ તેવું નિરપેક્ષ વર્તન પણ સંભવે છે, માટે જ મનને સાધવા વિશેષ પ્રયત્ન કરવાની જરૂર છે. કહ્યું પણ છે

કે—"મનને જીતવાથી ઇંદ્રિયો સુખે જીતી શકાય છે, અને ઇંદ્રિયો જીતાયાથી કર્મનો પણ સુખપૂર્વક નિરોધ થઇ શકે છે. કર્મનો નિરોધ થવાથી અંતે અક્ષયસુખ પ્રાપ્ત થાય છે માટે મનને જ મારવું યુક્ત છે." મનને માર્યા વિના ઇચ્છાનિરોધ થતો નથી અને ઇચ્છાનિરોધરૂપ વિનાના તપ, જપ પણ અક્ષયસુખને માટે થતા નથી, કેમકે ઇચ્છાનિરોધરૂપ તપ, જપ તથા સંયમવડે જ આત્મા સર્વ કર્મબંધનથી સર્વથા મુક્ત થઇને અવિનાશી એવા મોક્ષપદને પામે છે. ૩

ચિત્તની સ્થિરતા વિના અધીરજ અને અવિશ્વાસથી અથવા કેવળ લોકરંજન માટે કરવામાં આવતી કરણીથી કંઇ પણ કલ્યાણની પ્રાપ્તિ થતી નથી, એ ઉપરની વાતથી સિદ્ધ થાય છે તો પણ તે વાતને જ પુષ્ટિ આપવા શાસ્ત્રકાર પુનઃ યુક્તિપુરસ્સર શિષ્યને સમજાવે છે કે—

જ્યાંસુધી પેટમાં ચોંટ રહી ગઇ હોય અને તેને કોઇ ઉપાયવિશેષથી દૂર કરી ન હોય ત્યાંસુધી ગમે તેવું ઓષધ રોગીને ગુણકારી થઈ શકતું નથી, તેથી જ નિપુણ વૈદ્યો દરદીના દર્દનું નિદાન શોધીને પછી જ તેને ઉચિત દવા આપે છે. જો પેટમાં ચોંટ રહેલી માલૂમ પડે તો પ્રથમ તેનો જ ઉપાય કરે છે. ચોંટ રહી જવાથી મળકોશ બગડે છે, ચૂંક આવે છે, બદહજમી થાય છે અને તેનો અવસરે ઉચિત ઇલાજ કરવામાં ન આવે તો કવચિત્ પ્રાણાંત પણ થઇ જાય છે; તેથી જ નિપુણ વૈદ્યજનો તેનો ઉપાય પ્રથમ કર્યા પછી જ બીજો ઘટિત ઇલાજ કરે છે. એક જરા જેટલી ફાંસ પણ જો હાથ કે પગમાં વાગી ગઇ હોય તો જીવને કયાંય ચેન પડતું નથી, જયારે તેને યત્નથી

ખેંચી લેવામાં આવે છે ત્યારે જ શાંતિ વળે છે, તો પછી ઊંડા ખૂંચી ગયેલા મોટા શલ્યનું તો કહેવું જ શું? જ્યાંસુધી તે અંદર પેઠેલા શલ્યનો નિકાલ ન થાય ત્યાંસુધી જીવને એક ક્ષણભર પણ રતિ ઉપજતી નથી; પરંતુ આ સર્વે તો દ્રવ્ય શલ્ય છે અને તે બાહ્ય ઉપચારોથી ઉદ્ધરી પણ શકાય એવા છે, તેથી તે વિવિધ ઉપાયોથી ઉદ્ધરી લેવામાં પણ આવે છે. તેમ છતાં તેવું દ્રવ્યશલ્ય રહી જાય તો પણ તેની ફક્ત એક જ ભવમાં વ્યથા સહેવી પડે છે. વળી તે જો સમભાવે સહન કરી લેવાય તો ભવાંતરમાં તેવા દ્રવ્યશલ્યથી કંઈપણ દુઃખ થતું નથી, પરંતુ જો મનની અસ્થિરતા-ચિત્તની ચંચળતારૂપ અંતરંગ, ભાવશલ્ય રહી જાય તો તેથી જીવને અનેક ભવમાં વિટંબના સહેવી પડે છે. જ્યારે એક નાની સરખી ફાંસની પણ વેદના સહન કરવી મુશ્કેલ થઇ પડે છે અને તેથી જ તેટલી ફાંસને પણ ઝટપટ કાઢી નાંખવા પ્રયત્ન કરાય છે ત્યારે અનંત દુઃખદાયી એવા સંસારચક્રમાં ભમાડનાર અસ્થિરતારૂપી અંતરંગ મહાશલ્યની તો શાણા માણસોથી કેમ જ ઉપેક્ષા કરી શકાય? બાહ્ય ઉપચારથી સુખે ઉદ્ધરી શકાય એવા દ્રવ્યશલ્યની પણ દુઃખદાયી ઉપેક્ષા કરાતી નથી તો અંતરંગ મહાશલ્યની તો ઉપેક્ષા કરી જ કેમ શકાય? અને એવી અણઘટતી ઉપેક્ષા કરવાથી આત્માનું કેટલું બધું અહિત થાય? એમ સમજીને શાણા માણસોએ તે અંતરંગ મહાશલ્યને ઉદ્ધરવા માટે યોગ્ય પ્રયત્ન અવશ્ય કરવો જ જોઇએ. તેના ઉપચારના જાણ એવા જ્ઞાની સદ્ગુરુની સમીપે જઇ નમ્રતા-પૂર્વક પોતાનું દુઃખ નિવેદન કરી તેનો અમોઘ ઉપાય પૂછવો જોઇએ. સદ્વૈદ્ય સમાન સદ્ગુરુ ભવ્યજીવની કહેલી હકીકત

સાંભળીને અથવા તો ઇંગિત આકાર ઉપરથી જાણીને એકાંત હિતબુદ્ધિથી સદુપાય બતાવે છે, તે બરાબર લક્ષમાં રાખીને કાળજીથી સેવવો જોઇએ. ચિત્તની ચંચળતા–અસ્થિરતા જેથી વધતી જતી હોય એવા બાધક વિચારોથી અથવા તેનાં કારણોથી દૂર રહેવા સંબંધી જે સદુપદેશ તેઓ દે તેનું અમૃતની જેમ પાન કરવું જોઇએ, જેમ સદ્વૈદ્યનાં હિતકારી વચનને વિરાધી સ્વચ્છંદપણે વર્તનાર માણસ દુઃખી જ થાય છે તેમ સદ્ગુરુનાં એકાંત સુખકારી વચનોનો અનાદર કરીને આપમતે ચાલનાર શિષ્ય પણ દુઃખનો જ ભાગી થાય છે, માટે ગુરુમહારાજ પરોપકાર બુદ્ધિથી આપણને જે જે શિખામણો આપે તે તે લક્ષપૂર્વક સાંભળી, હૃદયમાં ધારણ કરી તેનો બનતો અમલ કરવા કટિબદ્ધ રહેવું એ આપણી ફરજ છે.

જો સદ્ગુરુની સત્ય અને સરલ સુખદાયી શિખામણોનો આપણે સારી રીતે આદર કરવા ચૂકીએ નહિં, તો આપણા ચિત્તની ચંચળતા, વચનની નિરપેક્ષતા અને કાયાની કુટિલતા દૂર કરવાને આપણે સમર્થ થઇ શકીએ; પરંતુ જો આપણે આપણા કર્ત્તવ્યથી ચૂકીને સદ્ગુરુનાં વચનનો અનાદર કરીએ તો આપણે આપણા મન, વચન અને કાયાને નિર્દોષ બનાવવાને બદલે ઊલટા સદોષ બનાવીએ અને એવા સદોષ મન, વચન અને કાયાથી કરવામાં આવતી ક્રિયા પણ સદોષ જ થાય. જ્યારે ક્રિયા જ સદોષ હોય ત્યારે તેમાંથી નિર્દોષ એવા મોક્ષફળની આશા શી રીતે રાખી શકાય ? અથવા તો જેમ દૂધ, ઘી જેવા પૌષ્ટિક પદાર્થો નીરોગી ને પુષ્ટિકારક થાય છે તેમ રોગિષ્ટને સુખદાયી થતા નથી પણ ઊલટા દુઃખદાયી થાય છે, તેવી જ રીતે જે ક્રિયા સ્થિર મન, વચન અને કાયાવડે કરવાથી

કલ્યાણ સાધી શકાય છે તે જ ક્રિયા તેથી વિપરીત યોગવડે સાધવાથી આત્માને શી રીતે હિતકારી થઇ શકે ? એમ સમજીને જે શુભાશય સ્થિરતાનું સેવન કરે છે તેમને કેટલી બધી સુખશાંતિ સંભવે છે તે શાસ્ત્રકાર હવે બતાવે છે. ૪.

સદ્વિચારોવડે અસદ્વિચારોને ઉપશમાવી દઇ; શુભ સંકલ્પબળથી અશુભ સંકલ્પવિકલ્પને હઠાવી દઇ મનની મલિનતા દૂર કરી, અનુક્રમે શુદ્ધસ્વરૂપી પરમાત્મામાં મનને પરોવી દઇ, દૃઢ અભ્યાસથી તેમાં મનની એકતાને–સ્થિરતાને સાધે છે, તેમ જ સર્વજ્ઞ વીતરાગે કથેલા આપ્ત આગમોનો આશ્રય લઇ, સત્ય તત્ત્વનું શોધન કરી, ક્રોધ, માન, માયા, લોભ, ભય અને હાસ્યાદિને દૂર કરી, પ્રાણાંત કષ્ટથી પણ નહીં ડરતાં, અચળ સિદ્ધાંતને વળગી રહી, સહુ કોઇને પ્રિય, પથ્ય અને તથ્ય વચનવડે જ સંતોષી, વચનના નિગ્રહવડે જે મૌનીંદ્રમાર્ગને અનુસરે છે, અર્થાત્ જેવું મનમાં વર્તે છે એવું જ વચનદ્વારા વદે છે અને એવું જ લક્ષપૂર્વક કાયાથી પ્રવર્તાવે છે, એમ જેના ત્રણે યોગ અવિરુદ્ધપણે પ્રવર્તે છે તેવા અવિરુદ્ધ વર્તનથી જેમને સર્વાંગે સ્થિરતા વ્યાપી છે, એવા યોગી પુરુષોની સહજ શાંતિનું શું કહેવું ? ગમે તેવા અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોમાં, ગમે તેવા સ્થાનમાં કે ગમે તેવા સમયમાં તેવા સાધુપુરુષોનો સ્વભાવ શીતળ જ સંભવે છે. તેમાં કદાપિ વિકાર થવો સંભવતો જ નથી. કોઇ આવીને સન્મુખ ઊભા રહી તેની સ્તુતિ કરો યા નિંદા કરો, કોઇ આવીને શીતળ ચંદનાદિકથી અર્ચા કરો યા કોઇ આવીને વાંસલાવડે છેદી જાઓ તો પણ તે બંને ઉપર જેને સમાનભાવ વર્તે છે તે મહાપુરુષ જ યોગીના અદ્‌ભુત નામને સાર્થક કરે છે. જે

રાજાને અને રંકને સમાનપણે સદુપદેશ આપે છે અર્થાત્ જે તે બંનેમાં લેશમાત્ર ભેદભાવ લેખતા નથી, સુવર્ણ અને પાષાણને સરખા ગણે છે, જેમ પાષાણને નકામો ગણે છે તેમ સુવર્ણને પણ નકામું ગણે છે, અને જે નારીને કાળી નાગણી જેવી અનર્થકારી લેખી દૂરથી જ પરિહરે છે એવા સત્પુરુષો જ સાધુ નામને સાર્થક કરી શકે છે. જે નિંદા કે સ્તુતિને શ્રવણે સુણીને મનમાં કંઇપણ ખેદ કે હર્ષને ધારણ કરતા નથી, એવા યોગીશ્વર પુરુષો જ પરમપદને સાધી શકે છે. જે ચંદ્રની પેઠે સ્વભાવે શીતળ છે, સાગરની જેવા ગંભીર છે, અને ભારંડ પંખીની જેમ અપ્રમત્ત રહે છે તેવા સાધુપુરુષો જ સ્વપરહિત સુખે સાધી શકે છે. જે પોતે પોતાને ઉચિત વ્યવહારને સેવતા સતા કમળની જેમ ન્યારા જ રહે છે, પોતાને બાધક કર્મનો લેપ ન લાગે એમ સંભાળથી જે વર્તે છે તેવા મહાપુરુષ ખરેખર મુક્તિના અધિકારી છે. એવા અધિકારી પુરુષોની પ્રકૃતિ સ્વભાવિક રીતે જ શીતળ હોય છે તેથી બહારના સંયોગોવડે તેમાં વિકૃતિ થવા સંભવ રહેતો જ નથી. તેવા આત્મારામી યોગીશ્વરોને અમારી ત્રિકાળ વંદના હો ! ૫.

જો એક સ્થિરતા–નિશ્ચળતારૂપી અંતરંગ સ્વાભાવિક દીવો આત્મામાં પ્રગટ્યો હોય તો, પછી બાધકભૂત સંકલ્પ–વિકલ્પોનું તથા મલિન એવા પાપાશ્રવોનું કંઇ પણ જોર ચાલી શકે જ નહીં. જેમ કોઈ એક સુંદર મહેલમાં અચળ એવી સ્વાભાવિક જ્યોતિવાળો રત્નનો દીપક જગાવ્યો હોય તો પછી તેમાં કૃત્રિમ દીવા કરવાનું કંઇ પ્રયોજન રહે નહીં. જ્યારે કૃત્રિમ દીવા કરવાની જરૂર રહે નહીં તો પછી ધૂમાડાથી અને કાજળથી મહેલની મલિનતા થાય જ શી રીતે? તે જ્યારે કૃત્રિમ

દીવા કરવા પડતા હોય ત્યારે જ થવી સંભવે. સ્વાભાવિક જ્યોતિ-વાળા રત્નદીપકથી ઉપરની સર્વ ખટપટ મટી જાય છે અને પ્રકાશ પણ સુંદર મળે છે તેમ જ્યારે આત્મામાં સ્વાભાવિક પ્રકાશ અને શીતળતાને આપનારો સ્થિરતારૂપી સહજ દીપક પ્રગટ થયો, તો પછી કૃત્રિમ સુખશાંતિ માટે ખોટા સંકલ્પ કરવારૂપ ક્ષણિક દીપક પ્રગટાવવાની શી જરૂર ? તાત્પર્ય એ કે આત્મામાં અચળ સ્થિરતા પ્રગટ્યા બાદ એવી શાંતિ પ્રસરે છે કે, પછી કૃત્રિમ સુખશાંતિ માટે કંઇ પણ પ્રયત્ન કરવો પડતો જ નથી. અરે ! અખંડ રાજ્યને પામીને અસાર વસ્તુને માટે કોણ યત્ન કરે ? સંકલ્પ પછી વિકલ્પોની શ્રેણી જાગે છે અને એવા ખોટા સંકલ્પવિકલ્પોથી આત્મામાં અશુભ કર્મનું આવાગમન થાય છે, તે આવા સ્થિરતાવંતને સંભવતું નથી, કેમ કે તેને એવા કૃત્રિમ સુખને માટે સંકલ્પવિકલ્પો જ સંભ-વતા નથી, તો તેવા કારણ વિના પાપ આશ્રવ સંભવે જ કેમ ? એવી રીતે સંકલ્પવિકલ્પોથી અને પાપ આશ્રવથી સહેજે દૂર રહેવાથી સ્થિરતાયોગે આત્મા અપૂર્વ સુખશાંતિનો સાક્ષાત્ અનુભવ કરે છે–કરી શકે છે. ખરું જોતાં આત્માના સ્વાભાવિક જ્ઞાનાદિક ગુણમાં જ રમણ કરવું, તેમાં જ સ્થિર થવું તે જ નિર્મળ ચારિત્ર છે. અને એવા ચારિત્રવડે જ આત્મા અપૂર્વ સમાધિ–સુખનો સાક્ષાત્ અનુભવ કરીને અંતે અવિનાશી એવા મોક્ષપદને વરે છે. જ્યાં જન્મમરણની, સંયોગવિયોગની કે આધિ વ્યાધિ સંબંધી રંચ માત્ર ઉપાધિ નથી; એવું નિરુપા-ધિક શાશ્વત મોક્ષસુખ સહજ સ્થિરતાવંતને જ પ્રાપ્ત થાય છે, એવી સહજ સ્થિરતા સતત અભ્યાસના યોગે પ્રાપ્ત થઈ શકે છે અને એવો શુભ અભ્યાસ પણ સાંસારિક ઉપાધિ સર્વથા અથવા

અંશે અંશે ઓછી કરવાથી જ બની શકે છે. મોહાસક્ત જીવોએ જે સાંસારિક ઉપાધિને સુખરૂપ માનેલ છે તેને જ્ઞાની–વિવેકી જનો કેવળ દુઃખરૂપ જાણીને તજી દે છે. જેમણે જગતની ક્ષણ-ભંગુર વસ્તુઓનો સારી રીતે અનુભવ લઇ તેમાં અસારતા જોઇને તેનો ત્યાગ કર્યો છે, તેમનો વૈરાગ્ય જ્ઞાનગર્ભિત હોવાથી તે સ્થિર ટકી રહે છે, તેવા સમર્થ પુરુષો સાંસારિક સંબંધને સર્પની કાંચળીની જેમ તજી દઇ તેને ફરી આદરતા નથી, પરંતુ જેમનો વૈરાગ્ય દુઃખગર્ભિત અથવા મોહગર્ભિત હોવાથી કાચો છે, તેઓને તુચ્છ વિષયોમાં લલચાઇ જતાં વાર લાગતી નથી. છતાં જો તેમને પણ ભાગ્યવશાત્ કોઇ સત્સમાગમયોગે તેનું યથાર્થ ભાન થઇ જાય છે તો તે શુદ્ધ વૈરાગ્યથી વાસિત થઇ અનુક્રમે આત્મગુણમાં સ્થિર થઇ શકે છે. તાત્પર્ય એ કે–જેને તેને જ્યારે ત્યારે પણ પરઉપાધિને સર્વથા તજી આત્માના સહજ ગુણમાં સ્થિરતા કર્યે જ કલ્યાણ છે. આત્મામાં સહજ સ્થિરતા ગુણને પ્રકટાવવાથી જ જીવનું કલ્યાણ થવાનું છે, એમ જાણતા છતાં જો તેનો અનાદર કરીને અસ્થિરતા અથવા ચપલતાનું જ સેવન કરવામાં આવશે તો આત્માને કેટલી હાનિ થશે તેનું શાસ્ત્રકાર પોતે જ ભવ્ય જીવોને કંઇક ભાન કરાવે છે. ૬.

સ્થિરતાયોગે આત્મામાં પ્રગટ અનુભવાતું સત્ય સુખ લક્ષમાં સ્થાપીને અને તેના ચિર પરિચયથી ભવિષ્યમાં થનારા અવિનાશી એવા મોક્ષસુખને પુનઃ પુનઃ સંભારીને આત્માર્થી જનોએ સહજ સ્થિરતા ગુણનો જ અહોનિશ અભ્યાસ કરવો યોગ્ય છે. તેમ જ અસ્થિરતાયોગે આત્મામાં પ્રગટ અનુભવાતા દુઃખને અથવા સત્ય સુખના વિયોગને લક્ષમાં રાખી તેવી જ અસ્થિર-તાને પુનઃ પુનઃ ઉપેક્ષાપૂર્વક સેવવાથી આત્માની ભવિષ્યમાં

થનારી અત્યંત અધોગતિને વારંવાર યાદ લાવીને મોક્ષાર્થી જનોએ તેવી દુઃખદાયી અસ્થિરતાને દૂર તજવી યોગ્ય છે. સ્થિરતા એ એકાંત સુખનો રસ્તો છે, અને અસ્થિરતા એ એકાંત દુઃખનો જ માર્ગ છે, એમ સારી રીતે મનમાં નિરધારીને અહિતકારી એવો અસ્થિરતાનો માર્ગ સર્વથા તજવાને ભવ્ય જનોએ સ્વતઃ ઉજમાળ થવું જોઇએ; તેમ છતાં જો તું સ્વતઃ અસ્થિરતાને ઉદીરીશ એટલે અસ્થિરતા પ્રગટ થાય એવાં જ વિરુદ્ધ કારણોને આપમતિથી સેવીશ તો તેથી તારી અત્યાર સુધીમાં વધેલી સુખશાંતિનો પણ લોપ થઈ જશે. જે સુખશાંતિનો સાક્ષાત્ અનુભવ લેવા તું ભાગ્યશાળી બન્યો છે તેનો પણ લોપ તારી જ ગફલતથી થઇ જશે, તો પછી અભિનવ સુખશાંતિની તો આશા જ શી ? જેમ પ્રબળ પવનના યોગથી ઘડીવારમાં મેઘની ઘટા વિખરાઇ જાય છે અને મેઘની ઘટાથી ઉત્પન્ન થયેલી શુભ આશા પ્રબળ વાયુના વેગથી ક્ષણમાં વિસરાળ થઇ જાય છે, તેમ અસ્થિરતાના યોગે થોડા જ વખતમાં પૂર્વ પ્રયત્નથી સાધેલી સમાધિનો લોપ થઇ જાય છે; અને યોગની અસ્થિરતાથી સમાધિનો લોપ થતાં દુઃખમાત્ર અવશિષ્ટ રહે છે, એમ સમજીને પ્રાપ્તસમાધિને સાચવી રાખવા અને અભિનવ સમાધિને પ્રગટ કરવા અનિષ્ટ અસ્થિરતાને શમાવી દઇ સ્થિરતાગુણનું સવિશેષ સેવન કરવા તત્પર રહેવું જોઇએ. તેટલા માટે પ્રથમ શુભ યોગનું સેવન કરીને અશુભ યોગને તજવા જોઇએ. જેમ રોગી માણસને ઔષધની જરૂર પડે છે તેમ ચપળ સ્વભાવી સંસારી જીવોને પણ પોતાના મન, વચન અને કાયાની શુદ્ધિ માટે શુદ્ધ નિરંજન પરમાત્માની પૂજાપ્રતિષ્ઠાદિક દ્રવ્યકરણીની આવશ્યકતા છે,

શુભ અથવા શુદ્ધ લક્ષથી કરવામાં આવતી દ્રવ્યક્રિયા પણ ભાવની શુદ્ધિ માટે જ થાય છે, એમ લક્ષપૂર્વક સત્‌પ્રવૃત્તિ કરતાં અનુક્રમે અભ્યાસના બળથી ચિત્તાદિકની શુદ્ધિ થઇ શકે છે. જેમને સર્વ સંયમની યોગ્યતા પ્રાપ્ત થઇ છે તેવા ભવભીરુ જનોને દ્રવ્યપૂજાદિકની જરૂર રહેતી નથી, તેમને તો ઇંદ્રિય અને કષાયના નિગ્રહથી તથા અહિંસાદિક મહાવ્રતોનું યથાવિધિ પાલન કરવાથી સહેજે ભાવશુદ્ધિ પ્રાપ્ત થાય છે, પરંતુ મંદ અધિકારી એવા ગૃહસ્થોએ એવા સમર્થ સાધુજનોનો દાખલો લઇને સ્વયોગશુદ્ધિનો મુખ્ય માર્ગ ત્યજી દેવો નહિ. ગૃહસ્થોને માટે સ્વયોગશુદ્ધિનો બીજો સરલ ઉપાય સામાયક, દેશાવગાશિક અને પૌષધ વિગેરેનું સમપરિણામથી સેવન કરવું, હિંસાદિ અવ્રતોનો ત્યાગ કરવો અને યથાશક્તિ ઇંદ્રિય તથા કષાયને દમવા પ્રયત્ન કરવો એ છે. દાન, શિયળ, તપ અને ભાવનાનું યથાશક્તિ સેવન કરવાથી ગૃહસ્થ પણ સ્વયોગની શુદ્ધિ કરી શકે છે. તે સર્વમાં ભાવનાનું પ્રધાનપણું કહ્યું છે. સંસારની અનિત્યતા—અસારતા ચિંતવવી કેવળીભાષિત ધર્મ જ જીવને તત્ત્વથી શરણભૂત છે. જીવ શુદ્ધ ધર્મનું સેવન કર્યા વિના પ્રમાદવશાત્ અશુભ કર્મ કરીને સંસારચક્રમાં ફર્યા કરે છે, એ વિગેરે દ્વાદશભાવનાવડે ભવ્ય જીવો ભવનો અંત લાવી શકે છે. જગતમાં સહુ કોઇ મારા મિત્ર છે, કોઇ મારો વૈરી નથી, સહુ સુખી થાઓ, કોઇ દુઃખી ન થાઓ, સહુ સન્માર્ગ સન્મુખ થાઓ અને ઉન્માર્ગથી વિમુખ થાઓ, એવી બુદ્ધિને જ્ઞાની પુરુષો **મૈત્રીભાવના** કહે છે. સર્વ સદ્‌ગુણી જનોમાં રહેલા સદ્‌ગુણો સદા સર્વદા અનુમોદનીય છે. તેવા સદ્‌ગુણી જનોને દેખી મનમાં પ્રમુદિત થવું તે **પ્રમોદ-**

**ભાવના** કહેવાય છે. દુઃખી જનોની દાઝ દિલમાં ધારી પોતાથી બને તેટલી સહાય તેમને કરવી અને બની શકે તો તેમનું દુઃખ સર્વથા દૂર થાય એવા ઉપાય દીર્ઘદર્શીપણાથી યોજી આપવા તે **કરુણાભાવના** કહેવાય છે. તેમજ અતિઘોર અને નિંદ્ય કર્મ કરનારા નીચ જનો ઉપર દ્વેષ નહિ કરતાં તેમનાથી વિરક્ત થઈ રહેવું તે **માધ્યસ્થભાવના** કહેવાય છે. એવી ભાવના ભવ્ય આત્માને જ સંભવે છે અને તે ઉત્તમ રસાયણ જેમ રોગીને ગુણકારી થાય છે તેમ અત્યંત હિતકારી થાય છે. ઉપર કહેલી ભાવનાવડે જ કરેલી ધર્મકરણી લેખે આપે છે; પણ ભાવના વિના તો કરેલી કરણી કેવળ કલેશરૂપ થઈ પડે છે. અલૂણા ધાન્યની જેમ ભાવના વિનાની કરણી જીવને રુચતી નથી, અને રુચિ વિનાની ક્રિયા કલેશરૂપ જ થાય એ સ્વાભાવિક છે. રુચિ અને પ્રીતિ એ સાધનનાં મુખ્ય અંગ છે, તે વિના સાધક સ્વસાધ્યની સિદ્ધિ કરી શકતો જ નથી. એવી ઉત્તમ રુચિ અને પ્રીતિને પેદા કરવા અને પુષ્ટ કરવા માટે પૂર્વોક્ત ભાવના અમૃત સમાન છે. ઉક્ત ભાવનામૃતનું સતત સેવન કરવાથી યોગની અસ્થિરતા દૂર થાય છે, સ્થિરતા ગુણ પ્રકટ થાય છે અને અનુક્રમે તેની પુષ્ટિ થતી જાય છે, માટે મોક્ષાર્થી જનોએ સ્થિરતા ગુણની પ્રાપ્તિ અને વૃદ્ધિ કરવા માટે ઉપર કહેલા ભાવનારૂપ અમૃતનું વિશેષ પ્રકારે સેવન કરવું યુક્ત છે. ૭.

હવે સિદ્ધ ભગવાનમાં પણ સ્થિરતારૂપ ચારિત્ર સદા વિદ્યમાન છે, એમ સમજાવી સાધુજનોને એવી સ્થિરતાનું જ સેવન કરવા શાસ્ત્રકાર આગ્રહ કરે છે.

પોતાના અસંખ્ય પ્રદેશમાં રહેલા અનંત જ્ઞાનદર્શનાદિક

નિજગુણમાં અહોનિશ સ્થિરતા, શુદ્ધ અને અખંડ એવા જ્ઞાનાદિક અનંત ગુણોમાં જ આત્મરમણતા, નિર્મળ જ્ઞાનાદિક ગુણોનું જ એકત્વપણે આલંબન, આત્માના સહજ સ્વાભાવિક સંશુદ્ધ જ્ઞાનદર્શનાદિક ગુણોમાં જ નિમગ્નતા, આત્માના એવા સહજ સ્વભાવમાં જ જે એકતા તે જ શુદ્ધ અખંડ અને અનંત એવું ક્ષાયિક ચારિત્ર કહેવાય છે. એવું ચારિત્ર ક્ષીણમોહી, સયોગી કેવળી અને અયોગી કેવળીને જેમ હોય છે તેમ 'નિજગુણએકત્વતા' રૂપ સ્થિરતા ચારિત્ર સિદ્ધભગવાનોમાં પણ નિઃસંશય રીતે હોવું ઘટે છે. આત્માના સ્વાભાવિક શુદ્ધ જ્ઞાનાદિક અનંત ગુણોમાં યા આત્માના શુદ્ધ સ્વભાવમાં સંપૂર્ણ એકતા યા સ્થિરતા વિના શુદ્ધ અખંડ અને અનંત એવું ક્ષાયક ચારિત્ર કોઇને કદાપિ સંભવતું જ નથી. જ્યાંસુધી મોહનીય કર્મ સર્વથા ક્ષીણ-થયું ન હોય એટલે કે જ્યાંસુધી મોહ નિર્મૂળ થયો ન હોય ત્યાંસુધી ક્ષાયક ચારિત્ર સંભવે જ નહીં અને જ્યાંસુધી અવશેષ રહેલાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મ સર્વથા ક્ષીણ–નષ્ટ થયાં ન હોય ત્યાં સુધી તેવી સંપૂર્ણ સ્થિરતા–આત્મએકત્વતા સંભવે જ નહિ. સર્વ ઘાતીકર્મોનો સર્વથા ક્ષય થયે છતે તત્કાળ તેવી આત્મએકત્વતા પ્રગટે છે, તો પછી ઘાતી અને અઘાતી કર્મનો સર્વથા ક્ષય કરીને સંપૂર્ણ સિદ્ધદશાને પ્રાપ્ત થયેલ સિદ્ધભગવાનમાં સંપૂર્ણ સ્થિરતા–આત્મએકત્વતા અખંડ બની રહે તેમાં આશ્ચર્ય શું ? સર્વ સિદ્ધભગવાનોમાં તેવી અખંડ આત્મએકત્વતા યા સ્થિરતા સર્વબાધક કર્મના અભાવે અવશ્ય હોવી ઘટે છે–હોય છે.

આ પ્રમાણે સિદ્ધ ભગવાનમાં સ્થિરતારૂપ ચારિત્રનું અસ્તિત્વ

સમજાવીને શાસ્ત્રકાર સર્વ મુમુક્ષુ જનોને એવી આત્મએકત્વતા પ્રગટ કરવા, સ્થિરતા ગુણનું યત્નથી સેવન કરવા ભલામણ કરે છે. પ્રથમ ક્ષુદ્રતાદિક દુષ્ટ દોષોનું દલન કરી, અક્ષુદ્રતાદિક ઉત્તમ ગુણોનો અભ્યાસ કરી, ધર્મયોગ્યતાને પામી, સદ્‌ગુરુની યથાવિધિ સેવા કરી, ધર્મશાસ્ત્રનું પ્રમાદરહિત શ્રવણ, મનન અને યથાશક્તિ પરિશીલન કરી, સમ્યગ્‌દર્શનવડે તત્ત્વનિશ્ચય કરી, સમ્યગ્‌જ્ઞાનવડે તત્ત્વઅવબોધ મેળવી અને સમ્યક્‌-ચારિત્રવડે તત્ત્વરમણ કરી કે સ્વભાવરમણનો શુભ અભ્યાસ સેવીને અનુક્રમે સ્થિરતા ગુણને ખીલવી, મોક્ષાર્થી સાધુ અંતે આત્મએકત્વતા યાને સંપૂર્ણ સ્થિરતાચારિત્રને પ્રાપ્ત કરી શકે છે. તેવી સંપૂર્ણ સુખદાયી દશા પ્રગટ કરવાને સર્વ બાધક કારણોને બહુ સાવધાનતાથી દૂર કરવાની અને સર્વ સાધક કારણોને બહુ યત્નથી આદરવાની જરૂર પડે છે. એમ કરીને અનુક્રમે સર્વ ઇંદ્રિયવિજય અને સર્વકષાયજય કરતાં, આત્મા શાંત, પ્રશાંત અને ઉપશાંત બની જાય છે. આવો શાંત, પ્રશાંત અને ઉપશાંત આત્મા જ સંપૂર્ણ સ્થિરતાનો–કહો કે શુદ્ધ સ્વભાવરમણનો પૂર્ણ અધિકારી હોઇ શકે છે. પ્રસંગોપાત પૂર્ણ સ્થિરતાપ્રાપ્ત પરમાત્માનું અથવા સિદ્ધ આત્માની સ્થિતિનુ કંઇક દિગ્‌દર્શન કરાવવા **શ્રીમદ્‌ પદ્મવિજયજી** મહારાજે શ્રી સિદ્ધપદની પૂજામાં આ પ્રમાણે વર્ણન કર્યું છે.

( ઢાળ—રાગ ફાગ )

સિદ્ધ ભજો ભગવંત, પ્રાણી પૂર્ણાનંદી; સિદ્ધ૦
લોકાલોક લહે એક સમયે, સિદ્ધિવધૂ વરકંત;
અજ અવિનાશી અક્ષય અજરામર, સ્વદ્રવ્યાદિક વંત. પ્રાણી૦ ૧

વર્ણ ન ગંધ ન રસ નહિં ફરસ ન, દીર્ઘ હ્રસ્વ ન હુંત;
નહિ સૂક્ષ્મ બાદર ગતવેદી, ત્રસ થાવર ન કહુંત. પ્રાણી૦ ૨

અક્રોહી અમાની અમાયી અલોભી, ગુણ અનંત ભદંત;
પદ્મવિજય નિત્ય સિદ્ધસ્વામીને, લળી લળી લળી પ્રણમંત. પ્રાણી૦ ૩

પરમાર્થ એવો છે કે સિદ્ધભગવાન, સ્વભાવએકત્વ યાને સંપૂર્ણ સ્થિરતા પરિણામને અક્ષયપણે પ્રાપ્ત થવાથી નિત્ય પૂર્ણાનંદમાં મગ્ન રહે છે. તેઓ કેવળજ્ઞાન અને કેવળદર્શનથી સર્વ લોકાલોકના ભાવો પ્રત્યેક સમયે સંપૂર્ણ રીતે જાણે છે–દેખે છે અને સંપૂર્ણ આત્મશક્તિના સ્વામી થયા છે. અશરીરી–અરૂપી શુદ્ધ ચેતનાના સ્વતંત્ર સ્વામી થયાથી તેમનામાં કોઇપણ પ્રકારે પુદ્ગળ સંબંધી વિકાર સંભવતો જ નથી. તેઓને જન્મ, જરા અને મરણ આદિ વ્યાધિ કે ઉપાધિનો લેશ માત્ર સંબંધ નથી. તેથી જ તેઓ અજ, અવિનાશી, અક્ષય અને અજરામર ગણાય છે. આત્માની સહજ સ્વાભાવિક નિષ્કષાયવૃત્તિ પ્રાપ્ત થયાથી તે અનંતાનંત ગુણના અધિપતિ થયા છે. જેઓ સદાકાળ એકાંતિક અને આત્યંતિક સુખમાં નિમગ્ન રહે છે એવા સિદ્ધ ભગવાનને અમે ત્રિકરણ શુદ્ધિથી નમસ્કાર કરીએ છીએ. જે ઉત્તમોત્તમ સ્થિરતાચારિત્રથી સિદ્ધ ભગવાન સહજાનંદમાં નિમગ્ન રહે છે તે ચારિત્ર સર્વદા અનુમોદનીય અને અનુકરણીય છે. એવી ઉત્તમોત્તમ સ્થિરતાને સાધવા માટે જ સર્વ શુભ કરણી કરવાની છે. એવા ઉત્તમ લક્ષપૂર્વક પ્રયત્ન કરનાર પુરુષ અંતે સફળતાને પામે છે. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૫, પૃ. ૧૬, ૩૪ ]



# ( ૪ ) मोहाष्टक.

**વિવેચન**—જ્યાંસુધી જીવને મોહનો ઉદય પ્રબળપણે વર્તે છે અને તેથી જ વિવેકવિકળ બની વિચિત્ર પ્રકારની વિપરીત ચેષ્ટા કરવામાં આવે છે ત્યાંસુધી પૂર્વોક્ત સ્થિરતાના અભાવે મન, વચન અને કાયાની ચપળતા જેવી ને તેવી બની રહે છે. મોહાસક્ત જીવનું **મન** મર્કટની પેઠે જ્યાં ત્યાં ભટકતું જ રહે છે, **વચન** દારુ પીધેલા Intoxicatedની પેઠે યદ્વાતદ્વા બોલાય છે, અને **કાયા** મૂર્ચ્છિતની પેઠે ઉપયોગશૂન્યપણે પ્રવર્તે છે. આવા ચપળ સ્વભાવથી મોહાંધ જીવો કંઇ પણ આત્મહિત સાધી શકતા નથી અને ભાગ્યવશાત્ મળેલા માનવભવને મોહાંધપણે વ્યર્થ ગુમાવે છે. પરપૌદ્ગલિક વસ્તુમાં જ રતિ પામનારા મોહાંધ જીવોને સહજ સ્વાભાવિક સુખમાં અનાદર હોવાથી તેવા નિરુપાધિક શાંત સુખથી તે બેનશીબ જ રહે છે; તેઓ કૃત્રિમ સુખને માટે મહેનત કરે છે, અને આત્મસાધનની ઉપેક્ષા કરી અમૂલ્ય માનવભવને હારી જાય છે. આવી વિપરીત ચેષ્ટા મોહની પ્રબળતાથી બનવા પામે છે, માટે મોક્ષાર્થી જનોએ મોહનું સ્વરૂપ સમજીને તેનો ત્યાગ કરવો જરૂરનો છે. સર્વ કર્મમાં પણ મોહનીય કર્મની જ પ્રધાનતા કહી છે, મોહનીય કર્મનો ક્ષય થયે છતે સર્વ કર્મનો સ્વતઃ ક્ષય થઇ જાય છે, અને તેની વૃદ્ધિ થતાં સર્વ કર્મનું જોર વધે છે. એમ સમજી મોક્ષાર્થી ભવ્ય જનોએ મોહનો જ પરાજય કરવા સ્વપુરુષાર્થનો સદુપયોગ કરવો જોઇએ. એ મોહ શાથી ઉદ્ભવે છે? શાથી વૃદ્ધિ પામે છે? અને તેને નિર્મૂળ કરવાનો ઉપાય શો છે? તેનું શાસ્ત્રકાર પોતે પ્રથમ સંક્ષેપથી ભાન કરાવે છે.

'હું અને મારું' એવો આ મોહરાજાનો મંત્ર સમસ્ત જગતને અંધ કરનારો છે. એટલે 'હું અને મારું' એ બે શબ્દના સંકેતથી આખું જગત મોહને વશ થઇ જાય છે, પરંતુ નકારયુક્ત થયેલા તે બંને શબ્દોવડે બનેલો પ્રતિમંત્ર મોહનો જ ક્ષય કરનારો થાય છે. અર્થાત્ 'નહીં હું અને નહીં મારું' એવી ભાવનાવાળા મહામંત્રથી સમર્થ એવા મોહનો પણ પરાજય થઇ શકે છે. તાત્પર્ય કે મોહને જીતવા માટે એવી સદ્ભાવનાની ખાસ જરૂર છે. તે વિના કોઇ રીતે પ્રબળ મોહનો પરાજય કરવો શકય નથી. 'હું અને મારું' એવા મિથ્યા અભિમાનથી આત્માનો જ પરાજય થાય છે. પણ જો ભેદજ્ઞાનથી સદ્વિવેકના યોગે એવું મિથ્યાભિમાન ગળી જાય અને વસ્તુતત્ત્વનું યથાર્થ ભાન થાય તો પછી સર્વ વ્યવહારકરણી-માં કર્તૃત્વપણાનો મિથ્યા આડંબર તજી દઇ સાક્ષીપણે માત્ર મધ્યસ્થપણું જ અવલંબવામાં આવે. તેવું ઉદાર સાક્ષીપણું તો જ્યારે 'હું અને મારું' એવી અનાદિની વિપરીત બુદ્ધિને તજી 'નહીં હું અને નહીં મારું' એવી સદ્બુદ્ધિ ધારવામાં આવે ત્યારે જ બનવું શકય છે. 'હું અને મારું' એવી વિપરીત વાસના અનાદિ અવિવેકયોગે સહગત હોવાથી મોહમૂઢ જીવોને પ્રત્યેક કાર્યમાં પ્રાયઃ એવી જ માઠી ભાવના બની રહે છે. એવી વિપરીત ભાવનાવડે આખું જગત અંધ બની ગયું છે, અને એમ અંધ બની જાય તેમાં કંઇ આશ્ચર્ય નથી. જ્યારે કોઇ પ્રબળ ભાગ્યવશાત્ સદ્ગુરુનો સમાગમ પામી તેમણે આપેલો હિતોપદેશ આદરપૂર્વક સાંભળી, હૃદયમાં ધારી તેનો મર્મ વિચારવામાં આવે અને તેવા સદ્વિચારયોગે સદ્વિવેક જાગવાથી પોતાની અનાદિની ભૂલ–પ્રત્યેક કાર્યમાં થતું મિથ્યાભિમાન–'હું અને

મારું ’ એ બરાબર સમજી શોધી કાઢવામાં આવે તેમજ તેવી ગંભીર ભૂલને સુધારી, પ્રત્યેક કાર્યમાં નિરભિમાનપણે ‘નહીં હું અને નહીં મારું ’ એમ શુદ્ધ બુદ્ધિથી માનવામાં–આદરવામાં આવે ત્યારે જ મોહનો પરાભવ કરવાના સાધનભૂત સર્વ શુભ સામગ્રીની સાર્થકતા માની શકાય. તે વિના તો પ્રાપ્ત થયેલી શુભ સામગ્રી પણ કેવળ નિષ્ફળ જ સમજવી. એ જ વાત ઉપાધ્યાયજી મહારાજે નીચેના પદમાં પ્રદર્શિત કરી છે.

પદ—રાગ ધનાશ્રી.

ચેતન! જ્ઞાનકી દૃષ્ટિ નિહાળો, ચેતન૦
મોહદૃષ્ટિ દેખે સો બાઉરો, હોત મહા મતવાલો. ચેતન૦ ૧

મોહદૃષ્ટિ અતિ ચપલ કરત હે, ભવ વન વાનર ચાળો;
યોગ વિયોગ દાવાનળ લાગત, પાવત નહિ વિચાલો. ચેતન૦ ૨

મોહદૃષ્ટિ કાયર નર ડરપે, કરે અકારન ટાળો;
રન મેદાન લરે નહિ અરિશું, સુર લરે જ્યું પાળો. ચેતન૦ ૩

મોહદૃષ્ટિ જન જનકે પરવશ, દીન અનાથ દુઃખાળો;
માગે ભિખ ફેરે ઘરઘરશું, કહે મુઝને કોઉ પાળો. ચેતન૦ ૪

મોહદૃષ્ટિ મદમદિરા માતી, તાકો હોત ઉછાળો;
પરઅવગુન રાચે સો અહનિશ, કાગ અશુચિ જ્યું કાળો. ચેતન૦ ૫

જ્ઞાનદૃષ્ટિમાં દોષ ન એતે, કરે જ્ઞાન અજુઆલો;
ચિદાનંદઘન સુજસ વચનરસ, સજજન હૃદય પખાળો. ચેતન૦ ૬

જ્યાંસુધી જીવ મોહગ્રસ્ત થઇ મદમત્તની પેરે ફરે છે ત્યાં સુધી તેની વિપરીત ચેષ્ટાયોગે ભારે ખૂવારી થાય છે. જ્યાંસુધી

મોહનું જોર વિશેષ હોય છે ત્યાં સુધી જીવને ગુણરુચિ અથવા શુદ્ધ ધર્મરુચિ થતી નથી. પણ ઊલટો જેમ કાગડો અશુચિ ઉપર જઇને બેસે છે તેમ તેને અવગુણ જ પ્રિય લાગે છે, પરના અવગુણ જ શોધતો ફરે છે, પરના અવગુણ ગાય છે અને પોતે અવગુણ સેવતો જાય છે. જ્યારે જીવને કવચિત્ ભાગ્યયોગે સદ્ગુરુની કૃપાથી જ્ઞાનદૃષ્ટિ જાગે છે ત્યારે તેને સ્વાભાવિક રીતે સદ્ગુણરુચિ, પરગુણગ્રહણ, સ્વદોષશોધન અને સ્વદોષનો ત્યાગ કરવા સહજ આત્મપ્રેરણા થાય છે, ત્યારે જ જીવની ખરી ભાગ્યરેખા જાગી સમજવી કે જ્યારે તે આત્મ-પ્રેરણાથી જ મિથ્યાભિમાન, અહંતા અને મમતા તજીને, નમ્રવૃત્તિ ધારી સ્વહિત સાધવા સન્મુખ થાય, 'હું અને મારું' એવા મોહના મહામંત્રથી સર્વ કોઇ વિડંબના પામ્યા છે તેથી બચી જાય તે જ ખરો ભાગ્યશાળી છે. મોહથી બચવાનો ખરો ઉપાય શાસ્ત્રકાર સ્પષ્ટ રીતે બતાવે છે. ૧.

શુદ્ધ આત્મદ્રવ્ય એ જ 'હું' છું અને શુદ્ધ જ્ઞાન ગુણ એ જ 'મારું' છે. શુદ્ધ આત્મદ્રવ્યથી જુદો કોઇ 'હું નથી' અને શુદ્ધ જ્ઞાન ગુણથી જૂદું કંઇ 'મારું નથી.' એવું યથાર્થ ભાન, એવી યથાર્થ શ્રદ્ધા, એવો યથાર્થ વિવેક એ મોહનું વિદારણ કરવા માટે તીક્ષ્ણ શસ્ત્ર છે. શુદ્ધ પદ હોવાથી 'હું' એ વસ્તુગતે કંઇ વસ્તુ તો હોવી જ જોઇએ, તેમજ 'મારું' એ એક પદવાળી 'હું' સંબંધી કંઇ પણ છતી વસ્તુ હોવી સંભવે છે. તે 'હું' અને તે 'મારું' શું છે, તેનો શાસ્ત્રકાર પોતે જ ખુલાસો કરે છે. અસંખ્યાત પ્રદેશ-મય શુદ્ધ ચેતન દ્રવ્ય તે 'હું' છું, અને તે શુદ્ધ ચેતન-દ્રવ્ય સંબંધી શુદ્ધ જ્ઞાનગુણ તે 'મારું' છે. તે સિવાય કંઇ

પણ તત્ત્વથી 'હું' કે 'મારું' નથી, અને હોઇ પણ શકે નહિ. શુદ્ધ ચેતનદ્રવ્ય વિના અને શુદ્ધ જ્ઞાનગુણ વિના બાકીનું બધું 'પર' છે, અને તે પર હોવાથી જ પોતાને કંઇ પરમાર્થથી ઉપયોગી નથી. આવા પ્રકારની જ્ઞાનદૃષ્ટિ કહો કે વિવેકદૃષ્ટિ કહો તે મોહનું મૂળ કાઢવાને પ્રબળ શસ્ત્ર સમાન છે; તેથી દરેક મોક્ષાભિલાષી ભવ્ય જનોએ મોહને નિર્મૂળ કરવાને એવી દૃષ્ટિ ધારણ કરવાની ખાસ જરૂર છે. એવી જ્ઞાનદૃષ્ટિથી આત્માને થતો અપૂર્વ લાભ તથા તેની ખામીથી થતી હાનિ શાસ્ત્રકારે પોતે જ અન્ય સ્થળે સ્પષ્ટ કરી બતાવેલ છે, તેનું મનન કરવા માટે તે પદ નીચે ટાંકી બતાવ્યું છે—

ચેતન ! જો તું જ્ઞાન અભ્યાસી, ચેતન૦<br>
આપહિ બાંધે આપહિ છોરે, નિજ મતિ શક્તિ બિકાસી. ચેતન૦ ૧

જો તું આપસ્વભાવે ખેલે, આસા છોર ઉદાસી;<br>
સુર નર કિંનર નાયક સંપતિ, તો તુજ ઘરકી દાસી. ચેતન૦ ૨

મોહ ચોર જન ગુન ધન લૂસે, દેત આસ ગલ ફાંસી;<br>
આશા છોર ઉદાસ રહે જો, સો ઉત્તમ સંન્યાસી. ચેતન૦ ૩

જોગ લઈ પર આસ ધરત હે, યાહી જગતમેં હાંસી;<br>
તું જાને મેં ગુનકું સંચું, ગુન તો જાવે નાસી. ચેતન૦ ૪

પુદ્ગલકી તું આસ ધરત હે, સો તો સબહિ બિનાસી;<br>
તું તો ભિન્ન રૂપ હે ઉનતે, ચિદાનંદ અવિનાશી. ચેતન૦ ૫

ધન ખરચે નર બહુત ગુમાને, કરવત લેવે કાસી;<br>
તોભી દુઃખકો અંત ન આવે, જો આસા નહિં ઘાસી. ચેતન૦ ૬

સુખ જલ વિષમ વિષય મૃગતૃષ્ણા, હોત મૂઢમતિ પ્યાસી;<br>
વિભ્રમ ભૂમિ ભઇ પરઆસી, તું તો સહજ વિલાસી. ચેતન૦ ૭

યાકો પિતા મોહ દુઃખ ભ્રાતા, હોત વિષયરતિ માસી;
ભવ સુત ભરતા અવિરતિ રાની, મિથ્યા મતિ એ હાંસી. ચેતન૦ ૮

આસા છોર રહે જો જોગી, સો હોવે શિવવાસી;
ઉનકો સુજસ બખાને જ્ઞાતા, અંતરદૃષ્ટિ પ્રકાસી. ચેતન૦ ૯

મિથ્યાભિમાન તજી જે મોહમમતાને તિલાંજલિ દે છે, તે નમ્ર આત્મા નિર્મોહી થઇને જે સહજ સમાધિસુખનો અનુભવ કરે છે તેનો આ પદમાં કંઇક ચિતાર આપ્યો છે. તેમજ જે મિથ્યા અભિમાનથી 'હું ને મારું' કરી કરીને મરે છે એવા મોહમૂઢ પ્રાણીની જે વિડંબના થાય છે તેનો પણ આલેખ કર્યો છે. મોહમમતાથી રહિત વિવેકી આત્મા જેમ જેમ પરપુદ્ગલની આશા છોડી ઉદાસીનતા ધારે છે તેમ તેમ તેની નિઃસ્પૃહતાથી સર્વ સંપત્તિ તેને વશ થતી જાય છે, પરંતુ જે મોહવશ થઇ પરની આશા રાખે છે તેને તો પરાધીનતાથી દુઃખ માત્ર પ્રાપ્ત થાય છે, એમ સમજીને જ સુસાધુ જનો જગતથી ઉદાસ થઇ રહે છે.

જે જોગ-સંન્યાસને ધારી પર આશા રાખે છે તે જગતમાં ઊલટા હાંસીપાત્ર થાય છે. જેણે પોતાનું શુદ્ધ સ્વરૂપ પિછાન્યું છે, જેને આત્માનો સહજ અનુભવ થયો છે અને જેને આત્મામાં જ રતિ લાગી છે એવો સહજાનંદી પુરુષ તો પારકી આશા કરતો જ નથી. મોહાસક્ત જીવ ગમે તેવી કઠિન કરણી કરે તો પણ તેનો મોક્ષ થતો નથી અને મોહ રહિત-નિર્મોહીનું સહજમાં કલ્યાણ થાય છે. મોહવિકળ જીવની જગતમાં વિવિધ વિડંબના થાય છે, તેને મૃગતૃષ્ણા સમ બાહ્ય સુખ સાચાં ભાસે છે, પરંતુ તે પરિણામે ભારે અશાંતિ અનુ-

ભવે છે. વિવેકદૃષ્ટિ જીવ સ્વાધીનપણે સુખશીલતાને તજી બહા-રથી ક્રિયાકષ્ટને સહે છે, પરંતુ અંતરમાં ઉત્તમ શાંતિનો જ અનુભવ કરે છે. મોહાંધ જીવો ગમે તેવા કષ્ટને સહીને પર-વસ્તુનો સંચય કરી તેમાં મમતા બાંધી, અંતે તેને અહીં જ રહેવા દઈ પ્રાણત્યાગ કરીને દુરંત સંસારચક્રમાં ફર્યા કરે છે ત્યારે વિવેકદૃષ્ટિ જનો જેમ બને તેમ પરપ્રવૃત્તિ તજી, તેથી ન્યારા રહી, ગમે તેવાં દુઃખને સ્વાધીનપણે સહન કરી, નિવૃત્તિ-ને સેવી, સંસારનો અંત કરી અવિચળ સુખને માટે જ યત્ન કરે છે. મોહજાળને તજી શુદ્ધ નિષ્ઠાથી આત્મસાધન કરનારને જ અંતે અક્ષય અવિચળ સુખ મળે છે. મોહ તજ્યા વિના સંયમક્રિયા પણ ક્લેશરૂપ જ થાય છે, અને મોહ તજી વીત-રાગભાવ ભજ્યાથી સંયમ માત્ર સુખદાયી થાય છે, એમ સમજીને સદ્‌ભાગ્યયોગે પ્રાપ્ત થયેલી સર્વ શુભ સામગ્રીને સફળ કરવા, સદ્‌ગુરુની આદરપૂર્વક સેવાભક્તિ કરી, સદુપદેશ સાંભળી, આદરી, મિથ્યાભિમાન તજી, અહંતા મમતાને નિવારી, સ્વહિત સાધવા સાવધાન થવું ઘટે છે. હવે જે ભવ્ય પ્રાણી સંસારની મોહનીથી જ ન્યારો રહેવા ધારે છે તે ન્યારો પણ રહી શકે છે એમ શાસ્ત્રકાર બતાવે છે. ૨.

વિવિધ પ્રકારના શુભાશુભ કર્મના પ્રભાવે જીવને જૂદા જૂદા અનુકૂળ અને પ્રતિકૂળ સંયોગો સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થાય છે. તેમાં જે વિવેકદૃષ્ટિથી નહિં મૂંઝાતા તટસ્થ થઈ રહે છે તેમાં મિથ્યાભિમાનથી મૂંઝાઈ જઈ અહંતા મમતા ધરતા નથી, હર્ષશોકને તજી સમભાવે રહે છે અને કર્તૃત્વપણું તજીને કેવળ સાક્ષીપણું જ સેવે છે તેમ સમભાવી જનોને તેવે પ્રસંગે કંઈ પણ હાનિ થતી નથી. જેમ આકાશને કંઈ પણ

લેપ લાગતો નથી તેમ નિર્મોહી જીવને કંઇ પણ કર્મનો લેપ લાગતો નથી. નિર્મોહી આત્મા તો નિર્મળ જ્ઞાનદષ્ટિથી આ સંસારને એક નાટક જેવું જુએ છે, વિવિધ કર્મવશવર્તી જીવોને નાનાવિધ કાર્ય કરવાના જૂદાં જૂદાં પાત્ર સમજે છે, મોહરાયને તેનો સૂત્રધાર લેખે છે, અને પોતે એક મધ્યસ્થ પ્રેક્ષક તરીકે સર્વ નાટકરચનાને સમભાવથી જોતાં છતાં તેમાં લેશમાત્ર મૂંઝાતા નથી. દુનિયાની ગમે તેવી મોહક વસ્તુમાં તેને મોહ થતો નથી, દુનિયાની અસારતા યાને ક્ષણભંગુરતાને તે સારી રીતે જાણીને તેથી ઉદાસીનતા ધારે છે, દુનિયાની મોહ-માયામાં તે લગારે ફસાતા નથી, પણ તે મોહમાયાને પોતે વિવેકદષ્ટિથી સમૂળગી દૂર કરવાને શક્તિમાન થાય છે. અમૂઢ-દષ્ટિ એવા તે મહાશયની આ મોહમાયામાં કેવી ઉદાસીનતા બની રહે છે તેનું શાસ્ત્રકારે જ એક પદમાં ચિત્ર આપેલું છે, તે સર્વ કોઇ આત્મહિતૈષીઓને અવલોકવા યોગ્ય છે.

પદ—રાગ બિહાગ.

માયા કારમી રે, માયા મ કરો ચતુર સુજાણ ! એ ટેક.

માયા વાહ્યો જગત વલુંધો, દુઃખિયો થાય અજાન,
જે નર માયાએ મોહી રહ્યો તેને, સ્વપ્ને નહિ સુખ ઠામ. માયા૦ ૧

ન્હાના મોટા નરને માયા, નારીને અધિકેરી;
વળી વિશેષે અધિકી માયા, ગરઢાને ઝાઝેરી. માયા૦ ૨

માયા કામણ માયા મોહન, માયા જગ ધૂતારી;
માયાથી મન સહુનું ચળિયું, લોભીને બહુ પ્યારી. માયા૦ ૩

માયા કારન દેશ દેશાંતર, અટવી વનમાં જાય;
જહાજ બેસીને દ્વીપ દ્વીપાંતર, જઇ સાયર ઝંપલાય. માયા૦ ૪

માયા મેળી કરી બહુ ભેળી, લોભે લક્ષણ જાય;
ભયથી ધન ધરતીમાં ગાઢે, ઉપર વિસધર થાય. માયા૦ ૫

જોગી જતિ તપસી સંન્યાસી, નગ્ન થઇ પરવરિયા;
ઊંધે મસ્તક અગ્નિ તાપે, માયાથી ન ઉગરિયા. માયા૦ ૬

શિવભૂતિ સરિખો સત્યવાદી, સત્ય ઘોષ કહેવાય;
રત્ન દેખી તેનું મન ચળિયું, મરીને દુર્ગતિ જાય. માયા૦ ૭

લબ્ધિદત્ત માયાએ નડિયો, પડિયો સમુદ્ર મોઝાર;
મુખ માખનિયો થઇને મરીયો, પોતો નરક મોઝાર. માયા૦ ૮

મન વચન કાયાએ માયા, મૂકી વનમાં જાય;
ધન ધન તે મુનીશ્વર રાયા, દેવ ગાંધર્વ ગુણ ગાય. માયા૦ ૯

મોહમાયાથી ભલા ભલા પુરુષો પણ ભૂલીને ગોથાં ખાઇ જાય છે. જે આખા જગતને નચાવે છે તેવી માયાથી જે પોતાનો બચાવ કરી શકે છે તેને ધન્ય છે, અને તે જ મુક્તિના અધિકારી છે. શ્રીમદ્ વિનયવિજયજી મહારાજે પણ કહ્યું છે કે—

પદ—રાગ આશાવરી.

માયા મહા ઠગણી મેં જાની, માયા૦ એ ટેક.
ત્રિગુન ફાંસા લેઈ કર ડારત, બોલત અમૃત બાની. માયા૦ ૧

કેશવ ઘર કમલા હોઈ બેઠી, શંભુ ઘર ભવાની;
બ્રહ્મા ઘર સાવિત્રી હોઇ બેઠી, ઇંદ્ર ઘરે ઇંદ્રાણી. માયા૦ ૨

પંડિતકું પોથી હોઇ બેઠી, તીરથીયાકું પાની;
યોગી ઘર ભભૂત હોઇ બેઠી, રાજા કે ઘર રાની. માયા૦ ૩

કિને માયા હીરો કર લીની, કિને અહી કોરી જાની;
કહત વિનય સુનો અબ લોકો, ઉનકે હાથ બિકાની. માયા૦ ૪

જેમ કોઇ મુગ્ધ જીવો રૂપના ભ્રમથી છીપલી લેવાને દોડે છે તેમ મૂઢ જનો કલ્પિત સુખની ભ્રાંતિથી મોહમાયામાં ફસાઈ જાય છે, દુનિયામાં દૃશ્યમાન થતી મોહક વસ્તુઓને જ્ઞાની-વિવેકી પુરુષો 'માયા' રૂપ એટલા માટે જ માને છે કે તે મુગ્ધ જીવોને ભ્રમમાં નાંખી દુઃખના ભાગી કરે છે. મોહમાયાથી કોઇનું કદાપિ કંઇ પણ કલ્યાણ થયું નથી. તેનો ત્યાગ કરવાથી જ સહુ કોઇનું કલ્યાણ થઈ શકે છે, માટે દુનિયાની મોહમાયાથી આત્મરક્ષણ કરવા સદાકાળ સાવધાન રહેવું જોઇએ વિવેકદૃષ્ટિને તો સંસારમાં રહ્યા છતાં પણ દુઃખ નથી એમ શાસ્ત્રકાર સ્પષ્ટ કરી બતાવે છે. ૩.

જેના ઘટમાં વિવેક પ્રગટ્યો છે અને તેથી જેને સ્વપરનું સારી રીતે ભાન થયું છે એવો તત્ત્વદૃષ્ટિ મહાશય કદાચ કર્મ-વશાત્ સંસારમાં જ રહ્યો હોય અને તેથી તેને દુનિયામાં વિધ-વિધ નાટક જોવાનું સહેજે જ બનતું હોય તો પણ તે તેમાં લગારે મૂંઝાતો નથી. દરેક પ્રસંગે તે કર્મનું સામ્રાજ્ય જગત ઉપર છવાઈ ગયેલું સાક્ષાત્ અનુભવે છે. સર્વ પ્રકારનાં કલ્પિત સુખદુઃખનાં સાધન જીવને શુભાશુભ કર્મના પ્રભાવે જ પ્રાપ્ત થાય છે એમ તે સારી રીતે સમજે છે, તેથી તેમાં કંઈ હર્ષ કે ખેદ નહીં કરતાં તે સમભાવે રહી શકે છે. જેમ પ્રબળ પવનના યોગે જલધિનાં જળ ઊંચે ચઢે છે અને પવન પડતાં જ તે જળ પાછાં જેવાં ને તેવાં જ સ્થિર થઇ જાય છે તેમ શુભાશુભ કર્મની પ્રબલતાથી જીવને કલ્પિત સુખદુઃખનાં સાધન અધિકા-ધિક ઉપરાઉપર મળે છે, અને તે કર્મ ક્ષીણ થયે છતે ઉક્ત સાધન આપોઆપ અદૃશ્ય થઈ જાય છે, એવું જેને સહજ ભાન થયું છે એવો શુભાશય જ્ઞાની કર્મના યોગે પ્રાપ્ત થયેલા

શુભાશુભ પદાર્થમાં કેમ મૂંઝાય ? જેણે કર્મનું સ્વરૂપ બારીકીથી જાણ્યું છે તેને તેવા કોઇ પણ અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસંગમાં વિવેકદૃષ્ટિથી વર્તતા મૂંઝાવાનું કશું કારણ નથી. જેમ મદિરાપાનથી મત્ત થયેલ માનવી જ્યાં ત્યાં ભટકતો ગોથાં ખાતો વિવિધ પ્રકારની ચેષ્ટા કરે છે તેમ મોહમાયામાં મૂંઝાયેલા પ્રાણી આ સંસારચક્રમાં અરહાપરહા અથડાઇને ભારે વ્યથા અનુભવે છે. જ્ઞાની પુરુષો આ સંસારને એક મોટા વિશાળ નગરની ઉપમા આપે છે. દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિરૂપ તેના ચાર ચૌટા છે, એકેંદ્રિયાદિરૂપ પાડા (પોળ) છે, અને ૮૪ લક્ષ જીવાજોનિરૂપ જૂદાં જૂદાં સ્થાન છે. તેમાં ભિન્નભિન્ન જીવો નાટકીયા ( પાત્ર ) છે, અને મોહ સૂત્રધાર છે. મોહ તેમને જેમ નચાવે છે તેમ તે બાપડા નાચે છે. ૮૪ લક્ષ જીવાયોનિમાં વારંવાર જન્મ લેવારૂપ નવા નવા વેષ ધારણ કરીને તેઓ બાલ, તરુણ અને વૃદ્ધ અવસ્થાને અથવા જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવી અનેક પ્રકારની અવસ્થાને સૂત્રધારની આજ્ઞા મુજબ ભજવી દેખાડે છે. આવા વિચિત્ર નાટકને તટસ્થપણે જોનારા તત્ત્વદૃષ્ટિ એવા જ્ઞાની પુરુષો જ છે. તેઓ સારી રીતે અનુભવપૂર્વક જાણે છે કે સર્વ સંસારી જીવોને સૂત્રધારની આજ્ઞા મુજબ નાચવું જ પડે છે, તેથી તે બાપડા અનાથ જીવોની પુનઃ પુનઃ જન્મ ધારણ કરવારૂપ દુર્દશા થાય છે. ક્ષણમાં હસે છે તો ક્ષણમાં રૂએ છે, ક્ષણમાં રતિ તો ક્ષણમાં અરતિ, ક્ષણમાં હર્ષ તો ક્ષણમાં ખેદ, એવી વિચિત્ર સ્થિતિ તેમને પરવશપણે અનુભવવી પડે છે. એવી વિષમ સ્થિતિ મોહમૂઢ માનવીઓને તો શું પણ મોહવશવર્તી દેવાદિકને પણ અનુભવવી જ પડે છે. આવી દોરંગી દુનિયામાં

ફક્ત તત્ત્વદૃષ્ટિ જીવો જ સુખી છે. ગમે તેવા સમવિષમ સંયોગોમાં સમભાવે વર્તવાથી તેમને દુઃખનું કારણ રહેતું નથી. જે મૂઢ પ્રાણી સાંસારિક માયામાં મૂંઝાઇ જઇ તેમાં 'અહંતા અને મમતા' માની બેસે છે તેમને જ દુઃખનો અવકાશ રહે છે. જે તત્ત્વજ્ઞાની તેવા મિથ્યાભિમાનથી મુક્ત થયા છે તેઓ તો સદા સુખી જ છે. સંસારવ્યવહારમાં રહ્યા છતાં પણ તેઓ તેમાં લેપાતા જ નથી. જીવ જ્યારે મોહવશ થઇ પરવસ્તુમાં 'અહંતા અને મમતા' માને છે ત્યારે જ તેને સંયોગે રાગ, રતિ કે હર્ષ થાય છે, અને તેનો જ વિયોગ થતાં દ્વેષ, અરતિ કે ખેદ થાય છે; પણ જે મહાશય પ્રથમથી જ વિવેકવડે પરવસ્તુમાં મિથ્યા 'અહંતા અને મમતા' માનતા જ નથી તે શુભાશયને સમતા પરિણામથી રાગ–દ્વેષ, રતિ–અરતિ કે હર્ષ–ખેદનો પ્રસંગ જ નહીં હોવાથી દુઃખ ક્યાંથી હોય ?

જેમ દારુડીયા લોકો દારુ પીવાના સ્થાનમાં એકઠા મળી દારુના પ્યાલા પીને ગાંડા–મદોન્મત્ત બની છડેચોક અનેક પ્રકારની કુચેષ્ટા કરે છે, નહિં બોલવા યોગ્ય બોલે છે અને નહિં કરવા યોગ્ય કરે છે એમ અનેક પ્રકારની વિપરીત ચેષ્ટા દારુના નીશામાં કરે છે, તેમ નાના પ્રકારના માઠા સંકલ્પ અને વિકલ્પોવડે મોહને વશ થયેલા મૂઢ જીવો આ સંસાર-રૂપી વિશાલ નગરીના ચતુર્ગતિરૂપ ચૌટા, એકેંદ્રિયાદિ જાતિરૂપ પાડા અને ૮૪ લક્ષ જીવાયોનિરૂપ વિવિધ ઉત્પત્તિ-સ્થાનમાં વારંવાર જન્મમરણાદિકનાં દુઃખને દેવાવાળાં રાગદ્વેષ, રતિ અરતિ આદિ ૧૮ પાપસ્થાનકોને અહોનિશ સેવ્યા કરે છે. જેને કંઇ પણ હિતાહિતનું ભાન જ નથી એવા વિવેકવિકળ અજ્ઞાની જીવો તુચ્છ એવા વિષયસુખને માટે ક્ષણિક સુખની

લાલસાથી અનેક જીવોનું ઉપમર્દન કરે છે, અન્યને અપ્રીતિકારક અને અહિતકારી એવું અસત્ય બોલે છે, પ્રાણની જેવી પ્યારી લેખાયેલી પારકી લક્ષ્મીનું અપહરણ કરે છે, પરસ્ત્રી, કુલાંગના ( કુમારિકા ), વિધવા કે વેશ્યાની સાથે વ્યભિચાર સેવે છે, અત્યંત મૂર્ચ્છાવડે એક યા અનેક ચીજોનો સંગ્રહ કરે છે, ક્રોધાદિક કષાયને સેવે છે, રાગ દ્વેષ કરે છે, પરની સાથે કલેશ પેદા કરે છે, પરની ઉપર ખોટા આળ ચઢાવે છે, પારકી સાચી કે ખોટી ચાડી ખાય છે, ઇષ્ટાનિષ્ટ સંયોગવિયોગમાં હર્ષ અને ખેદ ધરે છે, પારકી નિંદા કરે છે તેમજ પોતાનાં વખાણ કરે છે, માયામૃષાને સેવે છે–વિશ્વાસઘાત કરે છે અને મિથ્યાત્વશલ્યને સેવે છે–નહિં માનવાનું માને છે, નહિં કહેવાનું કહે છે અને નહિં કરવાનું કરે છે–આ પ્રમાણે અઢારે પાપસ્થાનકને અહોનિશ સેવીને પોતાના આત્માને મલિન કરનારા અવિવેકી જીવો પૂર્વપુણ્યયોગે પ્રાપ્ત થયેલી શુભ સામગ્રીનો દુરુપયોગ કરીને અંતે અધોગતિને જ પામે છે. નરકગતિમાં પરમાધામીઓ તેમને વિધવિધ પ્રકારે પીડા કરે છે. બળ્યા ઉપર ખાર દેવાની જેમ તે તેમને પૂર્વનાં પાપકૃત્યોનું સ્મરણ કરાવીને સંતાપે છે. તેઓની ત્યાં જે જે વિટંબના થાય છે તેનું યથાર્થ બ્યાન કરવાને કોઇ સમર્થ નથી. પરમાધામીકૃત વિડંબના ઉપરાંત ક્ષેત્ર સંબંધી અને અન્યોન્યજન્ય જે જે વ્યથા ત્યાં તેમને સહેવી પડે છે તે સાંભળતાં પણ શ્રોતાજનનું કોમળ હૃદય કંપે છે. છેદન, ભેદન, તાડન અને તર્જન વિનાનો એક ક્ષણ પણ એવો ભાગ્યે જ જાય છે કે જેમાં તેમને કંઇ પણ વિશ્રાંતિ મળતી હોય. વચનથી વર્ણવી ન શકાય એવાં એવાં અઘોર દુઃખ તેમને ત્યાં

સતત સહેવાં પડે છે. તિર્યંચગતિમાં પણ પરાધીનપણે ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, બંધન, છેદન અને વધ સંબંધી મહાઆપદા તેમને સહેવી પડે છે. દૈવવશાત્ મનુષ્યગતિમાં ઉત્પન્ન થાય તો પણ દુઃખદારિદ્ર અને દીનતાવાળી જ સ્થિતિ અનુભવવી પડે છે, અને દેવગતિમાં ઉત્પન્ન થાય તો કિલ્વિષિક અથવા આભિયોગિક દેવપણે તેમને વિટંબના સહેવી પડે છે. આમ કોઈ પણ ગતિમાં તેમને પૂર્વકૃત પાપના યોગે ક્ષણભર પણ સ્વતંત્ર સમાધિ–સુખ પ્રાપ્ત થતું જ નથી. વળી ઉક્ત ચારે ગતિમાં એવાં એવાં અઘોર દુઃખ તેમને અનેક વાર અનુભવવાં પડે છે. વડનાં બીજની પેરે તેમના દુઃખની પરંપરા વધતી જ જાય છે. તેવી નિરાધાર સ્થિતિમાં તેમને કોઇ પણ ત્રાણ–શરણ કે આધારભૂત થતું જ નથી. શાસ્ત્રકારે યુક્ત કહ્યું છે કે—

धर्मेणाधिगतैश्वर्यो धर्ममेव निहंति यः ।
कथं शुभायतिर्भावी, स स्वामिद्रोहपातकी ॥

"ધર્મવડે જ મોટાઇ પામ્યા છતાં, ધર્મવડે જ પ્રજા-પ્રતિષ્ઠા, માનમરતબો પામ્યા છતાં અને ધર્મવડે જ વિવિધ ઋદ્ધિસિદ્ધિ સાંપડયા છતાં જે મૂઢમતિ ધર્મનો જ અનાદર કરે છે તેવા પાપી સ્વામીદ્રોહીનું શ્રેય શી રીતે થઇ શકે ?" કૃતજ્ઞ માણસે તો ઉપગારીનો ઉપગાર એક ક્ષણ પણ નહિ વિસારતાં તે ઉપગારીનો બની શકે તેટલો બદલો વાળવા એક ક્ષણ પણ પ્રમાદ કરવો ઘટે નહિ. છેવટ સ્વઉપગારીની આજ્ઞાનું સારી રીતે પ્રતિપાલન કરીને પણ પોતે કૃતાર્થ થવું જોઇએ. કોઈ રીતે સ્વઉપગારીથી વિરુદ્ધ વર્તન કરી કૃતઘ્નતાનું કલંક તો વહન ન જ કરવું જોઇએ, છતાં જે તેવા જ વિરુદ્ધ વર્તનથી

કૃતઘ્ન થાય છે તે અધમ જીવોનો કદાપિ પણ ઉદ્ધાર થવો સંભવતો નથી. તેઓને તેવાં પાપાચરણથી કદાપિ સમાધિ થઈ શકતી નથી. તેઓ તો કેવળ અધોગતિના જ અધિકારી હોવાથી જ્યાં ત્યાં જ્યારે ત્યારે અસમાધિને જ પ્રાપ્ત કરે છે. આવા દૂષિત જનો અન્ય લોકોના અહિતમાં જ વધારો કરે છે. પોતે જ અસમાધિગ્રસ્ત છતાં અન્યને સમાધિભૂત શી રીતે થઈ શકે ? "**स्वयं दरिद्रः अन्यं ईश्वरीकर्तुं कथं ईश्वरः ?**" પોતે જ નિર્ધન હોય તે અન્યને ધનાઢ્ય કરવાને શી રીતે સમર્થ થાય ? આ પ્રમાણે સ્વપરનું હિત કરવાને બદલે અહિત જ કરનાર પામર પ્રાણીની સંસારસંતતિ વધતી જ જાય તેમાં આશ્ચર્ય શું ? આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજાયા વિના અને પોતાનું ખરું કર્તવ્ય જાણ્યા વિના જીવને અનેક ભવમાં ભટકવું પડે છે, માટે શાસ્ત્રકાર પોતાનું શુદ્ધ સ્વરૂપ જણાવતા સતા આ પ્રાણી પોતાનું શુદ્ધ સ્વરૂપ કેમ જાણી શકતો નથી, તેનું કારણ કહે છે. ૫

શુદ્ધ સ્ફટિક રત્ન જેવું નિર્મળ હોય છે તેવું જ નિર્મળ આત્માનું સહજ સ્વરૂપ છે. તેવા શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપમાં કંઈ પણ ઉપાધિ સંભવતી જ નથી. આત્માના એવા શુદ્ધ સ્વરૂપને સાતિશય જ્ઞાની પુરુષો સાક્ષાત્ અનુભવે છે-જુએ છે; પરંતુ કર્મરૂપ ઉપાધિસંબંધ લાગેલો છે જેમને એવા જડ લોકો તેવા શુદ્ધ સ્વરૂપમાં મૂંઝાય છે. આત્માના શુદ્ધ નિરુપાધિક સ્વરૂપની તે યથાર્થ પ્રતીતિ યા અનુભવ કરી શકતા નથી; જેથી જડ જીવો મૂંઝાય છે, તે કર્મરૂપ ઉપાધિવડે જ મૂંઝાય છે. રાગદ્વેષ અથવા ક્રોધાદિક કષાયને જ્ઞાની પુરુષો **ભાવકર્મ** કહે છે, અને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, નામ, આયુ, ગોત્ર અને અંતરાય એ આઠેને પૂર્વોક્ત રાગાદિકની ઉત્પત્તિનાં

અથવા વૃદ્ધિનાં કારણુ હોવાથી દ્રવ્યકર્મ કહે છે. નિશ્ચયનયથી જોતાં તો શુદ્ધ સ્વરૂપમાં એવી ઉપાધિ સંભવતી જ નથી; પરંતુ વ્યવહારનયથી સાંસારિક અવસ્થામાં તેવી ઉપાધિ પણ હોવી ઘટે છે. નિશ્ચયનયથી તો આત્માનું સ્વરૂપ સહજ નિરુપાધિક જ છે; પરંતુ વ્યવહારનયથી એવો ઉપાધિ સંબંધ જીવને અનાદિ કાળનો હોવો ઘટે છે તેવો ઉપાધિ સંબંધ ઓછો કરવાને અને અનુક્રમે શુદ્ધ નિરુપાધિક સ્વરૂપ પ્રગટ કરવાને યાને પ્રાપ્ત કરવાને પ્રબળ પુરુષાર્થની જરૂર છે. જેમ જેમ ભવ્ય આત્મા આપ્તવચન અનુસારે સહજ નિરુપાધિક સ્વરૂપને સાધવા અનુકૂળ સાધનનું સેવન કરતો જાય છે તેમ તેમ સ્વપુરુષાર્થના પ્રમાણમાં પૂર્વોક્ત ઉપાધિસંબંધને ઓછો કરીને અનુક્રમે શુદ્ધ નિરુપાધિક સ્વરૂપને સિદ્ધ કરવાને તે સમર્થ થાય છે. શ્રીમદ્ યશોવિજયજી મહારાજ પોતે જ ઉક્ત બાબતનું આ પ્રમાણે અન્ય સ્થળે સમર્થન કરે છે—

જેમ નિર્મળતા રે રત્ન સ્ફટિકતણી, તેમ જે જીવ સ્વભાવ;
તે જિન વીરે રે ધર્મ પ્રકાશિયો, પ્રબળ કષાય અભાવ. શ્રી સી૦

જેમ તે રાતે ફૂલે રાતડું, શ્યામ ફૂલથી રે શ્યામ;
પુણ્ય પાપથી રે તેમ જગ જીવને, રાગદ્વેષ પરિણામ. શ્રી સી૦

ધર્મ નવિ કહિયે રે નિશ્ચે તેહને, જેહ વિભાવ વડ વ્યાધિ;
પહેલે અંગે રે એણીપેરે ભાખિયું, કર્મે હોય ઉપાધિ. શ્રી સી૦

જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે જાણો રે ધર્મ;
સમ્યગ્દૃષ્ટિ રે ગુણઠાણાથકી, જાવ લહે શિવશર્મ. શ્રી સી૦

એમ જાણીને રે જ્ઞાનદશા ભજી, રહિયે આપ સ્વરૂપ;
પરપરિણતિથી રે ધર્મ ન છાંડિયે, નવિ પડિયે ભવકૂપ. શ્રી સી૦

શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજે કરેલા સમર્થનનો પરમાર્થ એવો છે કે શ્રીવીરપરમાત્માએ આત્માનો જે શુદ્ધ સ્વભાવ સ્ફટિક રત્નની જેવો નિર્મળ કહ્યો છે તે રાગદ્વેષ યાને કષાયરૂપ કલંકથી સર્વથા રહિત હોવાથી કેવળ નિષ્કષાયતારૂપ છે. આત્માના સહજ નિરુપાધિક સ્વભાવમાં લેશમાત્ર કષાયનો સંભવ જ નથી. જ્યાંસુધી રાગદ્વેષ યાને કષાયનું કંઈ પણ અસ્તિત્વ હોય ત્યાંસુધી તે આત્માનું શુદ્ધ નિરુપાધિક સ્વરૂપ હોવું ઘટે નહિ. જ્યારે રાગદ્વેષ અથવા કષાય માત્રનો અત્યંતાભાવ થાય, તેમનો સર્વથા લોપ થવાથી કદાપિ પ્રાદુર્ભાવ થાય જ નહિં ત્યારે જ તે આત્માનું શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપ પ્રગટયું કહી શકાય.

જેમ શુદ્ધ એવા સ્ફટિક રત્નની ઉપર રાતું ફૂલ મૂકવામાં આવે તો તે આખું રત્ન રાતું જ દેખાય છે, અને કાળું ફૂલ મૂકવામાં આવે તો તે સઘળું કાળું જ દેખાય છે, તેમ નિશ્ચયથી શુદ્ધ એવા આત્માને પણ શુભાશુભ કર્મયોગે રાગદ્વેષનો પરિણામ હોવો ઘટે છે, એટલે કે શુભાશુભ કર્મ એ આત્માને કલંકરૂપ છે, તેથી જ આત્માને રાગદ્વેષમય પરિણામ સંભવે છે. કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી જ નથી. જીવ જે ક્ષણમાં રાતો અને ક્ષણમાં તાતો થાય છે તે તેણે પોતે જ કરેલાં કર્મના યોગે જ. કર્મકલંકનો સર્વથા અભાવ થયે છતે તો રાગદ્વેષ યા કષાયનો પ્રાદુર્ભાવ હોઈ શકે જ નહિં. જ્યાંસુધી કર્મકલંકના સદ્‌ભાવે રાગદ્વેષ યા કષાયનો કંઇ પણ સદ્‌ભાવ હોય ત્યાંસુધી શુદ્ધ નિશ્ચયનયથી આત્મા શુદ્ધ ધર્મી કહેવાય જ નહિં; કેમકે કર્મ તો આત્માને કલંકરૂપ છે, અને શુદ્ધ આત્મામાં તો તેવું કલંક સર્વથા હોવું ઘટે જ નહિં. કર્મથી જ વિભાવ-પ્રવૃત્તિરૂપ ઉપાધિ સંભવે છે, અને આત્માના શુદ્ધ સ્વરૂપમાં એવી ઉપાધિ-

નો સર્વથા અભાવ જ હોવો ઘટે છે, એમ સમજીને મુમુક્ષુ જનોએ પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટાવવાને–પૂર્વોક્ત કર્મકલંકનો નાશ કરવાને કટિબદ્ધ થવાની જરૂર છે. સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રનું યથાવિધિ આરાધન કરવું એ જ આત્માનું સહજ સ્વરૂપ પ્રગટ કરવાનો અમોઘ ઉપાય છે. જ્યાં સુધી જીવ પ્રમાદને વશ થઈ ઉક્ત ઉપાયને અવલંબવા વિલંબ કરે છે ત્યાંસુધી તે પોતાના સહજ સ્વભાવના સાક્ષાત્ અનુભવથી બેનસીબ રહે છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રના અભાવે જીવ અનાદિ મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિના યોગે નાનાપ્રકારના કર્મકલંકથી કલંકિત થઇ રાગદ્વેષ અને કષાયના પરિણામને ધારણ કરે છે. આ પ્રમાણે રાગદ્વેષ અથવા કષાયના પરિણામથી જ જીવ ભવભ્રમણ કરે છે. ઉક્ત ઉપાધિના અભાવે આત્માનું સહજ સ્વરૂપ તત્કાળ પ્રગટ થાય છે, તેવી નિરુપાધિક દશામાં આત્મા પરમશાંતિને સાક્ષાત્ અનુભવે છે. વળી આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થયા બાદ શુદ્ધ કાંચનની પેરે તેને કંઈપણ વિકાર સંભવતો જ નથી, તેથી તે શુદ્ધાત્મા જન્મમરણાદિકથી સર્વથા વિમુક્ત થઇ નિરંતર પૂર્ણાનંદમાં જ નિમગ્ન રહે છે. આથી સહેજે સમજી શકાશે કે આત્મા જેટલે અંશે સમ્યગ્દર્શનાદિકનું યથાવિધિ આરાધન કરવા ઉજમાળ થશે, તેટલે તેટલે અંશે પૂર્વોક્ત કર્મઉપાધિથી મુક્ત થઈ નિરુપાધિકપણાને પ્રાપ્ત થતો જશે. આવી સાધકદશા જીવને ચોથા ગુણઠાણાથી માંડીને ચૌદમા ગુણઠાણા સુધી સંભવે છે. અંતે સર્વ કર્મઉપાધિથી સર્વથા મુક્ત થઇ આત્મા અજરામરપદને પ્રાપ્ત થાય છે. આવું એકાંત નિરુપાધિક સુખ સર્વ સિદ્ધ પરમાત્મા સાક્ષાત્ અનુભવી રહ્યા

છે. સિદ્ધ ભગવાનના સુખનો કદાપિ અંત નથી, એમ સમજી અનાદિ વિભાવપરિણતિને એકાંત દુઃખદાયી જાણી એકાંત સુખદાયી સ્વભાવપરિણતિને સાધવા સદ્વિવેક ધારવો અવશ્યનો છે, એમ ઉપર્યુક્ત સમર્થનનો પરમાર્થ વિચારતાં સ્પષ્ટ માલૂમ પડે છે. સદ્વિવેકી જનોને સદ્વર્તનયોગે શીઘ્ર સહજ સુખની પ્રાપ્તિ થઈ શકે છે. આવા નિરુપાધિક સુખને મોહના વિલયથી સાક્ષાત્ અનુભવતા છતાં જ્ઞાની પુરુષો તેવા સત્ય સુખના અજાણ–બીનઅનુભવી જનોને તે સંબંધી કહેતાં સહેજે સંકોચાય છે, એમ શાસ્ત્રકાર જણાવે છે. ૬.

જ્યારે જીવ સદ્વિવેકયોગે મોહનો ત્યાગ કરે છે અને પૂર્વે અવિવેક યોગે મિથ્યાભિમાનથી 'અહંતા અને મમતા'-વડે પોષવામાં આવેલાં મોહ 'नाहं न मम' એવા પ્રતિમંત્ર-વડે જીતી લે છે ત્યારે તેને આત્માના સહજ સુખનો સાક્ષાત્ લાભ મળે છે, સ્વાભાવિક સુખનો તેને સાક્ષાત્ અનુભવ થયા કરે છે છતાં તેવું સુખ અન્ય અનુભવી–અનધિકારી જનોની પાસે વર્ણવતાં તે સહેજે સંકોચાય છે, કેમકે જે જીવો મોહને વિવશ થઇ ખોટાં કલ્પિત સુખમાં જ રાચે છે તેમને આ સાચા સ્વાભાવિક સુખનો ખ્યાલ પણ આવી શકતો નથી, તેથી તેવાં સ્વાભાવિક સુખનું વર્ણન આવા અનધિકારીની પાસે કરવું તે તદ્દન નિષ્ફળપ્રાય થાય છે. 'રુચિ વિના પ્રીતિ નથી' એ ન્યાયથી કલ્પિત સુખમાં જ અહોનિશ રાચવાંમાચવાવડે સહજ સ્વાભાવિક સુખમાં અરુચિવાળા એવા મોહાસક્ત જીવોને સત્ય સુખમાં રુચિ વિના પ્રીતિ શી રીતે જાગે ? સત્ય સ્વાભાવિક સુખમાં શ્રદ્ધા વિના ખોટાં વિભાવિક સુખને તજી સહજ સુખને

માટે સચોટ લાગણી શી રીતે પ્રગટે? અને જ્યાં સુધી કલ્પિત સુખને ખોટાં જાણી-માની તજવામાં ન આવે ત્યાં સુધી સત્ય સ્વાભાવિક સુખની પ્રવૃત્તિદ્વારા પ્રાપ્તિ પણ શી રીતે થઇ શકે? આવી રીતે આંધળા આગળ આરસી ધરવા મુજબ અથવા બહેરા આગળ ગાન કરવા મુજબ આવા અનધિકારી અયોગ્ય જીવોની પાસે સત્ય સ્વાભાવિક સુખનું વર્ણન કરવાથી શો લાભ થઇ શકવાનો? એમ સમજી મોહના ક્ષયોપશમથી તેવા સ્વાભાવિક સુખને સાક્ષાત્ અનુભવતા છતાં મુમુક્ષુ જનો મોહવિકળ જીવોની પાસે એવા સહજ સુખનું વર્ણન કરવું મુનાસિબ ગણતા નથી. મોહાસક્ત જીવો આવા વિરક્ત મુમુક્ષુઓને ગાંડા પણ લેખે છે, પરંતુ મુમુક્ષુ જનો તેની થોડી જ દરકાર કરે છે. તેઓ તો પોતાનું કર્ત્તવ્ય નિર્ભયપણે કર્યે જ જાય છે. કહ્યું છે કે—

" જગ જાણે ઉનમત્ત ઓ, જાણે જગ જબ અંધ;
જ્ઞાનીકું જગમાં રહ્યો, યું નહિ કોઇ સંબંધ. "

" વ્યવહારે વ્યવહારશું,
નિશ્ચયમેં થિર થંભ. "

ઇત્યાદિ વચનથી જ્ઞાની-વિવેકી જનો ખોટી લોકલાજ તજી સ્વકર્ત્તવ્યકર્મમાં તત્પર રહે છે. તેમના લોકોત્તર વર્તનથી શુદ્ધ વ્યવહારને પુષ્ટિ મળે છે, શુદ્ધ સાધ્યદૃષ્ટિથી જ તેઓ સર્વત્ર જાગૃત રહે છે. અન્ય આત્માર્થી જનો તેમના સદ્વર્તનનું અનુમોદન કરે છે. ફક્ત પુદ્ગલાનંદી યા ભવાભિનંદી જીવો જ હાંસી કરે છે અથવા તો જેને જે પ્રિય હોય છે તેની જ તે પ્રશંસા કરે છે.

" જનજનકી રૂચિ ભિન્ન હે, ભોજન કૂર કપૂર;
ભોગવંતકું જો રુચે, [1]કરભ કરે સો દૂર.
કરભ હસે નૃપભોગકું, હસે કરભકું ભૂપ;
ઉદાસીનતા બિનુ નહિ, દોનોકું રતિ રૂપ. "

આ પ્રમાણે પરવસ્તુમાં જ રાચવામાચવાવાળા મોહાંધ જીવોની પાસે વસ્તુસ્વરૂપનું નિરૂપણ કરતાં જ્ઞાની પુરુષને ક્યાંથી ઉત્સાહ વધે ? તથાપિ ' ચારિ સંજીવિની ચાર ' ના ન્યાયે અનુકંપાબુદ્ધિથી શાસ્ત્રકારે આ બાબતનું તટસ્થપણે વર્ણન કર્યું છે. ' ચારિ સંજીવિની ચાર ' નો હેતુ એ છે કે તે વડે કોઈ જીવને કથંચિત્ સ્વરૂપપ્રાપ્તિ થઇ જાય છે. તેનું દૃષ્ટાંત આવી રીતે છે.

કોઇ એક પુરુષને બે સ્ત્રીઓ હતી. તેમાંથી એક દુરાચારી સ્ત્રીએ પોતાના પતિને વશીકરણાદિ મંત્રયોગવડે બળદ બનાવી દીધો. તે જોઇને બીજી પતિવ્રતા સ્ત્રી સ્વપતિને મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરાવવા ચિંતાતુર બનીને તે બેલને પ્રતિદિન બહાર ચરાવવાને લઇ જતી હતી. એકદા તે બેલને કંઇક દૂર ચારો ચરાવતી કોઇક વૃક્ષ નીચે બેઠી હતી. તેણીએ તેવામાં તે વૃક્ષ ઉપર કોઇ બે યક્ષનો સંવાદ સાંભળ્યો. તેમાં તે બેલનું મૂળ સ્વરૂપ પ્રગટાવવાનો એવો ઉપાય બતાવેલો સાંભળ્યો કે ' આ વૃક્ષની નીચે ઊગેલી અમુક ઔષધીના પ્રભાવે તે પશુ બદલી જઈ માનવરૂપને પામી શકે.' આ ઉપાયને સાંભળી તત્કાળ વૃક્ષ નીચેનો ચારો એકઠો કરીને બેલને નાખ્યો, તેનું ચર્વણ કરતાં જ તે બેલ પોતાના મૂળ માનવી

1. ઉંટ.

રૂપને પામ્યો. આનું નામ 'ચારિ સંજીવની ચાર' એટલા માટે રાખવામાં આવ્યું છે કે ઉક્ત ઔષધિ અમુક જ છે એમ ચોક્કસ નહિ જાણતાં છતાં તે વૃક્ષ નીચેની વનસ્પતિમાં તો તે નિશ્ચે છે જ, એમ જાણીને તે સર્વને સંગ્રહી તેનો ઉપયોગ કરતાં પોતાના અભીષ્ટની સિદ્ધિ થઇ. તેમ શાસ્ત્રકાર પણ ભવ્ય પ્રાણીઓના એકાંત હિતની ખાતર સર્વજ્ઞકથિત વચનાનુસારે વસ્તુસ્વરૂપનું પ્રતિપાદન કરે છે, જેથી કોઇ જીવનું કથંચિત્ હિત થઇ શકે. શાસ્ત્રોક્ત સ્વરૂપનું મધ્યસ્થપણે પરિશીલન કરતાં ભવ્ય આત્માનું અવશ્ય હિત થઇ શકે. જ્યારે આત્મા સ્વસ્વરૂપને યથાર્થ રીતે ઓળખે છે ત્યારે તે નકામી નિરુપયોગી બાબતમાં મૂંઝાઇ રહેતો નથી; પરંતુ સ્વરૂપપ્રાપ્તિને માટે સારી રીતે ઉદ્યમ કરે છે અને અનુક્રમે પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરે છે તે વાત શાસ્ત્રકાર બતાવે છે. ૭.

જેને સદ્ગુરુકૃપાથી શાસ્ત્રશ્રવણાદિક દ્વારા નિર્મળ શ્રદ્ધાન અને નિર્મળ બોધ થયાથી ઉત્તમ આચારવિચાર જ જેને પ્રિય થઇ પડ્યા છે તેવા સદ્વિવેકી જનો પરપૌદ્ગલિક વસ્તુમાં મિથ્યા મૂંઝાઇ જતા નથી. સમ્યગ્ શ્રદ્ધાયુક્ત નિર્મળ બોધવડે જેણે પોતાનું મૂળ સ્વરૂપ પિછાન્યું છે, અને પોતાનું જ સહજ સ્વરૂપ પ્રગટ કરવાને સર્વજ્ઞ ભગવાને કથેલા સર્વ સદાચારને જાણીબૂઝીને તેમાં રુચિ તથા પ્રીતિ જગાડી છે એવા મુમુક્ષુ જનો નકામી વાતોમાં કેમ મૂંઝાય ? આત્માર્થી જનો સહેજે અહિતકારી વસ્તુની ઉપેક્ષા કરી સ્વહિતકારી વાતનો જ સદા સ્વીકાર કર્યા કરે છે. 'शुभे यथाशक्ति यतनीयं' એ સિદ્ધાંતને અનુસરીને સ્વશક્તિને ગોપવ્યા વિના હિતકારી માર્ગનું જ તે યથાશક્તિ સેવન કર્યા કરે છે. બની શકે તેમ પ્રમાદ

રહિત પરમાર્થ પંથનું પોતે સેવન કરે છે; તેમ કરવામાં અન્યને યથાશક્તિ સહાયભૂત થાય છે, અને સદાચારરસિક જનોની સ્પષ્ટ રીતે અનુમોદના–પ્રશંસા કરે છે. સર્વજ્ઞ વચનાનુસાર ગમે તેમાં રહેલો સદ્‌ગુણ અનુમોદવા યોગ્ય જ છે એમ જાણીને તેવા ગુણગુણીની પ્રતીતિ થતાં જ તે મનમાં પ્રમુદિત થાય છે. હંસની ચાલે ચાલનારા આવા સદ્વિવેકી જનો શું અનર્થકારી બાબતમાં કદાપિ મૂંઝાય ? અહિંસામય ઉત્તમ વર્તન તે કદાપિ હિંસામય કુકૃત્યનો શું સ્વીકાર કરે ? જેણે ક્ષીરસમુદ્રનાં જળ પીધાં હોય તેને ખારાં જળ રુચે જ કેમ ? પોતાને પ્રિય અને હિતકારી સત્યનો અનાદર કરીને તે અપ્રિય અને અહિતકારી એવાં અસત્ય વચનને કેમ ઉચ્ચરશે ? અમૂલ્ય પ્રામાણિકતા યાને ન્યાયવૃત્તિને તજી અપ્રામાણિકતા અથવા અન્યાયવૃત્તિને કેમ આદરશે ? પામર લોકોએ પ્રાણની જેવા લેખેલા પરદ્રવ્યનું તે કેમ હરણ કરશે ? ઉભય લોક હિતકારી સુશીલતાને તજી ઉભય લોક વિરુદ્ધ કુશીલતા–કામક્રીડાને કેમ આદરશે ? ઉત્તમ એવી અસંગતા યા નિઃસ્પૃહતાનો અનાદર કરી અધમ સસ્પૃહતાનો તે કેમ સ્વીકાર કરશે ? અમૃત જેવી અસંગતા તજી ઝેર જેવી પરસ્પૃહાને કેમ આદરશે ? સર્વ શાંતિદાયક સમતારસનો ત્યાગ કરીને ત્રિવિધ તાપકારી ક્રોધાગ્નિનો કેમ સ્વીકાર કરશે ? સર્વ સુખદાયી નમ્રતાને તજી દુઃખદાયી માનને કેમ આદરશે ? સકળ સિદ્ધિને દેનારી સરળતાને તજીને દુરંત દંભનું કેમ સેવન કરશે ? પરમ સુખદાયી સંતોષને તજી અનર્થકારી લોભનો કેમ આદર કરશે ? એકાંત હિતકારી મધ્યસ્થતા તજીને સંક્લેશકારી રાગ અને દ્વેષને કેમ ભજશે ? વળી નિવૃત્તિ જ પ્રિય હોવાથી દુઃખ-

દાયક પ્રવૃત્તિનો કેમ આદર કરશે ? ભવભીરુપણાથી કોઇની સાથે ક્લેશ કરવો, કોઇની ઉપર આળ ચઢાવવાં, પારકી ચાડી ખાવી, કલ્પિત સુખદુઃખમાં પણ હર્ષ કે ખેદ કરવો, પારકી નિંદા કરી આપવડાઇ કરવી, કહેવું કંઇ અને કરવું કઇ એવી દંભવૃત્તિ ભજવવી અને કદાગ્રહાદિકને ધારણ કરીને ઉન્માર્ગે ચાલવું એવી અનિષ્ટ પ્રવૃત્તિ તેને સ્વાભાવિક રીતે રુચિકર હોય જ નહિ, તેથી સ્વપરહિતમાર્ગને તજી તેવા એકાંત અહિતકારી માર્ગનું સેવન શી રીતે કરે ? માટે શાસ્ત્રકારે યુક્ત જ કહ્યું છે કે સ્વસ્વરૂપના જાણ અને સ્વસ્વરૂપની પ્રાપ્તિ માટે પ્રમાદ રહિત શુદ્ધ નિષ્ઠાથી સદ્વર્તન સેવનાર મુમુક્ષુ જનો આ સંસારની કલ્પિત મોહમાયામાં મૂંઝાય જ નહિ.

મોહનું કિંચિત્ સ્વરૂપ આ અષ્ટકમાં જ બતાવવામાં આવ્યું છે. સર્વ કર્મમાં તેની જ પ્રધાનતા છે. તેનો સં[illegible] જીવને અનાદિનો છે. તે અજ્ઞાની જીવને અનેક પ્રકારે છે[illegible]દાન અને જ્ઞાની પુરુષનું છળ જોઇને તો ભારે ખુશી થાય છે[illegible] પ્રિય મોહનું સ્વરૂપ સારી રીતે જાણી લેવામાં આવે અને નિમે[illegible]ગ્ર ભગવાને કહેલા ઉપાય મુજબ તેનો જય કરવામાં આવે તો જ આત્માની મુક્તિ થઇ શકે તેમ છે. નહિ તો કોટિ ઉપાય કરતાં પણ આપમતિથી વર્તતાં કલ્યાણ થવાનું નથી. સમ્યગ્ જ્ઞાન અને શુદ્ધ ક્રિયા એ જ મોહને હણવાનો અમોઘ ઉપાય છે. સમ્યગ્જ્ઞાનવડે સ્વપરની યથાર્થ પિછાન કરીને સ્વવસ્તુ માત્રનો સ્વીકાર અને પરવસ્તુ માત્રની ઉપેક્ષા કરવાથી જ મોહનો વિલય થઇ શકશે. આત્માના સ્વાભાવિક જ્ઞાનાદિક ગુણમાં જ અહોનિશ રમણ કરવું અને સાંસારિક મોહમાયાથી બીલકુલ ઉદાસીન રહેવું એ જ અક્ષય અજરામર પદ પામવાનો ઉત્તમ

ઉપાય શાસ્ત્રકારે બતાવ્યો છે. મોહને લઈને જીવને નાના-પ્રકાર-ની દૃશ્ય વસ્તુમાં મૂંઝાઈ જવાનું બને છે. મૂઢદૃષ્ટિથી જીવ જે જે વસ્તુ જુએ છે તેમાં ખોટી મમતાથી બંધાઇ જાય છે. 'હું અને મારું' એવા મિથ્યાભિમાનથી પરવસ્તુને પોતાની માની લઈ, અનિત્ય અને અશુચિ વસ્તુને નિત્ય અને પવિત્ર માની લઇ, તેમાં મિથ્યા મમત્વ ધારીને જીવ પોતાની જ મૂર્ખાઈ-થી મૂંઝાઈ મરે છે. જ્ઞાની વિવેકી જનો તો શુદ્ધ આત્મદ્રવ્ય અને શુદ્ધ જ્ઞાનાદિ ગુણ વિના બીજી કોઈ પણ પરવસ્તુમાં મમત્વ રાખતા જ નથી. તેથી જ તેઓ વ્યવહાર કરણી કરતાં છતાં કમળની પેરે નિર્લેપ રહી શકે છે. મૂઢદૃષ્ટિ જીવને જે જે કર્મબંધનના કારણ થાય છે તે તે સર્વ તત્ત્વદૃષ્ટિ જીવને કર્મ-નિર્જરાનાં કારણ થાય છે. પરિણામે મૂઢદૃષ્ટિ જીવને સંસાર-ચક્રમાં ચિહું દિશે રઝળવું પડે છે ત્યારે તત્ત્વદૃષ્ટિ જીવની સહેજ-માં મુક્તિ થાય છે. મૂઢદૃષ્ટિ જીવો જ વિવિધ વિષયને વશ થઇ પતંગ, ભૃંગ, મચ્છ, હરિણ અને હાથીની પેરે પ્રાણાંત દુઃખને પામે છે ત્યારે તત્ત્વદૃષ્ટિ જીવો તેવા વિષયપાસથી સહેજે બચી જાય છે. મૂઢદૃષ્ટિ જીવો જ ક્રોધાદિક કષાયને વશ થઇ પોતાના તથા પરના આત્માને નાહક સંતપ્ત કરે છે ત્યારે તત્ત્વદૃષ્ટિ જીવો ગમે તેવા વિષમ સંયોગોમાં પણ ક્ષમાદિકને ધારણ કરી સ્વપરને શાંતિ જ ઉપજાવે છે. મૂઢદૃષ્ટિ જનો જ વિવેકરહિત મુત્કલ વૃત્તિને ભજે છે ત્યારે તત્ત્વદૃષ્ટિ તો વિવેક-પૂર્વક સદ્વર્તનને જ સેવે છે. મૂઢદૃષ્ટિ જનો પોતાના તુચ્છ સ્વાર્થની ખાતર બુદ્ધિનો ગેરઉપયોગ કરે છે ત્યારે તત્ત્વદૃષ્ટિ જનો તેનો બને તેટલો સદુપયોગ જ કરે છે. મૂઢદૃષ્ટિ જનો પશુની પેરે પોતાના પુદ્ગલને જ પોષવામાં તત્પર રહે છે

ત્યારે તત્ત્વદૃષ્ટિ જનો ક્ષણભંગુર પુદ્ગલમાંથી બની શકે તેટલા વિવેકથી સાર ખેંચવાને જ તત્પર રહે છે. માટીમાંથી સોનું શોધી લેવાની પેરે તત્ત્વદૃષ્ટિ જનો આ ક્ષણિક દેહમાંથી સત્ત્વ ખેંચી લઈ સદ્વર્તન સેવવા સાવધાન રહે છે. મૂઢદૃષ્ટિ જનો જડ વસ્તુમાં મૂર્ચ્છા રાખી પોતાનું કે પરનું હિત સાધી શકતા જ નથી ત્યારે તત્ત્વદૃષ્ટિ જનો અતત્ત્વદૃષ્ટિની પેઠે પરવસ્તુ ઉપર આસક્તિ નહિ કરતાં તેનો પરમાર્થ દાવે જ ઉપયોગ કરવા ચાહે છે. મૂઢદૃષ્ટિ જનો છતી જીભે અવસરોચિત મિષ્ટ ભાષણ પણ કરી શકતા નથી ત્યારે તત્ત્વદૃષ્ટિ જીવો સહુને પ્રિય અને હિતકારી વચન જ વાપરી જીભને સાર્થક કરે છે. એવી રીતે મોહ દૂર થયાથી તત્ત્વદૃષ્ટિ જનો પ્રાપ્ત સામગ્રીનો સદુપયોગ કરવાની જ ચીવટ રાખે છે. સહુ કોઇ ભવ્યજનોને એવી જ સદ્દૃષ્ટિ યા તત્ત્વદૃષ્ટિ સદા પ્રાપ્ત થાઓ. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૫, પૃ. ૬૭, ૧૩૧ ]



## ( ૫ ) ज्ञानाष्टक.

**વિવેચન**—જ્ઞાન એ આત્માના અનંત ગુણમાંહેનો એક એવો અસાધારણ ગુણ છે કે જેનાવડે પોતાનું અને પરનું યાવત્ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળનું સર્વ સ્વરૂપ યથાર્થ રીતે જાણી શકાય છે. વસ્તુસ્વરૂપ યથાર્થ જાણવાથી જ તેના ગુણ યા દોષ સંબંધી સારી રીતે ભાન થતાં મનમાં તેની દૃઢ પ્રતીતિ થાય છે. તાત્પર્ય કે સમ્યગ્જ્ઞાન વિના દૃઢ શ્રદ્ધા—આસ્થા આવતી જ નથી અને સુશ્રદ્ધા વિના સદ્વર્તન—કહો કે શુદ્ધ ચારિત્રનું સમ્યગ

પ્રકારે સેવન થઇ શકતું નથી. શુદ્ધ ચારિત્રની સેવા મોહના ક્ષય કિંવા ઉપશમથી સંભવે છે, અને તે મોહનો ક્ષયોપશમ્ સમ્યગ્-જ્ઞાન તથા સમ્યગ્શ્રદ્ધાનથી થાય છે. સમ્યગ્શ્રદ્ધાન પણ શુદ્ધ જ્ઞાની ગુરુની પાસે યથાવિધિ શાસ્ત્રનું શ્રવણ અને મનન કરતાં પ્રાપ્ત થાય છે, માટે આત્માની ઉન્નતિ કરવાને હરકોઇ રીતે જ્ઞાનની મુખ્યપણે આવશ્યકતા છે. જ્ઞાન દીપકની પેરે સ્વપરપ્રકાશક છે. જ્ઞાન એ દિવ્ય ચક્ષુ છે. મોક્ષમાર્ગમાં નિરાબાધ પ્રવૃત્તિ કરવાને જ્ઞાન એ એક ઉત્તમ ભોમિયો છે, જ્ઞાન વિનાની સકળ ક્રિયા-કરણી અંધ કહી છે. શ્રીમાન્ પદ્મવિજયજી મહારાજે નવપદની પૂજામાં જ્ઞાનપદના ગુણ ગાતા કહ્યું છે કે—

દુહો

નાણ સ્વભાવ જે જીવનો, સ્વપરપ્રકાશક જેહ;
તેહ નાણ દીપક સમું, પ્રણમો ધર્મ સનેહ.

ઢાળ

નાણ પદારાધન કરો રે, જેમ લહો નિર્મળ નાણ રે ભવિકજન;
શ્રદ્ધા પણ થિર તો રહે રે, જો નવ તત્ત્વ વિજ્ઞાણ રે ભવિક૦ ના૦ ૧

અજ્ઞાની કરશે કિશ્યું રે, શું લહેશે પુણ્ય પાપ રે ભવિકજન;
પુણ્ય પાપ નાણી લહે રે, કરે નિજ નિર્મળ આપ રે. ભવિક૦ ના૦ ૨

પ્રથમ જ્ઞાન પછી દયા રે, દશવૈકાલિક વાણી રે ભવિકજન;
ભેદ એકાવન તેહના રે, સમજો ચતુર સુજાણ રે ભવિક૦ ના૦ ૩

દુહો

બહુ ક્રોડો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ;
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાવે તેહ.

### ઢાળ

નાણ નમો પદ સાતમે, જેથી જાણે દ્રવ્ય ભાવ, મેરે લાલ;
જાણે જ્ઞાન ક્રિયા વળી, તિમ ચેતન ને જડભાવ, મેરે લાલ. ના૦ ૧

નરગ સરગ જાણે વળી, જાણે વળી મોક્ષ સંસાર, મેરે લાલ;
હેય જ્ઞેય ઉપાદેય લહે, નિશ્ચય ને વ્યવહાર. મેરે લાલ. ના૦ ૨

નામ ઠવણ દ્રવ્ય ભાવ જે, વળી સગનય ને સપ્તભંગ, મેરે લાલ;
જિનમુખ પદ્મદ્રહથકી, લહો જ્ઞાનપ્રવાહ સુગંગ. મેરે લાલ. ના૦ ૩

પરમાર્થ એવો છે કે આત્માના સર્વ ગુણમાં જ્ઞાનગુણ પ્રધાન છે. તેના મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવળ એ પાંચ મુખ્ય ભેદ છે. તેના ઉત્તરભેદ સર્વ મળીને ૫૧ થાય છે. શ્રી **દશવૈકાલિક** સૂત્રમાં પહેલું જ્ઞાન અને પછી દયા કહી છે, અર્થાત્ જ્ઞાનવડે જ દયાની સાર્થકતા છે. પ્રથમ દયાનું સ્વરૂપ જાણ્યા વિના તેનું યથાવિધિ આરાધન થવું જ મુશ્કેલ છે, તેથી જ અજ્ઞાની જીવની સઘળી ક્રિયા આંધળી કહી છે. '**ક્રિયા કરત ધરત હે મમતા, આઇ ગલેમેં ફાંસી**' આ વાક્ય તેવા મૂઢમતિ અજ્ઞાની જીવોને જ લાગુ પડે છે. સમ્યગ્જ્ઞાનવડે જ જીવાજીવાદિ તત્ત્વનો યથાર્થ બોધ થઇ શકે છે. તત્ત્વસ્વરૂપને યથાર્થ જાણવાથી જ્ઞાની પુરુષ આદરવા યોગ્ય વસ્તુને આદરી શકે છે અને તજવા યોગ્ય વસ્તુને તજી શકે છે. અજ્ઞાની જીવને તેવી ગતાગમ જ નહીં હોવાથી તે કેવળ કલ્પિત સુખમાં જ મુંઝાઇ રહે છે. જ્ઞાની પુરુષ દ્રવ્ય અને ભાવ વિષ શું છે તે સારી રીતે જાણી તેનો યથાવસર પરિહાર કરી શકે છે ત્યારે અજ્ઞાની જીવ વિવેકશૂન્યતાથી તેને સમજી કે તજી શકતો નથી. **દ્રવ્યવિષથી** કદાચ એક

ભવમાં દુઃખ થાય છે ત્યારે ભાવવિષથી તો ભવોભવ ભટકવું પડે છે. વિષયકષાયાદિને ભાવવિષ સમજીને જ્ઞાની પુરુષો ભવભીરુતાથી તેનો સંકલ્પપૂર્વક પરિહાર કરે છે. ભાવવિષ ખાવા કરતાં દ્રવ્યવિષ ખાવું તેઓ ખુશીથી કબૂલ કરે છે. દેહાદિક જડ પદાર્થો ઉપરનો મમતાભાવ તજીને પવિત્ર ચારિત્ર સેવવા જ્ઞાની પુરુષો સાવધાન થાય છે અને તેમ કરી પોતાનું અને પ્રસંગે પરનું પણ કલ્યાણ કરી શકે છે. દુનિયામાં જેટલા જેટલા જ્ઞેય પદાર્થો છે તે સર્વે જ્ઞાનના પ્રભાવે પ્રત્યક્ષ પ્રમાણથી જાણવા દેખવા જ્ઞાની સમર્થ થાય છે. આવું તત્ત્વજ્ઞાન સર્વ પ્રકારે આદરવા યોગ્ય છે. મધ્યસ્થતાપૂર્વક નય, ગમ ભંગ અને નિક્ષેપાયુક્ત સર્વજ્ઞભાષિત સ્યાદ્વાદવાળું વચન સર્વથા પ્રમાણ કરવા યોગ્ય છે. સર્વથા રાગ-દ્વેષ અને મોહથી રહિત એવું સર્વજ્ઞ અને સર્વદર્શી ભગવાનનું વચન કદાપિ પણ બાધિત હોઈ શકતું જ નથી. સર્વજ્ઞભાષિત વચનને રુચિપૂર્વક શ્રવણ-મનન કરનાર પ્રાણી સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરે છે. આપ્તપુરુષના વચનનો-તેના શુદ્ધ આશયનો અવબોધ થવો તેને જ સમ્યગ્-જ્ઞાન અથવા તત્ત્વજ્ઞાન કહ્યું છે. આવા નિર્મળ જ્ઞાનની અપેક્ષા દરેક મોક્ષાર્થી જનને અવશ્ય રહે છે. તાત્પર્ય કે આવા તત્ત્વજ્ઞાન, તત્ત્વદર્શન અને તત્ત્વઆચરણ વિના કોઈની કદાપિ મુક્તિ થતી નથી, માટે જ શાસ્ત્રકાર આવા ઉત્તમ જ્ઞાનનો સમ્યગ્ પ્રકારે આદર કરવાને અને તેથી વિપરીત જ્ઞાન-કહો કે અજ્ઞાનનો ત્યાગ કરવાને ભવ્ય પ્રાણીઓને આગ્રહ કરે છે; છતાં કોઇ વિરલા ભવ્ય જીવો જ તેનો આદર કરી શકે છે અને બીજા તો કેવળ અજ્ઞાનનો જ આદર કરે છે. શાસ્ત્રકાર તે હકીકત દૃષ્ટાંતપૂર્વક દર્શાવે છે—

ભુંડની પાસે ભાતભાતની રસવતી મૂકશો તો પણ તે તેનો અનાદર કરીને વિષ્ટાની ખાડમાં જઈ તેમાં જ મગ્ન થઈ રહેશે, તેમ મૂઢમતિ અજ્ઞાનીને અનેક યુક્તિ–પ્રયુક્તિથી વિધવિધ ફાયદા બતાવી શાસ્ત્રાભ્યાસ કરવા તમે આગ્રહ કરશો તો તે સર્વનો અનાદર કરીને પોતાને પ્રિય એવા અજ્ઞાનની જ પુષ્ટિ કરવા પ્રયત્ન કરશે; અર્થાત્ મોહવશ અજ્ઞાનીને અજ્ઞાન જ પ્રિય લાગશે તેથી જ્ઞાનાભ્યાસ કરાવવા તેને માટે કરેલો તમારો પ્રયાસ નિષ્ફળ પ્રાય જ થશે. તેટલો જ અથવા તેથી ઓછો પ્રયત્ન જો તમે જ્ઞાનરુચિવંત એવા જિજ્ઞાસુ જનોને માટે કરશો તો તે સહેજે સફળ થઇ શકશે, કેમકે જેમ રાજહંસ પક્ષીને સ્વાભાવિક રીતે જ ગંદા–અશુચિ સ્થાન પસંદ પડતા નથી તેથી તે માનસસરોવર જેવા ઉત્તમ સ્થાનને જ પસંદ કરી તેમાં જ મગ્ન રહે છે તેમ જ્ઞાનરુચિ જિજ્ઞાસુ જનોને પણ સ્વાભાવિક રીતે જ અજ્ઞાન અથવા અજ્ઞાનીની સોબત અપ્રિય હોવાથી તે તેનો પોતે જ ત્યાગ કરી જ્યાં જ્ઞાન અથવા જ્ઞાનીની ગોષ્ઠીનો અપૂર્વ લાભ મળી શકતો હોય ત્યાં રહેવું પસંદ કરે છે. પોતાને ઈષ્ટ એવા અભિનવ જ્ઞાનપ્રાપ્તિવાળું સ્થાન જ તેને પ્રિય લાગે છે. તેવાં રમણિક સ્થાનમાં જ જ્ઞાનરુચી જીવોને વિશેષ રતિ જાગે છે તેથી તેવા સ્થાનને પોતે પ્રીતિથી સેવી બનતા પ્રયત્નથી અભિનવજ્ઞાનનો લાભ સંપાદન કરે છે. તેવા યોગ્ય સ્થળમાં રહી પ્રમાદ રહિત સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રનો યથાયોગ્ય ખપ કર્યા કરે છે. આવા વિવેકી હંસથી પોતાનો અને પરનો પણ ઉપકાર થઈ શકે છે, અને તેઓ વીતરાગ પ્રભુના પવિત્ર વચનને યથાર્થ રીતે અનુસરનાર હોવાથી અંતે રાગ, દ્વેષ અને મોહાદિ દોષોનું

ઉન્મૂલન કરવાને સમર્થ થઇ શકે છે. એવી સ્વાભાવિક શક્તિ પ્રગટ કરવાથી જ તેઓ જગજયવંતા **જૈન** નામને સાર્થક કરે છે. રાગદ્વેષાદિક વૈરીનો પરાભવ કરવાની કંઇ પણ શક્તિ વિનાના નિઃસત્ત્વ જનો તો કેવળ નામના જ 'જૈન' છે. 'જૈન' એવા ગુણ વિનાના ઉપનામ માત્રથી કોઈનું કંઇ પણ કલ્યાણ થતું નથી. 'જૈન' નામને સાર્થક કરવાને રાગદ્વેષાદિક સકળ દોષનો સર્વથા જય કરનાર શ્રી જિનેશ્વર પ્રભુનાં પવિત્ર વચનને–તેમના શુદ્ધ આશયને અનુસરી પોતાના રાગદ્વેષાદિક દોષોને દૂર કરવા બનતો યત્ન કરવો જોઇએ. 'જૈન' નામ ધારણ કરીને ઊલટા પોતાના રાગાદિ દોષોનું પોષણ કરી પ્રભુના પવિત્ર વચનોનો, તેમના પવિત્ર આશયનો મોહવશ થઇ અનાદર કરીએ તો આપણે આપણા પવિત્ર 'જૈન' નામને કલંકિત જ કરીએ છીએ. દરેકે દરેક મોક્ષાભિલાષી 'જૈને' શ્રી જિનેશ્વર ભગવાને પ્રરૂપેલા અને ગણધર આચાર્યાદિકે ઉપદેશેલા માર્ગને અનુસરીને જ ચાલવું જોઇએ. તેમાં જ દૃઢ શ્રદ્ધા રાખી પોતાનું ખરું હિત સમાયેલું સમજવું જોઇએ. દરેકે દરેક મોક્ષાર્થી સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકાએ સદ્ગુરુ સમીપે વિનયબહુમાનપૂર્વક સર્વજ્ઞકથિત શાસ્ત્રનું યથાવિધિ પ્રમાદરહિત શ્રવણ તથા મનન કરી, સ્વકર્ત્તવ્યને સારી રીતે સમજી, તે પ્રમાણે વર્તનમાં મૂકવાને ઉદ્યમ કરવો જોઇએ. શાસનના નેતા પુરુષોએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને યથાર્થ અનુસરીને ચાલવારૂપ અર્હ-ન્નીતિનું કોઈ પણ ઉલ્લંઘન ન કરે એવો સમયાનુકૂળ આચાર-વિચાર જાહેર રીતે જણાવવો જોઈએ. તેઓએ 'જૈન શાસન'-રૂપ નાવ બહુ જ ડહાપણ અને દુરંદેશીથી ચલાવવું જોઇએ. તેમ જ તેમના અનુયાયી જનોએ પણ પોતાના અને શાસનના

અભ્યુદયને માટે સ્વસ્વકર્ત્તવ્યકર્મમાં સાવધાન થઇ વર્તવું જોઇએ. જૈનશાસનમાં સત્ય જ્ઞાન, તત્ત્વજ્ઞાન યા નિશ્ચિત કલ્યાણકારી જ્ઞાન કોને કહેવામાં આવે છે ? તેનું સમાધાન શાસ્ત્રકાર હવે જણાવે છે—૧.

"**नमो अरिहंताणं, नमो सिद्धाणं**" અથવા '**मा रुष मा तुष**' એવા એક પણ પરમાર્થયુક્ત પદનું વારંવાર આત્મામાં રટન કરવામાં આવે, તેનો પરમાર્થ–વાચ્યાર્થ વારંવાર શાંતિથી વિચારવામાં આવે, તેના વાચ્યાર્થની સાથે એકતા કરવામાં આવે અને એમ કરીને આત્મામાં અનાદિકાળથી જડ ઘાલીને બેઠેલા રાગાદિ દોષોને સમૂળગાં દૂર કરવામાં આવે તે જ્ઞાન-ને જ કલ્યાણકારી **તત્ત્વજ્ઞાન** કહેવું યુક્ત છે. આવા એક એક પદના પણ પુષ્ટ આલંબનથી 'અનેક જીવોનું કલ્યાણ થયું છે, તો તેવા કલ્યાણકારી અનેક પદવાળા શ્રુતજ્ઞાનનું તો કહેવું જ શું ? તેવા અધિક તત્ત્વજ્ઞાનથી તો પોતાનું, પરનું તથા ઉભયનું હિત થઇ શકે છે. પરંતુ પવિત્ર જૈનશાસનમાં એવો એકાંત આગ્રહ તો નથી જ કે પ્રમાણમાં વધારે જ્ઞાન હોય તેનું જ કલ્યાણ થઇ શકે અને થોડા જ્ઞાનવાળાનું કલ્યાણ થઇ ન શકે. થોડા પણ તત્ત્વજ્ઞાનવાળાનું અવશ્ય કલ્યાણ થઇ શકે એવો આ શ્લોકનો પરમાર્થ પ્રગટ દીસે છે, એમાં કંઇ પણ શંકા જેવું દેખાતું નથી, પરંતુ ભાગ્યવશાત્ સદ્‌ગુરુકૃપાથી તેવા તત્ત્વજ્ઞાનનો અધિક લાભ થાય તો તે સ્વપરને વિશેષ હિતકારી થઇ શકે છે. જે એક પણ પદના પુષ્ટ આલંબનથી આત્માનું કલ્યાણ બતાવ્યું તે પદ ભાવનામય થઇ જવું જોઇએ. '**नमो अरिहंताणं**' અથવા '**नमो सिद्धाणं**' એ પદની સાથે એવી એકતા–તન્મયતા થવી જોઇએ કે 'એ તે હું.' જેવું શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપ

તેમણે પ્રગટ કર્યું તેવું જ શુદ્ધ સ્વરૂપ પોતાને પ્રગટ થાય, પોતાના સર્વ કર્મ દૂર જાય અને પોતાનો આત્મા નિર્મળ, નિષ્કલંક, સર્વજ્ઞ, સર્વદર્શી, પરમશાંત અને સર્વશક્તિમાન થાય એવી શુદ્ધ નિર્દોષ ભાવનાથી જ ઉક્ત પદનું સેવન કરવામાં આવે. '**માસતુષ**' મુનિની પેરે '**મા रुष मा तुष**' એવા એક પણ પદનું શુદ્ધ નિષ્ઠાથી સ્મરણ કરવામાં આવે, તેના પરમાર્થ સામે ક્ષણે ક્ષણે પોતાનો ઉપયોગ જાગૃત થતો જાય, ગમે તેવા સમ કે વિષમ સંયોગમાં પોતે **રાગ** કે **રીસ** ન જ કરવા લક્ષ રાખી શકે, અને એમ કરતાં કરતાં અનુક્રમે સર્વ રાગદ્વેષાદિકનો ક્ષય પણ કરી શકે. એવા પવિત્ર લક્ષથી એક અથવા અનેક પદનું સ્મરણ, મનન અને નિદિધ્યાસન કરવાથી કોઇપણ જીવનું કલ્યાણ થઇ શકે છે. સર્વ આગમનો એવો જ ઉત્તમ આશય છે. સર્વ સદાચાર સેવવાનો એવો જ હેતુ હોય છે, કે જેથી આત્મા રાગ, દ્વેષ અને મોહાદિકથી મુક્ત થઇ સહજ સ્વાભાવિક સુખનો સતત ભોક્તા થઇ શકે. રાગદ્વેષાદિક દોષથી સર્વથા મુક્ત થયેલા શ્રી વીતરાગ પરમાત્માએ ભવ્ય પ્રાણીઓના એકાંત હિતને માટે જ એવા ઉત્તમ પદનું આલંબન લેવા ઉપદેશેલું છે. જેમ શ્રદ્ધાપૂર્વક મંત્રપદનું સ્મરણ કરતાં વિષધરનું વિષ ઉતરી જાય છે તેમ શુદ્ધ શ્રદ્ધાથી, શ્રી જિનેશ્વર ભગવાને પ્રરૂપેલાં અને ગણધરાદિકે ગૂંથેલા શાસ્ત્રવચનનું સ્મરણાદિક કરતાં ગમે તેવાં કઠણ કર્મના બંધ પણ તૂટી જાય છે, રાગાદિક-દોષોનો ક્ષય થઇ જાય છે અને પરમ નિવૃત્તિ પ્રાપ્ત થાય છે. રાગાદિક દોષોના વિજેતા, કેવળજ્ઞાનાદિક અનંત ગુણના સ્વામી અને નરેંદ્ર, દેવેંદ્ર તથા યોગીંદ્રને પણ માન્ય એવા જિનેશ્વર પ્રભુનાં પવિત્ર વચનને શુદ્ધ ભાવનાથી

અનુસરનાર ભવ્ય આત્મા જ 'જૈન' નામને સાર્થક કરે છે. શુદ્ધ ભાવના વિનાનું ગમે તેટલું ઘણું પણ લૂખું જ્ઞાન તો કેવળ ભારભૂત જ થાય છે; તેથી કંઇ આત્માનું કલ્યાણ થઇ શકતું નથી. શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજે અન્યત્ર એક પદમાં 'જૈન' શબ્દનો પરમાર્થ બતાવ્યો છે. તે પદ અત્યંત ઉપયોગી હોવાથી અહીં પ્રસંગોપાત ટાંકયું છે—

રાગ ધન્યાશ્રી

પરમ ગુરુ! જૈન કહો ક્યોં હોવે?
ગુરુ ઉપદેશ બિના જન મૂઢા, દર્શન જૈન વિગોવે. પરમ૦ જૈન૦ ૧

કહત કૃપાનિધિ સમજલ ઝીલે, કર્મ મયલ જો ધોવે;
બહુલ પાપમલ અંગ ન ધારે, શુદ્ધ રૂપ નિજ જોવે. પ૦ ગુ૦ જૈ૦ ૨

સ્યાદ્વાદ પૂરન જો જાને, નયગર્ભિત જસ વાચા;
ગુન પર્યાય દ્રવ્ય જો બૂઝે, સોઈ જૈન હે સાચા. પ૦ ગુ૦ જૈ૦ ૩

ક્રિયામૂઢમતિ જો અજ્ઞાની, ચાલત ચાલ અપૂઠી;
જૈન દશા ઉનમેંહી નાહિં, કહે સો સબ હી જૂઠી. પ૦ ગુ૦ જૈ૦ ૪

પરપરિનતિ અપની કર માને, કિરિયા ગર્વે ઘેલો;
ઉનકું જૈન કહો કયું કહિયે, સો મૂરખમેં પહેલો. પ૦ ગુ૦ જૈ૦ ૫

જ્ઞાન ભાવ જ્ઞાન સબમાંહી, શિવસાધન સહીએ;
નામ ભેખસેં કામ ન સીઝે, ભાવ ઉદાસે રહીએ. પ૦ ગુ૦ જૈ૦ ૬

જ્ઞાન સકલ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી;
ક્રિયા કરત ધરત હે મમતા, યાહિ ગલેમેં ફાંસી. પ૦ ગુ૦ જૈ૦ ૭

ક્રિયા બિના જ્ઞાન નહિં કબહું, ક્રિયા જ્ઞાન બિનુ નાહિં;
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહેત હે, જ્યોં જલરસ જલમાંહી. પ૦ ગુ૦ જૈ૦ ૮

ક્રિયા મગનતા બાહિર દિસત, જ્ઞાનશક્તિ જસ ભાંજે;
સદ્‌ગુરુ શીખ સુને નહિં કબહુ, સો જન જનતે લાજે. પ૦ ગુ૦ જૈ૦ ૯

તત્ત્વબુદ્ધિ જિનકી પરણતિ હે, સકલ સૂત્રકી કૂંચી;
જગ જસ વાદ વદે ઉનહીકો, જૈન દશા જસ ઊંચી. પ૦ ગુ૦ જૈ૦ ૧૦

ઉપર્યુક્ત પદમાં ઉપાધ્યાયજી મહારાજાએ સંક્ષેપથી પણ સ્ફુટ રીતે 'જૈન' શબ્દનો અર્થ બતાવ્યો છે તેનું દરેક આત્માર્થી જનોએ સારી રીતે મનન કરી, પોતામાં રહેલી ખામીઓ તરફ લક્ષ દોરી, ખરું જૈનપણું પ્રગટાવવા પ્રયત્ન કરવો આવશ્યક છે. આપણામાં અનાદિ કાળથી મૂળ ઘાલીને રહેલા રાગદ્વેષાદિક દોષો, શ્રી જિનેશ્વર ભગવાને બોધેલાં સદ્વચનોનું આદર–પૂર્વક શ્રવણ કરી, તે મુજબ યથાશકિત યત્ન કરવાથી સુધરી શકે તેમ છે; છતાં જો આપણે પ્રમાદશીલ થઇ છતી સામગ્રીએ શાસ્ત્રશ્રવણ કરીએ નહિં, કદાચ જેમતેમ શ્રવણ કરીએ પણ તેમાં શું રહસ્ય ઉપદેશેલું છે તેનો જોઈએ તેવો વિચાર કરીએ નહીં તો આપણું ખરું હિત કેમ સાધી શકાય ? તેનો સાચો રસ્તો આપણને સૂઝે નહીં અને તેથી આપણે સુખના અર્થી છતાં પરિણામે દુઃખદાયક માર્ગને જ સુખકારી માનીને સેવી લઇએ, એમ સ્વાભાવિક રીતે બનવા યોગ્ય છે; માટે સર્વથી શ્રેષ્ઠ રસ્તો એ છે કે આપણે આપણા પોતાના કલ્યાણને માટે તત્ત્વજ્ઞાની અને તત્ત્વદેશક ગુરુના વચન ઉપર પ્રતીતિ રાખીને આપણને યોગ્ય હિતમાર્ગનો જે તેઓ બોધ આપે તેને આદર–પૂર્વક શ્રવણ કરી, તેમાં કેવું સુંદર રહસ્ય રહેલું છે તેનો પૂરેપૂરો વિચાર કરી, તે સદુપદેશને હૃદયમાં ધારી રાખી,

આપણી શક્તિને છુપાવ્યા વિના બનતી કાળજીથી તેનો અમલ કરવાને-તેને કર્તવ્યમાં મૂકવાને તત્પર રહેવું.

જો આ પ્રમાણે શ્રદ્ધા અને લક્ષપૂર્વક સદ્વર્તન સેવવામાં આવે તો અલ્પકાળમાં રાગાદિ દોષો પાતળા પડે, જ્ઞાનાદિક ગુણો વૃદ્ધિ પામે અને શુદ્ધ ચારિત્રની પુષ્ટિ થતાં આત્મામાં સહજ શાંતિ-સ્થિરતા-સમાધિ ઉત્પન્ન થાય અને તેનાવડે સર્વ તાપને ઉપશમાવી-ખપાવી પરમ નિવૃત્તિને પ્રાપ્ત કરવામાં આવે, જેથી આત્મા નિર્મળ થાય અને સહજ સ્વાભાવિક સુખ-સમાધિની પ્રાપ્તિ થાય. આવું તત્ત્વજ્ઞાન જ મોક્ષાર્થી જનોને માન્ય હોવાથી આદરવા યોગ્ય છે; અને બાકીનું મિથ્યા આડંબરવાળું જ્ઞાન તો કેવળ બોજારૂપ જાણીને આત્માર્થી જનોએ ઉપેક્ષા કરવા યોગ્ય છે, એમ શાસ્ત્રકાર સ્પષ્ટ રીતે સમજાવે છે. ૨

જે જ્ઞાનવડે અંતરની શુદ્ધિ થાય, કર્મમળ દૂર જાય અને રાગાદિ દોષો નાશ પામે તેને શાસ્ત્રકાર સમ્યગ્જ્ઞાન અથવા તત્ત્વજ્ઞાન કહે છે. જેથી આત્માનું સહજ સ્વરૂપ પ્રગટ થાય તે જ્ઞાન જ પ્રમાણ છે. બાકીનું જ્ઞાન માત્ર આડંબરરૂપ હોવાથી અપ્રમાણ છે. તત્ત્વજ્ઞાનને અભિનવદીપક અથવા અભિનવસૂર્ય સમાન કહ્યું છે, કેમકે તે અંતરનો અંધકાર દૂર કરવાને સમર્થ છે. જે જ્ઞાનનો ઉદય થયા છતાં રાગાદિ અંધકાર દૂર થઇ શકે નહિ તેને શાસ્ત્રકાર તત્ત્વથી જ્ઞાન જ કહેતા નથી. કેવળ આડંબરરૂપ અથવા બોજારૂપ હોવાથી તેને શાસ્ત્રકાર અજ્ઞાન કહીને બોલાવે છે; માટે જ તેવું મિથ્યાડંબરરૂપ અથવા કેવળ બોજારૂપ જ્ઞાન અપ્રમાણ કહ્યું છે.

આત્માનું સહજ સ્વરૂપ તો સ્ફટિક રત્નની જેવું નિર્મળ-

નિષ્કલંક હોય છે; પરંતુ જેમ સ્ફટિક ઉપર રાતું કે કાળું ફૂલ મૂકવાથી તેનું મૂળ રૂપ બદલાઈને તે કેવળ રાતું યા તો કાળું જ દેખાય છે તેમ આત્માને પણ પુણ્યપાપરૂપ કર્મઉપાધિ લાગવાથી તેનું સહજ સ્વરૂપ બદલાઇને રાગદ્વેષરૂપી પરિણામ પ્રાપ્ત થાય છે, અને તેથી જ આત્મા રાગી કે દ્વેષી દેખાય છે, પણ ખરી રીતે તેનું મૂળ સ્વરૂપ જોતાં તે તેવો નથી. તે તો શુદ્ધ સ્ફટિકવત્ નિર્મળ છે. ફક્ત ઉપાધિ સંબંધથી વ્યવહારમાં તેવો દેખાય છે, પરંતુ જો સ્ફટિક ઉપર મૂકેલું રાતું કે કાળું ફૂલ સમજીને દૂર કરી નાખવામાં આવે તો તે સ્ફટિક જેવું ને તેવું શુદ્ધ-નિર્મળ ભાસે છે. તેમ આત્માને પણ વિધવિધ હેતુથી લાગેલી પુણ્ય પાપરૂપ કર્મઉપાધિ સમજીને યત્નથી દૂર કરવામાં આવે તો 'धर्माधर्मक्षयान्मोक्षः' પુણ્યપાપરૂપ ઉપાધિનો સર્વથા નાશ થયાથી આત્માનું સહજ શુદ્ધ નિષ્કલંક સ્વરૂપ અનાયાસે પ્રગટ થવા પામે છે, એમાં કાંઇ પણ શંકા કરવા જેવું નથી, પરંતુ ઉપાધિને ઉપાધિરૂપ સમજવી જ મુશ્કેલ છે; તેમ નહિં સમજાયાથી જ જીવ મોહવશ ઉપાધિને આદરી લે છે. જેમ ઝવેરી રત્નપરીક્ષામાં કુશળ હોવાથી રત્ન સંબંધી સ્વરૂપ સારી રીતે જાણી શકે છે, તેવું અન્ય અકુશળ મનુષ્ય જાણી શકતા નથી, તેમ સદ્ગુરુની સેવાવડે જેને સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે તે જ ઉપાધિને યથાર્થ ઉપાધિરૂપ સમજી શકે છે, એવા તત્ત્વજ્ઞાની જનો જ ઉક્ત ઉપાધિ યત્નથી દૂર કરી પોતાનું સહજ શુદ્ધ નિરુપાધિક સ્વરૂપ પ્રગટ કરી શકે છે. જ્યારે આત્મા અનાદિની વળગેલી ઉપાધિને યથાર્થ ઓળખે છે ત્યારે તે ઉપાધિને લઇને પ્રાપ્ત થયેલા ગમે તેવા સમ યા વિષમ સંયોગોમાં તત્ત્વજ્ઞને મૂંઝાવું

પડતું જ નથી. એવા તત્ત્વજ્ઞ પુરુષો જે કંઈ પ્રવૃત્તિ કરે છે તે તત્ત્વથી ઉક્ત ઉપાધિને દૂર કરી નિવૃત્તિ પ્રાપ્ત કરવાને માટે જ હોય છે. સમ્યગજ્ઞાનના યોગથી સમકિતની શુદ્ધિ થાય છે અને અનુક્રમે ચારિત્રધર્મની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે સમ્યગ્-દર્શન, જ્ઞાન અને ચારિત્રની એકત્ર સહાયથી આત્મા ઉક્ત ઉપાધિથી મુક્ત થઈ પોતાનું સહજ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરી પરમ નિવૃત્તિપદને પ્રાપ્ત કરી શકે છે. જ્યારે મોહનીય વિગેરે કર્મનો ક્ષયોપશમ થયાથી રત્નત્રયીનો ઉદય થાય છે ત્યારે પ્રગટ થયેલ જ્ઞાનગર્ભિત વૈરાગ્યવડે ચક્રવર્ત્તી પોતાના છ ખંડના સામ્રાજ્યને પણ તૃણ તુલ્ય લેખીને તજી દેતાં વિલંબ કરતો નથી, તો બીજાનું તો કહેવું જ શું ? પરંતુ જ્યાં સુધી મોહ-નીય કર્મનો પ્રબળ ઉદય વર્તતો હોય છે ત્યાંસુધી તો દુનિયાની મોહમાયામાં મૂંઝાઇ મિથ્યાભિમાનથી 'હું અને મારું' માની લેવાથી મૂઢમતિ જીવ એક તુચ્છ વસ્તુને પણ તજી શકતો નથી. જ્યારે ઉક્ત મોહનીય કર્મ ક્ષીણ થઇ જાય છે ત્યારે પ્રાપ્ત થયેલા ઉત્તમ વૈરાગ્યવડે ચક્રવર્તી અને ભિક્ષુક પણ સમાન જણાય છે. શુદ્ધ જ્ઞાનગર્ભિત વૈરાગ્યવંત સાધુને કોઇ પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ કે ભાવમાં પ્રતિબંધ હોતો નથી. તે નિઃસ્પૃહભાવે સર્વત્ર પ્રતિબંધરહિતપણે જ વિચરે છે, તે નિરંતર સ્વસ્વભાવમાં જ રમણ કરતા ફરે છે પણ પરભાવમાં રમણ કરતા નથી. એવા સ્વભાવરમણી—આત્મારામી પુરુષને કર્તૃત્વ અભિમાન તો હોય જ શાનું ? તે તો સર્વત્ર સાક્ષી-ભાવે જ રહે છે અને તેથી જ કમળની જેમ નિર્લેપ રહેવાથી તેમને કંઈ પણ રાગાદિકનો લેપ લાગતો નથી. તેમને તત્ત્વદૃષ્ટિથી કયાંય પણ બંધાવાનું થતું નથી. ગમે તેવાં વિષમ

કારણ પણ તેમને તો સમ થઇને પરિણમે છે, તેથી ગમે ત્યાં તેમને કર્મનિર્જરા થાય-છે. તત્ત્વદૃષ્ટિ જીવને જેમ જેમ આત્મરમણ યાને ઔદાસિન્ય વૃત્તિથી કર્મનિર્જરા થાય છે તેમ તેમ ઉપાધિરહિત થવાથી સહજ શુદ્ધિ થતી જાય છે. એવા સતત અભ્યાસથી અનુક્રમે સર્વ ઉપાધિથી મુક્ત થઈ તત્ત્વદૃષ્ટિ આત્મા અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્યાત્મક પોતાના સહજ નિરુપાધિક સ્વરૂપને પ્રાપ્ત કરે છે. આવી રીતે રત્નત્રયીના પ્રભાવથી લોકાગ્ર સ્થિતિને ભજી નિરંતર નિર્દ્વંદ્વ-નિરુપાધિક સુખમાં જ તત્ત્વજ્ઞાની અને તત્ત્વદૃષ્ટિ પુરુષો મગ્ન રહે છે. જેનાવડે ઈષ્ટ કાર્યની સિદ્ધિ થાય તે જ તેનાં સફળ કારણ કહેવાય છે, બાકીનાં તો આકાશપુષ્પવત્ નિષ્ફળ કારણ સમજવાં યોગ્ય છે. તેવી રીતે જે જ્ઞાનવડે મુમુક્ષુને અભિષ્ટ એવા મોક્ષફળની પ્રાપ્તિ થાય તે જ જ્ઞાન અને તે જ દર્શન પ્રમાણ છે; મોક્ષપદ દેવાને અસમર્થ એવું અન્ય આડંબરવાળું જ્ઞાન અને દર્શન અપ્રમાણ છે. એ જ વાતનું સમર્થન કરતા થકા શાસ્ત્રકાર કહે છે કે—૩

જેમ ઘાંચીનો બળદ ઘાણીને પીલતાં સો કોસ જેટલું ચાલ્યા કરે તો પણ ઠામનો ઠામ જ રહે છે. ગમે તેટલું ગમન કરતાં છતાં તેની ગતિનો જેમ અંત આવતો નથી તેમ શુદ્ધ સાધ્યદૃષ્ટિ વિના, શુદ્ધ લક્ષ વિના પરને પરાસ્ત કરવા-પરમતખંડન અને સ્વમતમંડન કરવા ગમે તેટલા વાદવિવાદ કરે તે સર્વ મિથ્યા છે. તે કેવળ શુષ્કવાદ, બકવાદ અથવા વિતંડાવાદ તુલ્ય જ છે. નથી થવાનું તેથી સ્વહિત કે નથી સધાતું તેથી પરહિત. શુષ્ક વાદવિવાદથી તો કેવળ ઉભયનું બગડે જ

છે, માટે જ શાસ્ત્રમાં એવા મિથ્યા વાદવિવાદ કરવાનો નિષેધ ફરમાવવામાં આવ્યો છે. ફક્ત જે સ્વપરસમયના સારી રીતે જાણ હોય તેવા સમર્થ પુરુષને જ અન્ય તત્ત્વાભિલાષીની સાથે ધર્મવાદ કહો કે સંવાદ કરવાની શાસ્ત્રકારે સંમતિ આપી છે, પરંતુ જેની સાથે એવો ધર્મસંવાદ કરવામાં આવે તે માણસ સ્વસમયનો જાણ, અનાગ્રહી, યુક્તિને યથાર્થ સમજનારો, શાંત પ્રકૃતિનો અને મધ્યસ્થ દૃષ્ટિવાળો હોવો જોઈએ. આવા યોગ્ય–અધિકારી માણસની સાથે ધર્મસંવાદ કરવામાં તત્ત્વથી કંઈ પણ ગેરફાયદો નહિ પણ ફાયદો જ બતાવ્યો છે. એવા લાયક માણસની સાથે ધર્મસંવાદ કરતાં સર્વ રીતે લાભ જ કહ્યો છે. હારવાથી પણ લાભ અને જીતવાથી પણ લાભ જ થાય છે. હારવાથી પોતાની ન્યૂનતા સમજાયાથી તે ન્યૂનતા દૂર કરવાને અધિક ઉદ્યમ સેવાય છે, અને જીતવાથી તો સામાનો મોહ દૂર થાય છે. મોહ દૂર થવાથી તત્ત્વાભિલાષી હોવાને લીધે તે તરત શુદ્ધ તત્ત્વનો સ્વીકાર કરી લે છે, પરંતુ તેવા અધિકાર વિનાના યોગ્યતાશૂન્ય કેવળ જડવાદી અને કદાગ્રહીની સાથે તો વાદ કરવાથી બંને રીતે ગેરફાયદો જ કહ્યો છે. હારવાથી શાસનની લઘુતા થાય છે અને જીતવાથી સામો માણસ શાસન ઉપર દ્વેષ રાખે છે તેમ જ તેની આજીવિકાદિમાં પણ હાનિ પહોંચે છે. માટે ગમે તેમ હોય પણ તેવા અનધિકારીની સાથે બને ત્યાં સુધી વાદમાં ઉતરવું જ નહિ; કેમ કે સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવાનો પવિત્ર હેતુ તો સ્વપરના મોહનો નાશ કરીને શુદ્ધ ચારિત્રનું સેવન કરી પરમપદ પ્રાપ્ત કરવાનો જ છે. તે 'वादाय विद्या'–શુષ્ક વાદવિવાદ માત્રથી નિષ્ફળ કરવા યોગ્ય નથી; પરંતુ 'तत्त्वधीर्विद्या' વસ્તુને

વસ્તુગત જાણી સ્વપરને, જડચેતનને, ગુણદોષને, હિતાહિતને, ઉચિતઅનુચિતને, પુણ્યપાપને, બંધમોક્ષને, યાવત્ કર્તવ્યાકર્તવ્યને સારી રીતે સમજી, સદ્વિવેક ધારી, શુદ્ધ તત્ત્વનો સ્વીકાર અને અશુદ્ધ તત્ત્વનો ત્યાગ કરીને તેની સફળતા જ કરવાની છે. તેવી સફળતા તો 'અનિત્ય અશુચિ અને અનાત્મિક એવી દેહાદિક પરવસ્તુમાં અનાદિકાળથી અવિદ્યા અથવા અજ્ઞાનના યોગે લાગી રહેલી ખોટી મમતા-માયાને તજી શુદ્ધ અને શાશ્વત એવા પોતાના આત્મધર્મમાં જ મમતા ધારણ કરવાથી થઈ શકવાની છે. એ પણ શુદ્ધ ચારિત્રપાત્ર સદ્ગુરુ સમીપે રુચિ અને શ્રદ્ધાપૂર્વક સર્વજ્ઞદેશિત શાસ્ત્રનું યથાવિધિ શ્રવણ-મનનાદિક કરતાં સંભવે છે. તેથી દરેક આત્માર્થી જને એવા ઉત્તમ ગુરુની શોધ કરીને વિનય-બહુમાનપૂર્વક તેમની સમીપે શાસ્ત્ર શ્રવણ કરવું ઉચિત છે. આદરપૂર્વક શાસ્ત્ર શ્રવણ કરીને અનુકૂળતા મેળવી તેના ઉપર મનન કરવું, તેમાંથી તત્ત્વ ખેંચી સાર વસ્તુનો સ્વીકાર કરી લેવો એટલે કે પોતાથી જે વાતનું સુખે પાલન થઈ શકે એવું સમજાય તેને કૃતિમાં મૂકવાને પ્રયત્ન કરવો અને જે વસ્તુનું પાલન કરવું દુઃશકય અથવા અશકય પ્રાય દેખાય તેની ભાવના માત્ર રાખવી ઉચિત છે, પરંતુ સદ્ગુરુ સમીપે ભાગ્યવશાત્ શાસ્ત્ર શ્રવણ કરીને તેને પ્રમાદને વશ થઇ વ્યર્થ ગુમાવી દેવું તે તો ઉચિત નથી જ. પશુ પણ ચર્વણ કરીને તેને પાછું વાગોળે છે તો જ તેનું સારું પરિણમન થાય છે, ત્યારે બુદ્ધિશાળી મનુષ્યોએ તો જરૂરાજરૂર યથેષ્ટ શાસ્ત્રશ્રવણ કરીને તેનું સારી રીતે પરિણમન થાય એવી રીતે સ્થિરતાપૂર્વક તેનું મનન કરવું જ જોઇએ. શાસ્ત્ર-શ્રવણ અને મનન કર્યું તો જ કહેવાય કે જો આપણને વસ્તુ-

તત્ત્વનો યથાર્થ બોધ થાય, આપણું અજ્ઞાન અંધકાર દૂર થાય, વસ્તુતત્ત્વની યથાર્થ શ્રદ્ધા—પ્રતીતિ થાય, અશ્રદ્ધા તથા શંકાદિક દોષો દૂર જાય, આપણું વર્તન દ્રવ્યથી અને ભાવથી સુધરે, આપણા અનાદિના સંગી છતા શત્રુભૂત એવા કામક્રોધાદિક અંતરંગ વિકારોને આપણે દાબી શકીએ, ઇંદ્રિયવર્ગને દમી શકીએ અને આત્મસંયમમાં સદા સહાયભૂત એવાં સદ્વ્રતોનું આપણે પ્રસન્નપણે સેવન કરી શકીએ. જો આવી રીતે આપણને તત્ત્વબોધ, તત્ત્વશ્રદ્ધા અને તત્ત્વાચરણ અથવા આત્મબોધ, આત્મશ્રદ્ધા અને સ્વભાવાચરણરૂપ ચારિત્રનો કોઇ અંશે લાભ થાય તો જ પવિત્ર શાસ્ત્રનું પુનઃ પુનઃ શ્રવણ કર્યું ઉચિત ગણાય; નહિં તો વંધ્યાપુત્રવત્ શાસ્ત્રશ્રવણાદિક નિષ્ફળ સમજવું. થોડું કે ઘણું ભણીને યા તો સાંભળીને તે સાર્થક કરાય તો જ તે લેખે કહેવાય, નહિં તો 'ભણ્યો પણ ગણ્યો નહિ' એ કહેવત અનુસાર ભણતર માત્ર નિંદાને પાત્ર જ ઠરે. થોડું પણ ભણીને ગણ્યું તેનું જ કહેવાય કે જે હિંસા, અસત્ય, અદત્ત ( ચોરી ), મૈથુન ( કામક્રીડા ), પરિગ્રહ ( મૂર્છામમતા ), ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, આળ—અભ્યાખ્યાન, પૈશુન્ય ( ચાડી ), રતિ અરતિ ( ઇષ્ટ કે અનિષ્ટ પ્રસંગે હર્ષ કે ખેદ ), પરપરિવાદ ( પરનિંદા ), માયામૃષા ( કરવું કંઇ અને કહેવું કંઈ ) અને મિથ્યાત્વશલ્ય એ અઢારે પાપસ્થાનકને અધોગતિદાયક જાણીને સર્વથા તેનો ત્યાગ કરે અથવા તેને છાંડવાનો પ્રતિદિન ઉપયોગ રાખ્યા કરે છે, તેમ જ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતારૂપ પાંચ મહાવ્રતો અથવા પાંચ અણુવ્રતોને સદ્ભાવથી સમજીને અંગીકાર કરે છે, રાત્રિ-ભોજનનો સર્વથા ત્યાગ કરે છે, એટલે રાત્રિસમયે કોઈ પણ

પ્રકારનો ખોરાક ગ્રહણ કરતો નથી. ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષગુણનું સારી રીતે સેવન કરે છે. મધ્યસ્થતા અથવા નિષ્પક્ષપાતપણાથી સર્વત્ર સમભાવે–સાક્ષીપણે રહે છે. પરવસ્તુમાં મોહને વશ થઈ કર્તૃત્વપણું ધારણ કરતો નથી. ઇષ્ટ વિષય સંયોગે હર્ષ અને અનિષ્ટ સંયોગે ખેદ ધરતો નથી. ઈષ્ટ અથવા અનિષ્ટ વસ્તુના સંયોગ વિયોગમાં સમભાવ રાખે છે. વિરક્તપણાના સ્વાભાવિક સુખનો અનુભવ કરે છે. મૂઢમતિ પ્રાણીઓ તો સંસારમાં રચ્યાપચ્યા રહીને પૌદ્ગલિક સુખની લાલસાથી ક્ષણમાં રાતાતાતા થઇ જાય છે, પરની સાથે ક્લેશ કરી બેસે છે, કોઈની ઉપર ખોટાં આળ ચઢાવે છે; કોઇને સંકટમાં પાડવાને ખોટી ચાડી ખાય છે; પોતાનું ધાર્યું થાય તો કૂદે છે, હસે છે, તેમાં રાચેમાચે છે અને ધાર્યું ન થાય તો શોકસાગરમાં ડૂબી જાય છે, આક્રંદ અને ખેદ કરે છે, પરને ઠગવાને માટે અનેક પ્રપંચ રચે છે, બોલે છે કંઈ અને કરે છે કંઈ, વળી પોતાની ઠગાઇ છૂપાવવાને માયા–પ્રપંચ કરે છે; તેમ જ હિતકારી માર્ગની કેવળ ઉપેક્ષા તથા અશ્રદ્ધા ધારણ કરીને હઠકદાગ્રહવડે અહિત માર્ગને જ આદરે છે, ભૂંડની પેઠે તેમાં જ રચ્યાપચ્યા રહે છે. એવા જડમતિ અજ્ઞાની જનોની જ્યારે આવી ઊંધી પ્રવૃત્તિ થાય છે ત્યારે સમ્યગ્દૃષ્ટિ જ્ઞાનીજનોની કેવળ સુલટી જ પ્રવૃત્તિ થાય છે, તેઓ જેમ બને તેમ સલાહશાંતિથી જ કામ લે છે, પોતાના ઉપર આવી પડેલી કોઇ પણ આપત્તિને પોતે ધૈર્યથી સહે છે. તેમાં પોતે કોઇને દોષ દેતા નથી, અરે! દોષમાંથી પણ ગુણ ગ્રહે છે. સંપત્તિના વખતે વિશેષ નમ્રતા ધારે છે, પોતાની રહેણીકરણી સરખી રાખે છે એટલે પોતે જેવું બોલે

છે તેવું જ પાળે છે, અથવા પોતે બોલે છે થોડું અને કરે છે ઘણું, તે સહુના શ્રેયમાં જ રાજી હોય છે, સરલપણે પોતાથી બની શકે તેટલું પરહિત કરવા તત્પર રહે છે અને હઠ-કદાગ્રહરહિતપણે હિતવચનને સાંભળે છે, હિતવચનને માન્ય કરે છે, તેમ જ તદનુસાર આચરણ પણ કરે છે.

શાસ્ત્રમાં ફક્ત અષ્ટ પ્રવચનમાતા(પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ) ના જાણકાર અને તે પ્રવચનમાતાનું શ્રદ્ધાપૂર્વક પાલન કરનાર સાધુને **જ્ઞાની** કહીને બોલાવ્યા છે, પરંતુ પ્રમાદશીલ એવા નવ પૂર્વધરને પણ **અજ્ઞાની** કહીને બોલાવ્યા છે, તે પૂર્વોક્ત ન્યાયે કરી જ્ઞાનની સફળતા અથવા નિષ્ફળતાને લઇને જ સમજવું. ગમે તેટલું ભણી જાય પણ જ્યાં સુધી તેનું સમ્યગ્ પરિણમન ન થાય ત્યાં સુધી તે તત્ત્વજ્ઞાન અથવા સમ્યગ્જ્ઞાન કહેવાય જ નહિં, અને તેવા સમ્યગ્જ્ઞાન-દર્શન-વિના તત્ત્વથી ચારિત્રની પ્રાપ્તિ સંભવે જ નહિં. સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન (શ્રદ્ધા) એ સમ્યક્ચારિત્ર પ્રાપ્તિનાં કારણ છે. સમ્યક્ચારિત્રવડે જ તેમની સાર્થકતા છે, તે વિના તે નિષ્ફળ થાય છે, પરંતુ જયારે ત્યારે પણ સમ્યગ્જ્ઞાન-દર્શન યોગે જ ચારિત્ર સમ્યગ્ રીત્યા પ્રાપ્ત થાય છે, તે વિના તે પ્રાપ્ત થતું જ નથી માટે જ શાસ્ત્રકારે સમ્યગ્જ્ઞાનની પ્રધાનતા કહી છે. એવા સમ્યગ્જ્ઞાનને માટે જ મુમુક્ષુ જનોએ અહોનિશ યત્ન કરવો ઉચિત છે. થોડું પણ સમ્યગ્જ્ઞાન આત્માને અત્યંત હિતકારી થાય છે તો પછી વિશેષ જ્ઞાનનું તો કહેવું જ શું ? તે તો અવશ્ય હિતકારી થાય જ. તેના વડે સર્વ અજ્ઞાન અને મોહઅંધકારનો અનુક્રમે નાશ થઈ જાય છે. અર્થાત્ સમ્યગ્જ્ઞાન

અને સમ્યગ્દર્શનવડે સમ્યક્ચારિત્ર, કહો કે સર્વજ્ઞદેશિત સદાચરણને સેવીને આત્મા સર્વ દોષોને દૂર કરી સમસ્ત ગુણને પ્રાપ્ત કરી શકે છે. સમ્યગ્જ્ઞાન, દર્શનવડે જ સમ્યગ્-નિર્દોષ ચારિત્રની પ્રાપ્તિ અને પુષ્ટિ થઈ શકે છે, માટે શુદ્ધ ચારિત્રના અર્થી જનોએ બીજી બધી ખટપટ તજીને તેવા સદ્ગુરુની કૃપાવડે સમ્યગ્જ્ઞાન-દર્શનની જ પ્રાપ્તિને માટે પ્રથમ પ્રયત્ન કરવાની જરૂર છે. જો સમ્યગ્જ્ઞાન-દર્શનરૂપ પાયો દૃઢ હશે તો તેની ઉપર ચણેલી ચારિત્રરૂપ ઇમારત ગમે તેવા પરીષહ અથવા ઉપસર્ગોમાં પણ ડગશે નહિં; પરંતુ જો જ્ઞાન-દર્શનરૂપ પાયો જ કાચો હશે તો કાચા પાયે ચણેલી ચારિત્રરૂપ ઇમારત લાંબો વખત ટકી શકશે નહિ, સહજ પરીષહ કે ઉપસર્ગના યોગે ક્ષોભ પામીને તે પડી જશે. ફરી પાછી તે ઊભી કરી શકાશે નહિં, પરંતુ જો પાકા પાયે જ ચારિત્ર ઇમારત ચણવામાં આવશે તો પછી તેને ગમે તેવા કઠણ પરીષહ કે ઉપસર્ગના યોગથી ક્ષોભ પામીને ડગવાનો કે પડવાનો ભય જ રહેશે નહિ, માટે મુમુક્ષુ જનોએ જેમ બને તેમ કાળજીથી સમ્યગ્જ્ઞાન-દર્શનની શુદ્ધિ અને પુષ્ટિવડે ચારિત્રની શુદ્ધિ અને પુષ્ટિ કરવા સતત પ્રયત્ન કરવાની જરૂર છે. શાસ્ત્રમાં પણ સમ્યગ્જ્ઞાન-દર્શનને અનેક શુભ ઉપમા આપીને સંબોધેલ છે. આપણને પણ તેનું જ શરણ હો, કેમ કે સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્ર જ મોક્ષનો ખરો માર્ગ છે, માટે મિથ્યા વાદવિવાદમાં યા વિતંડાવાદ કરવામાં વખતનો વૃથા વ્યય નહિ કરતાં જેમ તેની સફળતા થાય તેમ તેનો સદુપયોગ કરવાનું જ લક્ષ રાખવું એમ કહેવાનો આ શ્લોકનો આશય છે. ૪

હવે પૂર્વ પુણ્યયોગે પ્રાપ્ત થયેલી શુભ સામગ્રીની સફળતા કેમ થઇ શકે તે સ્પષ્ટ રીતે શાસ્ત્રકાર બતાવે છે—

જળમાં કે સ્થળ ઉપર પ્રવાસ કરનારને જે દિશા તરફ ગમન કરવાનું હોય તે ચોક્કસ લક્ષમાં રાખીને જ વાહન ચલાવવાથી ધારેલા સ્થાને પહોંચી શકાય છે તેમ મુમુક્ષુ જનોને પણ મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરતાં સ્વદ્રવ્યગુણપર્યાય સામે પૂરતું લક્ષ રાખવાની જરૂર છે. જેમ જુદા જુદા ઘટમાં મૃદ્દ્રવ્ય[1] અને કુંડલ કટકાદિકમાં[2] સુવર્ણ દ્રવ્ય સમાન વર્તે છે, તેમ દેવમનુષ્યાદિક ગતિમાં આત્મદ્રવ્ય સમાન વર્તે છે, જેમ તલમાં તેલ, દૂધમાં ઘી અને કાષ્ઠમાં અગ્નિ રહે છે તેમ પ્રત્યેક શરીરમાં આત્મદ્રવ્ય વ્યાપીને રહે છે. એક મૃદ્દ્રવ્યના અનેક પ્રકારના ઘટ-પર્યાય બને છે. એક સુવર્ણ દ્રવ્યના કટકકુંડલાદિક અનેક આભૂષણરૂપ પર્યાય બને છે, તેમ એક આત્મદ્રવ્યના પણ દેવ, મનુષ્ય, તિર્યંચ આદિક અનેક પર્યાય સંભવે છે. શુદ્ધ પર્યાય અને અશુદ્ધ પર્યાય એમ બે પ્રકારના પર્યાય હોય છે. દ્રવ્યમાં નિરંતર એકીભાવે રહેનારા ગુણ કહેવાય છે અને ક્ષણે ક્ષણે અથવા ક્રમશઃ બદલાઇ જનારા પર્યાય કહેવાય છે. યતઃ "**सहभाविनो गुणाः क्रमभाविनश्च पर्यायाः।**" અર્થાત્ દ્રવ્યની સાથે જ સદા એકીભાવે રહેલા પર્યાયને ગુણ કહીને બોલાવવામાં આવે છે, અને ક્રમે ક્રમે નવનવ રૂપને ધારણ કરનાર પર્યાયને 'પર્યાય' સંજ્ઞા આપવામાં આવે છે; અથવા તો તેમને અનુક્રમે નિત્યપર્યાય અને અનિત્યપર્યાય કહેવામાં આવે છે. માટીમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ એ તેના નિત્યપર્યાય છે,

---

૧. માટી ૨. કડાં વિગેરેમાં.

અને સ્થાલ, કળશાદિક તેના અનિત્યપર્યાય છે. પીતતા, ચીકણુાશ વિગેરે સોનાના નિત્યપર્યાય યાને ગુણ છે, અને કટક, કુંડલાદિક તેના અનિત્યપર્યાય છે. તેવી જ રીતે જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક આત્માના નિત્યપર્યાય છે, અને નરક, તિર્યંચાદિ અથવા દેવમનુષ્યાદિ ગતિ તેમ જ દેહ, સંસ્થાન વિગેરે તેના અનિત્યપર્યાય છે. જેમ હંસ ક્ષીરનીરની વહેંચણ કરી, ક્ષીરમાત્રને ગ્રહણ કરી, જળમાત્રને તજી દે છે તેમ તત્ત્વજ્ઞાની ગુરુની કૃપાથી જેનામાં સદ્વિવેક જાગ્યો છે તે સ્વપરને, ગુણપર્યાયને, શુદ્ધઅશુદ્ધને, નિત્યઅનિત્ય વસ્તુને યથાર્થ ઓળખી જે શુદ્ધ, નિત્ય અને પોતાની જ સાચી વસ્તુ છે તેને ગ્રહણ કરે છે, અને જે અશુદ્ધ, અનિત્ય અને પર છે તેવી ખોટી વસ્તુને તજી દે છે. જેમ રાજહંસને સ્વાભાવિક રીતે જ માનસ સરોવરનાં નિર્મળ જળમાં રતિ થાય છે તેમ સમ્યગ્ જ્ઞાનવાન વિવેકીને પણ આત્માના સ્વાભાવિક ગુણમાં જ પ્રીતિ બંધાય છે. કદાચ કર્મવશાત્ તેને સંસારવ્યવહાર સેવવો પડે છે, તો પણ તે તેમાં રાચતો નથી–તટસ્થપણે ગૃહવ્યવહારને સેવે છે. તેની અંતરંગ પ્રીતિ તો મોક્ષસાધનમાં જ લાગી રહે છે, તેને જ સારભૂત સમજે છે; બાકીના સંસાર–પ્રપંચને કેવળ ઉપાધિરૂપ અને અસાર જ સમજે છે. જેને ઘેબરના ભોજનમાં પ્રીતિ લાગી હોય છે તે જેમ અન્ય ભોજન કરતાં છતાં ઘેબર મળવાની રાહ જોયા કરે છે તેમ જ્ઞાનવાન્ વિવેકી પણ કર્મવશાત્ ગૃહવ્યવહારને સેવતો છતો આત્મસાધનના અવકાશને આતુરતાથી ઇચ્છયા કરે છે. ગૃહવ્યવહારને સેવતાં છતાં દરેક વ્યવહાર પ્રસંગે તેની વિવેકદૃષ્ટિ કેવી જાગૃત રહે છે તેનો કાંઇક ચિતાર શ્રીમદ્ ઉપાધ્યાયજી

મહારાજે પરમાત્માની દ્રવ્યપૂજાના સંબંધે વિવેકી ગૃહસ્થની અંતરંગ દૃષ્ટિ કેવી જાગૃત રહેવી જોઈએ તે માટે બનાવેલા એક પદ ઉપરથી આવી શકશે, અને તે પદ ઉપરથી આત્માર્થી ગૃહસ્થ ધારશે તેટલો ફાયદો મેળવી શકશે, એમ વિચારી તે પદ અત્ર આપ્યું છે.—

પૂજાવિધિમાંહે ભાવિયે જી, અંતરંગ જે ભાવ;
તે સવિ તુજ આગળ કહું જી, સાહેબ સરલ સ્વભાવ;
સુહંકર અવધારો પ્રભુ પાસ૦ ૧

દાતણ કરંતા ભાવિયે જી, પ્રભુ ગુણ જળ મુખ શુદ્ધ;
ઉલ ઊતારી પ્રમત્તતા જી, હો મુજ નિર્મળ બુદ્ધ. સુહંકર૦ ૨

જતનાએ સ્નાન કરીએ જી, કાઢો મેલ મિથ્યાત્વ;
અંગૂછે અંગ શોષવી જી, જાણું હું તસ અવદાત. સુહંકર૦ ૩

ક્ષીરોદકનાં ધોતીયાં જી, ચિંતવો ચિત્ત સંતોષ;
અષ્ટ કર્મ સંવર ભલો જી, આઠપડો મુખકોશ. સુહંકર૦ ૪

ઓરશીયો એકાગ્રતા જી, કેશર ભક્તિ કલ્લોલ;
શ્રદ્ધા ચંદન ચિંતવો જી, ધ્યાન ઘોળ રંગરોલ. સુહંકર૦ ૫

ભાલ વહું આણા ભલી જી, તિલકતણો તેહ ભાવ;
જે આભરણ ઉતારીએ જી, તે ઊતારો પરભાવ. સુહંકર૦ ૬

જે નિર્માલ્ય ઉતારીએ જી, તે તો ચિત્ત ઉપાધિ;
પખાળ કરતાં ચિંતવો જી, નિર્મળ ચિત્ત સમાધિ. સુહંકર૦ ૭

અંગલૂહણાં બે ધર્મનાં જી, આત્મસ્વભાવ જે અંગ;
જે આભરણ પહેરાવીએ જી, તે સ્વભાવ નિજ ચંગ. સુહંકર૦ ૮

જે નવ વાડ વિશુદ્ધતા જી, તે પૂજા નવ અંગ;
પંચાચાર વિશુદ્ધતા જી, તેહ ફૂલ પંચરંગ. સુહંકર૦ ૯

દીવો કરંતા ચિંતવો જી, જ્ઞાન દીપક સુપ્રકાશ;
નયચિંતા ઘૃત પૂરિયું જી, તત્ત્વ પાત્ર સુવિશાલ. સુહંકર૦ ૧૦

ધૂપ રૂપ અતિ કાર્યતા જી, કૃષ્ણાગરનો જોગ;
શુદ્ધ વાસના મહમહે જી, તે તો અનુભવ યોગ. સુહંકર૦ ૧૧

મદસ્થાનક આઠ છાંડવા જી, તેહ અષ્ટ મંગલિક;
જે નૈવેદ્ય નિવેદિયે જી, તે મન નિશ્ચલ ઠીક. સુહંકર૦ ૧૨

લવણ ઉતારી ભાવિયે જી, કૃત્રિમ ધર્મનો ત્યાગ;
મંગળ દીવો અતિ ભલો જી, શુદ્ધ ધરમ પરભાગ. સુહંકર૦ ૧૩

ગીત નૃત્ય વાજિત્રનો જી, નાદ તે અનહદ સાર;
સમરતિ રમણી જે કરી જી, તે સાચો થેઈકાર. સુહંકર૦ ૧૪

ભાવપૂજા એમ સાચવી જી, સત્ય બજાઓ રે ઘંટ;
ત્રિભુવનમાંહે તે વિસ્તરે જી, ટાળે કર્મનો કંટ. સુહંકર૦ ૧૫

એણીપરે ભાવના ભાવતાં જી, સાહેબ જસ સુપ્રસન્ન;
જન્મ સફળ જગ તેહનો જી, તેહ પુરુષ ધન્ય ધન્ય. સુહંકર૦ ૧૬

પરમ પુરુષ પ્રભુ શામળા જી, માનો એ મુજ સેવ;
દૂર કરો ભવ આમળા જી, વાચક જસ કહે દેવ. સુહંકર૦ ૧૭

આ પ્રમાણે વિવેકી ગૃહસ્થ પ્રભુની દ્રવ્યપૂજા કરતાં અંતરંગ ભાવની શુદ્ધિથી જેમ અશુભ કર્મનો ક્ષય કરે છે તેમ અન્ય સંસારવ્યવહારમાં ઉદાસીન રહેવાથી અશુભ કર્મનો બંધ કરતો નથી. આવા જ્ઞાની ગૃહસ્થો પણ, અલ્પ

કાળમાં સંસારનો અંત કરે છે અને કોઇક મહાશય તો પરિણામની અત્યંત વિશુદ્ધિથી નાગકેતુની પેઠે તે ભવમાં જ મોક્ષપદને પામે છે. જેના હૃદયમંદિરમાં વિવેકદિપક પ્રગટ્યો છે તેને પરમાત્માના દર્શન થતાં કેટલો પ્રેમ જાગે છે, તેનું કંઇક વર્ણન ઉપાધ્યાયજીએ નીચેના એક પદમાં કરેલું છે. તેનું મનન કરીને અન્ય આત્માર્થી જનોએ પણ પ્રભુ પ્રત્યે એવો જ પ્રેમ જગાવવો ઘટે છે. પ્રભુ પ્રત્યે શુદ્ધ પ્રેમભાવ જગાવવાથી પરપૌદ્ગલિક વસ્તુઓમાં અનાદિ અવિવેકયોગે બંધાયેલાં રાગાદિ બંધન આપોઆપ તૂટી જાય છે અને આત્મા પ્રભુના પુષ્ટ આલંબનથી ઉપાધિજન્ય સુખદુઃખને દૂર કરી, સહજ સ્વાભાવિક આનંદમાં મગ્ન થાય છે.

પદ—રાગ ગોડી.

સંભવ જિન ( જબ ) નયન મિલ્યો હે.
પ્રગટે પુણ્યકે અંકૂર, તબથેં દિન મોહી સફળ વળ્યો હે;
અંગણે અમીય મેહ વુઠા, જનમ તાપકો વ્યાપ ગળ્યો હે. સં૦ ૧

જૈસી ભક્તિ તૈસી પ્રભુકરુના, શ્વેત શંખમેં દૂધ મિલ્યો હે;
દર્શનથેં નવ નિધિ રિદ્ધિ પાંઇ, દુઃખ દોહગ સબ દૂર ટલ્યો હે. સં૦ ૨

ડરત ફિરત હે દૂરહી દિલથે, મોહમલ્લ જિણે જગત ભલ્યો હે;
સમકિત રત્ન લહું દરિસનસેં, અબ નવિ જાઉં કુગતિ રલ્યો હે. સં૦ ૩

નેહ નજરભર નિરખત હી, મુજ પ્રભુશું હૈડા હેજ હલ્યો હે;
શ્રી નયવિજય વિબુધ સેવકકું, સાહેબ સુરતરુ હોય ફલ્યો હે. સં૦ ૪

આત્મામાં સમતા, સરળતા અને નમ્રતાદિક ઉત્તમ ગુણ ખીલવવાને ભક્તિ એ એક એવો અજબ અને સરલ ઉપાય

છે કે તેનાથી કોઇ પણ પ્રકારના અપાયની શંકા વિના નિરંતર સહજ ગુણની વૃદ્ધિ થયા જ કરે છે. ભક્તિમાં સ્વાભાવિક રીતે નમ્રતાપૂર્વક ઉત્તમ પ્રકારની ભાવના જાગૃત રહે છે. એવી શુદ્ધ ભાવનામય ભક્તિથી અશુભ વાસનાનો ક્ષય થાય છે અને શુભ વાસના સહેજે પ્રગટે છે. ભક્તિથી **સુનક્ષત્ર** અને **સર્વાનુભૂતિ** સાધુની પેઠે આત્મા આરાધકભાવને પામે છે. સાધક પુરુષોને તો જ્ઞાન કરતાં પણ ભક્તિ સાધન તરીકે ઉત્તમ ગરજ સારે છે. શુદ્ધ ભાવનામય ભક્તિથી આત્માના સહજ ગુણનો વિકાસ થાય છે અને દોષમાત્રનો ક્ષય થાય છે. જ્ઞાનથી તો કવચિત્ મદ પણ સંભવે છે, પણ ભક્તિમાં મદનો સંભવ જ નથી; અથવા શુદ્ધ ભક્તિ એ જ તત્ત્વથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે. શ્રીમદ્ ઉપાધ્યાયજીએ પણ **શ્રીશાંતિનાથ** પ્રભુના સ્તવનમાં કહ્યું છે કે—

**તાહરું ધ્યાન તે સમકિતરૂપ, તેહ જ જ્ઞાન ને ચારિત્ર તેહ છેજી,**
**તેહથી જાયે સઘળાં હો પાપ, ધ્યાતા ધ્યેય સ્વરૂપ હોયે પછેજી;**
**ધન્ય દિન વેળા ધન્ય ઘડી તેહ, અચિરાનો નંદન જિન યદિ ભેટશુંજી.**

ગમે તેવા પ્રસંગે સાધુને કે ગૃહસ્થને આત્મકલ્યાણને માટે વારંવાર લક્ષપૂર્વક વિચારવું યોગ્ય છે કે **સત્તાએ** અનંત ગુણના સ્વામી એવા સિદ્ધ ભગવાન સમાન છતાં મારે સંસારમાં કેમ ભ્રમણ કરવું પડે છે? અનંત જ્ઞાન–દર્શન ગુણ સત્તામાં છતાં એક અજ્ઞ અથવા અંધની પેઠે મારે કેમ મૂંઝાવું પડે છે? અનંત ચારિત્રપાત્ર છતાં મારે શા માટે તુચ્છ વિષયસુખની તૃષ્ણા અને તે માટે દીન–અનાથની પેઠે યાચના કરવી પડે છે? અને અનંત શક્તિનો અધિકારી છતાં નિર્બળ–

અશક્ત અને લાચારની માફક મારે શામાટે પારકી ઓશીયાળી ભોગવવી પડે છે ? વળી આત્મા અમૂર્ત્ત છતાં મારે શા માટે વિધવિધ રૂપ ધારણ કરવા પડે છે ? આત્મા અજર, અમર અને અક્ષય છતાં મારે શા માટે જન્મ, જરા અને મરણને વશ થવું પડે છે ? આત્મા અગુરુલઘુ છતાં મારે શા માટે નીચ યા તો ઉચ્ચ ગોત્ર ધારવાં પડે છે, અને આત્મા સહજસુખવિલાસી છતાં મારે શા માટે પુદ્ગલ સુખની આશાથી ઇષ્ટ અનિષ્ટ સંયોગવિયોગમાં રતિ અરતિ ધરવી પડે છે ? સમ્યગ્જ્ઞાન-દર્શનયુક્ત વિવેકી આત્મા સારી રીતે સમજી શકે છે કે નિર્મળ સ્ફટિક રત્નની જેવું આત્માનું સ્વાભાવિક સ્વરૂપ શુદ્ધ છતાં અનાદિ કર્મ-ઉપાધિવડે આત્માનું સહજ સ્વરૂપ અંતર્હિત થઇ-અવરાઈ જઇ, વિભાવિક રૂપને ધારણ કરે છે, તેથી જ તેની આ દશા બને છે; પરંતુ એમ સમજ્યા બાદ પ્રમાદી થઇને બેસી રહેવું જોઇતું નથી. જો પ્રમાદ તજીને સાવધાનપણે સર્વજ્ઞ ભગવાને કર્મ-ઉપાધિને દૂર કરવાને સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ જે જે સાધન કહ્યાં છે તેને યથાવિધિ સેવવામાં આવે તો અવશ્ય આત્મા અનુક્રમે અલ્પ કાળમાં જ પોતાના અવરાઇ ગયેલા સહજ શુદ્ધ સ્વભાવને પ્રાપ્ત કરી અખંડ પરમાનંદ સુખને પામી શકે. આવી અધ્યાત્મદૃષ્ટિ જેને જાગી છે તે મહાશય દિવસે અને રાત્રે, સૂતાં અને જાગતાં, વનમાં અને વસતિમાં, એકલા કે સમુદાયમાં સમાનભાવથી સ્વસમીહિત સુખપૂર્વક સાધી શકે છે. એવી સમતાને સેવનાર સાધુ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્-ચારિત્રરૂપ રત્નત્રયીનું આરાધન કરવાને અહોનિશ ઉજમાળ જ રહે છે. જેમ તેલબિંદુ જળાશયમાં ચોતરફ પ્રસરી જાય છે

તેમ સમતાવંત સાધુનાં જ્ઞાનદર્શન સર્વત્ર વિસ્તારને પામી શકે છે. હંસ જેમ માનસરોવરમાં મગ્ન થઇ રહે છે તેમ તેવા સમતાવંત સાધુ પણ શુદ્ધ ચારિત્રમાં જ મગ્ન થઈ રહે છે. જેમ હંસ નીર ને ક્ષીરમાંથી ક્ષીરનું જ પાન કરે છે, જળનો ત્યાગ કરે છે તેમ સમતાભાવી સાધુજનો પણ સદ્‌ગુણ માત્રનું જ ગ્રહણ કરે છે અને દોષ માત્રની ઉપેક્ષા કરે છે. એવા આત્મારામી સાધુને અનુભવરસનો જે આસ્વાદ મળે છે તે સમતા વિના ગમે તેવી કષ્ટ કરણી કરનારને કદાપિ મળી શકતો જ નથી. આવા સમભાવી સાધુને અલ્પ જ્ઞાન પણ બહુ જ્ઞાનની ગરજ સારે છે. જેમ માસતુષ મુનિ 'मा रुष मा तुष' કોઈ ઉપર રોષ કરવો નહિ તેમ કોઇ ઉપર રાગ કરવો નહિ એટલા પણ સમ્યગ્‌જ્ઞાનના અવબોધવડે ઉત્તમ પ્રકારની સમતાને સેવી શિવસુખના ભાગી થયા તેમ શ્વેતાંબર યા દિગંબર, બૌદ્ધ કે અન્ય ગમે તે સંપ્રદાયનો શખ્સ સમતાવડે અવશ્ય મોક્ષનો અધિકારી થઇ શકે છે. આત્મામાં એવી સુખદાયી સમતા આવી છે કે નહિ? તેની જીવને અવસરે પ્રતીતિ થઇ શકે છે. જો ખરે અવસરે ગજસુકુમાળ, મેતાર્ય મુનિ, ગજસુકુમાળ, અવંતિસુકુમાળ, દૃઢપ્રહારી, ચિલાતીપુત્ર, ખંધક મુનિ, સુકોશલ મુનિ અને સ્કંદકસૂરિના ૫૦૦ શિષ્યોની માફક આત્મા સર્વ પરભાવને છંડી નિજસ્વભાવમાં જ અડગ રહે, કોઇ ઉપર લવલેશ પણ રાગ દ્વેષ ન કરે, તો તે સમતારસમાં મગ્ન થયો કહેવાય. એવી સહજ સમતાને સેવનાર શુદ્ધ ચારિત્રપાત્ર સાધુપુરુષો જ મોક્ષના ખરા અધિકારી છે. મુનિના સુષ્ટિજ્ઞાનનું કંઇક સ્વરૂપ બતાવીને પુનઃ હેતુયુક્તિવડે સમ્યગ્‌જ્ઞાનનું માહાત્મ્ય શાસ્ત્રકાર કહે છે. ૫.

જો રાગદ્વેષમય મિથ્યાત્વમોહની નિબિડ ગાંઠને તોડવાવાળું સમ્યગ્દર્શન–જ્ઞાન પ્રગટ થાય તો ભિન્નભિન્ન શાસ્ત્રોમાં પરિશ્રમ કરવાનું વિશેષ પ્રયોજન રહે નહિં કેમ કે શાસ્ત્ર પરિશ્રમ-વડે જે પ્રાપ્તવ્ય હતું તે તો પ્રાપ્ત થઇ જ ગયું છે. શાસ્ત્ર-પરિશ્રમ કરવાનું મુખ્ય પ્રયોજન વસ્તુતત્ત્વને સ્ફુટ રીતે જાણી તેની સારી રીતે પ્રતીતિ કરવાનું હોય છે. તે જો તત્ત્વજ્ઞાન અને તત્ત્વદર્શનવડે જ સિદ્ધ થઈ ચૂકયું હોય તો પછી જુદાં જુદાં મતમતાંતરીય શાસ્ત્રો જોવાનું, તેમાં વધારે પરિશ્રમ લેવાનું પ્રયોજન શું? ગમે તે રીતે સ્વતઃ કે પરતઃ સમ્યગ્ જ્ઞાન–દર્શનનો લાભ થયો હોય તો પછી શાસ્ત્રપરિશ્રમની વિશેષ ગરજ રહેતી નથી, કેમ કે જે શાસ્ત્રપરિશ્રમથી કરવાનું કે પામવાનું છે તે સમ્યગ્જ્ઞાનદર્શનદ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે. જો અંધકારને સહજમાં દૂર કરી નાંખે એવી દૃષ્ટિ જ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થઈ હોય તો અનેક ઉપાધિયુક્ત કૃત્રિમ દીવા કરવાનું કામ શું? કંઇ જ નહિ. કેમ કે જે અંધકાર ઉપાધિયુક્ત કૃત્રિમ દીવા કરવાથી ટળે છે તે અંધકારને સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલી દિવ્ય દૃષ્ટિ જ દૂર કરી શકે છે. દેવતાઓને તેમ જ સાતિશય જ્ઞાની પુરુષોને એવી દિવ્ય ચક્ષુ સ્વાભાવિક રીતે જ પ્રગટે છે. પછી તેમને અંધકાર દૂર કરવાને અને તેજોમય પ્રકાશ પ્રાપ્ત કરવાને કૃત્રિમ એવા દ્રવ્ય દીપકની કંઇ પણ અપેક્ષા રહેતી જ નથી. દેવતાને અવધિજ્ઞાનરૂપ દિવ્ય ચક્ષુ અને શેષ સાતિશય જ્ઞાનીને પણ જ્ઞાનરૂપ દિવ્યચક્ષુ સ્વાભાવિક રીતે જ પ્રગટે છે. જ્ઞાનરૂપ દિવ્ય ચક્ષુને અંતરંગ ચક્ષુ પણ કહે છે, તેથી અંતરાત્મામાં સ્વાભાવિક પ્રકાશ થઇ રહે છે; પછી તેને બાહ્ય એવા કૃત્રિમ દીપકના પ્રકાશની કંઇ

ગરજ રહેતી જ નથી. આવા અંતરપ્રકાશથી આત્માના સ્વાભાવિક ગુણદોષનું સારી રીતે ભાન થાય છે, તેથી અંતરાત્મા વિવેકથી અનાદિ રાગ, દ્વેષ અને મોહાદિક દોષોને દૂર કરવા અને સમ્યગ્જ્ઞાનદર્શનરૂપ દિવ્યચક્ષુવડે પ્રાપ્ત કરવા યોગ્ય નિર્મળ ચારિત્રગુણને સમતાપૂર્વક સેવવાને સાવધાન થાય છે. પ્રથમ પ્રારંભમાં જ તે, રાગદ્વેષમય નિબિડ ( આકરી ) એવી મિથ્યાત્વમોહની ગાંઠને અપૂર્વવીર્યોલ્લાસયુક્ત તીક્ષ્ણ પરિણામની ધારાથી તોડીને પછી અનુક્રમે ક્રોધાદિ કષાયમોહનીય અને હાસ્યાદિક નોકષાયમોહનીયનો ક્ષયોપશમ કરવાને પ્રવૃત્ત થાય છે; જેમ જેમ તે ઘાતીકર્મનો ક્ષયોપશમ થતો જાય છે તેમ તેમ સત્તાગત રહેલા પણ અંતર્હિત થયેલા ( અવરાઈ ગયેલા ) આત્માના સહજ સ્વાભાવિક ગુણો પ્રગટ થતા જાય છે. જેમ વાદળાંથી ઢંકાઇ ગયેલો સૂર્ય કે ચંદ્રમા, વાદળાં વેરાઇ ગયા પછી જેવો ને તેવો પ્રકાશિત થાય છે તેમ કર્મ—આવરણથી અવરાઇ ગયેલો આત્મા, કર્મ—આવરણ દૂર થયા બાદ પોતાના સ્વાભાવિક જ્ઞાનાદિક ગુણની જ્યોતિથી સ્વતઃ પ્રકાશમાન થાય છે. એમ અનુક્રમે પ્રબળ પુરુષાર્થયોગે સર્વ કર્મ—આવરણોનો સર્વથા ક્ષય થવાથી આત્માના શુદ્ધ અખંડ અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યાદિક ગુણો સંપૂર્ણ રીતે પ્રકાશે છે, પરંતુ કારણ વિના કાર્ય કદાપિ બનતું નથી, એમ સમજી આત્માર્થી જીવોએ કર્મ—આવરણોને દૂર કરવા સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયીનું આરાધન કરવા યથાશક્તિ ઉદ્યમ કરવા ચૂકવું નહિ. મોક્ષમાર્ગ પામવાની એ જ ખરેખરી કૂંચી છે. હવે રત્નત્રયીનું આરાધન કરવાને ઉજમાળ

થયેલા મુમુક્ષુઓને કેવું સુખ છે તેનું કંઇક સ્વરૂપ પ્રતિપાદન કરવાને શાસ્ત્રકાર કહે છે. ૬.

મહામલિન વાસના-બુદ્ધિને પેદા કરનાર અભિનિવેશાદિજન્ય મિથ્યાત્વને મૂળથી નાશ કરવાને સમર્થ એવા સમ્યગ્જ્ઞાન તથા દર્શનવડે શોભિત મુનિ ઇંદ્રની પેઠે નિર્ભીક થઇ સમતાશચીની સાથે સહજ સમાધિવનમાં સુખપૂર્વક ક્રીડા કરે છે. **સમાધિશતકમાં** ઉપાધ્યાયજી મહારાજે એ જ વાતનું સમર્થન કર્યું છે.

"જ્ઞાન વિમાન ચારિત્ર પવિ, નંદન સહજ સમાધ;
મુનિ સુરપતિ સમતા શચી, રંગે રમે અબાધ."

"જેને સમ્યગ્જ્ઞાનરૂપ વિશાળ વિમાન (વાહન) છે અને નિર્મળ આચારવિચારરૂપ વજ્ર મોહાદિક કર્મવર્ગને વિદારવા સમર્થ સાધનભૂત છે, અને ઉત્તમ પ્રકારની સમતારૂપી ઇંદ્રાણી જેના ઉત્સંગમાં સદા વિદ્યમાન છે એવા યોગીશ્વર મુનિ ઇંદ્રની પેઠે નિરાબાધપણે સહજ સમાધિરૂપ નંદનવનમાં અહર્નિશ આનંદ કરે છે."

એવા યોગીપુરુષનું કિંચિત્ સ્વરૂપ શ્રી પદ્મવિજયજી મહારાજ નવપદજીની પૂજામાં 'ઉપાધ્યાય' પદની સ્તુતિ કરતાં કહે છે:—

દુહા.

ચોથે પદ પાઠક નમું, સકળ સંઘ આધાર.
ભણે ભણાવે સાધુને, સમતારસ ભંડાર. ૧

ઢાળ—રાગ વસંત.

તું તો પાઠક પદ મન ધર હો, રંગીલે જીઉરા ! એ ટેક.
રાય રંક જસુ નિકટે આવે, પણ જસ નહિં નિજ પર હો. રંગી૦ ૧

સારણાદિક ગચ્છમાંહિ કરતા, પણ રમતા નિજ ઘર હો. રંગી૦ ૨
દ્વાદશાંગ સજઝાય કરણકું, જે નિશદિન તત્પર હો. રંગી૦ ૩
એ ઉવજઝાય નિર્યામક પામી, તું તો ભવસાયર સુખે તર હો. રંગી૦ ૪
જે પરવાદીમતંગજકેરો, ન ધરે હરિં પરે ડર હો. રંગી૦ ૫
ઉત્તમ ગુરુ પદપદ્મ સેવનથેં, પકડે શિવવધૂ કર હો. રંગી૦ ૭

સમ્યગ્જ્ઞાનદર્શનના યોગે વસ્તુસ્વરૂપને યથાર્થ વિચારી-નિરધારીને જેણે પરસ્પૃહાને કેવળ દુઃખદાયી જાણીને પરિહરી છે એવા યોગીપુરુષને સ્વાભાવિક રીતે જ રાયરંકમાં ભેદ રહે નહિં. એવા સંતપુરુષની સમીપે જે કોઇ ભવ્ય આવે તે ભેદભાવરહિત કલ્યાણનો માર્ગ પામી શકે. ફક્ત આવનારની બુદ્ધિ કલ્યાણ સાધવાની હોવી જોઇએ. જો એવી શુદ્ધ બુદ્ધિથી રાજા કે રંક આવે તો તે બંને તેમની પાસેથી સંતોષ પામીને જ જાય એમાં કંઈ શક નથી. જેમ ઇંદ્ર પોતાના પરિવારનું સારી રીતે પાલન કરે છે તેમ ગચ્છનાયક પણ પોતાની પાસે વસનાર સાધુસમુદાયની સારી રીતે સારણાદિકવડે સંભાળ રાખે છે, તેમની ઉપેક્ષા કરતા નથી; છતાં પોતાની સહજ સમાધિમાં તૂટી આવવા દેતા નથી. જેની સમીપે નિરંતર શાસ્ત્ર અધ્યયન સંબધી પઠનપાઠનરૂપ નંદીઘોષ થયા જ કરે છે એવા સમર્થ સાધુપુરુષનું શુદ્ધ શ્રદ્ધાપૂર્વક આલંબન લેનારને પણ જન્મમરણનો કશો ભય રહેતો નથી, એમ સમજીને અનેક આત્માર્થી સાધુ અને શ્રાવકજનો આત્મકલ્યાણને માટે આવા સમર્થ યોગીનું શરણ લે છે.

સ્વપરસમયના જાણ એવા સમતાભાવી યોગીશ્વર કોઇ પણ પરવાદીનો કંઈ પણ ભય રાખતા નથી. સમતાપૂર્વક

સર્વ કોઇનું સંતોષકારક સમાધાન કરી શકે છે, રત્નત્રયીના પ્રભાવથી શાસનની અનેક પ્રકારે પ્રભાવના કરે છે, અને એમ કરી સ્વપરનું એકાંત હિત સાધતાં અંતે અવિનાશી એવા મોક્ષપદને પામે છે. ઉત્તમ પ્રકારના સમતાજન્ય શાંતરસમાં નિમગ્ન યોગીશ્વરો જે સહજ સ્વાભાવિક સુખને સાક્ષાત્ અનુભવે છે તેનો ખ્યાલ સરખો પણ સમતારહિત એવા પામર પ્રાણીઓને ક્યાંથી આવે? એવી શાંત સુખદાયી સમતાને પેદા કરનાર અને પુષ્ટિ કરનાર સમ્યગ્જ્ઞાનની જ સ્તુતિ કરતા થકા શાસ્ત્રકાર કહે છે. ૭

જ્ઞાન જ ખરું અમૃત, જ્ઞાન જ ખરું રસાયણ અને જ્ઞાન જ ખરું ઐશ્વર્ય છે, એમ અનુભવી પુરુષોનું કથન છે તે વ્યાજબી છે; કેમ કે અન્ય અમૃત, રસાયણ અને ઐશ્વર્ય કેવળ કલ્પિત છે. કહેવાય છે કે સમુદ્રનું મથન કરીને દેવતાઓએ અમૃત પ્રાપ્ત કર્યું અને શંકરે વિષ પ્રાપ્ત કર્યું. કેટલાક ઔષધના સંયોગે મારેલી ધાતુ વિગેરેની માત્રાને રસાયણ કહેવામાં આવે છે, તેમ જ દુનિયામાંની કેટલીક ઉચ્ચ પ્રકારની વસ્તુઓનો સંયોગ થતાં તેને ઐશ્વર્ય કહેવામાં આવે છે. થોડા હાથી, ઘોડા, રથ, પાળા અને શહેર કસ્બા વિગેરે પૌદ્ગલિક વસ્તુનું સ્વામીપણું પ્રાપ્ત થયે સતે તેને સહજ સ્વાભાવિક સુખના અજાણ લોકો ઐશ્વર્ય કહીને બોલાવે છે; પરંતુ તે સર્વ કલ્પિત હોવાથી ક્ષણિક એવા કૃત્રિમ સુખના જ સાધન છે. જોતજોતામાં તે સર્વ હતા ન હતા થઇ જાય છે. તેથી તત્ત્વજ્ઞાની પુરુષો તેવા ક્ષણિક અને કલ્પિત સુખના સાધનભૂત અમૃત, રસાયણ અને ઐશ્વર્યને તત્ત્વથી અમૃત, રસાયણ અને ઐશ્વર્ય માનતા જ નથી. ખરું અમૃત તો તેઓ તેને જ માને છે કે

જેનું સેવન કરવાથી આત્મા અજરામરપણું પામે, એટલે જન્મ, જરા અને મરણના દુઃખથી સર્વથા મુક્ત થઈ પરમ નિવૃત્તિ-સુખને પ્રાપ્ત કરી શકે. સર્વ ઉપાધિથી મુક્ત થઇ શાશ્વત એવું નિરુપાધિક સુખ પામી શકે. જ્ઞાની પુરુષો ખરું રસાયણ તેને જ માને છે કે જેનું સેવન કર્યા બાદ પ્રાણીને કર્મરોગ નડે જ નહિ, રાગ, દ્વેષ અને મોહાદિક વિકાર પ્રભવે જ નહિં અને આત્માની સહજ ઉત્તમ પ્રકારની પુષ્ટિ થાય; જેથી તેની કદાપિ અધો-ગતિ તો થાય જ નહિ. ખરું ઐશ્વર્ય પણ અનુભવી પુરુષો તેને જ માને છે કે જેની ઉપર દુનિયામાં કોઈનું સ્વામીપણું સંભવે જ નહિ અને કોઈની પાસે દીનતા દાખવવી પડે જ નહિ. એવું એકાંતિક અને આત્યંતિક સ્વતંત્ર સુખ સદાને માટે પ્રાપ્ત થવા માટે જ સર્વ પ્રયત્ન કરવા યોગ્ય છે. તત્ત્વથી વિચારતાં આવું અનુપમ અમૃત, આવું અપૂર્વ રસાયણ અને આવું અભિનવ ઐશ્વર્ય તે સમ્યગ્જ્ઞાનરૂપ જ છે, જેથી સમતા-ગુણની પ્રાપ્તિ અને પુષ્ટિ થાય છે, જેથી નિર્દોષ એવા ચારિત્રમાં રતિ થાય છે અને અનુક્રમે રત્નત્રયીનું આરાધન કરતાં પ્રબળ પુરુષાર્થયોગે સર્વ કર્મ–ઉપાધિનો સર્વથા અંત થવાથી સહેજે નિરુપાધિક એવું શિવસુખ પ્રાપ્ત થઈ શકે છે. આવું અનુપમ અમૃત, અપૂર્વ રસાયણ અને અભિનવ ઐશ્વર્ય તજીને કોણ તત્ત્વદૃષ્ટિ જનકલ્પિત અમૃત, રસાયણ કે ઐશ્વર્યને માટે ક્ષણિક સુખની લાલસાએ ઉદ્યમ કરે ? શાંતસુખદાયી અને સમતાકારી સમ્યગ્જ્ઞાનમાં જ સર્વ કોઇ કલ્યાણાર્થી જનોની શુદ્ધ પ્રેમ-પૂર્વક પ્રવૃત્તિ થાઓ. મુક્તિપુરીનો એ જ મુખ્ય માર્ગ છે. ૮

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૫, પૃ. ૧૬૫, ૧૯૪, ૨૨૬ ]



# ( ૬ ) शमाष्टक.

**વિવેચન**—પૂર્વે જ્ઞાનાષ્ટકમાં જ્ઞાનનું મહાત્મ્ય બતાવ્યું છે. તત્ત્વજ્ઞાન અભિનવ અમૃત જેવું છે, ઊંચા રસાયણ જેવું છે અને અપૂર્વ ઐશ્વર્યરૂપ છે, એમ કહી હવે પરિપકવતાને પામેલું તત્ત્વજ્ઞાન કેવળ શમ–શાંતિરૂપ છે એમ શાસ્ત્રકાર સ્પષ્ટ કરી બતાવે છે.

અજ્ઞાન અને અવિવેકયોગે અથવા રાગદ્વેષાદિક કષાય-યોગે ઉત્પન્ન થતા અનેક અશુભ સંકલ્પવિકલ્પો તેમ જ તેવા સંકલ્પવિકલ્પથી ઉત્પન્ન થતા વિવિધ પ્રકારના દુ:ખો તત્ત્વ-જ્ઞાનની પ્રબળતાથી સ્વત: ઉપશમી જાય છે અને આત્માના સહજ સ્વભાવમાં રમણ કરવારૂપ શુદ્ધ ચારિત્રનો અપૂર્વ લાભ મળે છે. આથી જ તત્ત્વજ્ઞાનના પરિપાકને શાસ્ત્રકાર શમરૂપ કહે છે, અને ઉપલક્ષણથી શમ–શાંતિને પ્રગટ કરવા માટે તત્ત્વજ્ઞાનનો પરિચય કરવા ખાસ ઉપદેશ કરે છે. તત્ત્વજ્ઞાનના અભ્યાસ વિના કદાપિ કાળે જીવના દુ:ખનો અંત આવતો જ નથી, એ વાત નીચેના પદથી ગ્રંથકારે સ્પષ્ટ કરી છે.

જ્યાં લગે [1]આતમદ્રવ્યનું, લક્ષણ નવી જાણ્યું;
ત્યાં લગે ગુણઠાણું ભલું, કેમ આવે તાણ્યું? આતમતત્ત્વ વિચારીએ ૧

આતમ અજ્ઞાને કરી, જે ભવ દુ:ખ લહિયે;
આતમ જ્ઞાને તે ટળે, એમ મન સદ્દહિયે. આતમ૦ ૨

જ્ઞાન દશા જે આકરી, તે ચરણ વિચારો;
નિરવિકલ્પ[2] ઉપયોગમાં, નહિ કર્મનો ચારો. આતમ૦ ૩

---

૧ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગરૂપ. ૨ જ્યાં સંકલ્પવિકલ્પ શમ્યા ત્યાં કર્મનું આવાગમન પણ અટક્યું.

ભગવઇ અંગે[1] ભાખીઓ, સામાયિક અર્થ;
સામાયક પણ આતમા, ધારો સુધો અર્થ. આતમ૦ ૪

લોકસાર [2]અધ્યયનમાં, સમકિત મુનિ ભાવે;
મુનિભાવ જ સમકિત કહ્યો, નિજ શુદ્ધિ સ્વભાવે. આતમ૦ ૫

કષ્ટ કરો સંયમ ધરો, ગાળો નિજ દેહ;
જ્ઞાન દશા વિણુ જીવને, નહિ દુઃખનો છેહ. આતમ૦ ૬

બાહિર યતના [3]બાપડા, કરતા દુહવાય;
અંતર યતના જ્ઞાનની, નવિ તેણુ થાય. આતમ૦ ૭

રાગ દ્વેષ મળ ગાળવા, ઉપશમ જળ ઝીલો;
આતમ પરિણુતિ આદરી, પરપરિણુતિ પીલો.[4] આતમ૦ ૮

હું એહનો એ માહરો, એ હું એણી બુદ્ધિ;
ચેતન જડતા અનુભવે, ન વિમાસે શુદ્ધિ. આતમ૦ ૯

બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે;
અંતર દૃષ્ટિ દેખતાં, અક્ષય પદ પાવે. આતમ૦ ૧૦

અધ્યાતમ વિણુ જે ક્રિયા, તે તનુમળ તોલે;
મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે. આતમ૦ ૧૧

હું કરતા પરભાવનો, ઇમ જેમ જેમ જાણે;
તેમ તેમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે. આતમ૦ ૧૨

---

૧ શ્રી ભગવતી સૂત્રમાં. ૨ આચારાંગ સૂત્રના પાંચમા અધ્યયનમાં. ૩ ઉગ્ર વિહાર પ્રમુખ કરણી, અંતરજ્ઞાન ઉપયોગ વિનાના મુગ્ધજનોને કેવળ દુઃખપાત્ર થાય છે. ૪ સ્વસ્વરૂપરમણુતા આદરીને પરપુદ્ગલ-પ્રવૃત્તિને ટાળો.

ચરણ[1] હોય લજ્જાદિકે,[2] નવિ મનને ભંગે;
ત્રીજે અધ્યયને કહ્યું, ઇમ પહેલે અંગે.[3] આતમ૦ ૧૩

શ્રીમદ્ ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજાએ પોતે કરેલા ઉપરના ઉલ્લેખ ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાય એમ છે કે-આત્મજ્ઞાન વિના કરેલી ગમે તેવી મહાન્ કરણી પણ દુઃખહરણી થતી નથી અર્થાત્ અધ્યાત્મ ઉપયોગથી કરેલી કરણી જ આત્માને એકાંત સુખદાયી નીવડે છે. એટલે કે કેવળ આત્માને વિશુદ્ધ કરવાની પવિત્ર બુદ્ધિથી જ કરેલી સંયમકરણી સકળ સાંસારિક કલેશનો સર્વથા અંત કરી અક્ષય અને અબાધિત એવું શિવ-સુખ સમર્પે છે, એથી એવું **પવિત્ર લક્ષ પેદા કરવા** આત્માર્થી જનોએ **આધ્યાત્મિક જ્ઞાનનો** ( તત્ત્વજ્ઞાનનો ) **અવશ્ય અભ્યાસ કરવો ઘટે છે.** જેમ જેમ ઉક્ત જ્ઞાનનો પરિચય વધતો જશે અને પરમાત્મકૃપાથી તેના યોગ્ય પરિણમનથી આત્મામાં અભિનવ જાગૃતિ આવતી જશે તેમ તેમ દુઃખદાયી સંકલ્પવિકલ્પનો અંત આવતો જશે. વળી જેમ જેમ વિકલ્પ જાળ તૂટતી જશે તેમ તેમ અનાદિ કાળથી થતી પરપ્રવૃત્તિના વેગનો પ્રબળ અટકાવ થશે અને આત્માના સહજ સ્વભાવમાં રમણતા વધતી જશે. આ પ્રમાણે અનુક્રમે આત્મરમણતામાં થતી અભિવૃદ્ધિ તત્ત્વજ્ઞાનની તીક્ષ્ણતા સૂચવે છે. એથી જ ઉપર બતાવ્યું તેમ સહજ આત્મિક સુખ પ્રાપ્ત થાય છે. પરભાવથી વિરમી સ્વભાવરમણતા કરનાર કોઇક વિરલ ભવ્યજનોને જ્ઞાન અને વૈરાગ્યના પરિપાકથી એવું આત્મિક સુખ સંભવે છે. શાસ્ત્રમાં જે **ઉન્મનીભાવ** કહેલ છે અથવા જે **ઉદાસીનતા**

---

૧ ચારિત્ર. ૨ મનની શુદ્ધિથી આત્મનિગ્રહવડે. ૩ શ્રી આચારાંગ સૂત્રમાં.

રૂપે ગવાય છે તે ઉપર કહ્યા મુજબ તત્ત્વજ્ઞાનના દૃઢ અભ્યાસીને સહેજે પ્રાપ્ત થાય છે. ઉદાસીનતા આશ્રી ગ્રંથકારે જ કહ્યું છે કે.—

અનાસંગ મતિ વિષયમેં, રાગ દ્વેષકો છેદ;
સહજભાવમેં લીનતા, ઉદાસીનતા ભેદ. (સમતાશતક)

ઉદાસીનતાનું આવું લક્ષણ શાસ્ત્રકારે બતાવ્યું છે. વિષયસુખમાં અનાસક્તિ, રાગદ્વેષયુક્ત કષાયના પરિણામનો અંત અને પરપરિણતિના પરિહારથી સહજસ્વભાવમાં લીન થઇ રહેવું એને અધ્યાત્મી પુરુષો **ઉદાસીનતા** કહે છે. એવી ઉદાસીનતા પેદા કરવા શાસ્ત્રકારે જે શિખામણ આપી છે તે લક્ષમાં રાખી લેવી યુક્ત છે. વળી કહ્યું છે કે.—

તાકો કારણ અમમતા, તામે મન અભિરામ;
કરે સાધુ આનંદઘન, હોવત આતમરામ. ”

મમતા થિરસુખ શાકિની, નિરમમતા સુખમૂળ;
મમતા શિવ પ્રતિકૂળ હૈ, નિરમમતા અનુકૂળ. (સમતાશતક)

ટૂંકાણમાં **ઉદાસીનતા** પ્રગટ કરવા મમત્વભાવ દૂર કરી નિર્મમત્વ આદરવા જ ઉપદેશ્યું છે, અને એવી નિર્મમતા પ્રગટ કરવાની ખરી કૂંચી એ છે કે નિરંતર ‘ આત્મજ્ઞાન, આત્મશ્રદ્ધા અને આત્મરમણતા નિમિત્તે દૃઢ પ્રયત્ન કર્યા કરવો. ’ એવા દૃઢ પ્રયત્નયોગે આત્મામાં અભિનવ વૈરાગ્યકળા જાગશે, જેથી સમતારૂપી વિષવેલી આપોઆપ વિલય પામી જશે. કહ્યું છે કે—

પરિણતિ વિષય વિરાગતા, ભવતરુ મૂળ કુઠાર;
તા આગે કયું કરી રહે, મમતા વેલી પ્રચાર. ( સમતાશતક )

નવ રસમાં પ્રધાન જે **શાંતરસ** ગવાય છે તે રસનો ભોગી શમવંત થાય છે. અર્થાત્ ઉદાસીનતા કે ઉન્મનીભાવને ધરનાર કોઈ સુભગ શાંતરસમાં નિમગ્ન થઈ પૂર્વોક્ત આપદાને વામે છે, સર્વ સંકલ્પવિકલ્પને શમાવે છે, રાગદ્વેષરૂપ આંતર તાપને ટાળે છે, ચિત્તને સુપ્રસન્ન કરે છે અર્થાત્ ક્લેશ રહિત પરમાત્મતત્ત્વમાં લીન થાય છે, અને સર્વ ઉપાધિ સંબંધથી મુક્ત એવા સ્ફટિક રત્ન જેવા નિર્મળ આત્મ–સ્વભાવમાં રમણ કરે છે. શાંતરસમાં નિમગ્ન થનારની આવી ભાગ્યદશા જાગે છે. કાર્યાર્થી જનોએ અનુકૂળ કારણોને અવશ્ય આદરવા જોઈએ. એ ન્યાયે શાંતસુખના અર્થી જનોએ યોગાવંચક થવું જોઈએ. એટલે મન, વચન અને કાયાની **કુટિલતા તજી સરલતા સેવવી જોઈએ.** અવંચકયોગથી **ક્રિયાઅવંચકતા** અને ક્રિયાઅવંચકતાથી **ફલઅવંચકતા** અવશ્ય પ્રાપ્ત થાય છે. એ જ શાંતિનો–મોક્ષનો સરલ માર્ગ છે. જે સદ્ગુણ આપણને અદ્યાપિ પ્રાપ્ત થયો નથી તે જાણે પ્રાપ્ત થઈ ચૂક્યો હોય એવો મિથ્યાડંબર કરવાથી આત્માને ફાયદો તો કંઈએ નથી પણ ગેરફાયદો તો પારાવાર છે, એમ સમજી મુમુક્ષુ જનોએ સદ્ગુણોને સાક્ષાત્ કરવા માટે જ અહોનિશ યત્ન કરવો ઉચિત છે. શુદ્ધ લક્ષથી સેવેલો પ્રયત્ન સફળ થશે જ એવી આત્મશ્રદ્ધાથી અડગ પ્રયત્ન સેવનાર અંતે ઇચ્છિત લાભને મેળવી શકે જ છે, પરંતુ એવા પવિત્ર લક્ષને પુંઠ દઈને મિથ્યાભિમાનથી પોતાનામાં અછતા ગુણો લોક સમક્ષ દાખવવા માટે જે મિથ્યા પ્રયત્ન કરે છે તે બાપડા વિવિધ વિકલ્પવડે રાગદ્વેષના વિષમ પાસમાં પડી પોતે જ પોતાને આ ભયંકર ભવભ્રમણના સંકટમાં નાંખે છે. એવા હતભાગ્ય જનો અલ્પ સુખને માટે

અનલ્પ દુઃખદાવાનળમાં અહોનિશ પચાય છે. દંભ સમાન કોઇ પણ કટ્ટો દુશ્મન નથી. શ્રી **અધ્યાત્મસારમાં દંભત્યાગાધિકારમાં** એ વાત સ્ફુટ રીતે બતાવી આપી છે. અનેક પ્રકારની પ્રગટ હાનિ છતાં દંભી માણસો દંભ શામાટે કરતા હશે ? એ પ્રશ્નનું સમાધાન ગ્રંથકારે એવી રીતે આપ્યું છે કે–' પોતાના છતા દોષો ગોપવવા અને લોકમાં પોતાની પૂજાપ્રતિષ્ઠા કરાવવી, તેવા દુષ્ટ આશયથી જ મૂર્ખ લોકો દંભવડે કદર્થના પામે છે, એ મોટા ખેદની વાત છે. ' દંભી લોકો પોતાનામાં અણછાજતા ગુણો લોકસમક્ષ દાખવવા મનથી, વચનથી અને કાયાથી રાતદિવસ પ્રયત્ન કર્યા કરે છે, તે માટે યુક્તિઓ રચે છે અને પોતે કરેલું કપટ બીજાના સમજવામાં ન આવે એવી સાવચેતી રાખે છે, એક જૂઠને માટે અનેક જૂઠાણું કરવા પડે છે, તેમ છતાં અંતે તેમના પાપનો પડદો ફુટતાં દુનિયામાં તેમનો અપજશ પ્રસરે છે અને અંતે નરકાદિકની દુઃખજવાળામાં જઈ પચાય છે. આ પ્રમાણે તે પામર પ્રાણીઓ ઊલટા અધોગતિને પામે છે અને એકાંત દુઃખને જ અનુભવે છે. જે મહાનુભાવો પોતાના મન, વચન અને કાયા ઉપર યોગ્ય અંકુશ રાખી શકે છે તે નિર્દંભ આચરણથી શમસુખ ચાખવા **શક્તિમાન** થાય છે. શિવસુખના અભિલાષી મુમુક્ષુ જનોએ સમરસ ચાખવા કેવું **નિર્દંભ આચરણ** સેવવું જરૂરનું છે તે ઉપરની હકીકતથી સ્ફુટતર સમજી શકાય તેમ છે. નિષ્કપટપણે પવિત્ર લક્ષપૂર્વક તપસંયમમાં પ્રયત્ન કરનાર મહાશયોને તે શાન્તરસ આસ્વાદવાનો મંગલકારી પ્રસંગ અવશ્ય આવી મળે છે. એવો પ્રસંગ સદાસર્વદા ઇચ્છવા યોગ્ય છે. છેવટે વિપરીત લક્ષથી અધોગતિ

અનુભવવાનો મોઠો પ્રસંગ કોઇ મુમુક્ષુને કદાપિ ન મળે એમ આપણે અંતઃકરણથી ઈચ્છશું. તે માટે દરેક મુમુક્ષુએ સ્વસંયમમાં કેવી શુદ્ધ કાળજીથી પ્રવર્તવું જોઇએ તેનો શાસ્ત્રકાર પોતે જ ખુલાસો કરે છે.

વિવિધ પ્રકારના શુભાશુભ કર્મના યોગે પ્રાપ્ત થતા સુખ, દુઃખ, સંપત્, વિપત, માન, અપમાન અને જશ, અપજશ વિગેરે વિચિત્ર ભાવોમાં કેવળ સાક્ષીરૂપે ઉદાસીન રહી જે મહાનુભાવ ત્રિભુવનવર્તી સકળ જંતુઓને આત્માના મૂળ સ્વરૂપને લક્ષમાં રાખી સ્વસમાન લેખે છે એવા ઉદાર આશયવાળા સમપરિણામી સજ્જનો અવશ્ય આત્મકલ્યાણ સાધી શકે છે. આવા કલ્યાણાર્થી સજ્જનો જગતમાં વિરલા જ સંભવે છે. જેમ જાતિવંત રત્ન ઠેકાણે ઠેકાણે મળતાં નથી અને ચિંતામણિ રત્ન તો અત્યંત દુર્લભ જ છે તેમ શાંતરસમાં નિમગ્ન થઇ રહેનારા મુમુક્ષુ જનો પણ વિરલા દેખાય છે. શ્રી ચિદાનંદજી મહારાજે પણ એવા ઉદ્‌ગાર કાઢ્યા છે કે—

નિરપક્ષ વિરલા કોઇ, અવધુ નિરપક્ષ વિરલા કોઈ;
દેખ્યા જગ સહુ જોઇ, અવધુ નિરપક્ષ વિરલા કોઇ. અવધુ૦ ૧

સમરસ ભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ નં હોઈ;
અવિનાશી કે ઘરકી બાતાં, જાણેંગે નર સોઇ. અવધુ૦ ૨

રાવરંકમેં ભેદ ન જાણે, કનક ઉપલ સમ લેખે;
નારી નાગિણીકો નહિ પરિચય, સો શિવમંદિર પેખે. અવધુ૦ ૩

નિંદા સ્તુતિ શ્રવણ સુણીને, હરખ શોક નવિ આણે;
તે જગમેં જોગીશ્વર પૂરા, નિત્ય ચઢતે ગુણઠાણે. અવધુ૦ ૪

ચંદ્રસમાન સૌમ્યતા જાકી, સાયર જિમ ગંભીરા;
અપ્રમત્ત ભારંડ પરે નિત્ય, સુરગિરિ સમ શુચિ ધીરા. અવધુ૦ ૫

પંકજ નામ ધરાય પંકશું, રહત કમળ જિમ ન્યારા;
ચિદાનંદ ઐસા જન ઉત્તમ, સો સાહેબકા પ્યારા. અવધુ૦ ૬

ઉપલા પદ્યમાં જે બહુ અગત્યની વાત કહેલી છે તે એ છે કે–આત્માનંદી–આત્મારામી–સ્વભાવરમણી સાધુજને જ નિશ્ચે સ્વપરહિત સાધી શકે છે અર્થાત્ એવા સમસ્વભાવી પુરુષો જ સ્વપરને તારવા સમર્થ થઇ શકે છે; કેમ કે તેવા પુરુષો એકાંત સુખદાયી વીતરાગ માર્ગને જ અનુસરે છે. તે સ્વોત્કર્ષ કરતા નથી પરંતુ નિવૃત્તિમાર્ગને જ અનન્ય ભાવે આદરી અનુપમ શાંતરસમાં ઝીલે છે. એવા મહાશય મુનિઓ, વૈરાગ્ય પરાકાષ્ઠાએ પહોંચવાથી પૂર્વે વખાણેલી ઉદાસીનદશાને સાક્ષાત્ અનુભવે છે. તેમને રાજા અને રંક, પથ્થર તેમજ તૃણ અને મણિ સરખા પ્રતિભાસે છે. તેમાંથી કોઇ એક ઉપર રાગ કે અન્ય ઉપર દ્વેષ તેમના મનમાં આવતો નથી. તેમને કોઇ વસ્તુમાં પ્રતિબંધ હોતો નથી. અત્યંત મનોહર અપ્સરા અને અતિ ભયંકર નાગણીના સ્પર્શમાં તેમને સમાનભાવ હોય છે, અર્થાત્ ગમે તેવી મોહક મહિલાના વિષયપાશમાં તે પડતા નથી, કેમ કે વિષયવાસનાને તેમણે નિર્મૂળ કરી હોય છે. વળી તે વાસી ચંદન સમાન હોઇ ગમે તેવા અનુકૂળ પ્રતિકૂળ પરીસહ–ઉપસર્ગમાં અડગ–અચળ રહી શકે છે. નિંદા કે સ્તુતિ તેમના મન ઉપર અસર કરી શકતી નથી. માન અપમાન સંબંધી સઘળા સંકલ્પવિકલ્પ શમી ગયા હોય છે. એવા પ્રબળ

યોગીશ્વરો નિરંતર ગુણશ્રેણીમાં આગળ ચઢતાં અંતે અવિનાશી પદને અવશ્ય પામે છે. તેમનું દર્શન ભવ્ય ચકોરોને અમૃત જેવું પ્યારું લાગે છે. તેમની મુખમુદ્રા ચંદ્રના જેવી શીતળ હોય છે. તેમનું હૃદય સમુદ્ર જેવું ગંભીર હોય છે. અસંખ્ય ગુણના નિધિ હોવા છતાં તે એકાંત ગુણગ્રાહક અને હિતવત્સલ હોય છે. સ્વસંયમયોગમાં ભારંડ પક્ષીની પેઠે અપ્રમત્ત–સર્વથા પ્રમાદ રહિત હોય છે અને મેરુપર્વતની જેવા નિશ્ચળ પરિણામી હોય છે, અર્થાત્ ગમે તેવા ઘોર પરીસહ–ઉપસર્ગથી પણ ચલાયમાન થતા નથી. આવા યોગીંદ્ર પુરુષો વિશ્વવંદ્ય કેમ ન હોય ? એવા મહાપુરુષો પંકજની પેઠે પાપપંકથી કદાપિ લેપાતા નથી. શરદૃઋતુની જેવા સ્વચ્છ હૃદયવાળા હોવાથી તેમને કર્મમળ લાગતો જ નથી. કમળની જેમ તેમનું મન સાંસારિક પ્રપંચથી ન્યારું જ રહે છે, અને એવી રીતે મન માયિક પ્રપંચથી મુક્ત થતાં શરદૃઋતુના નીરની જેવું નિર્મળ બની જાય છે. એટલે '**ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશ રહિત મન તે ભવપાર**' એ ન્યાયે એવા ઉત્તમ પુરુષો પરમપદને પામે એમાં આશ્ચર્ય શું ? એવા સંતપુરુષોના સદુપદેશને સાવધાનપણે શ્રવણ કરી જે સહૃદય જનો તેને સમ્યક્ પ્રકારે અનુસરે છે તે પણ અનુક્રમે સર્વ દુઃખનો અંત કરી અક્ષય-અવિચળ પદને પામે છે. 'કહેણી પ્રમાણે રહેણી' પાળનાર પ્રમાદ રહિતને સર્વત્ર ક્ષેમ હોય છે. કહ્યું છે કે–'જગતના સર્વ જંતુઓને આત્મ સમાન લેખનાર, પરદ્રવ્યને ધૂળના ઢેફા જેવું ગણનાર, અને પરસ્રીને પોતાની માતાતુલ્ય માનનાર માણસ જ ખરો જ્ઞાની છે.' સાચી કરણી વિના લૂખી કથની માત્રથી કશું વળતું નથી, એમ સમજનારા સુજ્ઞ પુરુષો સદા સાચી

રહેણીમાં જ રાચે છે–રહેવું પસંદ કરે છે. આવા વિવેકી જનો જ શમરસને આસ્વાદવા શક્તિવાન થાય છે. 'જેવી જેની મતિ તેવી જ તેની ગતિ' આ નાનકડું પણ ઊંડું વાક્ય બહુ આલોચવા યોગ્ય છે. 'સરલ સ્વભાવીનું જ કલ્યાણ થવાનું છે' એ વાક્ય પણ વારંવાર સ્મરણ કરવા યોગ્ય છે. માયાવી માણસની કરણી કુલટા નારીના પ્રપંચ જેવી નિંદનીય છે. માયા ધર્મની વિરોધિની હોવાથી મુમુક્ષુ જનોએ તેને અવશ્ય વર્જવી જરૂરની છે. **અધ્યાત્મસાર**માં ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજે સ્પષ્ટ જણાવ્યું છે કે 'આ કાર્ય આમ જ કરવું અને આ કાર્ય આમ ન જ કરવું એવો એકાંત વિધિનિષેધ જિનેશ્વર ભગવાને ઉપદેશ્યો નથી, પરંતુ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવનો પૂરતો ખ્યાલ રાખીને કરવા યોગ્ય કાર્યમાં કિંચિત્ માત્ર કપટ તો ન જ કરવું, એવી એકાંત આજ્ઞા જિનેશ્વર ભગવાને કરેલી છે.' એ આજ્ઞાને વિરાધી સ્વચ્છંદે ચાલનાર અને માયાકપટ કરી મિથ્યાડંબર બતાવનાર પ્રાણીઓ અવશ્ય અધોગતિગામી થાય છે. પરંતુ પ્રભુની પવિત્ર આજ્ઞાને જે ભવભીરુ જનો સરળપણે સેવે છે તે જરૂર પોતાના પુરુષાર્થના પ્રમાણમાં સુખે સ્વઉન્નતિ સાધી શકે છે. શિષ્ટ પુરુષોએ પોતે સેવેલો અને ભવ્ય જીવોના એકાંત હિતને માટે બતાવેલો સીધો–સરળ માર્ગ મૂકી શામાટે માયાવાળા વિષમ માર્ગે ચાલવું જોઈએ? માયાજાળવડે મુગ્ધ જનોને ફસાવવા પ્રયત્ન કરતાં કોઈ વખત કરોળીઆની માફક પોતે જ તેમાં ફસાય છે, અને ભૂંડે હાલે મરે છે. મહામાઠી લેશ્યા(અશુભ અધ્યવસાય)થી કમોતે મરી તે દુર્ગતિમાં પરિભ્રમણ કરે છે. આવી રીતે પોતાની જ અવળી મતિથી અવળી કરણી કરનાર માયાવી લોકોની દુઃખ-

પરંપરા જાણી કોને કરુણા ન ઉપજે ? મિથ્યાડંબરથી કોઇનું કલ્યાણ થયું નથી અને થવાનું નથી, પરંતુ તેથી અકલ્યાણ, અશિવ કે ઉપદ્રવ તો પગલે-પગલે થાય છે-થવા સંભવ છે, છતાં ખેદની વાત છે કે મૂર્ખ માયાવી લોકો તે મધલાળને છોડતા જ નથી. જે ભવભીરુ લોકો સર્વ માયાપ્રપંચ તજી નિષ્કપટપણે સર્વજ્ઞ પ્રભુના પવિત્ર વચનાનુસારે યથાશક્તિ ધર્મકરણી કરવા ઉજમાળ રહે છે તે ભાગ્યશાળી ભવ્યો અવિરુદ્ધ માર્ગને શુદ્ધ અંતઃકરણથી આદરતા અનુક્રમે ઉપર કહ્યા મુજબ ઉદાસીનવૃત્તિને પામતાં શાંતરસનો (શમસુખનો) અનુભવ કરવા શક્તિવાન થાય છે. પરંતુ એથી ઊલટા ચાલનારા લોકો શમસુખથી સદા બેનસીબ જ રહે છે, તો પછી તેવા કમનસીબ જનોને મુક્તિનાં શાશ્વતા સુખની તો આશા જ શી ? શાશ્વત સુખના અર્થીજનોએ સ્વેચ્છાચારીપણું તજી નિષ્કપટપણે જિનચરણમાં આત્માર્પણ કરવું જોઈએ. તેથી વિપરીત ચાલનારને ગ્રંથકારે સમાધિશતકમાં સખ્ત ઉપાલંભ આપતાં કહ્યું છે કે—

> 'મારંગ અનુસારી ક્રિયા, છેદે સો મતિહીન;
> કપટક્રિયા બલ જગ ઠગૈ, સોભી ભવજલ મીન.'

આનો ભાવાર્થ એવો છે કે-જેથી જીવ સન્માર્ગે ચઢે એવી વ્યવહાર-શૈલી મરડી જે નિશ્ચય પક્ષને જ પોતે ગ્રહે છે અને અન્ય મુગ્ધજનોને પણ નિશ્ચય પક્ષની જ વાત કહી વ્યવહારમાર્ગથી વિમુખ કરે છે તે જૈન માર્ગથી વિપરીત-ચારી મૂર્ખ-મતિહીન છે; કેમ કે જે જૈનમાર્ગનું યથાર્થ રહસ્ય જાણે તે તો મુખ્યપણે સેવવા-આદરવા યોગ્ય વ્યવહારશૈલીનો

લોપ થાય એવો એકાંત નિશ્ચય પક્ષ પોતે અંગીકાર કરે જ નહીં, તેમજ તેવો અવિચારી ઉપદેશ પણ અન્યને આપે નહીં જૈન માર્ગની શૈલી જેણે સારી રીતે જાણી-નિરધારી હોય તે નિશ્ચય અને વ્યવહારના પક્ષે પોતાનું વર્તન કેવું રાખે તો તેનું કલ્યાણ થાય તેનો ખુલાસો શાસ્ત્રકારે પોતે જ અન્યત્ર નીચે પ્રમાણે કરેલો છે કે—

'નિશ્ચિત દૃષ્ટિ હૃદય ધરી જી, જે પાળે વ્યવહાર;
પુણ્યવંત તે પામશે જી, ભવસમુદ્રનો પાર.'

આમાં સ્પષ્ટ સમજાય એવું છે કે નિશ્ચિત લક્ષ એટલે સાધ્ય વસ્તુરૂપ નિશ્ચયને હૃદયમાં ધારી રાખી તે સાધ્યને સિદ્ધ કરવા પ્રબળ સાધનરૂપ વ્યવહાર ક્રિયાનું જે સેવન કરે છે તે અંતે સ્વઇષ્ટસિદ્ધિ સાધી શકે છે. મતલબ કે જે સાધ્યની સિદ્ધિ કરવા ઇચ્છતો છતો તેના સાધનરૂપ વ્યવહારની ઉપેક્ષા કરે છે તે સ્વસાધ્યની સિદ્ધિ કરવા સમર્થ થઇ શકતો નથી. તેમ જ જે સાધ્યશૂન્યપણે કેવળ અંધ વ્યવહારનો જ આશ્રય કરે છે અર્થાત્ મનમાં સ્વસાધ્યનો નિશ્ચય કર્યા વિના કેવળ અંધક્રિયા કર્યા કરે છે તે પણ વ્યવહાર-ક્રિયા કરતો છતો કંઇ પણ સ્વહિત સાધી શકતો નથી. બહુ બારીક દૃષ્ટિથી વિચારતા બંનેમાં અરસપરસ કાર્યકારણ સંબંધ રહેલો છે. જેમ જેમ વ્યવહારની શુદ્ધિ તેમ તેમ સાધ્યસિદ્ધિમાં સરળતા પ્રાપ્ત થાય છે, પરંતુ જે વ્યવહાર માત્રની ઉપેક્ષા કરી એકાંત નિશ્ચય પક્ષને જ ગ્રહે છે તે એકડા વિનાના મીંડા કરવા જેવું કરે છે. એકડારૂપ વ્યવહારપૂર્વક નિશ્ચય સ્થાને ધારેલી સર્વ શૂન્યો સફળ થાય છે. ઉક્ત હેતુથી સિદ્ધ થાય છે કે જે

શરૂઆતમાં જ સાધ્યસિદ્ધિ માટે ખાસ જરૂરના વ્યવહારની અવગણના કરે છે તે મૂર્ખની પંક્તિમાં ગણાય છે. કોઇ પણ કાર્યની સંપૂર્ણ સિદ્ધિ થયા બાદ તેનાં કારણો સેવવાની જરૂર રહેતી નથી તેમ મોક્ષરૂપી સ્વકાર્ય સંપૂર્ણ સિદ્ધ થયા બાદ વ્યવહાર સાધનરૂપ કારણની જરૂર રહેતી નથી, પરંતુ તેને માટે અવશ્ય સેવવા યોગ્ય વ્યવહારનો તદ્દન ત્યાગ કરી મોક્ષની આશા રાખવી તે તો બીજ વિના ફળની આશા રાખવા-બરાબર છે; માટે કોઈ પણ મોક્ષાર્થીએ નિશ્ચય વ્યવહારના સંબંધમાં કાર્યકારણભાવને અવધારી, કદાપિ પણ કદાગ્રહ કરી એકાંત પક્ષ ગ્રહવો નહીં; કેમ કે તેવો હઠ ગ્રહણ કરી સ્વપરના અહિત-માં વૃદ્ધિ કરવી તે કરતાં બીજી કોઇ વધારે મૂર્ખાઇ નથી.

વળી જે કપટક્રિયા કરીને બીજા મુગ્ધજનોને ઠગે છે તે પણ પથ્થર જેવા કઠોર હૃદયવાળા હોવાથી જાણી જોઇને સ્વ-પરને આ સંસાર-સમુદ્રમાં બુડાડે છે. જે ગુણનો ગંધ પણ પોતાનામાં આવ્યો નથી, એવા ગુણનો પોતાનામાં ઉદય થયો હોય તેવો મિથ્યાડંબર કરી, અન્ય અજ્ઞજનોને અંજાવી નાંખી સ્વપરને દુર્ગતિના દાવાનળમાં ફેંકી દે છે. આવા પ્રકારની પ્રગટ અનીતિથી અધર્મની વૃદ્ધિ થાય છે અને તેના કડવાં ફળ ઘણાં મુગ્ધજનોને ભોગવવાં પડે છે. તે મહાપાપી મહા-અધર્મી અનીતિના પ્રવર્તક મૂર્ખ-મતિહીન જ છે. એવો ગ્રંથ-કારનો ઊંડો આશય સમજી શકાય છે. વળી '**જન મન રંજન ધર્મનું, મૂલ ન એક બદામ**' એ ન્યાયે વિચારતાં પણ કપટકરણીથી કંઇ પણ લાભ સંભવતો નથી. અરે ! કપટ વિના પણ પરમાર્થશૂન્ય ચિત્તથી, લોકમાં કેવળ

વાહ વાહ કહેવરાવવા માટે કરેલો વ્યય વિશિષ્ટ ફળદાયી થતો નથી, તો પછી કપટ સહિતનું તો કહેવું જ શું ? એથી તો ઊલટું આત્માને અધિક નુકશાન થાય છે, પરંતુ જો પવિત્ર ઉદ્દેશથી પરમાર્થદૃષ્ટિપૂર્વક કોઇપણ સત્કાર્યમાં લોક-સમુદાયનું આકર્ષણ કરવા—તેમનું મન રંજિત થાય તેવી પ્રવૃત્તિ કરાય તો તેમાં કશો બાધ જણાતો નથી. અર્થાત્ ધર્મની ઉન્નતિ માટે લોકરંજન કરવું ઉચિત છે, પણ લોકરંજન માટે ધર્મકરણી કરવી ઉચિત નથી, એમ સમજી શાણા માણસોએ લોકદેખાવો કરવાની બૂરી ટેવ તજી જેમ આત્માનું અધિક હિત થાય તેમ પવિત્ર લક્ષથી સંભાળપૂર્વક નિર્મળ ધર્મકરણી કરવા યથાશક્તિ ઉદ્યમ કરવો જોઇએ, સદ્વિવેકવડે કરેલી કરણી જ યથાર્થ ફળ આપી શકે છે. જેમ વિવેકથી શસ્ત્ર ધારણ કરનાર તેના સદુપયોગવડે સ્વપરનું રક્ષણ કરે છે, પણ અવિવેકથી તેનો અવળો ઉપયોગ કરનાર ઊલટું સ્વપરનું અહિત જ કરે છે, તેમ જ્ઞાન અને ક્રિયાના ઉપયોગ આશ્રી સમજવું. સદ્વિવેકવડે જ્ઞાન અને ક્રિયાનો સદુપયોગ કરનાર અમૃત જેવી શાંતિ અનુભવે છે, પણ તેનો ગેરઉપયોગ કરનાર અવિવેક યોગે ઊલટો કલેશ જ પામે છે. સદ્વિવેકયોગે કઇક ભવ્ય જનોનો જે જ્ઞાનક્રિયાવડે ઉદ્ધાર થયેલો છે તે જ જ્ઞાન-ક્રિયા તેના ગેરઉપયોગવડે શસ્ત્રની જેમ સ્વપરનો સંહાર કરે છે. આનું ફલિત એવું નીકળે છે કે જે જ્ઞાનક્રિયા અથવા નિશ્ચય વ્યવહારના સમાશ્રયથી સદ્વિવેકવડે સુભગ જનો શમા-મૃતનો આસ્વાદ કરી શકે છે, તેના જ ગેરઉપયોગથી અવિવે-કવડે દુર્ભગ જનો કેવળ કલેશ પામે છે. આ પ્રસંગે સકળ હઠ-વાદ તજી શિષ્ટ પુરુષોના સમય અનુસારે નિર્દંભ આચરણ સેવી

સદ્વિવેકવડે સ્વમાનવ જીવન સફળ કરવા જે ઉપદિશ્યું છે તે યથાર્થ લક્ષમાં રાખી ભવ્યજીવો જાગૃત થઇ સકળ દુઃખસંહારણી ધર્મકરણી સદ્ભાવથી સેવવા જો સફળ પ્રવૃત્તિ કરશે તો જન્મમરણ સંબંધી સકળ તાપને ઉપશમાવી, અપૂર્વ શાંતિનો અનુભવ કરી અનુપમ સુખમાં નિમગ્ન કરનાર પૂર્વોક્ત શમરસનો સારી રીતે આસ્વાદ લઇ શકશે. કર્મની વિચિત્રતાથી થતી વિવિધ અવસ્થામાં તટસ્થ બુદ્ધિ રાખી આત્માના સહજ નિરુપાધિક સ્વરૂપ સામે જ દૃષ્ટિ રાખી સહુને સમાન ભાવથી જોનાર સત્પુરુષ જ શમામૃતનો અનુભવ કરી અંતે અક્ષય અનંત સુખના અધિકારી થાય છે, એમ જણાવી હવે ગ્રંથકાર મોક્ષસાધનરૂપ ક્રિયાની હદ ( મર્યાદા ) બતાવે છે. ૨.

મોક્ષસુખ મેળવી આપે એવો યોગમાર્ગ જેને અભ્યાસવો છે એટલે યોગમાર્ગ સાધવા જેની અભિલાષા જાગૃત થઇ છે તેને તદનુકૂળ પ્રવૃત્તિ કરવારૂપ બાહ્યક્રિયા સેવવાની જે જરૂર પડે છે, તેનો કંઇક ખ્યાલ ઉક્ત યોગ સંબંધી થોડુંઘણું સ્વરૂપ જાણવાથી-વિચારવાથી સહેજે થઇ શકશે. યદ્યપિ યોગના અસંખ્ય ભેદો કહ્યા છે તો પણ **યોગાષ્ટક**માં યોગનું સામાન્ય લક્ષણ આવી રીતે કહ્યું છે કે '**मोक्षेण योजनाद्योगः, सर्वोऽप्याचार इष्यते**' જે સકળ કર્મમળથી મુક્ત કરી આત્માને અક્ષય અનંત અવ્યાબાધ એવું મોક્ષસુખ મેળવી આપે, આત્માને સકળ જન્મમરણની ઉપાધિથી છૂટો કરી શાશ્વત સુખ સાથે જોડી દે તે 'યોગ' સર્વ સદાચારરૂપ તીર્થંકર ગણધરોએ કહેલો છે. જેમ અનેક માર્ગથી વહેતી આવતી નદીઓ અંતે સમુદ્રમાં મળે છે તેમ રાગદ્વેષરૂપ વિકારને વર્જી

સમદ્રષ્ટિથી સેવાતા ગમે તે સદાચારથી આત્મા અંતે અક્ષય સુખનો અધિકારી થાય છે. યોગના ભેદોની વ્યાખ્યા કરતાં ગ્રંથકારે પુનઃ કહેલું છે કે ' **તેના સ્થાન, વર્ણ, અર્થ, આલંબન** અને **એકાગ્રતારૂપ** પાંચ ભેદ છે. તેમાં દેવવંદન ગુરુવંદનાદિક આવશ્યક કરણી કરતાં જે આસન મુદ્રાદિક રાખવાની મર્યાદા કહી છે તે **સ્થાન**. પદચ્છેદ સહિત શુદ્ધ સ્પષ્ટપણે જે સૂત્રોચ્ચારણ કરવું તે **વર્ણ**. તેના રહસ્યાર્થની પર્યાલોચના કરવી તે **અર્થ**. ધ્યેય–આરાધ્ય વસ્તુનું સ્વરૂપ અથવા પ્રતિબિંબ હૃદયમાં સ્થાપવું તે **આલંબન**. આલંબન બે પ્રકારનાં છે. **રૂપી** આલંબન અને **અરૂપી** આલંબન. તેમાં અર્હત્ પ્રતિમા, સ્થાપનાચાર્ય પ્રમુખ **રૂપી આલંબન** તથા સિદ્ધત્વ, અર્હત્વાદિક શુદ્ધ પરમાત્મ તત્ત્વનો સહજ ગુણના અભ્યાસે અંતરમાં અનુભવ જગાડવો એ **અરૂપી આલંબન**. અને નિજ કર્ત્તવ્યકર્મમાં તલ્લીન બની જવું તે **એકાગ્રતા**. ઉપર કહેલા યોગમાં બે **કર્મયોગ** છે અને ત્રણ **જ્ઞાનયોગ** છે. તે દરેકના **ઇચ્છાયોગ, પ્રવૃત્તિયોગ, સ્થિરતાયોગ** અને **સિદ્ધિયોગ** એમ ચાર ભેદ કહેલા છે. તેમાં પૂર્વોક્ત ભેદવાળા યોગી પુરુષોના પવિત્ર ચરિત્રોમાં જે **પ્રેમ** ધરવો તે **ઇચ્છાયોગ**. તેવા જ પવિત્ર ચરિત્રનું **યથાશક્તિ પરિશીલન** કરવું એ **પ્રવૃત્તિયોગ**. લગારે દોષ લગાડ્યા વિના યથાર્થ યોગનું પાલન કરવું તે **સ્થિરતાયોગ** અને તદુપરાંત તેવા યોગ્ય જીવોને પણ આલંબનભૂત થવું તે **સિદ્ધિયોગ**. પુનઃ તે દરેક યોગના **પ્રીતિ, ભક્તિ, વચન** અને **અસંગ** એવા ચાર ચાર ભેદ કરતાં સર્વે મળીને તેના ૮૦ ભેદ થાય છે. તેમ જ ૧ **યમ**, ૨ **નિયમ**, ૩ **આસન**, ૪ **પ્રાણાયામ**.

૫ **પ્રત્યાહાર**, ૬ **ધારણા**, ૭ **ધ્યાન** અને ૮ **સમાધિ**–એમ યોગના મુખ્ય આઠ અંગ બતાવ્યા છે. તેમાં **અહિંસા**, **સત્ય**, **અસ્તેય**, **બ્રહ્મચર્ય** અને **અસંગતા** એ પાંચ **યમ** કહેવાય છે. **શૌચ**, **સંતોષ**, **તપ**, **સ્વાધ્યાય** અને **ઇશ્વરધ્યાન** એ પાંચ **નિયમ** કહેવાય છે. **પદ્માસન**, વીરાસન, ઉત્કુટ અને ગોદોહાદિક અનેક પ્રકારનાં આસનનો જય, શરીરની ચપળતા નિવારવામાં અને અનુક્રમે અભ્યાસયોગે ચિત્તનું પણ નિયંત્રણ કરવામાં ઉપયોગી છે. **આસનજયથી** શરીરમાં ઉત્પન્ન થયેલા વિષમ વ્યાધિઓ પણ નષ્ટ થઇ જાય છે. વિવિધ વાયુનો જય કરી મનને સ્થિર કરવા માટે **પ્રાણાયામ** કરવામાં આવે છે. તેમાં જે **રેચક**, **પૂરક** અને કુંભકવડે વાયુનો જય કરવામાં આવે તે **દ્રવ્યપ્રાણાયામ** અને મનની મલિનતા દૂર કરી શુદ્ધ અધ્યવસાય યોગે જે ચિત્તની શુદ્ધિ કરવામાં આવે તે **ભાવપ્રાણાયામ** કહેવાય છે. જેના વડે સ્વેચ્છાવડે વિવિધ વિષયોમાં પરિભ્રમણ કરતી ઇંદ્રિયોનો સારી રીતે નિગ્રહ કરી શકાય તેને **પ્રત્યાહાર** કહેવામાં આવે છે. જેથી કોઇક ધ્યેય પદાર્થમાં ચિત્તને સ્થિર બાંધી રખાય તે **ધારણા** કહેવાય છે. કોઇ ધ્યેયાદિક પદાર્થની **એકાકારપ્રતીતિ** થવી તે **ધ્યાન** કહેવાય છે, અને ધ્યાતા, ધ્યેય તથા ધ્યાનની એકતા થઈ જવી તે **સમાધિ** અથવા **સમાપત્તિ** કહેવાય છે. આવી રીતે સંક્ષેપથી અષ્ટાંગયોગનું સ્વરૂપ કહેલું છે તેનું વિશેષ સ્વરૂપ તો પૂર્વ આચાર્યકૃત યોગગ્રંથોથી સ્પષ્ટ થઇ શકે તેમ છે પરંતુ ઉપલી હકીકત વાંચવાથી એટલું તો લક્ષમાં આવી શકશે કે યોગાભ્યાસીને યોગારૂઢ થતા સુધી બાહ્યક્રિયાની પણ જરૂર પડે છે. જો બાહ્યક્રિયાનો સર્વથા અનાદર કરવામાં આવે

તો ઉપર કહેલા યોગાભ્યાસનો ક્રમ સચવાય નહિ અને એ ક્રમ સાચવ્યા વિના સર્વ યોગની સિદ્ધિ થઇ શકે નહિ, તેથી યોગારૂઢ થતાં સુધી તો બાહ્યક્રિયાની આસેવના કરવાની અવશ્ય જરૂર પડે છે. યોગારૂઢ થયા બાદ અર્થાત્ સર્વ યોગની સ્થિરતા સિદ્ધ થયા બાદ કેવળ અંતર્ગત ક્રિયા–આંતરલક્ષપૂર્વક શમ-ગુણના આસેવનથી જ આત્મશુદ્ધિ થઇ શકે છે, પરંતુ આ હદ પામવી ઘણી દુર્લભ છે. આત્મવંચક જનોને તો તે અસાધ્ય છે, પણ આત્માર્થી જનોને તે પ્રયત્નસાધ્ય છે, માટે એવી ઊંચી હદ પ્રાપ્ત થતાં સુધી તે હદે પહોંચવાનો રાજમાર્ગ તજવો નહિ. દરેક યોગાભ્યાસીએ યોગમાર્ગનું અનુસેવન કરતાં જરૂર જેટલી બાહ્યક્રિયા પણ રુચિપૂર્વક સેવવી જોઇએ. પછી અનુક્રમે યોગસિદ્ધિ થયા બાદ બાહ્યક્રિયાની જરૂર રહેશે નહિ. એટલું જ નહિ, પરંતુ છેવટ નિર્વિકલ્પ ત્યાગ પ્રાપ્ત થતાં સર્વ વિકલ્પ માત્ર અને ક્રિયા માત્ર પણ સ્વતઃ શાંત થઇ જશે. યતઃ– '**निर्विकल्पे पुनस्त्यागे, न विकल्पो न वा क्रिया।**' અર્થાત્ ક્ષાયક યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થયા પછી કંઇ પણ વિકલ્પ કે ક્રિયાની જરૂર જ રહેતી નથી. યોગાભ્યાસીને માટે ઉપલો ક્રમ બતાવી હવે ગ્રંથકાર શમગુણપ્રાપ્તિનાં કારણ કથતા સતા તેથી કેવા અપૂર્વ ફાયદા થાય છે તે બતાવે છે. ૩

કોઇપણ વિષયમાં મનનું એકાગ્રપણું થવું તે ધ્યાન કહેવાય છે. શુભાશુભ અધ્યવસાયયોગે તેમાં થયેલા પરિણામ મુજબ તે ધ્યાન શુભાશુભ અથવા શુદ્ધાશુદ્ધ કહેવાય છે. **ધર્મધ્યાન** અને **શુક્લધ્યાન** એ બે શુભ અથવા શુદ્ધ ધ્યાનના ભેદ છે ત્યારે **આર્ત્તધ્યાન** અને **રૌદ્રધ્યાન** એ બે અશુભ અથવા અશુદ્ધ

ધ્યાનના ભેદ છે. **આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય, સંસ્થાનવિચય** એ ચાર પ્રકારે ધર્મધ્યાન થાય છે. સર્વજ્ઞ પરમાત્માએ આપણા એકાંત કલ્યાણને માટે યોગ્યતાનુસારે જે જે આજ્ઞાઓ કરેલી છે ( મુનિને માટે ક્ષમા, માર્દવ, આર્જવાદિ દશ પ્રકારની આજ્ઞા ફરમાવી છે તેમજ તે જ દશવિધ માર્ગને યથાશક્તિ બની શકે તેટલે અંશે આરાધવા ગૃહસ્થ શ્રાવકને પણ ફરમાવ્યું છે, એમ પરમકૃપાળુ ભગવંતે જે જે વિધિનિષેધ ભવ્ય પ્રાણીઓના એકાંત હિતને અર્થે જણાવેલ છે ) તેનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી તે પ્રમાણે વર્તવા પ્રમાદ નહિ કરતાં સદા સાવધાન રહેવું તે **આજ્ઞાવિચય.** રાગ, દ્વેષ, કામ, ક્રોધ, મોહાદિ અંતરંગ શત્રુઓથી સદા ચેતતા-જાગતા રહેવું તે **અપાયવિચય** પૂર્વે કરેલાં શુભાશુભ કર્મના ઉદય અનુસારે જીવને જ્યારે શુભાશુભ સંયોગ મળે ત્યારે હર્ષ યા શોક નહિ કરતાં તે દરેક પ્રાપ્ત સયોગમાં સમભાવ રાખી સ્વકર્તવ્યપરાયણ રહેવું તે **વિપાકવિચય.** ચૌદ રજ્જવાત્મક સંપૂર્ણ લોકનું સંસ્થાન-સ્વરૂપ વિચારી અંતે સંપૂર્ણ લોકાકાશના પ્રદેશ જેટલા અસંખ્ય પ્રદેશવાળા પોતાના આત્માના સ્વરૂપનો નિરધાર કરી સ્વભાવરમણી થવું તે **સંસ્થાનવિચય** ધર્મધ્યાન સમજવું. વળી ૧ પૃથક્ત્વવિતર્કસપ્રવિચાર, ૨ એકત્વવિતર્કઅપ્રવિચાર, ૩ સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતિ અને ૩ વિગતક્રિયાઅનિવર્તી. એ રીતે ચાર પ્રકારનું **શુકલધ્યાન** શાસ્ત્રમાં વર્ણવેલું છે, પરંતુ તે અતિ વિશુદ્ધ ધ્યાન કેવળ અનુભવગમ્ય હોવાથી તેનું સ્વરૂપ આપણી જેવાને અગમ્ય છે. **પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ** અને **રૂપાતીત** એવા ચાર ભેદ પણ ઉપર બતાવેલ નિર્મળ ધ્યાનના થઇ શકે છે. પ્રભુની પરમ

શાંતમુદ્રા( પ્રતિમાદિક )નું અવલંબન લઈ આપણા મનની તદાકાર વૃત્તિ કરવી તે **પિંડસ્થ,** પ્રભુના પવિત્ર નામમંત્રનું આલંબન લઇ ચિત્તનું એકાગ્રપણું કરવું તે **પદસ્થ,** પ્રભુની વીતરાગ દશા–કેવળી અવસ્થાનું અવલંબન લઇ ચિત્તવૃત્તિને તદાકાર કરવા પ્રયત્ન કરવો તે **રૂપસ્થ** અને પ્રભુની સિદ્ધ-દશાને જ અવલંબી ચિત્તની તદાકારવૃત્તિ કરવી તે **રૂપાતીત** ધ્યાન કહ્યું છે. ઉપર બતાવેલ નિર્મળધ્યાન ત્યારે જ સધાય છે કે જયારે જીવ અશુભ આચારવિચારનો દિનપ્રતિદિન પરિહાર કરવાપૂર્વક શુદ્ધ નિર્મળ આચારવિચાર પાળવા તનમનથી પોતે પ્રયત્ન કરે, નમ્ર અને મિષ્ટ વચનથી એવો પ્રયત્ન કરાવે, તેમજ તેવા પવિત્ર પ્રયત્ન કરનારને યથાઅવસર અનુમોદન આપે. જે બાપડા પામર પ્રાણીઓ અહોનિશ કલ્પિત સ્વાર્થમાં જ મગ્ન રહી ક્ષણિક એવાં વિષયસુખને કાજે જ મથન કરી રહ્યા છે તેમને તો ઉપર કથેલાં પ્રશસ્ત ધ્યાનનો કે તેથી સાક્ષાત્ અનુભવાતાં સ્વાભાવિક સુખનો સ્વાદ સરખો કયાંથી મળી શકે ? પરંતુ જે સત્પુરુષો સ્વાર્થત્યાગી બની ક્ષણિક એવાં કલ્પિત સુખની દરકાર નહિ કરતાં કેવળ પાર-માર્થિક સુખની જ ગવેષણા કરી રહ્યા છે તેમને પુરુષાર્થયોગે પારમાર્થિક પંથે પળતાં પ્રશસ્ત ધ્યાનનો તેમ જ તજ્જનિત સત્ય સ્વાભાવિક સુખનો આસ્વાદ કરવાનો સહેજે પ્રસંગ મળે છે. નિર્મળ ધ્યાનયોગે સકળ કર્મમળ દગ્ધ થઇ જાય છે; જેથી આત્મા કાંચનની જેવો વિશુદ્ધ થાય છે, તેમજ તેવા પ્રશસ્ત ધ્યાનયોગે ચિત્તની પણ વિશેષત: સ્થિરતા–શુદ્ધિ સંપ્રાપ્ત થઇ શકે છે. આત્માના સ્વાભાવિક ગુણોને અજવાળવાને ચિત્તની સ્થિરતા કેટલી બધી ઉપયોગી છે અને ચિત્તની અસ્થિરતાથી

કેટલું બધું નુકશાન થાય છે તેનું આપણે પૂર્વના ત્રીજા અષ્ટકમાં વિસ્તારથી અવલોકન કર્યું છે; અને ધ્યાતા, ધ્યેય તથા ધ્યાનનું પણ સ્વતંત્ર સ્વરૂપ આ ગ્રંથના ૩૦ મા અષ્ટકમાં આગળ જતાં વર્ણવેલું છે. પ્રશસ્ત ધ્યાનથી આત્માનો કેટલો બધો ઉપયોગ જાગૃત થાય છે તે અત્ર જોવાનું છે. ચિદાનંદજી મહારાજ ઉક્ત ધ્યાનનું માહાત્મ્ય પ્રગટ કરતા છતા કહે છે કે—

આતમ ધ્યાન સમાન જગતમેં, સાધન નહિ કોઉ આન;
જગતમેં આતમ ધ્યાન સમાન.

રૂપાતીત ધ્યાનકે કારણ, રૂપસ્થાદિક જાણ,
તાહુમેં પિંડસ્થ ધ્યાન પુન, ધ્યાતાકું પરધાન. જગતમેં આ૦૧

તે પિંડસ્થ ધ્યાન કેમ કરીએ, તાકો એમ વિધાન;
રેચક[1] પૂરક[2] કુંભક[3] શાંતિક, કર સુખમન ઘર આન. જગત૦૨

[4]પ્રાન સમાન ઉદાન વ્યાનકું, સમ્યગ્ ગ્રહ હું અપાન;
સહજ સુભાવ સુરંગ સભામેં, અનુભવ અનહદ તાન. જગત૦૩

કર આસન ધર શુચિ સમ મુદ્રા[5], ગ્રહી ગુરુગમ એ જ્ઞાન;
અજપા જાપ સોહં સુસમરન, કર અનુભવરસ પાન. જગત૦૪

આતમ ધ્યાન ભરત ચક્રી લહ્યો, ભવન આરિસા જ્ઞાન;
ચિદાનંદ શુભ ધ્યાન જોગ જન, પાવત પદ નિરવાન. જગત૦૫

---

૧ પ્રાણાયામ—શ્વાસોશ્વાસનિરોધના નિયમથી વાયુને બહાર કાઢવો. ૨ વાયુને અંદર પૂરવો. ૩ વાયુને સ્થિર કરવો. ૪ પ્રાણ આદિક વાયુ શરીરના જુદા જુદા ભાગોમાં વ્યાપેલા જાણવા. ૫ યોગમુદ્રા, જિન-મુદ્રા અને મુક્તાસુક્તિ મુદ્રા પ્રમુખ કોઇ વિશિષ્ટ મુદ્રા અથવા સમમુદ્રા એટલે સમતા સંભવે છે.

પિંડસ્થાદિક ધ્યાનનું સુખ અનુભવગમ્ય હોવાથી તેના અભ્યાસીને જ તે પ્રાપ્ત થાય છે. ઉપરના પદ્યમાં પિંડ-સ્થાદિક ધ્યાનનું વર્ણન કરેલું છે અને તેનો ઉપાય પણ બતાવ્યો છે. રેચક, પૂરક, કુંભક અને શાંતિકવડે શરીરમાં રહેલા અનેક જાતના વાયુનો નિગ્રહ કરવો અને એમ કરીને મનને સ્થિર કરવું. મનને અને વાયુને કંઇ એવો ગાઢ સંબંધ છે કે વાયુની સ્થિરતાએ મનની પણ સ્થિરતા થાય છે, એથી જ વાયુનો નિરોધ કરવાની જરૂર રહે છે. તન મનને બાધાકારી મળનું ઉપર બતાવેલી ક્રિયાથી શોધન થાય છે, અને તેમ થતાં તન મન ચોખ્ખાં થાય છે; પરંતુ એ ક્રિયા કરતાં પહેલાં ગુરુગમ લઈ તે મુજબ વર્તવા કાળજી રાખવી જોઇએ, નહિ તો ઊલટું નુકશાન થવા સંભવ છે. આ દ્રવ્ય રેચકાદિ ક્રિયા ઉપરાંત પ્રથમ ભાવ- રેચકાદિકનું સ્વરૂપ સમજાવ્યું છે. તેની પ્રાપ્તિ થયે જ સર્વ પ્રયત્ન સફળ થાય છે. મનની સ્થિરતા થતાં તે સર્વ સુસાધ્ય થાય છે. જેમ પવન પડી જતાં–શાન્ત થતાં વાધેલી મેઘની ઘટા નિષ્ફળ જતી નથી તેમ મન સ્થિર થતાં–શાન્ત થતાં સમાધિરૂપ મેઘઘટા વધતી જઈ અમોઘ વૃષ્ટિને કરે છે. તેમાં પણ જો પુનઃ ચિત્તની અસ્થિરતારૂપ વાયુની ઉદીરણા થાય તો તે વાધેલી સમાધિરૂપ મેઘની ઘટા પાછી વીખરાઇ જાય છે. પરંતુ પૂર્વપ્રયત્નયોગે પ્રગટેલી ચિત્તની સ્થિરતા એમની એમ જળવાઈ રહે, પ્રતિકૂળ સંયોગે વિખરાઇ ન જાય તો તેથી અવિચ્છિન્ન સુખ–સમાધિરૂપ મેઘની વૃષ્ટિ થાય છે, અને એવી રીતે અવિચ્છિન્ન સુખ–સમાધિની વૃષ્ટિ થવાથી દયારૂપી નદી છલકાઇ જાય એવું શમ( શાંતિ )રૂપ પાણીનું પૂર એટલું બધું વધે છે કે તેથી પાંચે ઇંદ્રિયોના સકળ વિષયવિકારરૂપ

વિષવૃક્ષો સમૂળગાં ઘસડાઇ જાય છે. જ્યારે બાહ્ય વિષયોમાં ભટકતું મન શુભ અભ્યાસવશાત્ તેમાંથી નિવર્તી શુભ આલંબનયોગે અંતર્મુખ થઇ સ્થિરતા પામે છે, અને ધ્યેય વસ્તુમાં ચિત્તની એકાગ્રતા થતાં અન્ય સર્વ સંકલ્પવિકલ્પની ઉપશાંતિ થવાથી જ્યારે શમસામ્રાજ્ય પ્રવર્તે છે ત્યારે રાગ-દ્વેષાદિક દુષ્ટ વિકારો આપોઆપ અદૃશ્ય થઇ જાય છે. ઉપાધ્યાયજી મહારાજે અન્યત્ર શ્રી શાંતિનાથજીની સ્તવના કરતાં કહ્યું છે કે—

તાહરું ધ્યાન તે સમકિતરૂપ, તેહિજ જ્ઞાન ને ચારિત્ર તેહ છે જી;
તેહથી રે જાયે સઘળાં હો પાપ, ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪

દેખી રે અદ્ભુત તાહરું રૂપ, અચરિજ ભવિકા અરૂપી પદ વરેજી;
તાહરી ગતિ તું જાણે હો દેવ, સ્મરણ ભજન તે વાચક યશ કરેજી. ૫

આવી રીતે ધ્યેય સ્વરૂપમાં ચિત્તની એકાગ્રતા થતાં સમ્યગ્-દર્શન, જ્ઞાન અને ચારિત્રનો અદ્ભુત લાભ પામી આત્મા અંતે અજર અમર પદનો ભોક્તા થઇ શકે છે. આમ પ્રસંગો-પાત ધ્યાનનું પણ સ્વરૂપ વર્ણવી તેનો પ્રભાવ વર્ણવ્યો છે; તે શમ–સામ્રાજ્યનું પ્રબળ સાધન હોવાથી હવે સર્વ ગુણોનો અભ્યાસ કરતાં સાધુજનોએ શમનું પ્રધાનપણું સ્વીકારી તેને સદાકાળ જાળવી રાખવું જોઇએ. એ હકીકતને જ સ્પષ્ટ કરતા થકા ગ્રંથકાર જણાવે છે કે—૪.

'**उवसमसारं खु सामन्नं**' આ મહાગંભીર અર્થસૂચક સૂત્રવચન જે મહાનુભાવ સાધુઓ સદા સરહસ્ય સંભારી રાખે છે તેઓ તો સારી રીતે સમજ સાથે આત્માર્થીપણે સ્વીકારે છે

કે 'ઉપશમ ગુણુ આદરવો એ જ ચારિત્રનો સાર છે.' ઉપશમ વિના ચારિત્રકરણી નિષ્ફળપ્રાય છે. શમ, ઉપશમ, પ્રશમ, શાન્તિ, ક્ષમા, સમતા, કષાયજય અને વૈરાગ્ય પ્રમુખ સર્વે એકાર્થવાચી ગુણો છે. કષાયના જયથી પ્રગટ થતા ઉપશમ ગુણુ વિના ચારિત્ર કેવળ હાંસીપાત્ર થાય છે. ઉપશમ વિના ચારિત્રની દુષ્કર ક્રિયા કરતા છતાં નિર્વાણુપદની પ્રાપ્તિ થતી નથી. શમયુક્ત સાધુ જેવી સ્વાભાવિક શાંતિ આત્મામાં અનુભવી શકે છે તેવી શાંતિ શમગુણુ વિનાના સાધુ જો કે સમકિત સહિત જ્ઞાન, ધ્યાન, તપ, શીલ આદિક ગુણના અભ્યાસી હોય તો પણુ અનુભવી શકે નહિ. શમગુણુની જે વ્યાખ્યા આ અષ્ટકની શરૂઆતમાં જ ગ્રંથકારે આપેલી છે તે ઉપરથી સમજી શકાશે કે એવી અદ્ભુત શાંતિ પ્રગટવી એ આત્મજ્ઞાનનું અપૂર્વ ફળ છે; અર્થાત્ આત્મજ્ઞાન એ કારણુ છે અને શમરૂપ તેનું ફળ છે. **જ્ઞાનાષ્ટકમાં** કહ્યા મુજબ "જેનાથી પોતાનામાં ઉદ્ભવેલા રાગદ્વેષાદિક દુષ્ટ વિચારો દૂર થાય—નષ્ટ થાય એવા એક પણુ પરમાર્થયુક્ત વચનનું વારંવાર રટણુ કરવું એ જ ઉત્કૃષ્ટ જ્ઞાન છે. પરમાર્થશૂન્ય એવા ઘણા જ્ઞાનનો કંઇ પણુ આગ્રહ નથી." આવા થોડા પણુ તત્ત્વજ્ઞાનના બળથી પૂર્વે **માષતુષ** મુનિનું કામ થયેલું આપણે સાંભળ્યું છે. તેમજ 'ઉપશમ, વિવેક અને સંવર' એવા ત્રણુ પદની યથાર્થ રટનાથી **ચિલાતી-પુત્ર** જેવા અઘોર પાપી જીવનું પણુ કલ્યાણુ થઈ શકયું છે તો બીજા સુલભબોધી જીવનું તો કહેવું જ શું ? આવા એક કે અનેક પરમાર્થયુક્ત વચનનું આલંબન લઇ જે ભવ્યાત્મા પોતાનું કલ્યાણુ સાધવા માગે છે તે સુખેથી નિઃશંકપણે

પોતાનું કલ્યાણ સાધી શકે છે. ' આત્મામાં ખરી શીતળતા પેદા કરે એવા તત્ત્વજ્ઞાનનો લેશ પણ પામવો દુર્લભ છે, તો જે પુણ્યાત્મા તેવા તત્ત્વજ્ઞાનમાં સદા મગ્ન-તરબોળ રહે છે તેમનું તો કહેવું જ શું ? ' મતલબ કે જે જ્ઞાનથી આત્મામાં ખરી શાંતિ-શીતલતા પેદા થાય તે જ જ્ઞાન, તે જ ધ્યાન, તે જ તપ અને તે જ શીલ પ્રશંસવા યોગ્ય છે. જો કે સમકિતવંતમાં અનંતાનુબંધી કષાયના અભાવે કેટલાક અંશે ઉપશમભાવ તો હોય છે જ, તો પણ અત્ર જે શમગુણનું વર્ણન કરેલું છે તે આત્મજ્ઞાનના દૃઢ અભ્યાસથી બહુધા કષાયમાત્રના ક્ષય ઉપશમથી ઉત્પન્ન થયેલા ગુણવિશેષ માટે જ સમજવાનું છે, અને તેની વ્યાખ્યા અષ્ટકના આરંભમાં જ આપેલી છે. આવા શમગુણના પ્રભાવથી જ પૂર્વે અનેક મુનિવરોએ શિવસુખ સાધ્યું છે. જ્યારે **ગજસુકુમાલ** મુનિના શિર ઉપર તેના સસરા **સોમિલે** દુષ્ટ આશયથી ખેરના ધગધગતા અંગારા ભર્યા ત્યારે તે મુનિએ આત્મામાં જે અપૂર્વ શાંતિ અનુભવી તે આવા **શમ પરિણામથી** જ. શમનો બીજો અર્થ અપૂર્વ શાંતિ, સમતા કે ક્ષમા કહી શકાય. **અવંતીસુકુમાલ, દૃઢપ્રહારી, મેતાર્યમુનિ** તેમ જ **ખંધકસૂરિના ૫૦૦ શિષ્યોએ** જે પરમપદ સાધ્યું તે આ અપૂર્વ ગુણના પ્રભાવે જ. આ અનુપમ ગુણની પ્રાપ્તિથી જ ચારિત્ર ચરિતાર્થ એટલે સફળ થાય છે. તે વિના ચારિત્ર ફોગટ કલેશરૂપ થાય છે. પૂર્વે **મગ્નાષ્ટકમાં** કહ્યું છે તેમ ' સાધુના ચિત્તની પ્રસન્નતારૂપી તેજોલેશ્યાની વૃદ્ધિ ચારિત્રપર્યાયની વૃદ્ધિ સાથે વધતી જાય છે. તે આવા અપૂર્વ આત્મગુણના અભ્યાસી આશ્રયી સમજવું.' ' ફક્ત ૧૨ માસની દીક્ષાપર્યાયવાળા સાધુ પોતાના ચિત્તની પ્રસન્નતા-

વડે અનુત્તર વિમાનવાસી દેવથી પણ અધિક સુખશાંતિ મેળવી શકે છે.' આ સર્વ અનુક્રમે અભ્યાસ કરાતા પરમાર્થયુક્ત ચારિત્ર આશ્રયી વ્યવહારનયની અપેક્ષાએ કહેલું જાણવું. નિશ્ચય-નયથી તો આત્મસ્વરૂપમાં રમણુ કરનાર મહાશય અલ્પ સમયમાં મોક્ષનાં સુખ મેળવી શકે છે. એવા અનેક દૃષ્ટાંત શાસ્ત્રમાં મળી શકે છે. તેવા મહાપુરુષોનાં પવિત્ર ચારિત્રથી બોધ લઇ આપણે પણ યથાશક્તિ તેમના પનોતે પગલે ચાલવા ચીવટ રાખવી યુક્ત છે. એવી શાંતિ–સમતા–ક્ષમાના ચિર પરિચયથી આપણે પણ અવશ્ય અક્ષયસુખના અધિકારી થઇ શકશું. અપૂર્વ શમ–શાંતિ ! તારી બલિહારી છે. ૫

આવી રીતે શમયુક્ત ચારિત્ર પાળનાર મુનિજનોનો મહિમા અચિંત્ય છે, તેનું કોઇ રીતે વર્ણન થઇ શકે એમ નથી, તે વાત હવે શાસ્ત્રકાર પોતે જ જણાવે છે—

સ્વયંભૂરમણુ નામનો સમુદ્ર સર્વ સમુદ્રોથી મોટો છે, અસં-ખ્યાત યોજનપ્રમાણુ વિશાળ છે, અગાધ જળથી ભરેલો છે; તો પણ તેની ઉપમા મુનિને ઘટતી નથી, કેમ કે મુનિમાં તો અપરિમિત સમતારસ હોવા છતાં તેમાં દિનપ્રતિદિન વધારો જ થતો જાય છે.

'જે સમસ્ત તત્ત્વને જાણે–મુણે છે તે મુનિ કહેવાય છે.' અર્થાત્ જે સદ્વિવેકવડે સમસ્ત દુઃખદાયી સંયોગ( વિભાવ )નો ત્યાગ કરીને સદા સુખદાયી સ્વભાવરમણુને સેવે છે તે જ મુનિ ભાવનિર્ગ્રંથ ગણાય છે. તેવા મુનિજન આત્મજ્ઞાન, આત્મ-શ્રદ્ધા અને આત્મરમણુરૂપ પવિત્ર રત્નત્રયીના સેવનથી સદા સમતા રસમાં ઝીલે છે. વળી અપૂર્વ જ્ઞાનધ્યાન તથા તપ, જપ,

સંયમના અભ્યાસથી નિરંતર ઉક્ત સમતા રસની વૃદ્ધિ થયા કરે છે, તેમાં જ રાજહંસની પેઠે મુનિવરો સદા નિમગ્ન રહે છે. એવી રીતે આત્માના સ્વાભાવિક સુખમાં લયલીન રહેનારા મુનિજનોને કઇ વસ્તુની ઉપમા દઈ શકાય? સર્વાંશે સરખાવી શકાય એવી તો એકે ચીજ નથી; વળી કોઇ અંશે સરખાવી શકાય એવી ઉત્તમ વસ્તુઓની જ ઉપમા મુનિજનોને આપવામાં આવે છે. એથી એવી મતલબ સમજવાની છે કે એ બધી ઉપમાઓ સર્વદેશીય નહિ, પણ એકદેશીય હોય છે. જેવી રીતે શક્રસ્તવ( નમુથ્થુણં )માં તીર્થંકર મહારાજને વિવિધ પ્રકારની ઉત્તમ ઉપમાઓ આપી છે તેવી રીતે અહીં પણ સમજી લેવું.

શ્રીમત્ ચિદાનંદજી મહારાજ શુદ્ધ નિર્ગ્રંથ મુનિના ગુણગ્રામ કરતા થકા કહે છે કે:—

ચંદ્ર સમાન સૌમ્યતા જાકી, સાયર જિમ ગંભીરા;
અપ્રમત્ત ભારંડ પેરે નિત્ય, સુરગિરિ સમ શુચિ ધીરા.

અવધુ નિરપક્ષ વિરલા કોઇ.

પંકજ નામ ધરાય પંકશું, રહત કમળ જિમ ન્યારા;
ચિદાનંદ ઐસા જન ઉત્તમ, સો સાહિબકા પ્યારા. અવધુ૦

ચંદ્રમાં અમૃતકિરણ કહેવાય છે, તેનાં શીતળ કિરણોને નિરખતાં જોનારની આંખને શીતળતા વળે છે, તેથી અધિક શીતળતા સંત–સુસાધુજનોનાં દર્શન કરતાં પ્રગટે છે. ચંદ્રમાનાં કિરણનો સ્પર્શ થતાં ક્ષણિક- તાત્કાલિક સુખ થાય છે ત્યારે સત્પુરુષોનો સમાગમ થતાં ભવ્યાત્માને ચિરકાળ સ્થાયી એવું સ્વાભાવિક સુખ પ્રગટે છે. સંતપુરુષોના યોગમાં કોઇ

અપૂર્વ અમૃત રહેલું છે, જેનો લાભ સ્વાભાવિક રીતે જગતને મળે છે. કહ્યું છે કે-" મન, વચન અને કાયામાં (વિચાર, ઉપદેશ અને આચારમાં) અભિનવ અમૃતથી ભરેલા એવા કેટલાક સંતપુરુષોનું અસ્તિત્વ જગતમાં છે કે જે અનેક ઉપકારનાં કાર્યોવડે સર્વને સંતોષ ઉપજાવે છે અને અન્યમાં રહેલા અણુમાત્ર ગુણને પર્વત તુલ્ય લેખી પોતાના દિલમાં પ્રસન્ન રહે છે." જેમના આત્મામાં સર્વત્ર શાન્તિ વ્યાપી રહેલી છે એવા સંતપુરુષોને ચંદ્રમાની ઉપમા આપવામાં આવી છે તે અન્ય ઉપમાના અભાવે સમજવી.

બીજી ઉપમા સાયર-રત્નાગરની આપેલી છે. જેમ મહાસાગર અગાધ ઊંડો અને વિશાળ હોય છે તેમ જ તે અમૂલ્ય રત્નોથી ભરેલો હોય છે. વળી તે રત્નોથી ભરેલો હોવા છતાં છલકાઇ જઇ પોતાનામાં રહેલા અમૂલ્ય રત્નોને ફેંકી દેતો નથી, પણ તેમને યત્નથી પોતાની અંદર સાચવી રાખે છે તેમ નિર્ગ્રંથ મુનિવરો પણ ઊંડા અર્થ-રહસ્યવાળા અગાધ અને વિશાળ જ્ઞાનરૂપી અમૃતરસયુક્ત નિર્મળ શ્રદ્ધા શીલ-સંતોષાદિક અમૂલ્ય ગુણરત્નોથી ભરપૂર હોય છે, તેમ છતાં તે પવિત્ર મુનિવરો શાન્ત મહાસાગરની પેઠે સદા સ્વમર્યાદામાં રહે છે. કદાપિ સ્વમર્યાદા મૂકીને સ્વગુણનો પણ ગર્વ કરતા નથી. પોતાને પ્રાપ્ત થયેલા સર્વ સદ્ગુણોને યત્નથી સાચવી રાખે છે. વિષય, કષાય કે વિકથાદિક પ્રમાદોવડે પોતાના છતા સદ્ગુણોનો લોપ થવા દેતા નથી. વળી સમુદ્રમાં તો કેવળ જડ રત્નો હોય છે અને ભાવમુનિમાં તો ખરાં ભાવરત્નો ભરેલા હોય છે. એમ સર્વ રીતે જોતાં મહાસાગર કરતાં મુનિમાં ઘણું મહત્ત્વ રહેલું છે, તો પણ અન્ય ઉપમાના અભાવે મુનિને મહાસાગરની ઉપમા આપવામાં આવેલી છે.

ત્રીજી ઉપમા મુનિને **ભારંડપક્ષી**ની આપવામાં આવી છે. ભારંડપંખીનું જોડલું સદા સાથે જ રહે છે. મન, વચન અને કાયાથી તે સદા સરખી ક્રિયા કરે છે. એટલું બધું સાવધાનપણું તે સાચવી પોતાનાં કામ કરે છે કે તેમાં રંચમાત્ર ફેરફાર થતો નથી; તેમ છતાં જો કોઇ વખતે કોઇની કંઇ પણ ગફલત થઈ જાય છે તો તે બંનેના પ્રાણ જાય છે. તેમના સ્વપ્રાણની રક્ષા એકબીજાની ખરી કાળજી અને ઉદ્યમ પર આધાર રાખે છે. એકની ગફલતથી બંનેને મરણાંત કષ્ટ પ્રાપ્ત થાય છે. આવી રીતે સર્વ પ્રમાદ તજી, અપ્રમત્તભાવે રહી મુનિ આત્મસાધન કરે છે. આગળ **ભવોદ્વેગાષ્ટક**માં ગ્રંથકારે જણાવ્યું છે કે "ભવભીરુ (જેને જન્મમરણાદિક દુઃખનો ત્રાસ લાગ્યો છે તેવા) મુનિને સંયમક્રિયામાં જેવું સાવધાનપણું સંપૂર્ણ તેલ–પાત્રધારીને અથવા રાધાવેધ સાધનારને રાખવું પડે છે તેવું રાખવું જોઇએ; અર્થાત્ સંયમસાધનામાં લગારે ગફલત અનર્થકારી છે." જેમ વિષનું ઔષધ વિષ છે અને અગ્નિનું ઔષધ અગ્નિ છે અર્થાત્ વિષવ્યાપ્તને જેમ અન્ય રસાયણિક વિષ આપવામાં આવે છે અને અગ્નિદગ્ધને જેમ અગ્નિવડે શેકાય છે તો તેનો દંશ અને દાહ ઉપશમી જાય છે તેમ ભવભીરુ જનો ઉપસર્ગથી ડરી જતા નથી, પણ ગમે તેવા ઉપસર્ગ–પરીસહોને અદીનપણે સમભાવથી સહી લે છે; અને એમ દુઃખ સહન કરવાવડે દુઃખનો પ્રતિકાર કરે છે, એટલે સદ્વિવેકવડે સર્વ દુઃખને સહી ભવભવનાં દુઃખ દૂર કરી શકે છે." આવી રીતે સત્સાધનવડે આ ભયંકર ભવ–સમુદ્રને સંપૂર્ણ રીતે તરી પાર પામવા જ્ઞાની મુનિઓ સદા સાવધાન રહે છે; તેથી તેમને શાસ્ત્રકારે ભારંડપક્ષીની ઉપમા આપી છે. ભારંડને કેવળ પોતાના દ્રવ્યપ્રાણની રક્ષા કરવા સાવધાન-

રહેવું પડે છે ત્યારે ભવભીરુ મુનિ દ્રવ્યપ્રાણની દરકાર તજી નિર્મળ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગરૂપ પોતાના ભાવપ્રાણની જ રક્ષા તથા પુષ્ટિ કરવા સદા સાવધાન રહે છે અર્થાત્ મુનિવરની અપ્રમત્તતા બહુ જ ઊંચા પ્રકારની છે. આવા અપ્રમત્ત મુનિઓ શીઘ્ર મોક્ષના અધિકારી થઈ શકે છે.

ચોથી ઉપમા મુનિને **મેરુપર્વત**ની આપી છે. સર્વ પર્વતોમાં મેરુપર્વત દેવગિરિ કહેવાય છે. તેના ઉપર અનેક દેવતાઓનો નિવાસ છે. તે પર્વતનાં મૂળ એટલાં ઊંડાં અને મજબૂત છે કે ગમે તેવા પ્રલયકાળના પવનથી પણ તે ચલાયમાન થઈ શકતો નથી. જે મુનિ પોતાના વ્રતનિયમમાં નિશ્ચળ રહે છે, જ્ઞાન, ધ્યાન, તપ, જપ, સંયમમાં સદા સાવધાન થઇ અડગ પ્રયત્ન સેવે છે, જે પ્રથમ પુખ્ત વિચારપૂર્વક સુખે નિર્વહી શકાય એવી જ પ્રતિજ્ઞા લે છે અને કરેલી પ્રતિજ્ઞાને પ્રાણાન્ત સુધી અડોલ વૃત્તિથી પાળે છે, તે મુનિવરો સુવર્ણગિરિ સમાન નિશ્ચળ પરિણામી ગણાય છે. એવા મુનિવરોને દેવ, દાનવો પણ સ્વનિયમથી ચલાયમાન કરવા સમર્થ થઇ શકતાં નથી. એવા મુનિવરો અપ્રમત્તયોગથી ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઇ અનુક્રમે સઘળા ઘાતી[1] કર્મનો ક્ષય કરી, કેવળજ્ઞાનાદિક અનંતચતુષ્ટય પામી આયુષ્ય સદ્ભાવે ઉપદેશવડે અનેક ભવ્યજનોનો ઉદ્ધાર કરે છે, અને અલ્પ આયુષ્ય હોય તો શૈલેશીકરણ[2] કરી બાકીના અઘાતી[3] કર્મનો પણ અંત કરી અજરામરપદને પ્રાપ્ત કરે છે.

---

૧ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યગુણનો ઘાત કરે એવા જ્ઞાનાવરણીયાદિ ચાર કર્મ. ૨ ચૌદમા ગુણઠાણે શૈલેશ ( મેરુપર્વત ) પેઠે સંપૂર્ણ ( નિશ્ચળતા–સ્થિરતા ) યોગનિરોધ. ૩ નામ, ગોત્ર, આયુષ્ય અને વેદનીય એ ચાર અઘાતિ કર્મ કહેવાય છે.

પાંચમી ઉપમા મુનિને કમળની આપી છે. પંકજ નામ કમળનું છે. તે પંક એટલે કાદવમાંથી ઉત્પન્ન થાય છે અને જળથી વૃદ્ધિ પામે છે છતાં તે બંનેથી ન્યારું રહે છે તેવી રીતે ભોગ-પંકથી ઉત્પન્ન થઇ વિષય-જળથી વૃદ્ધિ પામ્યા છતાં મુનિજનો તે બંનેથી કમળની જેમ ન્યારા-અલિપ્ત થઇ રહે છે અર્થાત્ મુનિરાજ સર્વ કામવિકારને તજી, નિષ્કામી થઈ, આત્મ-સમાધિમાં મગ્ન રહે છે. જેમ કમળ પોતાની સ્વભાવસિદ્ધ વાસનાવડે અનેક જનોને આનંદ આપે છે, અનેક ભોગી ભ્રમરો તેના મકરંદનું પાન કરીને પુષ્ટ બને છે તેમ મુનિવર પણ પોતાની સહજ અધ્યાત્મવાસનાથી અનેક ભવ્યાત્માઓને આનંદકારી થાય છે. સેવારસિક કઇક નિકટભવી જનો તેમના ઉપદેશામૃતનું અથવા તપસંયમાદિ અપૂર્વ ગુણમકરંદનું પાન કરી પુષ્ટ બને છે. એમ કમળની પેઠે ન્યારા-નિર્લેપ રહી ભવ્ય જનોનું હિત કરનાર અપ્રમત્ત મુનિવરો જ ખરેખર કલ્યાણ સાધી શકે છે. આવી આવી અનેક ઉત્તમ ઉપમાઓ મુનિજનોને આપી શકાય છે, તે અમુક ગુણના સાધર્મ્ય( સરખાપણા )ને લઇને જ સમજવી. ખરું જોતાં તો શુદ્ધ ભાવયુક્ત મુનિના સદ્ગુણોની સાથે હોડ કરી શકે એવી કોઇ ચીજ આ ચરાચર જગતમાં જણાતી જ નથી, તેથી **અનુપમ** એવા અનગાર-મુનિવરો સર્વશિરોમણીભૂત પરમેષ્ઠિપદે બિરાજે છે. એવા પવિત્ર પદને શોભાવનાર નિર્ગ્રંથ મુનિવરોના ચરણમાં અમારા કોટિશઃ નમસ્કાર હો ! ૬.

હવે સમતામૃતથી જેમનું ચિત્ત સદા સિંચાતું હોવાથી જેઓ સર્વદા સુપ્રસન્ન રહે છે એવા સંત-સુસાધુપુરુષોને રાગ-

દ્વેષાદિક દુષ્ટ વિકારો કદાપિ સંતાપી શકતા નથી, એ વાત સ્પષ્ટ જણાવતા થકા ગ્રંથકાર કહે છે—

જે રાગદ્વેષાદિક દુષ્ટ વિકારો જગત માત્રને સંતાપે છે, જેમની પાસે કોઇનું પણ જોર ચાલતું નથી, હરિ, હર, બ્રહ્માદિકને પણ જે નવ નવ રૂપે નચાવે છે, ઇંદ્ર, ચંદ્ર, નાગેંદ્ર જેવા પણ જેની પાસે રાંક બની જાય છે, મોટા મોટા મહર્ષિ મહાત્માઓ પણ જેના પાસમાં સપડાઈ દુ:ખી દુ:ખી થઇ જાય છે તે રાગ અને દ્વેષરૂપ મહાવિકારની–**મોહની પ્રબળતાથી** જ થાય છે.

શાસ્ત્રમાં રાગને કેશરીસિંહની અને દ્વેષને ગજેન્દ્રની ઉપમા આપવામાં આવેલ છે. ખરું જોતાં તો તેથી પણ રાગ દ્વેષ બંને વધારે જોરાવર છે. વજ્રની શૃંખલા કરતાં પણ રાગબંધ વધારે વિષમ કહ્યો છે. વિકરાળ કાળા નાગ કરતાં પણ રાગદ્વેષનું વિષ આકરું છે. વિકરાળ નાગના દંશથી તો પ્રાણી એક જ વખત દ્રવ્યપ્રાણથી મુક્ત થાય છે ત્યારે રાગદ્વેષના દંશથી પોતાના ભાવપ્રાણને પણ ખોવે છે અને અનેક ભવોમાં જન્મમરણનાં દુ:ખ પામે છે. આવા રાગદ્વેષના વિકારોથી મુક્ત થવા સંત:પુરુષો જ સમર્થ થઈ શકે છે. જેમ અમૃત, વિષનું પ્રતિપક્ષી છે અને અમૃતસિંચનથી વિષવિકાર નાશ પામે છે, તેમ સમતા એક એવું અદ્વિતીય અમૃત છે કે તેના સિંચનથી રાગદ્વેષાદિક પ્રબળ વિકારો સ્વત: શાન્ત થઈ જાય છે. **સદ્વિવેકયોગે સમતા અમૃતનું સેવન કરી** રાગદ્વેષાદિક વિકારો ઉપશમાવવા ગ્રંથકારે **સમતાશતકમાં** કહ્યું છે કે—

'ભો ભવ્ય જનો! રાગદ્વેષરૂપી સર્પનું વિષ ઉતારવા તમે

વિવેકરૂપી મંત્રનું સેવન કરો. વિવેકનું એવું સામર્થ્ય છે કે તે ભવવનનો મૂળથી ઉચ્છેદ કરી નાંખે છે.'

'વિવેક બીજો સૂર્ય અને ત્રીજું લોચન છે. તે અંતરમાં પ્રકાશ કરે છે, માટે બીજી બધી વાત મૂકીને એક વિવેકનો જ અભ્યાસ કરો.'

'ક્ષમા, મૃદુતા, સરલતા અને સંતોષનું સેવન કરી ક્રોધાદિક કષાયનો પરિહાર કરો.'

'જ્યાં સુધી રાગદ્વેષનું જોર છે ત્યાં સુધી સંસારનો અંત આવવાનો નથી, અને રાગદ્વેષ ટળ્યા કે તરત જ પરમપદની પ્રાપ્તિરૂપ મોક્ષ સહજ છે.'

'હે ભવ્યો ! કલ્પિત અમૃતમાં મૂંઝાશો નહિ, મોક્ષસુખમાં પ્રીતિ ધરી સમતા અમૃતનું જ સેવન કરો.'

'મનરૂપી મેરુનો રવૈયો કરી, યોગગ્રંથરૂપી સમુદ્રને મથી, સમતારૂપી અમૃત મેળવી અનુભવ રસનું પાન કરો.'

'સમતા અમૃતનું પાન કરી સ્વભાવરમણવડે આત્માનુભવ કરનાર ઉદાસીન પુરુષને રાગદ્વેષાદિક વિકાર શું કરે?'

'જેનાથી કષાયતાપ ઉપશમે અને આત્મામાં સહજ શાન્તિ પ્રસરે એવો જ અભ્યાસ સદા કર્ત્તવ્ય છે.'

શ્રીમદ્ આનંદઘનજી મહારાજ આવા જ પવિત્ર લક્ષથી શ્રી શાંતિનાથ પ્રભુની સ્તવના કરતાં વિનંતિરૂપે કહે છે કે—

શાંતિજિન એક મુજ વિનતિ, સુણો ત્રિભુવન રાય રે;
શાન્તિ સ્વરૂપ કિમ જાણીએ, કહો મન પરખાય રે. શાંતિ૦ ૧

ધન્ય તું આત્મા જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે;
ધીરજ મન ધરી સાંભળો, કહું શાન્તિ પ્રતિભાસ રે. શાંતિ૦ ૨

ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે, કહ્યા જિનવર દેવ રે;
તે તેમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાન્તિપદ સેવ રે. શાંતિ૦ ૩

આગમધર ગુરુ સમકિતી, ક્રિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા, શુચિ[1] અનુભવ આધાર રે. શાંતિ૦ ૪

શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાલ રે;
તામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્ત્વિકી[2] શાલ રે.[3] શાંતિ૦ ૫

ફલ વિસંવાદ[4] જેહમાં નહીં, શબ્દ તે અર્થ સંબંધી રે;
સકળ નયવાદ વ્યાપી રહ્યો, એ શિવસાધન સંધી રે. શાંતિ૦ ૬

વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધ રે;
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમો બોધ રે. શાંતિ૦ ૭

દુષ્ટજન સંગતિ પરિહરી, ભજે સુગુરુ સંતાન રે;
યોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે, ધરે મુગતિ નિદાન રે. શાંતિ૦ ૮

માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોય તું જાણ રે. શાંતિ૦ ૯

સર્વ જગજંતુને સમ ગણે, સમ ગણે તૃણ મણિ ભાવ રે;
મુગતિ સંસાર બેહુ સમ ગણે, મુણે ભવજલનિધિ નાવ રે. શાંતિ૦૧૦

આપણો આતમભાવ જે, એક [5]ચેતના ધાર રે;
અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે. શાંતિ૦૧૧

---

૧ પવિત્ર. ૨ સાત્ત્વિકી વૃત્તિ. ૩ વિશાલ. ૪ વિરોધ. ૫ સત્યપણે.

પ્રભુમુખથી એમ સાંભળી, કહે આતમરામ રે;
તાહરા દરિસણે હું તર્યો, મુજ સિધ્યાં સવિ કામ રે. શાંતિ૦૧૨

અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે;
અમિત ફલ દાન દાતારની, જેહને ભેટ થઇ તુજ રે. શાંતિ૦૧૩

શાન્તિ સ્વરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પર રૂપ રે;
આગમમાંહિ વિસ્તર ઘણો, કહ્યો શાંતિજિન ભૂપ રે. શાંતિ૦૧૪

શાન્તિ સ્વરૂપ એમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન પદ પામશે, તે લહેશે બહુમાન રે. શાંતિ૦૧૫

કેવો અદ્ભુત પરમાર્થવાળો બોધ આ સ્તવનથી સહૃદયને પ્રાપ્ત થઇ શકે છે ? આનો સારાંશ એ છે કે સહજ આધ્યાત્મિક શાન્તિનું સ્વરૂપ સદ્ગુરુ સમીપે યથાર્થ સમજી, નિરધારી તેવા જ પવિત્ર લક્ષથી તેવી આધ્યાત્મિક શાન્તિ મેળવવા પ્રયત્ન કરવો એ સર્વ કોઇ આત્માર્થી સજ્જનોનું મુખ્ય કર્તવ્ય છે. સર્વજ્ઞ સર્વદર્શી તીર્થંકર ભગવાને આત્માર્થી જીવોના હિતને માટે જે સદુપદેશ આપ્યો છે તે શ્રી ગણધરોએ સૂત્રમાં ગુંફિત કરેલો છે. તદનુસારે ઉત્તમ ચારિત્રનું સેવન કરી સમતારસમાં નિમગ્ન થયેલા મહાશયોએ આપણા કલ્યાણાર્થે નિઃસ્વાર્થપણે જે અથાગ પરિશ્રમ ઉઠાવી આપણને અપૂર્વ જ્ઞાનરૂપી અમૃતમય પ્રસાદી આપી છે તે જો આપણે કૃતજ્ઞ બની પ્રસન્ન ચિત્તથી ચાખીએ તો આપણને પણ તેવા જ ઉત્તમ શમામૃતના પ્રભાવથી રાગદ્વેષાદિક દુષ્ટ વિકારો સંતાપી શકે નહિં. ૭

રાગદ્વેષાદિક વિષ-વિકારોને ટાળવા સમર્થ એવા શમામૃતનું સદા સેવન કરવાથી જેમનામાં અપૂર્વ શાંતિ પ્રગટી રહી છે એવા મહાત્મા—મુનિવરોની હોડ કરવા કોઇ સમર્થ થઇ

શકે તેમ નથી, એ વાત આ અષ્ટકનો ઉપસંહાર કરવાપૂર્વક ગ્રંથકર્તા જણાવે છે—

આગળ જતાં **સર્વસમૃદ્ધિ** અષ્ટકમાં જેમ જણાવ્યું છે તેમ બહિર્વૃત્તિ માત્રના ત્યાગી એવા આંતર્દષ્ટિ અણગારોના ઘટમાં સર્વ પ્રકારની ઋદ્ધિ સમૃદ્ધિ સ્ફુટ માલૂમ પડે છે. ઇંદ્રની સાહ્યબી, ચક્રવર્ત્તીની સાહ્યબી, નાગેન્દ્રની સાહ્યબી, હરિ, હર, બ્રહ્માની સાહ્યબી તેમની પાસે કંઇ હિસાબમાં નથી. તીર્થંકર ભગવાનની ઋદ્ધિ પણ તેવા મુનિવરને સુલભ છે. એ સર્વ ઋદ્ધિસિદ્ધિ શી રીતે સાંપડે છે? તેનું સમાધાન ગ્રંથકારે **સર્વસમૃદ્ધિ** અષ્ટકમાં સારી રીતે કરેલું છે. 'ઇંદ્રની ઋદ્ધિ મુનિની સાહ્યબી આગળ પાણી ભરે છે એમ ગ્રંથકારે અન્ય સ્થળે પણ જણાવ્યું છે. ત્યાં લખ્યું છે કે—

ज्ञान विमान चारित्र पवि, नंदन सहज समाध ।
मुनि सुरपति समता शची, रंगे रमे अगाध ॥ (સમાધિતંત્ર)

મુનિરાજને જ્ઞાનરૂપી વિશાળ વિમાન છે, ચારિત્રરૂપી વજ્રદંડ છે, સહજસમાધિરૂપી નંદન વન છે અને સમતારૂપી ઇંદ્રાણી છે, એવા અણગારને ઇંદ્ર કરતાં કંઈ પણ ન્યૂનતા નથી.

**નિઃસ્પૃહતા** અષ્ટકમાં કહ્યું છે કે પારકી સ્પૃહા જેવું દુઃખ નથી અને નિઃસ્પૃહતા જેવું સુખ નથી. 'આવી નિઃસ્પૃહતાથી જ મુનિવરને ચક્રવર્ત્તી કરતાં પણ અધિક સુખ છે.' 'નિઃસ્પૃહીને કોઇની પરવા નથી.' 'નિર્મળ ચારિત્રવંતને કશો ભય નથી.' 'એવા જ્ઞાની અને નિઃસ્પૃહી મુનિને અહીં જ મોક્ષ છે.' આ સર્વ સુવર્ણ વચનો મુનિનો–મુનિના સદ્ગુણનો

અપાર મહિમા સૂચવે છે. જેમ ઉત્તમ લક્ષણુવાળા હાથી, ઘોડા સામ્રાજ્યલક્ષ્મીનાં ચિહ્ન છે તેમ નિર્મળ જ્ઞાન અને નિર્મળ ધ્યાન એ મુનિરાજની શમસામ્રાજ્યસંપદાનાં મુખ્ય ચિહ્ન છે.

નિર્મળ જ્ઞાન (અનુભવજ્ઞાન) અને નિર્મળ ધ્યાન( ધર્મ-ધ્યાન તથા શુકલધ્યાન )ના સતત અભ્યાસથી મુનિવર એવું નિષ્કંટક શમસામ્રાજ્ય પામે છે કે તેથી તેને ભ્રષ્ટ કરવા ત્રિભુવનમાં કોઇ પણ સમર્થ થઇ શકતું નથી. આવું શમ-સામ્રાજ્ય અરિહંતાદિક પંચપરમેષ્ઠીને પ્રગટપણે પ્રાપ્ત થયેલું હોય છે. પ્રમાદ માત્રને દૂર કરી, પ્રબળ પુરુષાર્થ ધારી–પૂર્વ મહાપુરુષપ્રણીત પંથે પળી, સર્વ બાધકભાવને વારી, અપૂર્વ વીર્યોલ્લાસથી અક્ષયસુખની સાધના માટે જે આગળ વધ્યા છે તે પરમપવિત્ર પંચપરમેષ્ઠીના નામથી પ્રસિદ્ધ છે.

રાગ, દ્વેષ અને મોહાદિક દોષમાત્રનું દલન કરી પરમાત્મ-પદવીને પ્રાપ્ત થયેલા જિનેશ્વર (જિનનાયક, તીર્થંકર) અથવા જિન (સામાન્ય કેવળી) એ પ્રથમ **અરિહંત**પદથી ઓળખાય છે. તે કેવળજ્ઞાનદર્શનાદિ અનંતચતુષ્કના સ્વામી હોવાથી વિશ્વવંદ્ય જગદ્ગુરુ એવા પ્રથમ પરમેષ્ઠીપણે પ્રસિદ્ધ છે

પૂર્વોક્ત અરિહંતપ્રણીત માર્ગને યથાર્થ અનુસરી સકળ ઘાતી અને અઘાતી કર્મમળનો સર્વથા નાશ કરી, જે જન્મ-મરણનાં બંધનથી મુક્ત થઇ, સ્ફટિક રત્ન સદૃશ આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરી, નિરંજન નિરાકાર થઇ, અક્ષય અવ્યા-બાધ એવા શાશ્વત( મોક્ષસુખ )ના ભોક્તા થયા તે બીજા **સિદ્ધ**પદના નામથી ઓળખાય છે. એ સિદ્ધના ૧૫ ભેદ છે તે અન્યત્ર '**જૈન તત્ત્વપ્રવેશિકા**'માં બતાવેલા છે. અરિહંત-

પ્રણીત પંચવિધ આચારમાં કુશળ હોઇ અન્ય યોગ્ય જનોને ઉક્ત આચારમાં દૃઢ કરનાર, જિતેન્દ્રિય, નવવિધ બ્રહ્મચર્યની રક્ષા કરનાર, નિષ્કષાય, પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિમાં સદા સાવધાન રહેનાર **આચાર્ય** ભગવંત ત્રીજા પદે પ્રસિદ્ધ છે. 'ભાવાચાર્ય તીર્થંકર સમાન કહ્યા છે.' જેમના સમીપે સૂત્ર અભ્યાસ કરનાર શિષ્યો અમૂલ્ય રત્ન જેવા થાય છે, જે સદા પઠનપાઠનમાં તત્પર રહે છે, પથ્થર જેવા જડ શિષ્યોને પણ સૂત્રધારાથી નવપલ્લવ કરે છે અને સાધુસમુદાયને સદા સારણા, વારણાદિક આપવા સાવધાન રહે છે તે **ઉપાધ્યાય** મહારાજ ચતુર્થ પદને શોભાવે છે. સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર-રૂપી ઉજ્જવળ રત્નત્રયીની રૂડી રીતે આરાધના કરતા, સદ્દુપદેશામૃતનું ભવ્ય જનોને પાન કરાવતા, વીતરાગ વચનાનુ-સારે સર્વ સદ્ગુણોનું અનુમોદન કરતા અને ઉત્તમ જ્ઞાન-ધ્યાનનો સતત અભ્યાસ કરી શમસામ્રાજ્યને સ્વાધીન કરતા **મુનિવરો** પંચમ પરમેષ્ઠીપદે પ્રતિષ્ઠિત છે.

આવું અનુપમ શમસામ્રાજ્ય પ્રાપ્ત કરવાની ઉચ્ચ અભિ-લાષા સર્વ કોઈ આત્માર્થી સજ્જનોને જાગૃત થાઓ અને તદનુકૂળ આચરણથી એવી ઉચ્ચ અભિલાષા સફળતાને પામો !

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૧, પૃ. ૨૫૮, ૩૧૨, ૩૨૨]



# ( ૭ ) इन्द्रियपराजयाष्टक.

**વિવેચન—શમાષ્ટકમાં** જે **શમરસનું** સુખ વર્ણવ્યું તે સુખ **અતીંદ્રિય** એટલે ઇંદ્રિયાતીત—ઇંદ્રિયવડે ન પ્રાપ્ત થઇ શકે તેવું અર્થાત્ સહજ સ્વાભાવિક સુખ છે. એવું સહજ સુખ ઇંદ્રિયજન્ય સુખથી વિરક્ત થયેલા ઉદાસીન પુરુષો જ વેદી શકે છે. એટલા માટે ઇંદ્રિયોનું દમન કરવાની જરૂર છે. ઇંદ્રિયોનું દમન કરવાથી આત્માને કેવો અપૂર્વ લાભ મળે છે અને તેને વશ બની કૃત્યાકૃત્યનો વિવેક ભૂલી જવાથી કેટલી બધી હાનિ થાય છે તે બાબતનું નિરૂપણ આ ઇંદ્રિય-પરાજયાષ્ટકમાં ઉપાધ્યાયજી મહારાજે કરેલું છે. તેનું વિવરણ શરૂ કરવા પહેલાં સિંહાવલોકનથી આપણે પાછલા અષ્ટકોનો પૂર્વાપર સંબંધ વિચારી જઇએ.

આપણે ઉપર જોઇ ગયા તેમ ખરું તાત્ત્વિક સુખ આત્મામાં સહજ સ્વાભાવિક શાંતિ પ્રસરવાથી પ્રાપ્ત થાય છે. શમરસનો આસ્વાદ કરનાર અંતરમાં જે સુખને અવગાહી શકે છે તેવું સુખ ગમે તેવા બાહ્ય ઉપચાર, ષડ્રસ ભોજન, વિશાળ રાજ-વૈભવ તેમ જ પ્રભૂત ઐશ્વર્યવડે પ્રાપ્ત થઇ શકતું નથી. ઊલટા તે બાહ્ય ઉપચારાદિકથી થતા કર્તૃત્વઅભિમાન અને રસ, ઋદ્ધિ કે શાતાગારવાદિક વિકારો શમસુખના પ્રતિબંધક થાય છે. તેથી જ પૂર્વે વિશાળ ઐશ્વર્યયુક્ત રાજા—મહા-રાજાઓએ તેમ જ શ્રેષ્ઠિવર્યોએ સહજ શાંતિનો અનુભવ કરવા માટે રાજ્યવૈભવ વિગેરે તજી શમરસમાં નિમગ્ન થયેલા સંત-પુરુષોનો આશ્રય કરેલો છે. તત્ત્વજ્ઞાન અને તત્ત્વદૃષ્ટિવડે કરીને

સત્યાસત્યનું, હિતાહિતનું કે કૃત્યાકૃત્યનું યથાર્થ ભાન અને શ્રદ્ધાન થઇ શકે છે. તેમ જ તેવું ભાન તથા શ્રદ્ધાન ઉત્પન્ન થતાં સત્ય અને હિતકારી માર્ગ સ્વકર્ત્તવ્ય સમજીને સેવી શકાય છે, તેમ જ અસત્ય અને અહિતકર માર્ગ અકર્તવ્ય સમજીને ત્યજી શકાય છે; તેથી જ અનુક્રમે નિવૃત્તિપદ પ્રાપ્ત થઇ શકે છે. જ્યાંસુધી મોહનું જોર ઉત્કટ હોય છે ત્યાંસુધી તત્ત્વમાર્ગ યથાર્થ જાણી કે આદરી શકાતો નથી, પરંતુ જ્યારે મોહનું જોર ઘટે છે અને આત્મા પોતે વિષયકષાયાદિ પ્રમાદ તજી સત્સમાગમનો લાભ મેળવે છે ત્યારે તેને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થતાં સદ્વિવેકયોગે પોતાની અનાદિની ભૂલ સમજાય છે અને તે ભૂલ સુધારવા બનતો પ્રયત્ન કરે છે. જેમ જેમ જીવ સ્વકર્તવ્ય સમજી સન્માર્ગે ચઢે છે તેમ તેમ નિર્મળ જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રવડે તે સહજસ્વભાવમાં સ્થિરતા પામે છે. જેમ જેમ આત્માના સહજસ્વભાવમાં સ્થિર થવાય છે તેમ તેમ મનની ચપળતા–અસ્થિરતા દૂર થતી જાય છે, અને અનુક્રમે જેમ અમુક ઔષધિના યોગે પારો મૂર્ચ્છિત થાય છે તેમ સમતા યોગે મન પણ મૂર્ચ્છિત થઇ સ્થિર થઇ જાય છે. આવી રીતે અભ્યાસવડે જેઓ મનનો નિગ્રહ કરે છે તેઓ અનુક્રમે મન ઉપર મજબૂત કાબૂ મેળવી, સર્વ ઇંદ્રિયોને સ્વવશ કરી, કેવળ આત્મજ્ઞાનાદિક નિજગુણમાં સ્થિરતા ધારી સ્વ-સ્વરૂપમાં મગ્ન રહે છે. સર્વ વિભાવના ત્યાગથી જેને સહજ-સ્વભાવમાં યાને પરમાત્મસ્વરૂપમાં લય લાગી છે તેને કોઇ પણ જાતની પુદ્ગલ–ચેષ્ટા પ્રિય લાગતી જ નથી. એવા મહાનુ-ભાવો જ આત્મિક પૂર્ણતાને પ્રાપ્ત કરી શકે છે; તેમને સર્વ

ભવચેષ્ટા બાળલીલા સરખી ભાસે છે ત્યારે તેથી ઊલટી ચાલે ચાલનારને ભવચેષ્ટા જ પ્રિય લાગે છે, ઇંદ્રિયજન્ય પૌદ્ગલિક સુખ જ તેમને ગમે છે અને તેને માટે જ દિનરાત પ્રયત્ન સેવે છે. પરંતુ 'ચાર દિવસના ચાંદરડાં'ની જેમ તે કારમું સુખ નષ્ટ થાય છે ત્યારે તેમને ભારે ખેદ ઉપજે છે અને આર્ત્ત તથા રૌદ્રધ્યાનથી મરણ પામી નીચ ગતિમાં જાય છે. પૂર્વે પ્રાપ્તસામગ્રીનો સદુપયોગ નહીં કરવાથી અને અસત્‌માર્ગે પ્રવર્તવાથી જીવ અધોગતિ પામે તેમાં આશ્ચર્યકારક પણ શું ? જે ભવ્ય જનો ભાગ્યયોગે પ્રાપ્ત થયેલી શુભ સામગ્રીનો સદુપયોગ કરવા ચૂકતા નથી તે તો ઉત્તરોત્તર ઊંચી ગતિને જ પ્રાપ્ત કરે છે. એવા હેતુથી શાસ્ત્રકાર મોક્ષાર્થી જનોને ઇંદ્રિયોનો જય કરી શુદ્ધ ચારિત્ર સેવવાનો ઉપદેશ કરતા નીચે પ્રમાણે કહે છે કે–

જેમાં જન્મ, જરા અને મરણ આદિ વ્યાધિ અને ઉપાધિ, તેમજ સંયોગવિયોગજન્ય અનંત દુઃખ રહ્યાં છે, જે ચોરાશી લક્ષ જીવયોનિવડે અતિગહન છે અને જેનો આદિ કે અંત જણાતો નથી એવા ભયંકર ભવભ્રમણથી હે ભદ્ર ! જો તું પરાઙ્મુખ થયો હોય, જો તુજને પૂર્વાનુભૂત અને પ્રત્યક્ષ અનુભવાતા પારાવાર દુઃખથી નિર્વેદ જાગ્યો હોય, જો તુજને આ સંસાર કારાગૃહ તુલ્ય ભાસતો હોય અને તેથી સર્વથા મુક્ત થઇ શાશ્વતા સુખ પામવા ખરી અભિલાષા જાગી હોય તો દુર્જય એવી પાંચે ઇંદ્રિયોનો નિગ્રહ કરવા પ્રબળ પુરુષાર્થનું સેવન કર; કેમકે પ્રસ્તુત કાર્ય પરત્વે ઇંદ્રિયનિગ્રહની પૂરેપૂરી જરૂર છે. એ હકીકત **શ્રીમદ્ દેવચંદ્રજી**એ શ્રી આદિનાથના સ્તવનમાં "પ્રીત અનાદિની વિષભરી" ઇત્યાદિ ત્રણ

ગાથામાં બતાવી આપેલ છે. વળી પ્રશમરતિ પ્રકરણુમાં વાચકમુખ્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજે પણ સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે કે "પ્રમાદવશ થઇ કરેલાં કર્મના ઉદયથી ભવભ્રમણ કરવું પડે છે, ભવભ્રમણના કારણથી દેહ ધારણ કરવો પડે છે, અને દેહથી ઇંદ્રિયવિષયો અને વિષયપ્રવૃત્તિથી સુખ દુઃખ પ્રવર્તે છે. મોહાંધપણાથી ગુણ-દોષનો અજાણ છતો દુઃખદ્વેષી અને સુખનો આશી બનેલો જીવ જે જે ચેષ્ટા કરે છે તે તે ચેષ્ટાવડે તે દુઃખને જ પામે છે."

એવી રીતે અનુભવેલા અને અનુભવાતાં વિવિધ જાતિનાં દુઃખોથી મુક્ત થવાને, વિવિધ વિષયોમાં સ્વેચ્છાથી પ્રવર્તતી ઇંદ્રિયો ઉપર કાબૂ રાખવા યથાયોગ્ય પ્રયત્ન કરવો જોઇએ.

જો ઇંદ્રિયોને અનિયંત્રિતપણે તેની ઇચ્છા મુજબ વિવિધ વિષયોમાં ફરતી રહેવા દેવામાં આવે, લગામમાં રાખવામાં ન આવે તો તે ઉદ્ધત ઘોડાની પેઠે આત્માને અવળે માર્ગે ખેંચી જઇ અસમાધિ ઉપજાવે છે. ઇંદ્રિયોને વશ પડેલા જીવોને પરિણામે ભારે ખેદ, ત્રાસ યા દુઃખ પૂરેપૂરાં અનુભવવાં પડે છે, એટલું જ નહિ પરંતુ ભવાંતરમાં પણ પરાધીનપણે અનેક પ્રકારનાં આકરાં કષ્ટ સહેવાં પડે છે. **શ્રી ઇંદ્રિયપરાજયશતક**માં કહ્યું છે કે—

" વિષયભોગ ભોગવતાં મીઠાં લાગે છે, પરંતુ પરિણામે કિંપાકના ફળની પેઠે અનર્થકારી હોવાથી વિરસ લાગે છે. ખરજ ખણતાં પ્રથમ સારી લાગે છે, પરંતુ પાછળથી તે દુઃખદાયી નિવડે છે. મધ્યાહ્નકાળે તૃષાથી પીડિત થયેલા મૃગોને ઝાંઝવાનાં જળ જેમ સાચા જળનો ખોટો ભ્રમ ઉત્પન્ન કરાવે છે તેમ વિષયો પણ ખોટો ભ્રમ ઉપજાવે છે; પરંતુ

અવિવેકથી તે વિષયભોગ ભોગવ્યા સતા જીવને અનેક પ્રકારની કુયોનિમાં રખડાવે છે; માટે જ તેને મહાહાનિકારક કહ્યાં છે. જે ઇંદ્રિયોના વિષયમાં આસક્ત બની જાય છે તે પંખી જેમ પોતાની પાંખ છેદાઇ જવાથી જમીન ઉપર પડી દુઃખી થાય છે, તેમ શીલ, સંતોષાદિક સદ્‌ગુણ વિના ભયંકર ભવ-સમુદ્રમાં પડી દુઃખી થાય છે.”

આ પ્રમાણે સમજી શાણા માણસોએ ધૂર્ત સમાન ઇંદ્રિયોને આધીન થવું નહીં. અન્યથા અંતે નરકાદિક સંબંધી અનંત દુઃખદાવાનળમાં પડવું પડશે. ઇંદ્રિયોરૂપી ચોરટા જેમનું સંયમ-ધન હરી શકે નહીં તે જ ખરા મરદ છે, તે જ ખરા પંડિત છે અને એમની જ અમે પ્રશંસા કરીએ છીએ.

મુમુક્ષુ જનો તો ઇંદ્રિયોને વશ નહીં થતાં તેને વશ કરવા માટે જ અહોનિશ પ્રયત્ન કરે છે, કેમ કે ઇંદ્રિયોને વશ પડેલા જીવો મુક્તિના અધિકારી થઇ શકતા જ નથી. વળી જેમ જેમ વિષયસુખની ચાહનાથી તેનું અધિકાધિક સેવન કરાય છે તેમ તેમ વિષયતૃષ્ણા વધતી જઇ આત્માની ચેતનાને મૂર્ચ્છિત કરી નાખે છે. એ જ વાતને દૃઢ કરતા થકા ગ્રંથકાર કહે છે કે—૧.

જો વિષવૃક્ષોને જળથી તરબોળ રાખીને સારી રીતે પોષ્યા હોય તો તે વિષવૃક્ષો તેનો આશ્રય લેનાર સર્વ કોઈને અનેક પ્રકારે દુઃખદાયી નિવડે છે, તેમની છાયા, તેમનો વાયુ, તેમનાં પત્ર, ફળ કે ફૂલ સર્વે અનર્થકારી થાય છે; તેવી જ રીતે ઇંદ્રિયોને પણ હદ વિનાની તૃષ્ણાયોગે વિષયાંધ બનાવી બહુ પ્રકારે પોષી હોય તો તે વિષવૃક્ષોની પેઠે વિષમ વિકાર

ઉપજાવી સ્વપર જીવને અનેક રીતે અનર્થકારી થાય છે. ઇંદ્રિય-પરાજયશતકમાં પણ કહ્યું છે કે—

"જેમ ઘુણ લાકડાને કોતરી કોતરીને અસાર કરી નાખે છે તેમ વિષયને પરવશ પડેલા પ્રાણીઓ પણ પોતાના ચારિત્ર-ને સાર રહિત કરી નાખે છે, એમ સમજી તત્ત્વગવેષક જનોએ ઇંદ્રિયોનો જય કરવાને દૃઢ પ્રયત્ન કરવો જોઇએ. જેમ મૂર્ખ માણસ તુચ્છ વસ્તુને માટે ચિન્તામણિ રત્ન ફેંકી દે છે તેમ તુચ્છ વિષયમાં ગૃદ્ધ થયેલા જનો મોક્ષસુખને ગુમાવી દે છે. એક તિલમાત્ર વિષયસુખને માટે મૂર્ખ જીવ મેરુપર્વત જેવડું દુઃખ માથે વહોરી લે છે, પછી તે દુઃખનો શીઘ્રપણે અંત આવતો નથી, એમ સમજી સુજ્ઞ જનોએ જરૂર હિતા-હિતનો વિચાર કરવો. જો કે વિષયસુખ વિષની જેમ શરૂઆતમાં મીઠું લાગે છે પણ પરિણામે અત્યંત દુઃખદાયી નિવડે છે. એવું વિષયસુખ અનંત કાળ પર્યંત આ જીવે ભોગવ્યું છે, તો પણ અદ્યાપિ તેને તજવાની બુદ્ધિ થતી નથી એ શું ઉચિત છે ? વિષયરસમાં મગ્ન થયેલો જીવ કંઇ પણ હિતાહિત જાણતો નથી, પછી મહાઘોર નરકમાં પડ્યો છતો કરુણ સ્વરે ઝુરે છે. જેમ લીંબડાનો કીડો કડવા લીંબડાને પણ મીઠો માને છે તેમ મોક્ષસુખથી વિમુખ રહેનારા ભવાભિનંદી જીવો સંસારના દુઃખને પણ સુખરૂપ માને છે. ક્ષણ-માત્ર સુખ આપનારા એવા અસ્થિર, ચપળ અને દુર્ગતિદાયક દુષ્ટ વિષયોથી હવે તો વિરમવું જોઇએ. જેમ જેમ જીવ અજ્ઞાનવશ સુખબુદ્ધિથી કામભોગમાં મૂંઝાય છે તેમ તેમ અધિક તૃષ્ણાના બળથી મોહપાશમાં સપડાતો જાય છે,

અને જે વિષયસુખને પોતે ક્ષણમાત્ર પણ તજી શકતો નથી તેને મૃત્યુ સમયે સમૂળગું તજી દઈને ચાલતાં અથવા એવી જ કોઈ મહાવિપત્તિમાં તેને ઇચ્છાવિરુદ્ધ તજતાં જે દુઃખ થાય છે તે સાક્ષાત્ અનુભવ કરનાર જ કે સાતિશય જ્ઞાની જ જાણી શકે છે.”

વિષયવશ અસંતોષી જનોને અહીં જે જે દુઃખ થાય છે તે સર્વ પરભવને વિષે થનારાં મહાદુઃખોની વર્ણિકા ( વાનકી ) સમાન જ સમજવાં. ગમે તે પ્રકારની ખોટી વિષયાસક્તિ પ્રાણીને જીવના જોખમમાં ઉતારી નાખે છે, શરીરમાં વિવિધ પ્રકારના વ્યાધિઓને પેદા કરે છે અને સ્વધર્મકર્મથી ભ્રષ્ટ કરે છે. આ પ્રમાણે સમજી સુજ્ઞજનો વિષયલોલુપતા તજવાનો જ પ્રયત્ન કરે છે. ગમે તેવા ઉત્તમ પ્રકારના વિષયસુખ ભોગવ્યા છતાં જીવ કદાપિ તૃપ્તિ પામતો નથી, તેથી વિવેકપૂર્વક તે તે વિષયોથી વિરમવામાં જ હિત રહેલું છે. “ ભોગી પુરુષો વિષયભોગમાં લપટાય છે પણ અભોગી તેમાં લપટાતા નથી, તેથી અભોગી જનો ભવભ્રમણથી છૂટી શકે છે.”

“ લીલો અને સુકો એવા બે માટીના ગોળા ભીંત સાથે અફળાવ્યા હોય તો લીલો ગોળો ભીંત સાથે ચોંટી જાય છે પણ સુકો ગોળો ભીંત સાથે લેશ માત્ર ચોંટતો નથી, એવી રીતે કામલાલસુ દુર્બુદ્ધિવંત લોકો ભોગમાં લપટાય છે પરંતુ વિષયવિરક્ત જનો તેમાં જરા પણ લપટાતા નથી. ” વિષયભોગને ભોગવતા છતાં તેમાં આસક્તિ નહિ ધરનારા વિરલા કોઇક વિવેકી જનો જ હોય છે. સાકરની માખીની પેઠે તેવા વિવેકી જનો વિષયભોગથી પોતે ધારે તો છૂટી શકે છે. વિષયને વિષ

સમાન લેખી તેથી વિરક્ત-ઉદાસીન થઇ રહેનાર યોગી જનોને તો કાંકરા પરની માખીની પેઠે કાંઈપણ વિષયબંધન સંભવતું જ નથી.

મોહવશે વિષયસુખને જ સારભૂત જાણીને તેમાં મૂંઝાતા અથવા મૂંઝાઇ રહેલા ભોગી જનો ભ્રમર જેમ કમળમાં મૂંઝાઈ મરે છે અથવા મધમાખ જેમ મધમાં રસલંપટ બની મૂંઝાઇ મરે છે, તેમ વિષયરસને વશ થઇ તેમાં જ મૂંઝાઈ મરે છે વળી કેટલાક મૂઢ પ્રાણીઓ પ્રાપ્ત થયેલા વિષયથી અસંતુષ્ટ બની અધિકની ઇચ્છા કરતાં, તેનું જ રટન કરતાં અને તેને જ માટે પ્રયત્ન કરતાં વિષ્ટાની માખીની પેઠે અથવા ઓખર કરનાર પશુની પેઠે ઠામ ઠામ ભટકતા છતાં કાંઇ પણ સુખ મેળવી શકતા નથી, એટલું જ નહિ પણ તેમને ઠેકાણે ઠેકાણે કડવો અનુભવ કરવો પડે છે. કેટલાક નિર્ભાગી જનો તો પૂર્વે કરેલાં દુષ્કૃતયોગે ભોગસામગ્રીથી બેનસીબ રહ્યા છતાં પુનઃ દુર્બુદ્ધિથી જ્યાં ત્યાં માથું મારવા જતાં ખેળની માખીની પેઠે કઠેકાણે ચોંટી જઇ મૃત્યુવશ થાય છે.

કટ્ટામાં કટ્ટો દુશ્મન જેવો પરિતાપ ઉપજાવી ન શકે અને દુષ્ટ દુર્જન પણ જેવું દુઃખ ન આપી શકે તેવું અકારું દુઃખ કામચંડાળ આપે છે. કાળા નાગ કરતાં પણ કામનો દંશ અધિક દુઃખદાયી છે, કેમ કે પહેલો વિષવિકાર તો દ્રવ્યપ્રાણનો જ લોપ કરે છે ત્યારે બીજો (કામવિકાર) આત્માના ચારિત્રરૂપ ભાવપ્રાણનો પણ વિનાશ કરે છે; અથવા વિષધરથી કામવિકાર વધારે વિષમ એટલા માટે છે કે પહેલો વિષધર તો દંશ મારે છે ત્યારે પ્રાણ હરે છે ત્યારે બીજો કામવિકારરૂપ વિષધર વિષયનું સ્મરણ કરવા માત્રથી સ્વચૈતન્યને મૂર્ચ્છિત કરી નાખે છે. એમ છતાં પણ 'मूढा नरा कामपरा हवंति' મોહને આધીન

થઈ રહેલા મૂઢ માનવીઓ કેવળ વિષયક્રીડામાં જ મગ્ન રહે છે. ભૂંડને જેમ વિષ્ટા વિના અન્ય કંઇ ભાવતું જ નથી તેમ તેવા મૂઢ અજ્ઞાની જનોને પણ વિષયક્રીડા સિવાય બીજું કંઇ રુચતું જ નથી.

કામવિકારથી અંધ બનેલા જીવોની દુર્દશાનો પાર રહેતો નથી. જેમ એક પદ્યમાં કહ્યું છે તેમ **कामातुराणां न भयं न लज्जा।** કામાતુર થયેલા જનો કોઇનો ભય ગણતા નથી, મૃત્યુથી પણ ડરતા નથી, કોઇ વખત પોતે જ કમોતે મરે છે અને કોઇ વખત નિરપરાધીને પણ મારે છે. કુળલજ્જાદિકને તો કોરાણે જ મૂકી દે છે, આબરુના કાંકરા કરે છે અને ધર્મથી ભ્રષ્ટ બની મહામાઠા અધ્યવસાયથી મરીને દુર્ગતિગામી થાય છે. તે જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી લુહારની ધમણની પેઠે ધર્મ–ચૈતન્ય વિનાના ખાલી શ્વાસોશ્વાસ લે છે. તેમની અનીતિ-( અન્યાય કે અધર્મ )થી નિદ્રા દેવી રીસાઇ જાય છે. તેમને સુખનિદ્રા આવતી જ નથી, જંપ વળતો જ નથી, તેમ છતાં કદાચ કાયકલેશથી કંઈક નિદ્રા આવી તો પણ તેમાં એક **સા સા સા સા** નું જ ધ્યાન, ચિંતવન થઇ રહેલું હોય છે. આવા પરાધીન બાપડાને અન્નપાન તો ભાવે જ શાનું ?

જેમ એક અતિ કંગાળ કૂતરો ખાનપાન વિના કેવળ કૃશ–દુર્બળ બની ગયો હોય તેમ જ તે કાણો, લૂલો, કાન રહિત અને પૂછડા વિનાનો હોય, શરીરમાં અનેક ચાંદા પડ્યા હોય, તેમાંથી પાસ વહેતું હોય, વળી તેમાં કીડા પડ્યા હોય અને લોહી માંસ પણ સુકાઇ ગયા હોય–આવી વિવિધ વિડંબનાથી પીડાતો હોય તો પણ તે નિર્ભાગી કૂતરો કૂતરીને દેખીને વિષય-સુખની આશાથી તેની પાછળ દોડે છે, માટે શાસ્ત્રકારે ઉચિત

જ કહ્યું છે કે–" हतमपि हंत्येव मदनः।" કામદેવ મુએલાને પણ મારે છે. કામભોગની કામનાથી પુષ્ટ થતી તૃષ્ણાદેવી જીવતા નરપશુઓનો ભોગ લે છે. જેમ જેમ તૃષ્ણાદેવીને તર્પણ કરવામાં આવે છે તેમ તેમ વિષયાગ્નિ પ્રદીપ્ત થતો જાય છે, અને તેની વિકારજ્વાળા વધતી જ જાય છે. તે એટલે સુધી વધે છે કે–તેથી પોતાની માતા, ભગિની કે પુત્રીને પણ ભોગવવામાં નાસ્તિક મતિની જેમ કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ લેખવામાં આવતો નથી. કામાગ્નિની આવી દુર્નિવાર સ્થિતિનું દૃષ્ટાંતદ્વારા સમર્થન કરી શાસ્ત્રકાર સંતોષવૃત્તિ ધારણ કરવા ઉપદિશે છે. ૨

જેમ લવણસમુદ્રમાં હજારો નદીઓ આવીને મળે છે તો પણ તે તૃપ્ત થતો નથી અને અગ્નિમાં ગમે તેટલાં તૃણ-કાષ્ઠાદિક હોમો તો પણ તે તૃપ્ત થતો નથી તેમ વિષયાસક્ત જીવ પણ કામભોગથી કદાપિ તૃપ્ત થતો નથી. એટલું જ નહિ પણ અધિકાધિક કામભોગની ઇચ્છા કરે છે અને પરિણામે લલિતાંગકુમારની પેઠે વિડંબનાપાત્ર થાય છે. લલિતાંગકુમારનું ચરિત્ર જાણવાની ઇચ્છા હોય તેણે કળિકાળસર્વજ્ઞ બિરુદધારી શ્રીમદ્ હેમચંદ્રસૂરિકૃત **પરિશિષ્ટ પર્વ** જોવું.

દિવ્ય એવા વિષયભોગમાં આસક્ત બની પ્રમાદવશ પતિત થયેલા પ્રાણીઓને નરકાદિકની મહાવ્યથાઓ ભોગવવી પડે છે. જેમ અગ્નિયોગે મીણ અને માખણ ઓગળી જાય છે તેમ રમણીના રૂપ, લાવણ્ય અને હાવભાવથી માણસોનાં મન દ્રવી જાય છે–ગમે તેવા શૂરવીર પણ રમણીના વિલાસમાં સપડાઇ જાય છે. જેમણે પોતાના મનને અને ઇંદ્રિયોને સારી રીતે જીતી લીધાં છે તે જ તેથી ઠગતા નથી અને તે જ ખરેખરા ધીર વીર

ગણાય છે. યતઃ **विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ।** મતલબ કે વિષયવિકાર પેદા થાય એવાં કારણ સમીપે છતાં જેમનાં મન અવિકૃત ( અવિકારી ) રહે છે તે જ ખરેખરા ધીરપુરુષ છે. અંતરમાં સંતોષનો ઉદય થયા વિના વિષયતૃષ્ણા કદાપિ શમતી નથી. સંતોષવૃત્તિ અમૃતવૃષ્ટિ સમાન છે. તેનાવડે વિષયાગ્નિથી ઉત્પન્ન થતી અને અનુકૂળ સંયોગે વૃદ્ધિ પામતી તૃષ્ણારૂપી જ્વાલા શમી જાય છે. સંતોષવૃત્તિ વિના કદાપિ તૃષ્ણાનો છેદ થઈ શકતો નથી. સંતોષવૃત્તિના અભાવે તે દિનપ્રતિદિન વધતી જ જાય છે, એમ વિચારી સુજ્ઞ જનોએ વિષયતૃષ્ણાને છેદવા જરૂર સંતોષવૃત્તિ ધારણ કરવી. કહ્યું છે કે **न तृष्णा परो व्याधिः ।** તૃષ્ણા સમાન દુનિયામાં કોઈ બળવાન વ્યાધિ નથી. તૃષ્ણા જ સર્વ વ્યાધિનું મૂળ કારણ છે. તૃષ્ણાથી જ આંતરદુઃખ યા વ્યાધિ ઉત્પન્ન થાય છે અને એ પ્રકારે થતી આધિવડે વિવિધ જાતની વ્યાધિ સંપજે છે. એવી રીતે અનેક તરેહની આધિવ્યાધિનું ઉપાદાન કારણ તૃષ્ણા જ કહી શકાય છે. તૃષ્ણાવડે ચિત્તમાં જે ક્ષોભ યા ચિંતા ઉપજે છે તે બળતી ચિતાની પેઠે માણસના માંસ-હાડ સુદ્ધાં બાળી ખાખ કરી નાખે છે. એવી રીતે સંતાપકારી તૃષ્ણાને શમાવવાનો ખરો ઉપાય સંતોષ છે. સંતોષરૂપ અમૃતવૃષ્ટિથી તૃષ્ણારૂપી જ્વાલાથી વૃદ્ધિ પામતો વિષયાગ્નિ શાંત થઈ જાય છે અને આત્મામાં અભિનવ શાંતિ-સમાધિ પ્રસરી રહે છે. સહજ શાંતિ યા સમાધિનું સુખ અનુભવગમ્ય છે, વચનવડે અગોચર છે, વિષયતૃષ્ણા તજી સહજ સંતોષવૃત્તિ ધારવાથી તે અનુભવી શકાય તેવું છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે **न तोषात् परमं सुखम् ।** સંતોષ ઉપરાંત કોઈ અધિક સુખ છે જ નહીં. તેથી સદ્વિવેકી જનોએ

સંતોષ ગુણુ સદા સેવ્ય છે. સંતોષવૃત્તિને સેવવાવાળા સંતપુરુષો વિવિધ પ્રકારની સિદ્ધિઓને પ્રાપ્ત કરી શકે છે, વિવિધ પ્રકારની લબ્ધિઓ મેળવી શકે છે અને અસાધ્ય વસ્તુને પણુ સાધ્ય કરી શકે છે. તેથી જ તેવા સંતોષશીલ સદ્દગુરુઓ સાક્ષાત્ કલ્પવૃક્ષની પેઠે સેવાય છે. સંત સુગુરુઓ સ્વાશ્રિત જનોને અભિનવ શીતળતા અર્પે છે, તેમના ત્રિવિધ તાપને દૂર કરે છે, સદ્દબોધ અંજનવડે તેમની આંતરચક્ષુ ઉઘાડી નાખે છે, અભિનવ જ્ઞાનામૃતનું પાન કરાવે છે, નિર્મળ શ્રદ્ધાશુદ્ધિ પ્રગટાવે છે અને શુદ્ધ ચારિત્ર ફળ ચખાડે છે. એમ સદ્દગુરુઓ અનેકધા ઉપગાર કરે છે. શ્રી ગુરુમહારાજની ઉત્તમ આજ્ઞાને યથાર્થ અનુસરવામાં આવે તો શાંતિ ગુણુ પ્રાપ્ત થતાં સહજ સંતોષ પ્રગટે છે. સદ્દગુણાનુરાગી સહજ સંતોષી આત્માર્થી સજ્જનો સદ્દગુરુઓદ્વારા સહેજે ઉત્તમ અનુગ્રહ પ્રાપ્ત કરી શકે છે ત્યારે લોભાતુર એવા ભવાભિનંદી જીવો તેવા અનુગ્રહથી સદા બેનશીબ જ રહે છે, ભવાભિનંદી જીવોને તો વિષયવાસના જ પ્રબળપણે જાગતી રહે છે, તેથી જ્યાંથી ત્યાંથી પણુ તે બાપડા વિષયસુખ કે તેનાં સાધનોની જ ગવેષણા કરે છે, અને તેમાં જ આનંદ માને છે. જેમ જેમ તેવાં સાધન પ્રાપ્ત થતાં જાય છે તેમ તેમ અધિકની ઇચ્છા પ્રદીપ્ત થતી જાય છે, અને તેમાં જ પોતાનું સર્વસ્વ માની તે મેળવવા મહેનત કરે છે. આવી રીતે વધતી જતી તેમની ઇચ્છાઓનો આકાશની પેઠે કદાપિ અંત આવતો નથી. એવા ભવાભિનંદી પ્રાણીઓની તૃષ્ણા કદાપિ છીપતી નથી તેથી નિવૃત્તિનું જે શાંતિસુખ આત્માર્થી જનો સહેજે મેળવી શકે છે તે તેમને મિથ્યા પ્રવૃત્તિના પ્રબળ વેગમાં કદાપિ મળી શકતું નથી. ભવાભિનંદી જીવોને દિનરાત ખોટી

વાસના જ બની બની રહે છે, અને જિંદગી પર્યંત અભ્યાસેલી એવી ખોટી વાસના ભવાંતરમાં પણ અવશ્ય ઉદયમાં આવે છે, ત્યારે પણ એવી જ ખોટી પ્રવૃત્તિમાં પોતાનો કાળક્ષેપ તથા વીર્યક્ષય કરી કેવળ દુઃખની પરંપરાને જ અનુભવે છે, અને એમ સ્વેચ્છાચારથી કરેલાં અશુભ કર્મ, વડના બીજની પેઠે બહુ પ્રકારે ફળે છે. વિષયસુખનો આવો કટુક વિપાક જાણી સુજ્ઞજનોએ જરૂર સંતોષ ગુણ ધારવો ઘટે છે, અન્યથા સ્વેચ્છાચારીપણે વિષયાંધ બની ચાલતાં તેના માઠા વિપાક ભોગવવાના કડવા પ્રસંગો અનેક વાર અનુભવવા પડશે. ૩

ભવવાસથી વિમુખ થયેલા સાધુજનોએ પણ વિષયવિકારથી કેટલું બધું સાવચેત રહેવાની જરૂર છે તે શાસ્ત્રકાર પોતે જ જણાવે છે કે–વિષયાસક્તિથી જ રાગ, દ્વેષ અને મોહાદિકની ઉત્પત્તિ થાય છે, રાગદ્વેષાદિક વિકારથી જ અષ્ટવિધ કર્મની રચના થાય છે અને એ અષ્ટવિધ કર્મના યોગે જીવને સંસારમાં જન્મમરણાદિક દુઃખ સહેવા પડે છે; તેમ છતાં જીવ વિષયાસક્તિ તજી દેતો નથી. વિષયરસ ચાખવાનો જીવને અનાદિ કાળનો અભ્યાસ છે અને તેથી પરિણામે જો કે જીવને અનંતા દુઃખ સહેવા પડે છે તો પણ '**મધુબિંદુના ઇચ્છક**'ની જેમ તે વિષયરસ તજી શકતો નથી. મધુબિંદુનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે અને તે **પરિશિષ્ટ પર્વ**માં વિસ્તારથી ઉપનય સાથે બતાવેલું છે. સદ્‌ગુરુ સંસારી જીવને તુચ્છ વિષયરસ તજવા ઉપદિશે છે અને સમજાવે છે કે "હે ભદ્ર! વિષયસુખથી વિમુખ થઇ વિષયની પરાધીનતા તજી તું તારા આત્માને ઓળખ. કસ્તૂરીયા મૃગલાની જેમ

સુખને માટે મિથ્યા દોડાદોડ ન કર. તારા આત્મામાં જ સહજ અનંત સુખ ભર્યું છે તેની તું સ્થિરતાથી પ્રતીતિ કર અને તેની જ ગવેષણા કર. ખરી શ્રદ્ધાથી આત્માના સહજસુખની ગવેષણા કરતાં તે તને તારા આત્મામાંથી જ મળી શકશે; પરંતુ તેને માટે સદ્ગુરુ જે જે શુભ આલંબન સેવવાના કહે તેનું તું સાદર સેવન કર, અને જે જે પ્રમાદાચરણ તજવાનું કહે તે તું તરત તજી દે. શુભ આલંબન સેવ્યા વિના અને પ્રમાદાચરણ તજયા વિના તું કદાપિ સાચું સહજ નિરુપાધિક સુખ મેળવી શકીશ નહિં, માટે મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથાદિક પ્રમાદને દૂર તજી અહિંસા, સંયમ અને તપ લક્ષણ શુદ્ધ ધર્મનું આલંબન લે. એ અનુપમ ધર્મને પ્રમાદ રહિત સેવવાથી પૂર્વે અનંતા જીવો સહજ નિરુપાધિક અખંડ સુખને પામ્યાં છે, વર્તમાન કાળે પામે છે અને ભવિષ્ય કાળમાં પામશે. જે જે મહાનુભાવો તીર્થંકરપદવીને પામ્યા યાવત્ સકળ કર્મનો ક્ષય કરી મોક્ષપદવીને પામ્યા તે સર્વે શુદ્ધ ધર્મના પ્રભાવે પામ્યા છે.” સદ્ગુરુની એવી શિક્ષા સાંભળી કઇક ભવ્ય જનો વિષયસુખથી વિરક્ત થઇ વિષયને વિષવત્ લેખી સ્વહિત સાધવા ઉજમાળ થાય છે ત્યારે કેટલાક પ્રમાદગ્રસ્ત જનો વિષયરસમાં મૂંઝાયાથી તેને જ સાર સમજી, સદ્ગુરુની પણ હિતશિક્ષાને અવગણી વિષયસુખમાં જ મગ્ન થઇ રહે છે. કેટલાક ભવભીરુ જનો વિદ્યમાન ભોગને તજી દે છે, ત્યારે કેટલાક ભવાભિનંદી જનો અછતા ભોગની પણ અભિલાષા રાખે છે અને તેને માટે તન-મન તોડી નાખે છે. જ્યાંસુધી વિષયવાસના પ્રબળ છે ગમે તેટલા હઠથી તેને દાબી દીધા છતાં તદનુકૂળ ત્યાંસુધી સંયોગો મળતાં તે તરત જાગૃત થઈ જાય છે, માટે જેમ બને તેમ

વિષયવાસનાને નિર્મૂળ કરવા પ્રયત્ન કરવો જોઇએ. વિષયવાસના જ્યાંસુધી નિર્મૂળ કરી નથી ત્યાંસુધી વિરક્ત સાધુઓને પણ નિશ્ચિંત રહેવા જેવું નથી; કેમ કે કંઇક છળ પામીને મોહના સુભટો તેમને પણ વિષયપાશમાં પાડી નાખે છે; માટે જ પ્રમાદ તજી સાવધાનપણે વિષયવાસના નિર્મૂળ કરવા તપસંયમનું સેવન કરી શુદ્ધ અહિંસકભાવને પોષી આત્માને સ્વસ્વભાવમાં જ રમાડવો યોગ્ય છે; પણ મોહવશ વિરુદ્ધપણે વર્તી વિષયવિકારથી કેવળ આત્માને મલિન કરાય છે, તેથી જ જ્ઞાની પુરુષો વિષયવાસનાને તજવા–નિર્મૂળ કરવા ભાર મૂકીને કહે છે તે આત્માર્થી જનોએ અવશ્ય લક્ષમાં રાખી પરિશીલન કરવા યોગ્ય છે. જે સંયમમાં ખરેખરા દૃઢ છે તે મહાનુભાવો જ વિષયવાસનાને નિર્મૂળ કરી શકે છે, અને જે સ્વસંયમમાં દૃઢ રહી વિષયવાસનાને નિર્મૂલ કરે છે તે સંતજનો જે સહજસુખનો અનુભવ કરે છે તે ખરેખર નિરવધિ છે. કહ્યું છે કે “ સર્વ ઉપાધિથી સર્વથા છૂટેલા, રાગદ્વેષાદિક તાપથી મુક્ત થયેલા અને પ્રશાંત ચિત્તવાળા મહાનુભાવો જે નિરુપાધિક સુખ પામે છે તેવું સુખ ચક્રવર્ત્તી પણ પ્રાપ્ત કરી શકતા નથી. રાગ, દ્વેષ અને મોહવિકારથી સર્વથા મુક્ત થયેલા વીતરાગી પુરુષો જે સુખ પામે છે તે તેઓ જ જાણે છે, અન્ય કોઇ તે જાણી શકતો નથી; કેમકે વિષ્ટામાં જ મગ્ન રહેનાર ભૂંડ સુરલોકના સુખને શી રીતે જાણી શકે ? ”

જે જીવો કામાંધ છે તે નિઃશંકપણે વિષયસુખમાં જ રમે છે, અને જે જિનવચનમાં રક્ત છે તે ભવભીરુ જનો તેથી વિરમે છે. જેમ ખેળમાં પડેલી માખી પોતે પોતાને મુક્ત કરવા સમર્થ થઇ શકતી નથી, તેમ વિષયરસમાં ડૂબેલા માણસો પણ

તેમાંથી મુક્ત થઇ શકતા નથી. સમર્થ એવા જ્ઞાની પુરુષના હસ્તાવલંબનની તેમને અવશ્ય જરૂર રહે છે.

પાશવડે અને પંજરવડે ચૌપગા જાનવરો અને પંખીઓ બંધાય છે તેમ યુવતીરૂપ પાંજરામાં પૂરાયેલા પુરુષો ક્લેશને પામે છે. યુવતીજનની સાથે સંસર્ગ કરનાર દુઃખ વહોરી લે છે; કેમ કે બિલાડી સાથે સંગ કરતાં મૂષકને સુખ હોઇ શકે જ નહિ. હરિ, હર, બ્રહ્મા, ચંદ્ર, સૂર્ય અને કાર્તિકસ્વામી વિગેરે લૌકિક દેવોએ પણ સ્ત્રીઓનું દાસત્વ કર્યું છે, માટે વિષયતૃષ્ણાને ધિક્કાર છે. "સ્ત્રી સંબંધી વિષયસુખમાં આસક્ત થયેલા મૂઢજનો શીત, તાપાદિક સહન કરે છે, વિવેકશૂન્ય થઇ એલાચીપુત્રની પેઠે સ્વજાતિને તજી દે છે અને રાવણની પેઠે સ્વજીવિતને પણ તજે છે." વિષયતૃષ્ણાને વશ થઇને જીવ એવા પ્રચ્છન્ન પાપો કરે છે કે જે તેમને પ્રગટ કરવા બહુ મુશ્કેલ પડે છે અને જીવિત પર્યંત શલ્યની પેઠે સાલે છે.

સર્વ હિતશિક્ષાનો સાર એ છે કે, સુજ્ઞ જનોએ સંતોષવૃત્તિ ધારી, તપસંયમનું યથાશકિત સેવન કરી, વિષયતૃષ્ણાને તજવા પ્રયત્ન કરવો જોઇએ. એમ કરવાથી જ સહજસુખ પ્રાપ્ત થઇ શકશે અને અંતે પરમહિત થશે. મન તથા ઇંદ્રિયોનો નિગ્રહ કર્યાથી જ પરમશ્રેય પ્રાપ્ત થઇ શકે છે. કહ્યું પણ છે કે—

मनमरणेंदियमरणं, इंदियमरणेण मरंति कम्माइं ।
कम्ममरणेण मुक्खो, तम्हा मणमारणं पवरं ॥

અર્થાત્ મનને મારવાથી ઇંદ્રિયો સહેજે શાંત થાય છે, ઇંદ્રિયો શાંત થઇ જવાથી રાગદ્વેષાદિક ભાવકર્મ તથા મોહ-

નીચાદિક દ્રવ્યકર્મનો પણ લય થાય છે, અને કર્મનો લય થવાથી મોક્ષપદ પ્રાપ્ત થાય છે; માટે મનને જ મારવું-વશ કરવું જરૂરનું છે. શ્રીમદ્વિનયવિજયજી ઉપાધ્યાયે મન તથા ઇંદ્રિયોના નિગ્રહ અનુગ્રહના સંબંધમાં રચેલું નીચેનું પદ્ય મનન કરવા લાયક છે.

પાંચો ઘોડા એક રથ જુત્તા, સાહેબ ઉસકા ભીતર સૂતા;
ખેડુ ઉસકા મદમતવારા, ઘોરેકું દોરાવનહારા ॥ પાંચો૦ ॥ ૧ ॥

ઘોરે જૂઠે ઓર ઓર ચાહે, રથકું ફિરિ ફિરિ ઉવટ વાહે;
વિષમ પંથ ચિહું ઓર અંધિઆરા, તો ભી ન જાગે સાહિબ પ્યારા ॥ પાંચો૦ ॥ ૨ ॥

ખેડુ રથકું દૂર દોરાવે, બેખબર સાહિબ દુઃખ પાવે;
રથ જંગલમાં જાય અસૂઝે, સાહિબ સોયા કછુઅ ન બૂઝે ॥ ॥ પાંચો૦ ॥ ૩ ॥

ચોર ઠગોરે ઉહાં મીલી આયે, દોનોકું મદપ્યાલા પાયે ॥
રથ જંગલમેં જીરણ કીના, માલ ધનીકા ઉદારિ લીના. ॥ પાંચો૦ ॥ ૪ ॥

ધની જાગ્યા તબ ખેડુ બાંધ્યા, રાસી પરોના લે સીર સાંધ્યા.
ચોર ભગા રથ મારગ લાયા, અપના રાજ વિનય જીઉ પાયા ॥ ॥ પાંચો૦ ॥ ૫ ॥

આ પદમાં એવું રૂપક બતાવ્યું છે કે-શરીરરૂપ રથને પાંચ ઇંદ્રિયોરૂપ પાંચ ઘોડા જોડેલા છે. આત્મા એ જ તેનો સ્વામી તે રથમાં સૂતો છે. મન એ જ તેનો સારથી છે. તે સ્વામીની બેશુદ્ધિનો લાભ લઇ ઇંદ્રિયરૂપ અશ્વોને પોતાની ઇચ્છા મુજબ વિપરીત રસ્તે લઇ જઈ સ્વામીને બેહાલ કરે છે. વિષમ

વાટે જતાં માર્ગમાં રાગદ્વેષાદિક ચોરટા મળે છે, તે સ્વામીનું સર્વસ્વ લૂંટી લઈ રથને પણ જીર્ણ કરી નાખે છે, પોતાની આવી દુર્દશા થયેલી જોઇ-જાણી સ્વામી જાગી ઊઠે છે, અને સદ્‌બુદ્ધિરૂપ રાશ તથા પુરુષાર્થરૂપ પરોણો હાથમાં લઇ મન તથા ઇંદ્રિયોરૂપ સારથીને તથા ઘોડાને કબજામાં આણે છે, અને પછી તેમની સહાયથી જ પોતાનું સર્વસ્વ પાછું પ્રાપ્ત કરે છે. મતલબ એવી છે કે-મન તથા ઇંદ્રિયોને વશ થઇ જવાથી આત્મા રાગ, દ્વેષ તથા મોહાદિક વિકારોથી પોતાનું સર્વસ્વ ગુમાવી દે છે અને એ જ મન તથા ઇંદ્રિયોને સ્વવશ કરવાથી રાગદ્વેષાદિક દુષ્ટ દોષોને દૂર કરી આત્મા અક્ષય સુખને પ્રાપ્ત કરી શકે છે. વિષયસુખમાં આસક્ત થયેલા બહારની ખોટી વસ્તુમાં મૂંઝાઇ જાય છે અને જે પોતાની જ ખરી વસ્તુ પોતાની પાસે જ હોય છે તેને ભૂલી જાય છે. તે જ વાત શાસ્ત્રકાર બતાવે છે:—

પાંચે ઇંદ્રિયોના વિષયસુખમાં મૂંઝાઇ ગયેલા જીવ તે કલ્પિત સુખના સાધનભૂત લક્ષ્મીને માટે પર્વતમાં રહેલી નાના પ્રકારની ધાતુઓની ખાણો કે માટી ખોદી તેમાંથી લક્ષ્મી પેદા કરવાની આશાથી દોડધામ કરે છે, તેને માટે અનેક પ્રકારના પાપારંભ કરે છે. વળી ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો સહન કરતો કવચિત્ મરણાંત દુઃખ પણ પામે છે. અંતે ધારેલી લક્ષ્મી મળે છે અથવા નથી પણ મળતી. કવચિત્ કલ્પિત લાભ પણ થાય છે અને હાનિ પણ થાય છે, પરંતુ મોહ-વશ થયેલો પ્રાણી પોતાનું ધાર્યું કરવાને જેટલો બને તેટલો પ્રયાસ ગમે તેટલું જોખમ ખેડીને પણ ઉઠાવે છે. જેમ આંખમાં

પીળીઓ [ કમળો ] થઈ જવાથી સર્વત્ર પીળું પીળું જ દેખાય છે તેમ મિથ્યાત્વમોહથી પરવશ થયેલા વિષયાસક્ત જીવ પણ જ્યાં ત્યાં સોનું જ દેખે છે અને તે લેવાને વિવેકવિકળ બની દિવાનાની પેઠે દોડે છે. પોતાની જ પાસે સાર વસ્તુ છે તેનું તેને ભાન પણ નથી, તો તેને માટે આદર તો હોય જ શાનો ? જ્યાં સુધી મોહની ખુમારી ચઢી હોય છે ત્યાં સુધી આવી જ દુર્દશા બને છે. જ્યારે મોહનું જોર નરમ પડે છે ત્યારે વિષયાસક્તિ ઘટે છે અને ભાગ્યયોગે સત્‌સમાગમ મળે છે ત્યારે જ સદ્‌ગુરુ તેને સદુપદેશવડે પારકી આશા તજવા અને પોતાને સ્વાધીન એવું જ્ઞાનામૃત પીવા બોધ આપે છેઃ—

આશા ઓરનકી ક્યા કીજે, અવધુ ! જ્ઞાન સુધારસ પીજે. આશા૦

ભટકે દ્વાર દ્વાર લોકનકે, કૂકર આશા ધારી;
આતમ અનુભવ રસ કે રસીઆ, ઉતરે ન કબહુ ખુમારી. આશા૦૧

આશાદાસીકે જે જાયે, તે જન જગકે દાસા;
આશાદાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા. આશા૦૨

મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી;
તનભાઠી અટવાઇ પીએ તસ, જાગે અનુભવ લાલી. આશા૦૩

અગમપીઆલા પીઓ મતવાલા, ચીન્હી અધ્યાતમ વાસા;
આનંદઘન ચેતન વહી ખેલે, દેખે લોક તમાસા. આશા૦૪

એ મહાપુરુષ જણાવે છે કે—“પારકી આશા વિષયતૃષ્ણા-પરસ્પૃહા વિષ જેવી દુઃખદાયી છે. વિષયરસના આશી જનો કૂકર( કૂતરા )ની પેઠે ઠામ ઠામ ભટકી વિષયની ભિક્ષા માગે છે, ઠેકાણે ઠેકાણે અપમાન પામે છે, વિવિધ પ્રકારનાં કષ્ટ સહે છે,

તો પણ તે પરઆશા તજતા નથી. પરસ્પૃહા સમાન કોઇ દુઃખ નથી અને નિઃસ્પૃહતા સમાન કોઇ સુખ નથી. એ સુખદુઃખનું સંક્ષેપથી સ્વરૂપ કહ્યું છે. આવા હિતવચનથી ગુરુમહારાજ ભવ્ય જીવને બોધ આપે છે અને કહે છે કે-એકાંત અહિતકારી પરઆશા તજી સ્વાધીન એવું જ્ઞાનામૃતનું જ સેવન કરવું શ્રેયકારી છે. જ્ઞાનામૃતનું પાન કર્યા વિના પરસ્પૃહા મટવાની નથી. જ્ઞાનામૃતનું સેવન કરી જેણે પરસ્પૃહા તજી દીધી છે તેને અનુભવરસની-શાંતરસની ખરી ખુમારી જાગે છે અને તે ખુમારી કદાપિ ઉતરતી નથી. જેને ખરી ખુમારી જાગી છે તે જેમ સ્વાનુભવરસની પુષ્ટિ થાય તેમ તન, મન તથા વચનનો સદુપયોગ કરે છે, તેનો કંઇ પણ દુરુપયોગ કરતા જ નથી. છેવટ સર્વ સ્પૃહાને તજી કેવળ નિઃસ્પૃહપણે સર્વથા સ્વપરહિત કરવા ઉજમાળ રહે છે. જે ત્રિકરણશુદ્ધિથી જગત્માત્રનું હિત કરી શકે છે તે નખથી શીખ સુધી સ્વાનુભવરસમાં મગ્ન રહે છે, મતલબ કે સદ્ગુરુના હિતવચનનો આદર કરી પરસ્પૃહાને વિષવત્ લેખી જે તજે છે અને અમૃત સમાન અનુભવજ્ઞાનનો જે અભ્યાસ કરે છે તે સર્વ વિષયવિકારને ટાળી સહજ સમાધિસુખને પ્રાપ્ત કરે છે.

"જે માણસો મરણાંતે પણ દિન વચન બોલતા નથી તે પણ સ્નેહરાગથી ઘેલા બની સ્ત્રીઓ પાસે બાળચેષ્ટા કરે છે. ઇંદ્ર પણ જેનું માન ખંડી શકે નહિ તેવા માણસોને પણ સ્ત્રીઓએ પોતાના દાસ બનાવ્યા છે." જેમ અગ્નિ પાસે સ્વભાવે જ મીણ ઓગળી જાય છે તેમ સ્ત્રીના સંસર્ગથી-પરિચયથી માણસનું મન દ્રવીભૂત થઇ કામાતુર બની જાય છે.

સિંહ, વાઘ, હાથી અને સર્પાદિક અતિ ક્રૂર જીવોને સુખે જીતી શકાય છે, પરંતુ મોક્ષમાર્ગમાં વિઘ્નકારી એક કામને જીતવો તે મુશ્કેલ છે. જેણે કામને જીત્યો તેણે સર્વ જીત્યું છે. જે આ દુર્લભ માનવભવ પામીને સ્વાત્મશુદ્ધિ કરવા મન, વચન અને કાયાનો નિગ્રહ નહિ કરતાં કેવળ પંચેંદ્રિયના વિષયસુખમાં જ નિમગ્ન રહી પોતાના આત્માને રાગદ્વેષાદિક વિકારવડે ઊલટો મલિન કરે છે તે મંદભાગી જનો પોતાના જ ગળા ઉપર કરવત ફેરવે છે. જેથી જીવ અમૃત સમાન ધર્મને વિષવત્ માની ઉવેખે છે અને વિષ જેવા વિષમ વિષયભોગને અમૃત જેવા લેખી આદરે છે, તેથી જણાય છે કે તે અંધ બની ગયો છે અથવા તેણે ધતુરો પીધો છે અથવા સન્નિપાતથી તેની ડાગળી ખસી ગઇ છે. તે જ્ઞાન, વિજ્ઞાન કે ગુણાડંબર શા કામના કે વિષમ એવા વિષયભોગમાં રાચી અંતે નરકાગ્નિના દુ:ખ સહન કરવા પડે ? તેથી શાસ્ત્રકારે યુક્ત જ કહ્યું છે કે—" જે જીવ રંચમાત્ર વિષયસુખને માટે મનુષ્યપણું હારી જાય છે તે ભસ્મને માટે ગોશીર્ષચંદનને બાળે છે, છાગને માટે ઐરાવણ હાથીને વેચે છે અને કલ્પવૃક્ષને ઉખેડી એરંડો વાવે છે, અર્થાત્ આ અમૂલ્ય મનુષ્યભવ એવી રીતે એળે ગુમાવવા માટે નથી." વળી જીવિતનું અસ્થિરપણું, આયુષનું પરિમિતપણું અને મોક્ષસુખનું અક્ષયપણું જાણીને વિષમ એવા વિષયભોગથી વિરમવું જ જોઇએ. મુમુક્ષુ જનોને જેવી પાંચ ઇંદ્રિયો દુર્જય છે તેવી બીજી કોઇ વસ્તુ સકલ જગતમાં દુર્જય નથી.

આ જગતમાં થયેલા એક જ વીર એવા શ્રી વીરપ્રભુએ ફરમાવ્યું છે કે—મુમુક્ષુ જનોએ નિર્મળ જ્ઞાન વૈરાગ્યથી મનને

સ્થિર કરી પાંચે ઇંદ્રિયોને કબજે કરવી અને જેમ જ્ઞાન વૈરાગ્યાદિક ઉત્તમ ગુણોની પુષ્ટિ થાય તેમ અનુકૂળ પ્રયત્ન સેવવો. એવા પ્રકારની પરમ હિતકારી શ્રી વીરપરમાત્માની આપેલી શિક્ષાનો અનાદર કરી જે મંદભાગી જનો આપમતિથી અવળા ચાલે છે તે ક્ષણિક એવા વિષયસુખમાં મૂંઝાઇ મહા-વ્યથાને પામે છે અને અમૃત સમાન જ્ઞાનાદિકના ઉત્તમ લાભથી સદા બેનશીબ રહે છે. તે જ વાત ગ્રંથકાર જણાવે છે. ૫

જે પાંચે ઇંદ્રિયો પોતાને પૂર્વપુણ્યયોગે સાંપડી છે તેનો દુર્લભ માનવભવ પામીને કેવો સદુપયોગ કરવો જોઇએ તે સમ્યગ્ જ્ઞાનના અભાવે નહિ જાણનારા અને મિથ્યામોહ ( અજ્ઞાન ) યોગે ઊલટો તેનો દુરુપયોગ કરનારા જડ લોકો જેમ જેમ ઉપસ્થિત થયેલા ઇંદ્રિયોના વિષયોમાં રતિ ( પ્રીતિ )-વડે પ્રવૃત્તિ કરે છે તેમ તેમ સંતોષ પામવાને બદલે વિષય-તૃષ્ણા વધતી જ જાય છે. જેમ જેમ તૃષ્ણા વધતી જાય છે તેમ તેમ મૂઢ આત્મા વિષયસુખમાં વધારે વધારે મૂંઝાઇ તે ક્ષણિક વિષયસુખ મેળવવા માટે અધિક પ્રયત્ન કરે છે અને એ પ્રકારે વિષયસુખમાં જ આસક્ત બની પોતાની બધી જિંદગી બરબાદ કરે છે. તેમ છતાં પરિણામે સંતોષ વિના સુખ પામી શકતો નથી અને દુઃખ તો તેમાં ડગલે ડગલે અનુભવવાં પડે છે, તો પણ મૂઢ જીવો તે મધલાળ તજી શકતા નથી. અલ્પ માત્ર કલ્પિત સુખને માટે મૂઢ પ્રાણીઓ અનલ્પ સુખ હારી જાય છે. સંતોષવંતને જે સુખ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે તેનો વિષયાંધ જીવને ગંધ સરખો પણ આવતો નથી ત્યારે સંતોષી જીવ પોતાને ચક્રવર્ત્તી કરતાં પણ અધિક સુખી લેખે

છે. તૃપ્તિ અષ્ટકમાં કહ્યું છે કે—વિષયભોગથી અતૃપ્ત એવા ઇંદ્ર કે ઉપેંદ્રાદિક પણ સુખી નથી. દુનિયામાં સુખી માત્ર જ્ઞાનામૃતથી તૃપ્ત અને નિરંજન કર્મકલંકથી મુક્ત થયેલા એવા મુનિજનો જ છે. નિઃસ્પૃહી, નિરાશી, નિર્લોભી, સંતોષી સાધુ ચક્રવર્તીથી અધિક સુખી છે. જ્ઞાનામૃતથી તે સદા સુપ્રસન્ન રહે છે. જ્ઞાન જ અભિનવ અમૃત, અભિનવ રસાયણ અને અભિનવ ઐશ્વર્ય છે. તે જે ભવ્યજનને પ્રાપ્ત થયેલ છે તે જ ખરા સૌભાગ્યશાળી છે. એવા અપૂર્વ જ્ઞાન વિનાના માણસો પશુ સરખા જ છે, માટે અમૂલ્ય માનવભવ પામીને એવું અપૂર્વ જ્ઞાન–આત્મજ્ઞાન–અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવા પૂરતો પ્રયત્ન કરવો જોઇએ. આત્મજ્ઞાન આત્માનુભવી યોગીઓના અનુગ્રહથી પ્રાપ્ત થઇ શકે છે. એવા મહાત્માઓનો અનુગ્રહ યોગ્ય જીવોને થાય છે. એવી યોગ્યતા વિષયાસકિત, વિષયવિકાર, વિષયવાસના તજી સદ્‌ગુરુની યથાવિધિ ઉપાસના કરતાં સહેજે સંપજે છે. જે જનો વિષયાદિક પ્રમાદને વશ થઇ સંતસમાગમથી વિમુખ જ રહે છે તેમને તો આહાર, ભય, મૈથુન અને પરિગ્રહરૂપ સંજ્ઞાચતુષ્કથી પશુની પેઠે સ્વજીવન સમાપ્ત કરવાનું થાય છે. પશુવૃત્તિ તેમને પ્રિય લાગે છે અને તેમાં જ તે રચ્યાપચ્યા રહે છે. આત્મગુણ પ્રતિ તેને લક્ષ્ય જ હોતું નથી, તેથી આત્માની તાત્ત્વિક ઉન્નતિનો માર્ગ જાણવાને કે આદરવાને તે દરકાર રાખતા નથી. આવા પામરજન ઉપર સદ્‌ગુરુનો અનુગ્રહ થઇ શકતો નથી. કેવળ પશુવૃત્તિવડે જીવનારા લોકો સ્વપરહિત સાધવાને કોઇ રીતે અધિકારી થઇ શકતા નથી. તેમની સર્વ શકિત ખોટે રસ્તે જ ખર્ચાઇ જાય છે. સદ્‌ગુણપ્રાપ્તિ માટે જે મનનો, વચનનો અને કાયાનો સદુપયોગ કરવો જોઇએ તેને બદલે

તે તન, મન અને વચનનો વિષયેંદ્રિયોને પોષવાને માટે ગેરઉ-પયોગ કરી, વિષયજાળમાં ગુંથાઈ જઈ, કલ્પિત સુખમાં લલ-ચાઇને સર્વ સત્સામગ્રીને કેવળ નિષ્ફળ કરી નાખે છે. પોતાની જ નિર્બળતાથી વિષયજાળમાં ફસાયેલા પામર પ્રાણીઓ સાચા સુખનો ગંધ પણ ક્યાંથી પામી શકે ? કહ્યું છે કે " સત્ય, શ્રુત, શીળ, વિજ્ઞાન, તપ અને વૈરાગ્ય એ સર્વ ક્ષણમાત્રમાં વિષય-રૂપ વિષના યોગે મુનિ પણ ગુમાવી દે છે. જ્યારે મુનિમહા-ત્માને પણ વિષયસંગથી આટલી બધી હાનિ થાય છે ત્યારે વિષયસુખમાં જ રચ્યાપચ્યા રહેનાર ઇતર અજ્ઞ જનોનું તો કહેવું જ શું ? " તેથી જ શાસ્ત્રકાર જીવને વારંવાર એવી જ હિતશિક્ષા આપે છે કે " રે મૂઢ જીવ ! સ્વમતિકલ્પિત ક્ષણિક સુખમાં લુબ્ધ થઈ તું શામાટે ચંદ્રમા સમાન ઉજ્જવલ યશને અને નિરુપમ એવા અક્ષય સુખને હારી જાય છે ? અક્ષય અનુપમ એવું મોક્ષસુખ જેથી સાધી શકાય એવી અનુકૂળ સામગ્રી પુનઃ પુનઃ મળવી મુશ્કેલ છે. તેને તુચ્છ વિષયસુખને નિમિત્તે ગુમાવી દેવી એ કેવળ મતિમૂઢતા છે; કેમ કે તેવા મતિમોહથી ગમે તેટલી ઊંચી હદે ચઢેલા પુરુષને પતિત થતાં વાર લાગતી નથી. કહ્યું છે કે " વિષય અગ્નિ પ્રજ્વલિત થયો સતો ચારિત્રના સંપૂર્ણ સત્ત્વને બાળી નાંખે છે અને સમ્યક્ત્વને પણ નષ્ટ કરી જીવને અનંત સંસારી બનાવે છે."

આ ભયંકર ભવઅટવીમાં જીવોને એવી તો આકરી વિષય-તૃષ્ણા જાગે છે કે જેથી ચૌદપૂર્વી સરખા સમર્થ જ્ઞાનીને પણ નરકનિગોદમાં અનંતકાળ પર્યંત રઝળવું પડે છે. વિષયરસમાં આસક્તિ ધારવાથી જીવોની થતી અનંતી વિડંબના બતાવી, તેવા દુરંત દુઃખદાયી વિષયથી વિરક્ત થઇ સંતોષવૃત્તિ ધારવા અને અભિ-

નવ અમૃત સમાન જિનવાણીનું પાન કરવા આ શ્લોકવડે વ્યંગમાં ઉપદેશ આપેલો છે તે સુજ્ઞ જનોએ સમજી રાખવા યોગ્ય છે. ૯

હવે એકેક એકેક ઇંદ્રિયના વિષયમાં આસક્ત થયેલા જંતુઓના થતા બેહાલ બતાવી પાંચે ઈંદ્રિયોના વિષયોને વિવશ થઈ રહેનારના કેવા ભૂંડા હાલ થશે તે દૃષ્ટાંત દઈને ગ્રંથકાર બતાવે છે—

**पतङ्गभृङ्गमीनेभसारङ्गा यांति दुर्दशाम् ।**
**एकैकेन्द्रियदोषाच्चेद्, दुष्टैस्तैः किं न पंचभिः ॥**

ફકત એકેક ઈંદ્રિયના દોષની પ્રબળતાથી ઉપર જણાવેલા પતંગાદિના થતા માઠા હાલ આપણે સહુ સાક્ષાત્ જોઈ શકીએ છીએ. એકેક એકેક ઇંદ્રિયના વિષયમાં આસકત થનારા તે પ્રાણીઓ પણ પોતાના પ્રાણ ખોઈ બેસતા નજરે દેખાય છે, તો પછી તે પાંચે ઇંદ્રિયોના પ્રબળ વિકારને વશ થયેલા પામર પ્રાણીઓનું તો કહેવુંજ શું ?

પ્રશમરતિકારે આ બાબતમાં બહુ સારો ઉલ્લેખ કરી બતાવ્યો છે, તે આ પ્રમાણે—" મનોહર અને મધુર એવી ગાંધર્વની વીણા અને સ્ત્રીઓના આભૂષણના અવાજ વિગેરેથી શ્રોતૃઇંદ્રિયમાં લીન હૃદયવાળો જીવ હરણની પેઠે વિનાશને પામે છે. ગતિ, વિલાસ, ઇંગિત, આકાર, હાસ્ય, લીલા અને કટાક્ષથી વિહ્વલ થયેલો અને વિચિત્ર રૂપમાં લીન ચક્ષુવાળો જીવ પતંગની જેમ પરવશ થઇ પ્રાણ તજે છે. સ્નાન, વિલેપન, ગંધવટ્ટી, વર્ણક ( રંગ ), ધૂપ, ખુશબો તથા પટવાસવડે કરીને ગંધભ્રમિત મનવાળો પ્રાણી મધુકરની પેઠે વિનાશ પામે છે. મિષ્ટાન્ન, પાન, માંસ, મદિરા આદિ મધુર રસના વિષયમાં ગૃદ્ધ થયેલો આત્મા ગલયંત્રમાં ફાંસથી વિંધાયેલા માછલાની

પેઠે વિનાશને પામે છે. શયન, આસન, અંગમર્દન, રતિક્રીડા, સ્નાન અને અનુલેપનમાં આસક્ત થયેલો મૂઢાત્મા સ્પર્શ ઇંદ્રિયના વિષયમાં મૂંઝાઈને ગજેંદ્રની પેઠે બંધન પામે છે. એવી રીતે જેમની શિષ્ટજનોને ઇષ્ટ એવી દૃષ્ટિ અને ચેષ્ટા પ્રણષ્ટ થઈ છે એવા ઇંદ્રિયોને પરવશ પડેલા પ્રાણીઓના અનેક દોષો બહુ રીતે બાધાકારી થાય છે. અકેક અકેક ઇંદ્રિયની વિષયાસક્તિથી રાગદ્વેષાતુર થયેલા તે પ્રાણીઓ વિનાશને પામે છે, તો પછી પાંચે ઇંદ્રિયોના વિષયોને પરવશ પડેલા માનવીનું તો કહેવું જ શું ? એવો કોઈ ઇંદ્રિયનો વિષય નથી કે જેના ચિર પરિચયથી નિત્ય તરશી અને અનેક માર્ગે દોડાદોડ કરતી ઇંદ્રિયો તૃપ્તિને પામી શકે. કોઈ શુભ વિષય પણ પરિણામવશાત્ પાછો અશુભ થાય છે, અને કોઈ વિષય અશુભ છતાં પણ કાળાંતરે પાછો શુભ થાય છે. કારણવશે જેમ અને જ્યાં જે જે પ્રયોજન ઉત્પન્ન થાય છે તેવી રીતે ત્યાં તે વિષય શુભ અથવા અશુભ કહેવાય છે. અનેરાઓને જે વિષય પોતાના અભિપ્રાયથી તુષ્ટિકારી લાગે છે તે વિષયને જ સ્વમતિતરંગમાં ઝીલતા બીજા બહુ ધિક્કારે છે. તે જ વિષયોને ધિક્કારનાર અને તે વિષયોને અત્યંત આદર આપનારને નિશ્ચયથી કંઇ પણ ઇષ્ટ કે અનિષ્ટ સંભવતું નથી. રાગદ્વેષથી પરાભવ પામેલા જીવને કેવળ કર્મબંધ જ થાય છે, પણ આ લોક કે પરલોકમાં કલ્યાણકારી એવો અલ્પ પણ ગુણ થતો નથી. જે ઇંદ્રિયના વિષયમાં શુભ કે અશુભ ભાવ સ્થાપન કરે છે તે રાગયુક્ત અથવા દ્વેષયુક્ત હોવાથી તેને બંધનકારી થાય છે. તેલથી ખરડેલા શરીરવાળાનું ગાત્ર જેમ ધૂળથી ખરડાય છે તેમ રાગદ્વેષથી અત્યંત ખરડાયેલાને કર્મબંધ થાય છે.”

અધ્યાત્મવેદી શ્રી ચિદાનંદજી મહારાજે પણ આપણી અનિગ્રહીત ઇંદ્રિયોનો નિગ્રહ કરવા અને જેમ બને તેમ વિષયવાસનાને હઠાવવા એક લલિત પદ્યવડે સુંદર બોધ આપેલો છે.

વિષયવાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગો રે. એ આંકણી.

તપ જપ સંજમ દાનાદિ સહુ, ગિણતિ એક ન આવે રે;
ઇંદ્રિયસુખમેં જૌં લૌં એ મન, વક્ર તુરંગ જેમ ધાવે રે. વિષય૦ ૧

એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુઃખ પાવે રે;
તે તો પ્રગટપણે જગદીશ્વર, ઇણવિધ ભાવ લખાવે રે. વિષય૦ ૨

મન્મથવશ માતંગ જગતમેં, પરવશતા દુઃખ પાવે રે;
રસનાલુબ્ધ હોય [1]ઝખ મૂરખ, જાળ પડ્યો પછતાવે રે. વિષય૦ ૩

ઘ્રાણ સુવાસ કાજ સુણ ભમરા, સંપુટમાંહે બંધાવે રે;
તે સરોજસંપુટ સંયુત ફુન, કરટીકે મુખ જાવે રે. વિષય૦ ૪

રૂપ મનોહર દેખ પતંગા, પડત દીપમાં જાઈ રે;
દેખો યાકું દુઃખ કારનમેં, નયન ભયે હૈ સહાઇ રે. વિષય૦ ૫

શ્રોતેંદ્રિય આસક્ત મીરગલા, છિનમેં શીશ કટાવે રે;
એક એક આસક્ત જીવ એમ, નાનાવિધ દુઃખ પાવે રે. વિષય૦ ૬

પંચ પ્રબલ વર્તે નિત્ય જાકું, તાકું કહા જ્યું કહીએ રે;
ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવમેં રહીએ રે. વિષય૦ ૭

અધ્યાત્મવેદી પુરુષો વિષયવાસનાને મહાવિષમી કહે છે તે યથાર્થ જ છે, કેમ કે તેને વશ પડેલા પ્રાણીઓ જન્મ-

---

૧ મત્સ્ય.

મરણજન્ય અનંત દુઃખને વેદતા સતા ભવસાયરમાં રઝળે છે. વિષયવાસનાની વિષમતા અને વિષયવાસનાને વશ થઇ રહે-નારની થતી દુર્દશા જણાવી તેવી દુષ્ટ વાસનાને દૂર કરવા શાસ્ત્રકાર વ્યંગમાં સમજાવે છે તે સહૃદય જનોએ સમજી રાખવા યોગ્ય છે. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે–"ઇંદ્રજાળ જેવા ખોટા, અસ્થાયી અને વીજળીના ઝબકારા જેવા, ક્ષણમાત્રમાં દૃષ્ટનષ્ટ થઇ જનારા વિષયસુખમાં સુજ્ઞ જનોએ પ્રતિબંધ કરવો જ કેમ ઘટે ? અર્થાત્ તે ન જ ઘટે." વિષયાસક્તિ યોગે કુપિત થયેલા રાગાદિક દોષો જેવો અનર્થ ઉપજાવે છે તેવો અનર્થ શત્રુ, વિષ, વૈતાળ, પિશાચ કે પ્રજ્વલિત થયેલો અગ્નિ પણ ઉપજાવી શકતો નથી; અર્થાત્ રાગાદિક દોષો જ મહા અનર્થ ઉપજાવે છે. ટૂંકમાં જે જનો રાગાદિ દોષોને વશ પડેલા છે તેઓ સમસ્ત દુઃખને વશ છે અને જેમણે તે રાગાદિ દોષોને વશ કર્યા છે તેમને સમસ્ત સુખ સ્વાધીન છે; અર્થાત્ વિષય-રાગથી અંધ બનેલા જીવો સમાન કોઇ દુઃખી નથી અને વીતરાગ સમાન કોઇ સુખી નથી. જેમણે વિષયવાસનાને નિર્મૂળ કરી નાખી છે અને રાગાદિક વિકારોનો સંપૂર્ણ જય કર્યો છે તે જ વીતરાગ ( પરમાત્મા ) કહેવાય છે. વિષયની જાળ એવી વિષમી છે કે તેમાં ભલાભલા પણ ભુલાવો ખાઇને સપડાઇ જાય છે; માટે જ તેથી વધારે સાવચેત રહેવા ફરમાવ્યું છે કે–'જેમ જેમ સંતોષરૂપી લગામવડે ઇંદ્રિયોરૂપી અશ્વોને વશ રાખવામાં આવશે તેમ તેમ તે અત્યંત ફાયદાકારક નીવડશે.'

મન, વચન અને કાયાના યોગને જો સારી રીતે નિયમિત કરવામાં આવશે તો તે ગુણકારી થતા જશે અને જો અનિયમિત રાખવામાં આવશે તો તે મદોન્મત્ત હાથીની પેઠે શીલવનનો

વિનાશ કરશે., એમ સમજીને-નિરધારીને જે ભવ્ય જનો પોતાના મન, વચન અને કાયાને સુનિયંત્રિત કરવાને ઉજમાળ થશે તે અવશ્ય પોતાના પ્રયત્નના પ્રમાણમાં તેનાં મીઠાં ફળ મેળવી શકશે. શાસ્ત્રકાર પણ સંક્ષેપમાં એમ જ ફરમાવે છે કે—

जह जह दोसा विरमइ, जह जह विसयेहिं होइ वेरग्गं ।
तह तह विन्नायव्वं, आसन्नं सेय परमपयं ॥

જેમ જેમ જીવના રાગાદિક દોષો દૂર થાય અને જેમ જેમ વિષયોથી વૈરાગ્ય જાગે-વિષયવાસના ઓછી થતી જાય તેમ તેમ તેને પરમપદ-મોક્ષપદ નજીક છે એમ સમજી લેવું. આ સર્વ પ્રસંગોપાત આત્માર્થી જનોએ અવશ્ય લક્ષમાં રાખવા લાયક હિતોપદેશ આપીને પ્રસ્તુત અષ્ટકનો ઉપસંહાર કરતા સતા શાસ્ત્રકાર જણાવે છે કે અનેક રીતે ઉપદ્રવ કરનારી એવી ઇંદ્રિયોથી જે પરાભવને પામ્યા નથી તે જ ખરેખરા ધીર પુરુષ છે અને તે જ ધન્યવાદને પાત્ર છે. ૭

મનોહર શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શરૂપ પાંચે ઇંદ્રિયોના અનુકૂળ વિષયો જ્યાંસુધી ઉપસ્થિત થયા હોતા નથી ત્યાંસુધી મુગ્ધ જનો વિવેકની મોટી મોટી વાતો કરે છે. જ્યારે તે અનુકૂળ વિષયો ઉપસ્થિત થાય છે ત્યારે તેથી પ્રદીપ્ત થતી વિષયવાસના-વડે વિવેક ક્યાંય વિલય પામી જાય છે, માટે ઇંદ્રિયોને અથવા વિષયરાગને કેશરીની ઉપમા આપવામાં આવે છે, અને બીજી ઉપમા તસ્કર(ચોર)ની આપવામાં આવી છે. ચોરનો સ્વભાવ છુપી રીતે સામાનું સર્વસ્વ ચોરી લેવાનો હોય છે તેમ ઇંદ્રિયોનો-ઇંદ્રિયોના રાગાદિ વિકારોનો સ્વભાવ આત્માનું

સમાધિરૂપ સર્વસ્વ ચોરી લેવાનો છે. જીવ પોતાના મનમાં ગમે એવા સારા વિચારો ઘડતો હોય, વચનથી ગમે એવી વૈરાગ્યની વાતો કરતો હોય અને કાયાથી પણ સદનુષ્ઠાન સેવતો હોય, પરંતુ જ્યારે અનુકૂળ વિષયસામગ્રી ઉપસ્થિત થાય છે ત્યારે તેની ત્રિપુટીમાં કંઇક ક્ષોભ થાય છે. પછી અનુક્રમે મન, તન અને વચનમાં વિષયવાસના પ્રગટે છે, અને એમ થતાં જે શાંતિ સમાધિરૂપ સહજ સુખ અનુભવાતું હોય છે તે સુખ બાધક નિમિત્તો મળતાં ઇંદ્રિયોની ચપળતાથી અને વિષયવાસનાની જાગૃતિથી ક્ષુભિત થાય છે, ડોળાઇ જાય છે અને અંતે લુપ્ત થઇ જાય છે. આવી રીતે ઇંદ્રિયો પોતાને પ્રાપ્ત થયેલા અનુકૂળ વિષયોની સહાયથી આત્માનું સહજસમાધિરૂપ ધન ચોરી લે છે, અને આત્માને દીન–અનાથ–રંક જેવો કરી નાખે છે. તેથી પરમ અનુભવી પુરુષો પ્રબળ પુરુષાર્થવડે ઇંદ્રિયનો પરાજય કરવા તપ, જપ, સંયમાદિક સદુપાયને સદ્વિવેકથી સેવી વિષયવાસના નિર્મૂળ કરી પરમ સમાધિસુખ પ્રાપ્ત કરે છે. અને અન્ય આત્મહિતૈષી જનોને પણ સદુપાયો દર્શાવી, ઇંદ્રિયોનો પરાજય કરી, વિષયવાસના ટાળી આત્માનું સહજ સમાધિસુખ આસ્વાદવા અને તે જાળવી રાખવા ઉપદિશે છે. ખરેખર એવા અધ્યાત્મવેદી મહાત્માઓ પરમ ઉપગારી હોવાથી પરમપૂજ્ય છે જ, પરંતુ તે મહાપુરુષોના ઉપદેશામૃતનું અત્યંત રુચિથી પાન કરી જે મહાનુભાવો સદ્વર્તન સેવે છે તેઓ પણ ધન્ય ધન્ય છે. શાસ્ત્રકારે પણ કહ્યું છે કે યૌવનવયમાં ભોગસમર્થ છતાં જેમણે સંતોષરૂપી પ્રાકારનું અવલંબન લઇ ઇંદ્રિયબળને ભાંગ્યું છે તેમણે ખરેખર દુષ્કર કાર્ય કર્યું છે. કટાક્ષ નાખીને જોનારી સ્ત્રીથી જેમનું મન ક્ષોભ પામ્યું નથી–પામતું નથી તેવા

સંયમધર સાધુજનોને ધન્ય છે, તેમને અમારો નમસ્કાર છે, તેમના અમે કિંકર છીએ. સ્ત્રીચરિત્રથી—સ્ત્રીસંગથી જે વંચિત થયા નથી તે જ ખરેખર શૂરવીર અને નમસ્કરણીય છે. તેમને અમે ત્રિવિધે નમીએ છીએ. કિં બહુના ? જો તમે અક્ષય અવ્યાબાધ એવું શિવસુખ ચાહતા હો તો વિષયથી વિમુખ થઈ નિત્ય પ્રતિ સંવેગ રસાયણનું પાન કરો.

## પાંચે ઇંદ્રિયોને દમવાની શક્તિ.

ઉક્ત અષ્ટકમાં શાસ્ત્રકારે ઇંદ્રિયોની વિષમતા સિદ્ધ કરી બતાવી છે. તેવી વિષમ ઇંદ્રિયોને ખોટે માર્ગે પ્રવર્તતી અટકાવવાનો એક ઉત્તમ રસ્તો એ છે કે તે ઇંદ્રિયોને પ્રથમ અપ્રશસ્ત વિષયોમાં પ્રવર્તતી અટકાવી પ્રશસ્ત વિષયોમાં જોડવી. તે એવી રીતે કે જે સ્થૂલ દેહવડે સ્ત્રીસંભોગાદિક તુચ્છ વિષયભોગમાં પશુવત્ મગ્ન થવાતું હોય છે; તે સ્થૂળ દેહવડે ચિત્તમાં સંતોષવૃત્તિ આદરી શુદ્ધ દેવ, ગુરુ અને સાધર્મી જનોની સેવાચાકરી કરવી. અનાથ જનોને યથાયોગ્ય આશ્રય આપવો. એટલે કે દીન-દુઃખીને તનમનથી સહાય આપવા તત્પર રહેવું. રસના( જીભ )થી મિષ્ટ અને હિતકારી વચન બોલી અન્યને સંતોષ આપવો, ઉત્તમ ખાનપાનથી સુપાત્રને પોષવા, ઘ્રાણ ( નાસિકા )થી દુર્ગંધ પામી દુગંછા ન કરવી, તેમ જ સુગંધી વસ્તુમાં આસક્ત ન થવું. સુગંધી દ્રવ્યવડે સદ્‌ગુણીની સેવાભક્તિ કરવી. ચક્ષુવડે સુંદર રૂપ શૃંગારમાં મોહિત નહિ થતાં શાંતરસથી ભરપૂર એવી વીતરાગ દેવગુરુની મુખમુદ્રા વિલોકી, તદ્વર્તી ગુણ-મકરંદનું પાન કરવું. શ્રોત્રવડે પોતાની નિંદા કે સ્તુતિ શ્રવણ કરી તેમાં હર્ષ

શોક ધારણ નહિ કરતાં તેથી ઉદાસીન વૃત્તિ રાખી જિન-વચનામૃતનું પાન કરી સમતારસનું સેવન કરવું. આવી રીતે પ્રશસ્ત આલંબનને સેવી અપ્રશસ્ત વિષયરાગને દૂર કરવા પ્રયત્ન કરવો. જયારે અપ્રશસ્ત વિષયરાગ નષ્ટ થઇ જાય ત્યારે પછી અનુક્રમે નીરાલંબન યોગના બળથી પ્રશસ્ત વિષયરાગ પણ તજવા યોગ્ય જ છે, પરંતુ જ્યાંસુધી અપ્રશસ્ત વિષય-રાગ વિદ્યમાન હોય ત્યાં સુધી તો ઉપર જણાવ્યા મુજબ પ્રશસ્ત વિષયરાગ તજી શકાય નહિ અને તજવામાં ફાયદો પણ નથી પરંતુ નુકશાન જ છે; કારણ કે તેની સહાયથી અપ્રશસ્ત વિષય રાગ સુખે ટાળી શકાય છે, તેમ જ પ્રશસ્ત વિષયરાગ પણ અપ્રમત્તદશામાં રહી શકતો નથી; મતલબ કે સર્વ પ્રકારનો વિષયરાગ સર્વથા નષ્ટ થયે છતે જ આત્માનું સંપૂર્ણ હિત સધાય છે. એ વાત લક્ષ્યમાં રાખી આત્માર્થી જનોએ જેમ બને તેમ ચીવટથી વિષયરાગ તજવાનો ઉદ્યમ સેવવો ઘટે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૬, પૃ. ૧૧, ૩૫, ૬૬ ]



## (૮) ત્યાગાષ્ટક

રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ;
ભાવરયણનું નિધાન છે, જય જય સંયમ જીવ. ૧
શુદ્ધાતમ ગુણમેં રમે, તજી ઇંદ્રિય આશંસ;
થિર સમાધિ સંતોષમેં, જય જય સંયમ વંશ. ૨

**વિવેચન**—ઇંદ્રિયદમન માટે શાસ્ત્રકારે કરેલા ઉપદેશ મુજબ જે ભવ્યાત્મા પ્રબળ પુરુષાર્થવડે મન અને ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવે છે, જે મન અને ઇંદ્રિયોને સ્વેચ્છાચારીપણે વર્તવા નહિ દેતાં સ્વવશ વર્તાવે છે, તે જ ખરેખર ત્યાગ–સંયમના અધિકારી ગણાય છે, તે જ ત્યાગ–સંયમને ખરેખર દીપાવે છે અને ભવસંતતિનો ક્ષય કરી અનુક્રમે અક્ષયસુખના વિલાસી બને છે. તે ત્યાગ–સંયમ કેવા પ્રકારનો છે? તેમાં કેવી નિઃસ્પૃહતાની જરૂર છે? અને તેથી કેવો અસાધારણ લાભ આત્મા મેળવી શકે છે? તેની ઝાંખી પ્રામાણિક એવા ગીતાર્થ પુરુષોનાં પદ્યોવડે અત્ર આપવા યોગ્ય વિચારી છે. એવી બુદ્ધિથી કે મૂળ ગ્રંથકારે ત્યાગ–સંયમ માટે જે સદુપદેશ આપ્યો છે તેનું માહાત્મ્ય ભવ્યજનોના હૃદયમાં વિશેષે સ્ફુરાયમાન થાય અને અચળ શ્રદ્ધા–વિવેકથી ત્યાગમાર્ગ ગ્રહી તે ત્યાગ–સંયમનું પરિપાલન કરવા પ્રબળ પુરુષાર્થ ફોરવવા ઉદ્યુકત બને. તે પદ્યો નીચે પ્રમાણે—

દેશવિરતિ ને સર્વવિરતિ જે, ગૃહી યતિને અભિરામ;
તે ચારિત્ર જગત જયવંતું; કીજે તાસ પ્રણામ રે.
ભવિકા! સિદ્ધચક્રપદ વંદો. ભ૦ ૩૬

તૃણપરે જે ષટ્ ખંડ સુખ છંડી, ચક્રવર્તી પણ વરિયો;
તે ચારિત્ર અખય સુખ કારણ, તે મેં મનમાંહી ધરિયો રે. ભ૦ ૩૭

હુઆ શંક પણ જેહ આદરી, પૂજિત ઇંદ નરિંદ;
અશરણ શરણ ચરણ તે વંદું, પૂર્યું જ્ઞાન અમંદ રે. ભ૦ ૩૮

બાર માસ પર્યાયે જેહને, અનુત્તર સુખ અતિક્રમીએ;
શુક્લ શુક્લ અભિજાત્ય તે ઉપર, તે ચારિત્રને નમીએ રે. ભ૦ ૩૯

ચય તે આઠ કર્મનો સંચય, રિક્ત કરે જે તેહ;
ચારિત્ર નામ નિરુત્તે ભાખ્યું, તે વંદું ગુણગેહ રે. ભ૦ ૪૦

ઢાળ—જાણ ચારિત્ર તે આતમા, નિજ સ્વભાવમાં રમતો રે;
લેશ્યા શુદ્ધ અલંકર્યો, મોહવને નવિ ભમતો રે.
વીર જિનેશ્વર ઉપદિશે.

## चारित्र पद पूजा ८ मी

દોહરો.

ચારિત્ર ધર્મ નમો હવે, જે કરે કર્મ નિરોધ;
ચારિત્ર ધર્મ જસ મન વસ્યો, સફળો તસ અવબોધ. ૧

ઢાળ—દેશી રંગ લાગ્યો.

ચારિત્ર પદ નમો આઠમે રે, જેહથી ભવભય જાય; સંયમ રંગ લાગ્યો.
સત્તર ભેદ છે જેહના રે, સિત્તેર ભેદ પણ થાય. સં૦ ૧

સમિતિ ગુપતિ મહાવ્રત વળી રે, દશ ક્ષાંત્યાદિક ધર્મ; સં૦
નાણફારય વિરતિઅ છે રે, અનોપમ સમતા શર્મ. સં૦ ૨

બાર કષાય ક્ષયઉપશમે રે, સર્વવિરતિ ગુણઠાણ; સં૦
સંયમઠાણ અસંખ્ય છે રે, પ્રણમો ભવિક સુજાણ. સં૦ ૩

દોહરો.

હરિકેશી મુનિરાજીયો, ઉપનો કુળ ચંડાળ;
પણ નિત સુર સેવા કરે, ચારિત્ર ગુણ અસરાલ. ૧

### ઢાળ ૨૭ (ગીત)

સંયમ કબહી મિલે ? સસનેહી, પ્યારા હો ! સંયમ કબહી મિલે ?
શું સમકિત ગુનઠાન ગવારા, આતમસેં કરત બિચારા હો. સં૦ ૧

દોષ બેંતાળીશ શુદ્ધ આહારા, નવ કલ્પી ઉગ્ર વિહારા હો; સં૦
સહસ તેવીશ દોષ રહિત નિહારા, આવશ્યક દોય વારા હો. સં૦ ૨

પરિસહ સહનાદિક પરકારા, એ સબ હે વ્યવહારા હો; સં૦
નિશ્ચય નિજ ગુણ ઠરણ ઉદારા, લહત ઉત્તમ ભવપારા હો. સં૦ ૩

મોહાદિક પરભાવસેં ન્યારા, દુગ નય સંયુત સારા હો; સં૦
પદ્મ કહે એમ સુણી ઉજમાળા, લહે શિવવધૂ વરહારા હો. સં૦ ૪

આટલેથી પ્રસ્તુત પ્રસ્તાવના આટોપી મૂળગ્રંથમાં ત્યાગ સંયમના સંબંધે જે રહસ્ય રહેલું છે તે હવે જોઇએ.

સાંસારિક બંધનથી છૂટા કરી, જન્મમરણજન્ય અનંત દુઃખને જલાંજલિ આપી, શાશ્વત સુખને સંપૂર્ણ ખાત્રીથી મેળવી આપનાર આત્મનિગ્રહરૂપ સંયમ આદરવાને સન્મુખ થયેલો આત્મા પોતે પોતાને સંબોધીને કહે છે કે-હવેથી હું મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથારૂપ પાંચ પ્રમાદને વશ પડી જે અશુદ્ધ ઉપયોગમાં જ મગ્ન હતો તેનો ત્યાગ કરી, અહિંસાદિક ઉત્તમ વ્રતોમાં આદરવાળો થઇ, દ્રવ્યભાવથી પ્રભુની પવિત્ર આજ્ઞા મુજબ તે તે મહાવ્રતોનું પરિપાલન કરવા માટે નિજ લક્ષ સાધવા શુદ્ધ ઉપયોગરૂપી પરમાર્થપિતાનો જ આશ્રય કરીશ અને પોતાની આત્મપરિણતિમાં જ રતિ-પ્રીતિ ધારી રાખવારૂપ પોતાની ખરી માતાનું જ આલંબન સ્વીકારીશ. તેથી અન્ય સાંસારિક માતપિતાને હું નમ્રપણે વિનવું છું કે આપ મને સુખકર **સંયમ** સાધવાને માટે અનુમતિ આપો.

આ વાત અનુભવસિદ્ધ છે કે જ્યાંસુધી આપણને પ્રાપ્ત વસ્તુથી કોઇ ઉચ્ચ પવિત્ર વસ્તુનું યથાર્થ ભાન અને શ્રદ્ધાન થતું નથી ત્યાંસુધી પ્રાપ્તવસ્તુમાં આપણને લાગેલો મોહ છૂટી શકતો નથી, પણ જ્યારે કોઇ ઉચ્ચતર પવિત્ર વસ્તુનું આપણને યથાર્થ ભાન અને પ્રતીતિ થાય છે ત્યારે તે પવિત્ર વસ્તુ પ્રત્યે આપણને સ્વાભાવિક પ્રેમ–પૂજ્યભાવ પ્રગટે છે અને તે પ્રગટેલો પ્રેમ–પૂજ્યભાવ તે વસ્તુ પ્રત્યે આપણી અંતઃ-કરણની ઉપાસનાથી દિનપ્રતિદિન વધતો જાય છે. જેમ જેમ આપણો પ્રેમ આ દિશામાં વધતો જાય છે તેમ તેમ પ્રથમ-ની માયિક વસ્તુમાં લાગેલો આપણો મોહ ઓછો થતો જાય છે. જ્યારે આપણે પવિત્ર વસ્તુમાં સંપૂર્ણ પ્રેમ જગાડીને તેને જેટલા વખત સુધી અનન્ય ભાવે ભેટીએ છીએ ત્યારે તેટલા વખત સુધી અન્ય દિશામાં લાગી રહેલો આપણો મોહ છૂટી જાય છે. એવી રીતે અનુક્રમે જ્યારે અભ્યાસવિશેષથી અસાર અને અનિત્ય વસ્તુમાં લાગેલો પ્રેમ–મોહ સમૂળગો છૂટી જાય છે તેમ જ સારભૂત અને નિત્ય એવા પરમાત્મતત્ત્વમાં જ પૂર્ણ પ્રેમ જાગે છે ત્યારે પરમ સુખદાયક પરમાત્મતત્ત્વ પામવા માટે જે જે સત્‌સાધનો સત્‌શાસ્ત્રોમાં ફરમાવ્યાં છે તે તે સત્‌સાધનો સત્‌શાસ્ત્ર નીતિ મુજબ સેવવા આત્મા અતિ આદરપૂર્વક ઉજમાળ થાય છે. એવે વખતે ચક્રવર્તી રાજા પણ પોતાના સંપૂર્ણ સામ્રાજ્યને તિલાંજલિ દેતાં લેશમાત્ર વિલંબ કરતો નથી તે પોતાની ક્ષણિક ઋદ્ધિસિદ્ધિને એક પલકમાં પરહરી અક્ષય ઋદ્ધિસિદ્ધિને આપનાર સંયમ સામ્રાજ્યને અંગીકાર કરે છે. તે સંયમના મુખ્યપણે ૧૭ ભેદ કહેલા છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને

અસંગતારૂપ પાંચ મહાવ્રતોનું યથાવિધિ પાલન, પાંચે ઈંદ્રિયોનું યથાર્થ રીતે દમન, ક્રોધાદિક ચારે કષાયનો જય અને મન, વચન તથા કાયાની શુદ્ધિ, એ સત્તર પ્રકારવડે સંયમનું આરાધન થઇ શકે છે. ઉક્ત સંયમનું યથાવિધિ આરાધન કરવા માટે રાગ, દ્વેષ અને મોહાદિક બંધનથી સદંતર દૂર રહેવું જોઇએ અને તેટલા માટે જેથી રાગાદિક બંધન થાય તેવાં કારણોથી પણ સદંતર અળગા રહેવું જોઇએ. માતા, પિતા, બંધુઓ, સ્ત્રી આદિક સ્વજન અને જ્ઞાતિ પ્રમુખ પરિજનોના સ્નેહપાશમાં ન જ પડવું જોઈએ. તેથી જ સંયમ સન્મુખ થયેલા આત્મા રાગાદિક બંધનકારી માતપિતાદિક બહિર કુટુંબનો ત્યાગ કરી એકાંત હિતકર અંતરંગ કુટુંબનો આદર કરવા ઉજમાળ થાય છે. તે શુદ્ધ ઉપયોગરૂપ પવિત્ર પિતાનો અને આત્મપરિણતિમાં રતિરૂપ ધૃતિ–માતાનો પોતાના સંયમની રક્ષા અને પુષ્ટિ નિમિત્ત નિશ્ચયપૂર્વક સ્વીકાર કરે છે. શુદ્ધ ઉપયોગરૂપ લોકોત્તર પિતા અને ધૃતિરૂપ અંબા સંયમાત્માને જન્મ આપે છે. સર્વ પ્રકારના અપાય–ઉપદ્રવાદિકથી તેનો બચાવ કરે છે. તેનું અનેક સત્સાધનોવડે પોષણ કરે છે અને અત્યંત પ્રેમ–વાત્સલ્યથી તેનું પરિપાલન કરતાં અંતે તેને પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરાવે છે. માતાપિતાદિકની અનુમતિ મેળવી સંયમ અંગીકાર કરી સંયમાત્મા જે આવો ઉત્તમ પ્રકારનો સ્વરૂપ લાભ મેળવી શકે છે તે લૌકિક માતપિતાદિકની ક્ષણિક માયા તજીને લોકોત્તર માતપિતા ઉપર અનન્ય પ્રેમ, વાત્સલ્ય અને શ્રદ્ધાથી જ. માતપિતાના પ્રેમનો વિવેક બતાવી હવે બાંધવોના પ્રેમ આશ્રી કહે છે. ૧.

માતાપિતા ઉપરાંત બંધુઓ પણ લૌકિક દૃષ્ટિથી ઉપગારી

ગણાય છે માટે તેમની અનુમતિ માંગવી તે પણ ઉચિત જ છે. શીલાદિક સદ્‌ગુણો આત્માને ખરેખર એકાંત ઉપગારી છે. તેમનો સંબંધ અવિહડ છે. લૌકિક બંધુઓ સ્વાર્થનિષ્ઠ હોવાથી તેમનો સ્વભાવ નિશ્ચિત હોઇ શકે જ નહિ, તેથી સંયમાભિમુખ મનુષ્ય તેમનો સંબંધ તોડીને શીલાદિક સાથે સંબંધ જોડે છે.

જે પ્રીતિ ક્ષણિક, સ્વાર્થી અને અસાર છે તેવી પ્રીતિ બુદ્ધિવંતે કરવા ચોગ્ય જ નથી. જે પ્રીતિ ઉપાધિ રહિત છે અને તેથી જ જે પરિણામે ખરું સુખ સમર્પે છે તેવી જ પ્રીતિ કરવા ચોગ્ય છે. લૌકિક પ્રીતિ વિષમયી છે ત્યારે શીલાદિક સદ્‌ગુણ સાથે લોકોત્તર પ્રીતિ નિર્વિષ અમૃતમયી છે. લૌકિક પ્રીતિ વિષમયી હોવાથી તાપકારી છે અને તેથી જ તે તજવા ચોગ્ય છે ત્યારે લોકોત્તર પ્રીતિ નિર્વિષ અમૃતમયી હોવાથી શાંતિ–શીતલતાકારી છે અને તેથી જ તે સેવવા ચોગ્ય છે. લૌકિક બંધુઓ ક્ષણિક કષ્ટમાં એક જ ભવમાં સહાયકારી થાય છે ત્યારે શીલાદિક સદ્‌ગુણરૂપ લોકોત્તર બંધુઓ આત્માને ભવોભવ સહાયકારી થાય છે. લૌકિક બંધુઓ કરતાં શીલાદિક બંધુઓ બહુ જ ઊંચા પ્રકારની અમૂલ્ય સહાય આત્માને અર્પી આત્મા પાસેથી તેનો બદલો ઇચ્છતા નથી. એવા તે નિઃસ્વાર્થ બંધુઓ છે તેથી જ સંયમાભિમુખ આત્મા સ્વાર્થી બંધુઓનો સંબંધ મર્યાદાપૂર્વક તોડીને પૂર્ણ પ્રેમથી શીલાદિક બંધુઓને ભેટવા ઉજમાળ થાય છે. એવી રીતે બંધુઓના સ્નેહનો વિવેક બતાવી સ્ત્રી તથા જ્ઞાતિના સ્નેહ આશ્રી કહે છે. ૨.

ગૃહસ્થ જેમ ગૃહિણી( સ્ત્રી )ના સાહચર્યથી શોભે છે તેમ સંયમી સમતારૂપી સ્ત્રીથી જ શોભે છે–સુખી રહે છે. ગૃહસ્થને

ગૃહવ્યવહારમાં જ્ઞાતિવર્ગની જ્યાં ત્યાં જરૂર જણાય છે તેમ સંયમીને સંયમવ્યાપારમાં સંયમી એવા સાધર્મી જનો જ્યાં ત્યાં ઉપગારી થાય છે. આવા ઉદાર અભ્યંતર કુટુંબવર્ગનો સદ્વિવેકથી સ્વીકાર કરી સંયમાભિમુખ આત્મા તેથી ઇતર બાહ્યવર્ગનો ત્યાગ કરીને સુખે સ્વસમીહિતને સાધે છે.

જે અર્ધાંગના ગૃહસ્થપણાનું ભૂષણ છે તેનો ત્યાગ કરનાર સંયમી સમતારૂપી સ્ત્રીને જ અંગેઅંગે ભેટે છે. ગૃહસ્થ સ્ત્રી જ્યારે અશુચિપૂર્ણ દેહ ધરનારી, વિકારયુક્ત અને વિકારને વધારનારી છે ત્યારે સમતા સ્ત્રી દેહાતીત અને નિર્વિકારી હોવાથી પરમ શીતળતાને પેદા કરનારી છે. વળી લૌકિક જ્ઞાતિજનો જ્યારે પ્રપંચપરાયણ અને સ્વાર્થનિષ્ઠ જણાય છે ત્યારે લોકોત્તર જ્ઞાતિવર્ગ કેવળ ધર્મપરાયણ હોઇ પરમાર્થ દૃષ્ટિવંત હોવાથી અત્યંત લાભકર્તા દેખાય છે. આવા મહાન્ તફાવતથી સંયમી પુરુષ કલેશકારી સ્ત્રીનો પરિહાર કરી એકાંત આત્મસમાધિને કરનારી સમતા–સ્ત્રીનો સ્વીકાર કરે છે અને પ્રપંચી જ્ઞાતિવર્ગનો પરિહાર કરીને ધર્મનિષ્ઠ સાધર્મીજનોની સંગતિ સ્વીકારે છે. ૩

હવે ત્યાગની ઊંચી કોટિ આશ્રયી કહે છે. જેમ બાવના-ચંદનની સુવાસ સર્વોપરી છે અને તે બાવનાચંદનમાં એક સરખી રીતે સર્વત્ર વ્યાપી રહેલ છે. વળી તેની પ્રાપ્તિથી બીજી સુવાસની ગરજ રહેતી નથી તેમ આત્માના દરેક પ્રદેશમાં સત્તાગત રહેલ અનંત જ્ઞાનાદિક ધર્મ જો ક્ષાયિકભાવે સંપૂર્ણ રીતે પ્રગટી નીકળે તો પછી મંદ ક્ષયોપશમ ભાવના પ્રતીત થતા જ્ઞાનાદિક ગુણોની કંઇ પણ જરૂર રહે નહિ.

જેમ સૂર્યોદય થતાં ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારાની જ્યોતિ અનાવશ્યક છે એટલે કે તે સર્વની જ્યોતિ સૂર્યના તેજમાં સમાઇ જાય છે તેમ અનંત જ્ઞાનાદિક પ્રત્યક્ષ અને ક્ષાયિક ભાવે પ્રગટ થયે છતે પરોક્ષ અને ક્ષાયોપશમિક જ્ઞાનાદિકની જરૂર રહેતી નથી. મતલબ કે ક્ષાયોપશમિક ભાવ અભ્યાસિક સાધન-રૂપ છે ત્યારે ક્ષાયિક ભાવ સંપૂર્ણ સાધ્યરૂપ છે. કાર્ય કારણ-ભાવની પેઠે જ્યારે સંપૂર્ણપણે સાધ્ય ધર્મની સિદ્ધિ થઇ ચૂકી તો પછી સાધનધર્મની જરૂર રહેતી નથી. સાધનધર્મ એ કારણરૂપે છે અને સાધ્યધર્મ એ કાર્યરૂપ છે. પરંતુ સંપૂર્ણ સાધ્યસિદ્ધિ થયા પહેલાં જ જે સાધનધર્મની ઉપેક્ષા કરી તજી દે છે તે હતભાગ્ય ઉભયભ્રષ્ટ થાય છે, તેથી સદ્વિવેકી સજ્જનો સ્વસાધ્યસિદ્ધિ સુધી સત્સાધનનો ઉપયોગ પ્રમાદ રહિત કર્યા જ કરે છે અને એમ કરીને અંતે સ્વસાધ્યની સિદ્ધિ કરે છે. ૪.

તે જ વાતનું શાસ્ત્રકાર દૃષ્ટાંતવડે સમર્થન કરે છે. આત્માર્થી મુનિએ સદ્ગુરુનાં ચરણકમળની સેવા ત્યાંસુધી અખંડ અપ્રમત્તભાવે નિષ્કામવૃત્તિથી કર્યા કરવી કે જ્યાંસુધી પોતે જ તે ગુરુના પવિત્ર પદને પ્રાપ્ત થઇ જાય. જેમ કુશળ અને પ્રમાણિક કારીગર પોતે હાથ ધરેલું કામ બહુ જ ઉમદા રીતે કરી આપી સામાનું દિલ પ્રસન્ન કરે છે તેમ સદાચારમાં કુશળ એવા સદ્ગુરુ મહારાજ પણ સ્વશરણાગત શિષ્યને એવી ઉમદા યુક્તિથી પ્રબોધે છે કે તેથી ભવ્ય શિષ્યનું દિલ દિનપ્રતિદિન પ્રસન્નતાને જ પામે, અને તે શિષ્ય સદાચારમાં રક્ત બને. પણ જો શિષ્ય સદ્ગુરુની રૂડી શિક્ષાને હૃદયમાં ધારે નહિ અને અધીરો થઇ સ્વચ્છંદી બની જાય તો તે શિષ્ય ગુરુશિક્ષાના

લાભથી બેનશીબ જ રહે છે. જો પથ્થર સૂત્રધાર( સલાટ )નાં ટાંકણાને સહે તો તેમાંથી મનોહર મૂર્તિ બની તે પૂજા યોગ્ય થાય, નહિ તો તે પથ્થર લોકોના પગ નીચે કચરાય; તેવી જ રીતે જો શિષ્ય સદ્ગુરુની સુશિક્ષાને સદ્બુદ્ધિથી આદરે તો તે અંતે ગુરુપદને પામે, નહિ તો તે ઉભયભ્રષ્ટ થાય. આ બધી વાતનું ફલિત એ આવે છે કે શિષ્યે જો પોતાનું એકાંત હિત સાધવું હોય તો ગુરુને આત્માર્પણ કરીને રહેવું. મન, વચન અને કાયા તેમને જ અર્પણ કરવાં. પોતાની ઈચ્છા મુજબ-સ્વેચ્છાચારીપણે તેમાંના કોઇનો ઉપયોગ કરવો નહિં. આવું ઊંચા પ્રકારનું આત્માર્પણ સદ્ગુરુના ચરણકમળમાં જે જે મહાનુભાવોએ કરેલું છે તે તે મહાનુભાવો કીટભ્રમરીના દૃષ્ટાંતે પોતે જ ગુરુપદના અધિકારી થઇ સ્વરૂપ સાક્ષાત્કારને પામી ગયા છે; માટે આત્માર્થી શિષ્યોએ એ જ ( સદ્ગુરુના ચરણકમળ ) ત્રિકરણ શુદ્ધિથી ઉપાસવા યોગ્ય છે. આ અતિ અગત્યની સ્થિતિથી ચ્યુત ન થવાય માટે મુમુક્ષુઓએ ખાસ કરીને શ્રીમાન ગૌતમસ્વામી અને મૃગાવતી સાધ્વીના દૃષ્ટાંત ભાવવા યોગ્ય છે. શાસ્ત્રકાર સમજાવીને કહે છે કે-તમે ફળની ઈચ્છા નહિ રાખતાં નિષ્કામ( કામના રહિત )પણે સ્વકર્તવ્ય કર્મ કરો, તેમ કરવાથી તમે તેનું અમોઘ ફળ અચૂક અનુભવી શકશો; પણ જો પ્રથમથી નહિ કરવા યોગ્ય એવા ખોટા સંકલ્પ-વિકલ્પ કરી સ્વકર્તવ્યથી ચૂકશો તો તમે ઇષ્ટ ફળને પામી શકશો નહિ એ જ વાતનું પ્રતિપાદન કરતાં ગ્રંથકાર કહે છે-૫.

સંગીનપણે આત્મહિત સાધવા ઇચ્છનારે પ્રથમ મિથ્યા-મતિને તજવા માર્ગાનુસારીપણું ( શિષ્ટાચાર ) આદરવાની

પૂરેપૂરી જરૂર છે. તેમાં પણ **ન્યાયસંપન્ન વિભવ, વડીલ સેવા, વિનય અને કષાયત્યાગ** એ ચાર ગુણ ઉપર તો બહુ જ લક્ષ રાખવાની જરૂર છે. વળી દેવ, ગુરુ અને ધર્મની વિવિધ રીતે ( સૂક્ષ્મ બુદ્ધિથી ) પરીક્ષા કરી જે **સત્ય અને શુદ્ધ તરી નીકળે** તે જ આદરવાની અને તેનું જ **અખંડ આરાધન** કરવાની જરૂર છે. અહીં સુધી ચતુર્થ ગુણસ્થાનકની હદ ગણાય છે. તેમાં શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મની દરેક રીતે પૂજા-પ્રભાવના કરવા અને તેમાં કાળદોષાદિકથી થતી મલિનતા ટાળવા પોતાનાથી બને તેટલો પુરુષાર્થ ફોરવવો એ પોતાનું મુખ્ય કર્તવ્ય ગણાય છે. જે કાર્ય પોતાના અધિકાર બહારનું હોવાથી બની શકે એવું ન હોય તે કાર્ય જે અધિકારી જનો કરી શકે તેમ હોય તેમને પોતાનાથી બની શકે તેટલી અને તેવી સહાનુભૂતિ ( સહાય ) આપવી એ પણ ઘણું જ અગત્યનું કર્તવ્ય છે. તેમ જ નીચલા ગુણસ્થાનકવાળાએ ઉપલા ગુણસ્થાનકે જવા માટે ભાવનાપૂર્વક અભ્યાસ પણ અવશ્ય કર્તવ્ય છે. પાંચમે ગુણસ્થાનકે જ્ઞાન( સમજ )પૂર્વક સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વિગેરે ( હિંસાત્યાગાદિ ) વ્રતો અંગીકાર કરી કાળજીથી પાળવાની જરૂર છે. તેમજ સર્વથા હિંસાત્યાગ–અહિંસાદિક મહાવ્રતોની ભાવના સાથે તે માટે બનતો અભ્યાસ કર્તવ્ય છે. છઠ્ઠે ગુણસ્થાનકે સર્વે મહાવ્રતો સદ્‌ગુરુ સમીપે સમજપૂર્વક આદરી તેમનું યથાર્થ રીતે–દૂષણ રહિત પરિપાલન કરવા કાળજી રાખવાની જરૂર છે. તેમ જ અપ્રમત્તદશાની ભાવનાયુક્ત અભ્યાસ કર્તવ્ય છે. એમ ઉત્તરોત્તર સમજવું. **ગુણસ્થાનકક્રમારોહ** ગ્રંથમાં આ બાબત વિશેષ સ્પષ્ટતા કરેલી છે. ત્યાંથી સંપૂર્ણ અધિકાર વિશેષરુચિ જનોએ અવગાહી લેવા યોગ્ય છે. તેમાં

પ્રમત્તગુણસ્થાનક સુધી આવશ્યક પ્રમુખ ક્રિયા અવશ્ય કર્તવ્ય-રૂપે જણાવી છે, અને તેની ઉપેક્ષા કરનારને મિથ્યામતિ કહ્યો છે. આવી રીતે ગુણસ્થાનકના ક્રમે સમજપૂર્વક સ્વકર્તવ્ય કર્મ કરવામાં પરાયણ રહેતાં અવશ્ય પરમપદ પ્રાપ્ત થાય છે. ૬.

જેમ જેમ આત્મા સ્વસંયમમાં સુદૃઢ બનતો જાય છે તેમ તેમ સત્ચારિત્રયોગે તેની આશ્રવકરણી ઓછી થાય છે, તેથી નવીન કર્મનું આવાગમન થતું અટકે છે અને બાહ્ય અભ્યંતર ઉભય તપની સહાયથી પુરાતન કર્મનું શાટન (નિર્જરા) કરવા-વડે આત્માની નિર્મળતા થાય છે. એટલે જે ચારિત્ર કરણી પ્રયત્નસાધ્ય હતી તે સહજ બની રહે છે, આત્માના સ્વાભાવિક ગુણોમાં સ્થિરતા જામે છે અને તે ગુણો પૂર્ણપણે વિકાસને પામે છે તેથી નિષ્ક્રિય અવસ્થા પામી એટલે ગુણસ્થાનક્રમારોહમાં કહેલા ક્રમથી યોગનો નિરોધ કરી, આત્મા અવિચળ પદવીને પામે છે. તે જ વાતને દૃષ્ટાંતદ્વારા શાસ્ત્રકાર જણાવે છે. ૭.

સમસ્ત પ્રમાદરૂપ વિભાવ ઉપયોગના પરિહારથી અને અપ્રમત્તતારૂપી અતિ ઉચ્ચ શિખર ઉપર સ્થિતિ કરવાથી નિર્ગ્રંથ મુનિરાજ સંપૂર્ણ વિવેકના બળે સમસ્ત કર્મ આવરણનો સર્વથા ક્ષય કરીને અનંત ગુણજ્યોતિથી દેદીપ્યમાન નિષ્કલંક નિજસ્વરૂપચંદ્રને પૂર્ણપણે નિહાળે છે. જેમ માટીના થરથી તુંબડું પાણીમાં ડૂબી છેક તળીએ જાય છે તેમ કર્મના ગાઢ આવરણથી આત્મા પણ અધોગતિને પામે છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ ( મન, વચન અને કાયાની ચપળ પ્રવૃત્તિ ) એ કર્મબંધનનાં મુખ્ય હેતુઓ છે. જેમ જેમ તેમનું જોર મંદ પાડવા પ્રયત્ન સેવવામાં આવે છે તેમ તેમ આત્મા કર્મના

ભારથી હળવો થતો જાય છે, અને જેમ જેમ આત્મા હળવો થતો જાય છે તેમ તેમ તે ઊંચો આવતો જાય છે. અને જ્યારે કર્મના આવરણથી સંપૂર્ણ રીતે મુક્ત થાય છે ત્યારે તે એક ક્ષણ પણ આ શરીરાદિક ઉપાધિનો સંબંધ રાખતો નથી, પરંતુ તે જ ક્ષણે શરીરનો આ ભૂલોક ઉપર ત્યાગ કરીને તે તુંબડાની પેઠે લોકાગ્ર સ્થિતિ પ્રાપ્ત કરે છે, અને એક સમય માત્રમાં સિદ્ધશિલા ઉપર સિદ્ધસ્થાનમાં બિરાજમાન થઇ જાય છે. જેમ અત્ર તુંબડાનું દૃષ્ટાંત દીધું તેવી જ રીતે એરંડ બીજ, ધનુષ્યમુક્ત તીર અને ધુમ્રના દૃષ્ટાંતથી પણ સંપૂર્ણ રીતે કર્મથી મુક્ત થયેલા સિદ્ધ જીવોની ઊર્ધ્વ ગતિ સિદ્ધ થઈ શકે છે. સકળ સિદ્ધ જીવોની સ્થિતિ **ગુણસ્થાનકક્રમારોહ** તથા **પ્રશમરતિ** પ્રમુખ ગ્રંથોમાં સારી રીતે પ્રતિપાદિત કરેલી છે. ત્યાંથી વિશેષરુચિ જનોએ અવગાહી લેવા ઉપયોગ કરવો. ઉપર શ્લોકમાં બતાવેલું ચંદ્રમાનું દૃષ્ટાંત તો સુપ્રસિદ્ધ છે. જેમ સમસ્ત અભ્રથી મુક્ત થયેલો ચંદ્ર સકળ કળાથી સંપૂર્ણ ખીલી નીકળે છે તેમ સમસ્ત કર્મ આવરણથી મુક્ત થયેલા આત્માઓ પણ અનંત ગુણસમુદાયથી પરિપૂર્ણ દીપી નીકળે છે. મુખ્યપણે આ સ્થિતિનો સાક્ષાત્કાર કરવાના અધિકારી સત્ચારિત્રપાત્ર સાધુઓ જ છે. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૬, પૃ. ૨૨૬ ]



## ( ૯ ) क्रियाष्टक

**વિવેચન**—પૂર્વે સંયમ અષ્ટકમાં કહેવામાં આવ્યું તેમ શાસ્ત્રવિધિથી સંયમમુદ્રા–દીક્ષાની સાર્થકતા ઉત્તમ પ્રકારની

રહેણીકહેણીવડે છે, તે વિના વેષગ્રહણ કેવળ કષ્ટરૂપ છે, જેને શાસ્ત્રકાર વેષવિડંબના કહીને બોલાવે છે. તાત્પર્ય કે સંયમ-મુદ્રા ગ્રહણ કરી, પ્રમાદપટલ તજી, સાવધાનપણે ઉત્તમ પ્રકારની રહેણીકહેણી આદરી, તેને સફળ કરવા પ્રયત્ન કરવો ઘટે છે. અન્યત્ર પણ શાસ્ત્રકાર એમ જ કહે છે કે જે કેવળ " પરોપદેશે પાંડિત્યમ્" બતાવે છે અને પોતાનામાં કશા આચારવિચારનું ઠેકાણું હોતું નથી એવા માણસોને માણસો જ ગણવા યોગ્ય નથી, પરંતુ જે પોતાના આત્માને સારી રીતે સમજાવી મર્યાદાશીલ બનાવે છે એટલે ઉત્તમ પ્રકારની રહેણીકરણી પાળે છે તે જ સારા માણસ ગણવા લાયક છે. કહ્યું પણ છે કે–" का हि पुंगणना तेषां, येऽन्यशिक्षाविचक्षणाः । ये स्वं शिक्षयितुं दक्षास्तेषां पुंगणना नृणाम् ॥ " જેમ જળવડે નદી શોભે છે, જ્યોતિષચક્રથી આકાશ શોભે છે, ન્યાયથી રાજા શોભે છે અને વિનયથી વિદ્યા શોભે છે તેમ ઉત્તમ રહેણીથી સંયમ શોભે છે. તે કરણી બાહ્ય અને અભ્યંતરરૂપ બે પ્રકારની હોય છે. તે બન્નેમાં યથાયોગ્ય પ્રમાદ રહિત પ્રવૃત્તિ કરી અનુક્રમે નિવૃત્તિ મેળવનારા જ સંયમને ચરિતાર્થ–સાર્થક કરે છે. એટલે કે તેથી અનુક્રમે સમસ્ત ક્લેશોનો અંત કરી મોક્ષપદને પામે છે. તે મોક્ષને પ્રાપ્ત કરવા ઇચ્છનાર મુમુક્ષુએ કેવું પ્રવર્તન રાખવું જોઈએ અથવા કેવા પ્રવર્તનવાળો આત્મા મોક્ષ મેળવી શકે ? તે હવે શાસ્ત્રકાર પોતે જ આ અષ્ટકની શરૂઆતમાં જણાવે છે—

જેનાથી રાગદ્વેષાદિક દોષો ક્ષીણ થાય, અને ઉત્તમ પ્રકારના ક્ષમા, મૃદુતાદિ ગુણસમુદાય જાગૃત થાય એવું તત્ત્વજ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું હોય અથવા એવું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની જ જે

દિનપ્રતિદિન અધિક કાળજી રાખતો હોય તે **જ્ઞાની** તેવું તત્ત્વજ્ઞાન વિનયબહુમાનપૂર્વક ગ્રહી જેમ આત્માની નિર્મળતા થાય, ઉપાધિ દોષ ઓછો થાય અથવા સમૂળગો દૂર થાય તેવો જ પ્રતિદિન પ્રયત્ન કરતો હોય, તેમાં પ્રમાદ સેવતો ન હોય, સ્વદૃષ્ટાંતથી અન્ય મુમુક્ષુવર્ગને પણ ક્રિયારુચિ બનાવતો હોય એવો **ક્રિયાપાત્ર**; જેમ પોતાનામાં સ્થિરતા ગુણની વૃદ્ધિ થાય તેમ ચપળતાદિક દોષ દૂર કરવાપૂર્વક પવિત્ર સંયમ-કરણીનું સેવન કરી, વૈરાગ્યવૃદ્ધિથી સમસ્ત કષ્ટને દૂર કરી; સ્વાભાવિક શાન્તિનો સાક્ષાત્ અનુભવ કરે તે **શાન્ત–ઉપ-શાંત–પ્રશાન્ત**, મૈત્રી, મુદિતા, કરુણા અને મધ્યસ્થતારૂપ ભાવનાચતુષ્ટય અથવા અનિત્યત્વાદિક દ્વાદશભાવના તેમ જ પાંચ મહાવ્રત સંબંધી આચારોપદિષ્ટ પચીશ ભાવનાવડે જેનું અંતઃકરણ પ્રતિદિન ભાવિત હોય, જે જગતનું સ્વરૂપ યથાર્થ જાણી લેવાથી તેમાં કદાપિ આસક્ત નહીં બનતાં ઉદાસીનદશામાં વર્તી રહેલા હોય તે **ભાવિતઆત્મા**, તેમ જ દુર્જય મન અને ઇંદ્રિયોને શાસ્ત્રોકત યુક્તિથી જેણે કબજે કરી લીધેલ હોય અથવા તેમનું દમન કરવામાં જ જે સદાય દત્તચિત્ત હોય એવા **જિતેંદ્રિય**, જે મહાત્મા મુમુક્ષુ હોય તે સ્વયં આ ભવસમુદ્રનો પાર પામી અન્ય આત્માર્થી મુમુક્ષુ જનોને પણ તારવા સમર્થ થઇ શકે છે. ઉપર જણાવેલા સદ્ગુણનું સેવન કર્યા વગર તો પોતે જ આ ભયંકર ભવ-સમુદ્રનો પાર પામી શકતા નથી તો બીજાને તારી દેવાની તો વાત જ શી ? તેથી મોક્ષસુખના તીવ્ર અભિલાષી મુમુક્ષુ જને ઉપર જણાવેલા સમસ્ત સદ્ગુણ ધારવા અહોનિશ ઉજમાળ રહેવું જોઇએ; તેમાં લેશમાત્ર શિથિલાદર થવું ન જોઇએ. કેવળ

લૂખા ( શુષ્ક ) જ્ઞાન માત્રથી કલ્યાણ સધાતું નથી. તેથી તો ગુણોને બદલે ઊલટો દોષ જ થવા સંભવ છે. કહ્યું છે કે—**होत मूढमति पुरुषकुं, श्रुत भी मद भय रोष। ज्युं रोगीकुं खीर घृत, सन्निपातको पोष ॥** તેથી જે જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે તે આત્માનું શોધન કરી સ્વશ્રેય સાધવામાં સહાયકારી થાય તેવું તત્ત્વરૂપ હોવું જોઇએ; નહિ કે પોપટીયું જ્ઞાન કે જે કેવળ પોતાની પંડિતતા બતાવવા માટે જ ઉપયોગી થાય. વળી જ્ઞાન એવી રીતનું પ્રાપ્ત કરવું જોઇએ કે જેથી જીવ પોતાનું અનાદિ સ્વચ્છંદ વર્તન તજીને શાસ્ત્રનીતિ મુજબ ચાલવા સમર્થ થાય, કેમકે સદ્વર્તનથી જ જ્ઞાનની સાર્થકતા છે અને જ્ઞાન ( સમજ ) સહિત કરણીથી જ ઇષ્ટસિદ્ધિ થઇ શકે છે; માટે જ્ઞાનપૂર્વક રૂડી કરણી કરવાની જરૂર છે. અને કરણી કરનારે તેની સમજ લેવાની પણ સાથે જ જરૂર છે, કારણ કે જ્ઞાન વગરની કરણી આંધળી કહેવાય છે અને કરણી વગરનું જ્ઞાન માત્ર પાંગળું ગણાય છે. તેટલા માટે જ્ઞાન અને ક્રિયા સમ્યગ્ રીતે સાથે સેવવાની જરૂર સિદ્ધ થાય છે. ક્રિયા પણ ઉપર જણાવ્યા પ્રમાણે બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારની છે. પ્રતિલેખના પ્રમુખ બાહ્ય કરણી છે ને કષાયજયવડે અંતર સ્થિરતા–શાન્તિ પ્રગટાવવા પ્રયત્ન સેવવો તે અંતર કરણી છે. તેથી પ્રતિલેખન, પ્રમાર્જન પ્રમુખ જે જે બાહ્ય કરણી કરવાનું પ્રાપ્ત થાય તે તે સર્વ અંતરલક્ષપૂર્વક જ કરવી જોઇએ. એમ કરવાથી જ સંયમગુણની વૃદ્ધિ અને સાર્થકતા થાય છે. મતલબ કે સંયમની રક્ષા તેમ જ પુષ્ટિ માટે જે જે આહાર, નિહાર, વિહાર પ્રમુખ કરણી કરવી પડે તે બધી કરણી કરતાં છતાં સ્થિરતા–શાંતિ હણાય નહિ પણ વૃદ્ધિ પામે

એવો સચોટ ઉપયોગ રાખવો જોઇએ. અને તેથી જ શાસ્ત્રોક્ત દોષ–જેવા કે ભય, દ્વેષ અને ખેદ વર્જીને અભય, અદ્વેષ અને અખેદપણે જ સઘળી સંયમકરણી સાધવાની જરૂર છે. મતલબ કે પરિણામની ચંચળતા નિવારીને જે સંયમ કરણી કરવામાં આવે તેમાં અરુચિ ન થાય, તેમ જ તે કરણી કરતાં ખેદ-( થાક )નો પણ અનુભવ ન થાય. તેવી સંભાળ રાખીને જ તે તે કરણી કરતાં સર્વથા હિત સંભવે છે. તેવી નિર્દોષ પ્રવૃત્તિ નિવૃત્તિરૂપે પરિણમે છે અને આત્મામાં અપૂર્વ શાંતિને પ્રગટાવે છે. નિર્દોષ સંયમકરણીવડે જેને સ્વાત્મામાં શાંતિ પ્રગટી છે તે શાંત આત્મા, જે મૈત્રી પ્રમુખ શુભ ભાવનાઓનો સતત અભ્યાસ કરી પોતાના આત્માને ભાવિત કરે છે અથવા ગ્રહણ કરેલા પાંચ મહાવ્રતોને અતિચારાદિક દૂષણ રહિત ઉલ્લસિત ભાવથી પાળે છે તે વૈરાગ્યની વૃદ્ધિ કરી સહજ શાંતિ પામી શકે છે; માટે મુમુક્ષુ જનો અવશ્ય સદ્ભાવના-ઓનો આશ્રય કરે છે. સદ્ભાવનાવડે સદા વાસિત હોય તે ભાવિત આત્મા સમજવો. મન અને ઇંદ્રિયોને મોકળાં મૂકવાથી તે શાંતિનો ભંગ કરે છે એટલું જ નહિ પણ બહુ પ્રકારે દુ:ખ આપે છે, એટલે અનેક પ્રકારની આધિ, વ્યાધિ ઉપજાવી જીવની અત્ર પ્રગટ વિડંબના કરે છે અને જન્માન્તરમાં પણ અધોગતિમાં ઉતારી દે છે, એમ સમજી શાણા મુમુક્ષુ જનો ઉદ્ધત તુરંગ જેવા મનને અને ઇંદ્રિયોને શાસ્ત્રયુક્તિથી વિશેષ રીતે દમે છે. એટલે કે મનને જ્ઞાન–ધ્યાન સંબંધી શુભ વિચારણામાં મગ્ન રાખે છે અને ખોટી અશુભ વિચારણાથી નિવારે છે અને રસના પ્રમુખ પાંચે ઇંદ્રિયોને અશુભ વિષ-યોમાંથી નિવારી શુભ વિષયોમાં જોડી દે છે. તે એવી

બુદ્ધિથી કે રાગદ્વેષાદિક વિભાવ પરિણતિ મંદ થાય અને આત્માની સહજ નિષ્કષાય વૃત્તિ પ્રગટ થાય. સતત અભ્યાસથી મન અને ઇંદ્રિયો ઉપર કાબૂ રાખી તેમને સ્વવશ કરી લે તે જિતેન્દ્રિય સમજવા. ઉપર જણાવેલા વિશેષણો યુક્ત મુમુક્ષુ જનો જ મોક્ષના ખરા અધિકારી છે, અથવા મોક્ષના અર્થી મુમુક્ષુ જનોએ પૂર્વોક્ત વિશેષણોને સંપૂર્ણ લક્ષમાં લઇ સ્વ-ધર્મપરાયણ રહેવું જોઇએ. તે વિના મોક્ષસુખ દુર્લભ છે.

સંક્ષેપમાં પ્રથમ-તો સાધુજનોને ઉચિત છે કે—તેમણે સદ્‌ગુરુ સમીપે વિનય બહુમાનપૂર્વક અધ્યાત્મ લક્ષ જાગે અને સ્વસ્વરૂપના બોધ સાથે સ્વસ્વરૂપ તરફ જ દૃષ્ટિ બની રહે તેવું તત્ત્વજ્ઞાન અભ્યાસવડે સંપાદન કરી લેવું.

બીજું તેવું તત્ત્વજ્ઞાન મેળવી સ્વરૂપ સાક્ષાત્કાર કરવા એટલે કષાયાદિક પ્રમાદ દૂર કરી આત્મા નિર્મળ થાય તેવા અનુકૂળ સાધન સેવવારૂપ સંયમક્રિયામાં સદાય સાવધાન રહેવું. તેમાં લેશમાત્ર શિથિલતા કરવી નહીં. શક્તિ વગર અશક્ય અનુષ્ઠાન કરવા પ્રવૃત્તિ કરવી નહીં તેમ જ મિથ્યાડંબર પણ કરવો નહીં. સ્વશક્તિ અનુસાર તેમ જ સ્વઅધિકાર અનુસાર ધર્મકરણી સ્વકર્તવ્ય સમજીને કરવા ખપ કર્યા કરવો. કરવામાં આવતી કે પ્રથમ કરેલી કરણીનો મદ કરવો નહિ, તેમ જ બાળજીવો જે શુભ ક્રિયા અભ્યાસરૂપ કરતા હોય તેમને કુયુક્તિથી અટકાવવા નહિ, અને પોતે જાતે કંઇ કપટક્રિયા કરી ભોળા લોકોને ઠગવા નહિ. તેમ જ તેવી વંચક કરણીથી કંઇ પણ મનમાં રાચવું નહિ. કહ્યું છે કે—" मारग अनुसारी क्रिया, छेदे सो मतिहीन। कपटक्रियाबल जग ठगे, सो भी भवजलमीन ॥ "

ત્રીજું–નિષ્કપટપણે જે કંઇ ઉત્સર્ગ કે અપવાદરૂપ ( વિધિ–નિષેધરૂપ ) સંયમકરણી કરવી પ્રાપ્ત થાય તે પૂર્વે જણાવ્યું તેમ ચપળતા, અરુચિ અને ખેદ પ્રમુખ દોષો ટાળી, જેમ સ્થિરતા ( ચિત્તની સ્થિતિસ્થાપકતા ) જળવાઇ રહે તેમ કાળજીથી સાધ્ય લક્ષમાં રાખી સાચી શાંતિ–સમાધિસુખનો અનુભવ કરવો.

ચોથું–મુમુક્ષુ જનોએ સદા ય ઉદાર–ઉદાત્ત ભાવનાઓનો આશ્રય કરવો. ઉદાર ભાવનાયોગે મન વિશુદ્ધ બને છે અને તેથી રાગદ્વેષાદિક દોષો દૂર થઇ સમતા–શાતિ–સમાધિસુખ પ્રગટે છે. તેથી જ શાસ્ત્રકારોએ સદ્‌ભાવનાને અપૂર્વ અમૃત યાને રસાયણ સદૃશ સુખદાયી બતાવી છે.

પાંચમું–વિષમ એવા દુર્ગતિના માર્ગમાં ખેંચી જનારા મન અને ઇંદ્રિયોનો મુમુક્ષુ જનોએ અવશ્ય નિરોધ કરવો, એટલે કે ભાવનામય આપ્તવચનાંકુશવડે તેમને નિયમમાં રાખવા ઉચિત પ્રયત્ન કરવો. તે દુર્જય મન અને ઇંદ્રિયોને મોકળા મૂકવાથી બધી બાજી બગાડે છે અને તેમને કાબૂમાં રાખવાથી સઘળી બાજી સહેજે સુધરે છે. તેથી વિવેકવંત સાધુઓ તેમને સ્વવશ પ્રવર્તાવવા પ્રબળ પુરુષાર્થ ફોરવે છે. ફલિતાર્થ એ છે કે ઉક્ત સાધનયોગે મુમુક્ષુ જનો અવશ્ય આત્મસિદ્ધિ નિપજાવી શકે છે. કારણયોગે જ કાર્ય નીપજે છે, તેથી મોક્ષસુખના તીવ્ર અભિલાષી મુમુક્ષુઓએ અવશ્ય ઉક્ત સાધનસંપન્ન થવું ઘટે છે. જેમને સ્વક્ષયોપશમયોગે કંઇક જ્ઞાનની પ્રાપ્તિ થઇ હોય તેમણે પોતાની રહેણી સુધારવા અવશ્ય લક્ષ રાખવું જોઇએ. તેમ જ જે ક્રિયારુચિ જીવો હોય

તેમણે તે તે ક્રિયાનો હેતુ વિગેરે સારી રીતે સમજવા ખપ કરવો જોઈએ. જ્ઞાન અને ક્રિયાને સેવનાર સજ્જનોએ જેમ રાગ, દ્વેષ યા કષાયજન્ય ઉપતાપ શાંત થાય અને સમતાજન્ય સ્વાભાવિક શીતળતા પ્રગટી નીકળે એવું લક્ષ વધારવું જોઈએ. અને તેટલા માટે ઉત્તમ ભાવનામૃતનું સદા ય પાન કરવું જોઈએ. તેમ જ તેની ઉત્તમ ભાવના સદોદિત રહે તેટલા માટે મન અને ઇંદ્રિયો ઉપર પૂરતો કાબૂ રાખવો જોઈએ. આ પ્રમાણે કરવામાં થોડી પણ ગફલત કરવાથી જીવને આગળ ઉપર બહુ સોસવું પડે છે, માટે મુમુક્ષુ જનોએ સ્વસંયમકરણીમાં લેશમાત્ર પ્રમાદ કરવો નહીં. અપ્રમત્તપણે આત્મસાધન કરનારા મુમુક્ષુઓ અવશ્ય આત્મ-કલ્યાણ પ્રાપ્ત કરે છે, એટલું જ નહિ પરંતુ અનેક ભવ્ય જનોને પણ ભવોદધિનો નિસ્તાર કરવા પુષ્ટ આલંબનરૂપ નિવડે છે. ૧.

પોતે ગમે તેટલું જ્ઞાન મેળવ્યું હોય પણ શુભ કરણી વિના તે નિષ્ફળ છે એમ શાસ્ત્રકાર બતાવે છે. જાણવાનું ફળ એ છે કે જે હિતકારી હોય તે આદરવું અને અહિતકારી હોય તે છાંડવું. તેમ છતાં જે જાણીજોઈને હિતકર માર્ગ આદરે નહિ અને અહિત માર્ગનો ત્યાગ કરે નહિ તેનું જાણ્યું પણ નકામું છે. રૂડી રહેણી વગરની લૂખી કહેણી માત્રથી કશું વળતું નથી. તેથી જ જ્ઞાની પુરુષો કહેણી કરતાં પણ રહેણી ઉપર વધારે પડતો ભાર મૂકે છે. " **कथनी कथे सहु कोई, रहेणी अति दुर्लभ होई।** " એ પદમાં ચિદાનંદજી મહારાજાએ સ્પષ્ટ જણાવ્યું છે કે '**कथनी हे जगत मजूरी, रहेणी हे बंदी हजूरी।**' મતલબ કે રહેણી—રૂડી કરણી વગરની કેવળ કથની તો દુનિયા-ની મજૂરી તુલ્ય છે એટલે કે કેવળ કંઠશોષકારી છે, છતાં

'कथनी साकर सम मीठी, रहणी अति लागे अनिठी ।' એવી પ્રવૃત્તિ બહુધા દુનિયામાં દેખાય છે. જ્યારે જ્ઞાની વિવેકી જનો તો 'चिदानंद एम जोई, रहेणीकी सेज रहे सोई' એ મહા-વાકયને જ અનુસરવામાં ખરું હિત લેખે છે, કેમ કે શાસ્ત્રકાર કહે છે કે ગમન ક્રિયા કર્યા વગર માર્ગને જાણતો છતો પણ કોઇ પ્રાણી ઇષ્ટ સ્થાન પ્રાપ્ત કરી શકતો નથી. અથવા હાથ–પગ હલાવ્યા વગર તરવામાં કુશળ છતાં કોઇ પણ તારુ તરીને સામે પાર જઇ શકતો નથી. એવી રીતે અનુકૂળ કરણી કર્યા વગર કોઇપણ કાર્યની સિદ્ધિ થઇ શકતી નથી. એ જ વાતને વધારે દૃઢ કરતાં છતાં શાસ્ત્રકાર કહે છે—૨.

જ્ઞાનવડે પૂર્ણ એવા તીર્થંકર, ગણધર, ચૌદપૂર્વી, દશપૂર્વી વિગેરે પણ સ્વસ્વ અધિકાર મુજબ કરણી કરે જ છે, તેમાં પ્રમાદ સેવતા નથી; તો અલ્પજ્ઞનું તો કહેવું જ શું? સંપૂર્ણ જ્ઞાની પણ જ્યારે સ્વોચિત કરણીની ઉપેક્ષા કર્યા વગર તે ખેદ રહિત ચિત્તે કરે છે તો પછી બીજાએ તેની ઉપેક્ષા કેમ જ કરાય? સ્વપરપ્રકાશક દીપક પણ શું તેલ અને દીવેટની અપેક્ષા નથી રાખતો? રાખે છે. તેલ તથા દીવેટરૂપ સાનુકૂળ ક્રિયાની ખામીથી અથવા ગેરહાજરીથી જેમ દીવો નિર્વાણ પામી (બૂઝાઇ) જાય છે તેમ જ્ઞાનવાન પણ સ્વોચિત કરણીમાં ગફલત કરવાથી અથવા તો તેની તદ્દન ઉપેક્ષા કરવાથી અધિકારભ્રષ્ટ થઇ જાય છે. એમ સમજીને જ્ઞાનવંત જીવે આત્મકલ્યાણાર્થે સ્વઉચિત કરણી કરવા સદા ય સાવધાન રહેવું. તેથી ઊલટું વર્તન ચલાવનારને શાસ્ત્રકાર શિક્ષા આપતાં જણાવે છે કે—૩

જે મંદપરિણામી થઇ, શિથિલાચારી બની એમ કહે છે

કે-બાહ્ય કરણી કરવા માત્રથી શું વળવાનું છે ? બાહ્ય કરણી તો કેવળ બાહ્ય ભાવ જ છે. તેથી બાહ્ય કરણીનો ત્યાગ કરી અભ્યંતર શુદ્ધિનો જ ખપ કરવો ઉચિત છે. આવી રીતે સ્વેચ્છા મુજબ બકવાદ કરનાર પોતાના મુખમાં કોળિયો નાખ્યા વગર જ ભૂખ ટાળવાની ઈચ્છા રાખવા જેવું કરે છે. જેમ ભૂખ્યો માણસ ભૂખને ટાળવા માટે જરૂર જેટલા કવળ ખાય છે ત્યારે જ તેને તૃપ્તિ થાય છે, તે વિના ગમે તેટલી રસવતીના નામ માત્રથી તેને કંઇ પણ શાન્તિ થઇ શકતી નથી, તેમ વિવિધ પાપતાપથી દુઃખિત થયેલા જીવોએ સ્વપાપતાપની શાંતિને માટે પરમ શાંત પરમાત્મપ્રભુપ્રણીત ધર્મકરણી સ્વસ્વ અધિકાર અનુસાર ખેદ રહિત રુચિપૂર્વક સ્થિરતા રાખીને અવશ્ય સેવવી જોઇએ. તેવી કરણી કર્યા વગર તેનો પાપ-તાપ ઉપશાંત થઇ શકતો નથી. વળી ગમે તે ધર્મકરણી કરતાં અંતર-લક્ષ રાખવાનો પણ પ્રયત્ન કરવો જરૂરનો છે. કહ્યું છે કે "**निश्चय दृष्टि हृदय धरी जी, पाले जे व्यवहार । पुण्यवंत ते पामशे जी, भवसमुद्रनो पार ॥ मनमोहन०**" મતલબ કે જે પુણ્યવંત પ્રાણી પરમાત્મ પ્રભુની પવિત્ર આજ્ઞા અનુસારે પોતાના અંતર-આત્માની શુદ્ધિ કરવાને માટે સ્વસ્વઅધિકાર અનુસાર ધર્મ-કરણી પ્રમાદ રહિત કરે છે તે સંસારસમુદ્રનો પાર પામી શકે છે. આત્માર્થીજનોએ જે કાંઇ કરણી કરવાની છે તે આત્મ-શુદ્ધિને માટે જ, તેવા પવિત્ર લક્ષ્યથી જ એટલે કે તે પોતાના જ હિતને માટે કરવામાં આવે છે. તેથી તેમાં કર્તૃત્વ અભિમાન (અહંકાર-મમકાર) કરવાથી હાનિ સંભવે છે અને તે જ ધર્મકરણી નિર્મદપણે-નમ્રભાવે કરતાં અધિકાધિક હિત સધાઇ શકે છે. જો કે ધર્મકરણી કરતાં સ્વોત્કર્ષ કરવામાં

કશો સાર નથી, તો પણ કવચિત દૈવયોગે દુઃખદાથી સ્વોત્કર્ષ થઈ જાય ત્યારે તે મદજ્વરનો નાશ કરવા માટે એક અકસીર–અમોઘ ઉપાય એ છે કે–પૂર્વમહાપુરુષોના ચારિત્રનું નિરીક્ષણ કરી, તેમનાથી આપણામાં કેટલી બધી ન્યૂનતા રહેલી છે તે સંબંધી તેનો ઊંડો વિચાર કરવો. એમ કરવાથી તે મદજ્વર ગળી જશે. આ વાતની ઉપેક્ષા કરી ક્રિયામદ કરનારા કઠણ કરણી કરતાં છતાં પણ દુઃખી થાય છે; તેથી પ્રથમ તો ક્રિયામાં મંદ આદર કરવો નહીં એટલે શિથિલતા સેવવી નહીં, જે જે ધર્મકરણી કરવામાં આવે તે સમજપૂર્વક અંતર લક્ષ સહિત કરવા ખપ કરવો. જેઓ કર્મયોગે તેમ કરી શકતા ન હોય તેમની હાંસી ન કરવી, તેમજ તેમનો તિરસ્કાર પણ ન કરવો પરંતુ તેમને શાંતિથી તેમનું કર્તવ્ય સમજાવવા પ્રયત્ન કરવો. વળી પોતે જે કંઈ ધર્મકરણી કરે તેનો ઉત્કર્ષ કયારે પણ પોતાને મુખે ન કરવો; કેમ કે તેથી લાભ કશો નથી અને નુકશાન ઘણું સંભવે છે. તેથી જ શાસ્ત્રકારે એમ જણાવ્યું છે કે–સહુ કોઇ આત્માર્થી જનોએ પોતાના આત્માની ઉન્નતિ થાય તેવી જ અનુકૂળ ક્રિયા સાવધાનપણે અંતરલક્ષ (ઉપયોગ) સહિત કરવી. ૪

એવી સત્ક્રિયાના લક્ષણ સહિત તેનું ફળ હવે શાસ્ત્રકાર સ્પષ્ટ કરે છે–જે ભવ્ય જનો સ્વસત્તાગત રહેલા જ્ઞાનાદિક ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી રહ્યા છે અથવા જેમને તે તે સદ્ગુણો પ્રાપ્ત થઇ ચૂકેલા છે તેવા સદ્ગુણી જનોનું બહુમાન કરવું, તેમની સ્તુતિ કરવી, તેમજ તેમની યથોચિત સેવા–ભક્તિ કરવી તે સર્વ તેમની સત્કરણીનો જ વિનય ગણાય છે. તેથી સદ્ભાવનાવંત તેનું અનુમોદન ફળ પામે છે, એટલે સદ્ગુણીના સદ્ગુણોની

સદ્દભૂત સ્તુતિ પ્રમુખથી તેમના કાર્યને અનુમોદન–પુષ્ટિ આપે છે અને પોતાનામાં તેવા સદ્દગુણોના અવંધ્ય (અમોઘ) બીજ વાવે છે, તેથી તે ભવિષ્યમાં સાક્ષાત્ સદ્દગુણરૂપે આત્મામાં પ્રગટી નીકળે છે. ઉક્ત રીતે સદ્દગુણીની સદા ય સ્તુતિ–પ્રશંસા કરવા પ્રમુખ સત્કરણીનું નિત્યે નિયમસર સેવન કરવાથી આત્મામાં પ્રગટેલો સદ્દભાવ નષ્ટ થઈ જતો નથી અને નહિ પ્રગટ થયેલો એવો અપૂર્વ સદ્દભાવ સ્ફુરાયમાન થાય છે; માટે સત્કરણી સેવન કરવાનું નિત્ય વ્યસન ( ટેવ ) રાખવું. ૫

નિરંતર અભ્યાસપૂર્વક સત્કરણીનું સેવન કરનાર અવશ્ય ગુણની પ્રાપ્તિ અને વૃદ્ધિ કરી શકે છે તે શાસ્ત્રકાર બતાવે છે–જે ધર્મકરણી પ્રથમ અભ્યાસરૂપે કરવામાં આવે છે તે શરૂઆતમાં સંપૂર્ણ દોષરહિત હોતી નથી પરંતુ જેમ જેમ તેનો અભ્યાસ દૃઢ થતો જાય છે તેમ તેમ તે કરણી શુદ્ધ અને શુદ્ધતર થતી જાય છે. તેથી કોઇ પણ ધર્મકરણી કરતાં શરૂઆતમાં અતિચારાદિક દૂષણ લાગતાં દેખી તે કરણીનો સમૂળગો ત્યાગ કરવો નહિ પરંતુ તેમાં લાગતાં દૂષણો ટાળવા ઉપયોગ રાખવો. એમ ચીવટ રાખી પ્રવૃત્તિ કરતાં લાગતાં દૂષણો ધીમે ધીમે દૂર થતાં જશે અને અધિક પ્રયત્નથી ક્રિયા પણ નિર્દોષ બની જશે. પરંતુ ક્રિયામાં અશુદ્ધતા થતી જાણી જે ક્રિયામાત્રનો ત્યાગ કરી બેસે છે અને બીજાને પણ ક્રિયા કરતાં નિવારે છે તે બાપડા આગમચક્ષુ વગરના હોવાથી લાભને બદલે સ્વપરને નુકશાન કરે છે. એટલે કે તેવું સ્વચ્છંદ વર્તન શાસ્ત્રવિરુદ્ધ હોવાથી સ્વપરને અપાયકારી થાય છે. પરંતુ જે શાસ્ત્રાજ્ઞાને લક્ષમાં રાખી યથાશક્તિ તેનો અભ્યાસ કરવા

ખપ કરે છે તે ભવ્ય જનો અનુક્રમે આત્મઉન્નતિ સાધી અન્યને પણ આલંબનરૂપ થાય છે. અમુક ધર્મકરણી શા માટે કરવી જરૂરની છે? તેનું અનંતર અને પરંપર ફળ સમજી, લક્ષમાં રાખી સ્વશક્તિ અનુસાર અને સ્વઅધિકાર અનુસાર જે ધર્મ-કરણી કરવામાં આવે છે તે કરણીવડે પૂર્વે કર્મયોગે પતિત થયેલા જીવના પણ પરિણામ પાછા ઠેકાણે આવી જાય છે, એટલું જ નહિ પણ તેના દઢ અભ્યાસથી પરિણામની અધિ-કાધિક વિશુદ્ધિ થતી જાય છે, માટે પ્રમાદ પરિહરીને ધર્મ-અનુષ્ઠાનમાં સ્વસ્વ અધિકાર અનુસાર સદા ય સાવધાન રહેવાની અતિ આવશ્યકતા સિદ્ધ થાય છે. ૬.

તે બાબત શાસ્ત્રકાર હવે સૂચવે છે—

સહુ કોઈને ઉત્તરોત્તર હિતની વૃદ્ધિ થાય અને અહિતનો સમૂળગો નાશ થાય તે ઇષ્ટ છે. તે જ્યારે હિતમાર્ગમાં આગ્રહપૂર્વક મંડ્યા રહી અહિત માર્ગથી પાછા હઠવામાં આવે ત્યારે જ બની શકે છે. જેમ લાભનો અર્થી વ્યાપારી જે વ્યાપારમાં અધિક લાભ દેખાય તેમાં આગ્રહપૂર્વક મચ્યો રહે છે અને અલાભ દેખાય તેમાંથી એકદમ પાછો વળે છે તેમ મુમુક્ષુ જનોએ પણ આત્મહિતને માટે કરવું ઉચિત છે. જેમ પોતાનામાં જ્ઞાનાદિક ગુણોની તત્ત્વથી વૃદ્ધિ-પુષ્ટિ થાય તેમ કાળજીથી તેમણે વર્તવાનું છે. તેમ જ અભ્યાસયોગે પ્રાપ્ત કરેલા સંયમાદિક ગુણોમાં સ્ખલના ન થવા પામે તે પણ અવશ્ય લક્ષમાં રાખવાનું છે. થોડા પણ પ્રમાદસેવનથી સંયમમાં સ્ખલના થાય છે તો પછી પ્રમાદગ્રસ્તનું તો કહેવું જ શું? મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ મુખ્ય

પ્રમાદ છે. તેનાથી મુમુક્ષુવર્ગે સદા ય ચેતતા રહેવું જોઇએ. તે પ્રમાદપિશાચ છળ દેખીને સંયમી જનોનો પણ પરાભવ કરે છે તેથી ઉક્ત પ્રમાદપિશાચ છળવા સમર્થ ન થઇ શકે તેમ મુમુક્ષુ જનોએ સદા સાવધાન રહેવું. અન્યથા સ્ખલના-યોગે સંયમહાનિનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, તેથી સંયમની રક્ષા માટે તેમ જ તેની અભિવૃદ્ધિ માટે પ્રમાદ રહિત બની અપ્રમત્ત દશા ધારણ કરવી બહુ જરૂરની છે. જ્યાં સુધી સમસ્ત રાગદ્વેષાદિક દુષ્ટ દોષોનો સમૂળગો નાશ થઇ જાય અને પોતે ક્ષાયિક ભાવે એટલે સંપૂર્ણ રીતે વીતરાગતા પામે ત્યાં સુધી અપ્રમત્તપણે ચારિત્ર માત્રનું આરાધન કરવા મુમુક્ષુ વર્ગે ઉજમાળ રહેવું જોઇએ. ક્ષાયિક ચારિત્રવંત વીતરાગને પતિત થવાનો ભય નથી. તેમનું સંયમસ્થાન એક સરખું જ બન્યું રહે છે. તેવી અચળ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાં સુધી તેવા જ પવિત્ર લક્ષથી સંયમમાર્ગમાં અડોલ વૃત્તિ સ્થાપી સ્વાત્મસાધન કર્યા કરવાની જરૂર છે. આવી અતિ ઉત્તમ કરણીનું અંતિમ ફળ અતિ અદ્ભુત આનંદદાયી નીવડે છે, એમ શાસ્ત્રકાર જણાવે છે. ૭.

જે ભવ્યજનો વીતરાગવચનાનુસાર સત્ક્રિયાનું સ્વરૂપ સમજીને તેનું સેવન કરે છે અને અસત્ક્રિયાને પણ જાણીને તેનો પરિહાર કરે છે તે અનુક્રમે રાગાદિક સમસ્ત વિકારોનો વિનાશ કરી પોતે જ વીતરાગદશાને પ્રાપ્ત થાય છે. સામાન્ય રીતે વિષ, ગરલ, અનનુષ્ઠાન, તદ્ધેતુ અને અમૃતક્રિયા—એવી રીતે ક્રિયાના પાંચ પ્રકાર છે. તેમાંથી પ્રથમની ત્રણ પ્રકારની ક્રિયા પરિહરવા યોગ્ય છે અને પાછળની બે પ્રકારની ક્રિયા આદરવા યોગ્ય છે. જે ધર્મકરણી કેવળ આ લોકના જ સુખને

માટે યશ, કીર્તિ કે પ્રતિષ્ઠાદિક નિમિત્તે કરવામાં આવે તે **વિષક્રિયા** કહેવાય છે. જે પરલોકના સુખને માટે એટલે દેવતાપ્રમુખની ઋદ્ધિ પામવા માટે ધર્મકરણી કરવામાં આવે તે **ગરલ ક્રિયા** કહેવાય છે. જે કંઈપણ સમજણ વગર કેવળ સંમૂર્ચ્છિમપ્રાય કરણી કરવામાં આવે તે **અનનુષ્ઠાન** કહેવાય છે. જે કરણીના હેતુ પ્રયોજન પ્રમુખ સારી રીતે સમજીને સેવવામાં આવે તે **તદ્ધેતુ** ક્રિયા કહેવાય છે અને તે તદ્ધેતુ ક્રિયા ત્રિકરણ શુદ્ધિથી કરતાં જે અપૂર્વ શાંતિ–સ્થિરતા–પ્રસન્નતા પ્રગટે છે તે **અમૃતક્રિયા** કહેવાય છે. પ્રથમની ત્રણ ક્રિયાઓ સંસારમાં પરિભ્રમણ કરાવનારી છે જ્યારે પાછળની બે ક્રિયાઓ સ્વર્ગ અને મોક્ષરૂપ ઉત્તમ ફળ સમર્પે છે, એમ સમજી પ્રથમની ત્રણ ક્રિયાનો સર્વથા પરિહાર કરવાપૂર્વક પાછળની બે ક્રિયાનો આદર કરવા સદા ય લક્ષ રાખવું ઘટે છે. શ્રી જિનવચનાનુસાર ઉપર મુજબ સ્વરૂપ સમજી જે અસત્‌ક્રિયાનો ત્યાગ કરી સત્‌ક્રિયાને સાવધાનપણે સેવવા ઉજમાળ રહે છે તે સતત અભ્યાસના બળથી અનુક્રમે અસંગપણાને પ્રાપ્ત થાય છે. પોતાને કરવા યોગ્ય કાર્ય કંઈપણ પ્રયાસ કે વિકલ્પ વગર તે સહેજે સાધી શકે છે. રાગદ્વેષાદિક દોષથી તે ક્યાંય પણ કિંચિત્ લેપાતો નથી, પરંતુ અત્યુત્તમ પુરુષાર્થવડે તે રાગદ્વેષાદિક સમસ્ત વિકારોને નિર્મૂલ કરી શકે છે. તે મહાનુભાવ અસંગ ક્રિયાનો જે અપૂર્વ લાભ પામે છે તે જ સહજ આનંદની છલકતી જ્ઞાન અને ક્રિયાની અભેદભૂમિ સમજવી. તેમાં સ્વાભાવિક આનંદની રેલછેલ થાય છે. તે અસંગક્રિયાનો લાભ જિનેશ્વર પ્રભુના એકાંત હિતકારી વચનને અનુસરીને ( નહીં કે આપ-

મતિથી ) ધર્મકરણી કરવાના અભ્યાસથી જ પ્રાપ્ત થાય છે. તેથી જ શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરે અષ્ટકમાં કહ્યું છે કે— "अधिकारीवशाच्छास्त्रे, धर्मसाधनसंस्थितिः" પોતપોતાના અધિકાર, અવિરતિ, દેશવિરતિ કે સર્વવિરતિને અનુસારે શાસ્ત્રમાં ધર્મકરણી કરવાની મર્યાદા બતાવેલી છે તે મુજબ જે ભવ્ય જનો સદ્ગુરુ સમીપે પોતાના અધિકારનો તેમ જ તદનુકૂળ કરણીનો નિશ્ચય કરીને સ્વશક્તિ ગોપવ્યા વગર ઉલ્લસિત ભાવે ચપળતાદિક દોષો નિવારીને પ્રયત્ન કરે છે તે તથાપ્રકારના ઉત્તમ અભ્યાસના યોગે અનુક્રમે આત્માના સહજ આનંદથી ઉભરાતા અસંગ ક્રિયાના અતિ અદ્ભુત લાભને પામે છે. તે મહિમા વીતરાગ પ્રભુની પવિત્ર આજ્ઞાને આગ્રહપૂર્વક અનુસરવાનો છે, કેમ કે શાસ્ત્રોક્ત આચાર પાળનાર, જાણનાર, પ્રરૂપનાર અને શાસ્ત્રમાં જ દૃષ્ટિ સ્થાપી રાખનાર મહાપુરુષ અનુક્રમે પરમપદને પામે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૬, પૃ. ૩૭૦ ]



## ( ૧૦ ) तृप्ति–अष्टक

**વિવેચન**—ઉપરના અષ્ટકમાં જણાવ્યા મુજબ શ્રી **વીતરાગ વચનાનુસારે લક્ષ્યપૂર્વક વર્તન કરતાં** અનુક્રમે એવી **અસંગવૃત્તિ** પ્રગટે છે કે જેમાં અમંદ આનંદથી ભરપૂર સત્ય **જ્ઞાન અને ક્રિયા એકતાને પામેલાં હોય છે.** એમ કહેવાની મતલબ એવી છે કે અનહદ આનંદ પામવા તીવ્ર અભિલાષાવંતે પરપૌદ્ગલિક વસ્તુમાં અનાદિ કાળથી લાગેલી અનંતી પ્રીતિ

તોડી આત્મસ્વરૂપમાં જ તેવી અનંતી પ્રીતિ જોડવા ભગીરથ પ્રયત્ન કરવો જરૂરનો છે. પરપ્રીતિ વધી પડવાથી જીવ સ્વ-સ્વરૂપ પ્રત્યે લક્ષ દઇ શકતો નથી. તેથી સ્વરૂપકામી સજ્જનોએ પરવસ્તુ પ્રત્યે વધી પડેલી મિથ્યા પ્રીતિ નિવારવા પરમાત્મ સ્વરૂપનું વારંવાર સ્મરણ મનન કરવાની આવશ્યકતા છે. કહ્યું છે કે—

> પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ;
> પરમપુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ.

મતલબ કે ખોટી તૃષ્ણાને તજી, ખરી તૃપ્તિ સંતોષવૃત્તિ ધારવાથી જ સ્વશ્રેય સધાય તેમ છે તેથી જ શાસ્ત્રકાર સંતોષ-વૃત્તિ ધારણ કરવા ઉપદિશે છે. તે ખરી તૃપ્તિ ધારણ કરી ક્યારે કહેવાય ? તેનો હવે ગ્રંથકાર ખુલાસો કરે છે.

અનુપમ અમૃત કે રસાયણ જેવું તત્ત્વજ્ઞાન—આત્મજ્ઞાન જે અહોનિશ આસ્વાદ્યા કરે છે, તેથી જેને પરપૌદ્‌ગલિક પ્રીતિ છૂટી ગઈ છે અને તત્ત્વરુચિ અત્યંત જાગૃત થઈ છે જેથી શાસ્ત્રોક્ત સત્‌ક્રિયા કરવારૂપ કલ્પવૃક્ષનાં ઉત્તમ ફળ જ આરોગ્યા કરે છે તેમ જ તેના પ્રભાવથી રાગ દ્વેષ—કષાયરૂપ અંતરના દુષ્ટ વિકારો જેના નષ્ટ થઇ ગયા છે એટલે જે સમતા-રૂપ અદ્દભુત તંબોળનું આસ્વાદન કરે છે તે મહાનુભાવ મુનિ-વર જ પરમ તૃપ્તિને પ્રાપ્ત થાય છે; કેમ કે અતિ અનુપમ આત્મજ્ઞાનરૂપ અમૃતપાન કર્યા વગર—ઉત્તમ કરણીરૂપ દેવી ફળ ખાધા વગર તેમ જ રાગદ્વેષવર્જિત સમતારૂપ શ્રેષ્ઠ તાંબૂલનું સેવન કર્યા વગર ખરી તૃપ્તિ—ખરી શાંતિ ( સુખ—સમાધિ ) પ્રાપ્ત થવી મુશ્કેલ છે. જે મહાનુભાવ પુરુષો મહા-ભાગ્યયોગે તેવાં ઉત્તમ સાધનથી સંપન્ન થઇ પ્રમાદ રહિત

તેનો લાભ લીધા કરે છે તે જ સાચા નિર્ગ્રંથ મુનિજનોની ગણનામાં ગણાય છે. એવા ઉત્તમ મુનિજનો જ ખરી તૃપ્તિ-સંતોષવૃત્તિને ધારણ કરનારા હોવાથી પરમ સુખી છે. તેમના સુખની આગળ દુનિયામાં ગણાતું સમસ્ત સુખ કંઇ ભિસાતમાં નથી. તેથી જ સત્ય ને સ્વાભાવિક સુખની ઇચ્છાવાળા જનોએ ઉપર જણાવેલી ઉત્તમ દિશામાં જ અધિક પ્રયત્ન સેવવો જરૂરનો છે. એવા પ્રયત્નવડે જ જ્યારે ત્યારે ખરી શાંતિ પ્રગટવાની છે. તે વગરનાં બીજાં બધાં ફાંફાં જ છે. પરવસ્તુમાં જીવને અનાદિ કાળથી લાગેલી પ્રીતિ તોડવી એ જ જ્ઞાનીનું ખરું કર્તવ્ય છે, કેમકે એમ કરવાથી જ આત્મા સ્વાભાવિક ગુણનો અભ્યાસ કરી શકે છે. અને તેથી જ અનુક્રમે ખરી શાંતિ પ્રગટે છે એમ શાસ્ત્રકાર યુક્તિથી સમજાવે છે. ૧.

નિજગુણ–દર્શનજ્ઞાનચારિત્રાદિકના જ આસેવનથી ખરું સુખ પ્રગટે છે એવો સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ પરમાત્માને સાક્ષાત્ અનુભવ છે, એ વાતની દૃઢ પ્રતીતિ થતાં અને આ પ્રગટ દેખાતું દુનિયાનું દૃશ્ય સુખ મૃગતૃષ્ણા સમાન અસાર છે એવું સચોટ ભાન થયે છતે સાચા પારમાર્થિક સુખના અર્થી ચક્રવર્તી જેવા પણ છ ખંડની અખંડ ઋદ્ધિ તૃણવત્ તજી દઇ, સત્ચારિત્રરૂપ લક્ષ્મીનો સ્વીકાર કરી પ્રમાદ રહિત તેનું પાલન કરે છે તો તે પવિત્ર રત્નત્રયીના પ્રભાવે સમસ્ત ક્લેશનો અંત કરી, અખંડ અબાધિત શિવસુખ પામે છે; પરંતુ જે મોહ–અજ્ઞાનવશ થઇ પ્રાપ્ત થયેલાં વિષયસુખમાં મગ્ન થઈ જાય છે અથવા નહિં પ્રાપ્ત થયેલાં અભિનવ વિષયસુખની વાંછા કરે છે તે બાપડા ક્ષણિક અને કલ્પિત અસાર સુખની

ખાતર શાશ્વત અને સ્વાભાવિક નિરુપાધિક સુખ મેળવવાની ખરી તક ચૂકી જાય છે. જ્ઞાની-વિવેકી એવી ખરી તક ચૂકી જતા નથી. તેઓ તો સમજે છે કે આ દુર્લભ મનુષ્ય જન્મ વિગેરે સત્‌સામગ્રી વગર કદાપિ કોઇને પવિત્ર રત્નત્રયીની પ્રાપ્તિ થતી નથી અને તે પવિત્ર રત્નત્રયીના આરાધન વગર અક્ષય અબાધિત શિવસુખ પ્રાપ્ત થતું નથી તેથી પ્રબળ પુન્યયોગે પ્રાપ્ત થયેલી આ સોનેરી તકનો સદ્‌ઉપયોગ કરવામાં તેઓ ગફલત કરતા નથી. તેઓ સ્વાનુભવથી જોઇ શકે છે કે સ્વાત્મગુણના ચિરપરિચયથી પ્રાપ્ત થતી શાંતિ અખંડ બની રહે તેવી હોવાથી આદરવા યોગ્ય છે ત્યારે વિષયજન્ય સુખ કેવળ કલ્પિત, ક્ષણિક અને અસાર હોવાથી તજવા યોગ્ય છે. આવી રીતે વિવેકથી વસ્તુસ્વરૂપને યથાર્થ જાણનાર જ્ઞાની પુરુષ જ વિષયસુખને વિષ તુલ્ય લેખી તજે છે અને નિજ-ગુણઅભ્યાસને જ અમૃત તુલ્ય સમજી, સદા સેવી, પરમ શાંતિને સાક્ષાત્ અનુભવે છે. આવા જ્ઞાની-વિવેકી અમૃત તુલ્ય નિજ ગુણોનો ભોગ તજી હલાહલ વિષ તુલ્ય વિષયરસમાં કેમ રાચે ? અલબત્ત ન જ રાચે; કેમ કે આત્મગુણરમણતાથી કેવળ શાન્ત રસની જ પુષ્ટિ થાય છે અને વિષયસુખમાં રક્ત થવાથી ત્રિવિધ તાપની જ વૃદ્ધિ થાય છે. ૨.

હવે શાસ્ત્રકાર સર્વ રસાધિરાજ શાંતરસનું જ માહાત્મ્ય જણાવે છે. દુનિઆમાં પ્રસિદ્ધ ગણાતા સકળ રસોમાં શાન્ત રસ જ સહુથી શ્રેષ્ઠ છે, કેમ કે કામ( વિષય )રસ, હાસ્યરસ, કરુણા-રસ વિગેરેથી ઇંદ્રિયદ્વારા ક્ષણિક સુખ મળે છે ત્યારે શાન્ત-( પ્રશમ ) રસથી અદ્‌ભુત, અતીંદ્રિય ( ઇંદ્રિયોદ્વારા અનુભવી

ન શકાય તેવું ) સ્વાભાવિક સુખ પ્રગટે છે. તેવું અનુપમ સુખ ચક્રવર્ત્તી કે ઇંદ્ર પણ વિષયસુખના આશી હોવાથી પામી શકતા નથી. જેઓ સકળ ઇંદ્રિયના વિષયો ઉપર પૂરતો નિગ્રહ કરે છે એટલે સહેજે પ્રાપ્ત થયેલા એવા વિષયોમાં પણ લોલુપતા ધારતા નથી તેમ જ અપ્રાપ્ત વિષયોની ઇચ્છા પણ કરતા નથી એવા મહાનુભાવ પુરુષો જ તેવા શાન્તરસનો લાભ લઇ શકે છે. વિષયસુખના રસિયા લોકો અનેક વખત વિવિધ વિષયસુખ ભોગવે પરંતુ તેમને તેથી તૃપ્તિ તો થતી નથી, પરંતુ તેની તૃષ્ણા અધિકાધિક વધતી જ જાય છે. જેમ ઇંધનયોગે આગ વધતી જાય છે પણ શાંત થતી નથી તેમ વિષયસુખ આશ્રી સમજવું. એ વાત સાક્ષાત્ અનુભવવામાં આવી શકે એવી હોવાથી તેને માટે વધારે દૃષ્ટાંતોની જરૂર નથી. ખાનપાનનો રસિયો માણસ ષડ્રસ ભોજન કરે તો પણ તેની ઇચ્છા પૂરાતી નથી પરંતુ તેને પુનઃ પુનઃ અધિકાધિક ઇચ્છા જાગે છે તેથી સંતોષ-વૃત્તિમાં જ સુખ છે એમ સિદ્ધ થાય છે. અને પૂર્વોક્ત શાંત-સુધારસનું જે અહોનિશ પાન કર્યા કરે છે તેને એવી તો ઉત્તમોત્તમ શાંતિ આત્મામાં વ્યાપે છે કે તેથી તેને નિરુપાધિક અને નિર્દ્વંદ્વ એવું શ્રેષ્ઠ સ્વાભાવિક સુખ સહેજે પ્રાપ્ત થાય છે.

મતલબ એ છે કે સુખના અર્થી સહુ સરખા હોવા છતાં જ્ઞાની–વિવેકી પુરુષો સત્ય સ્વાભાવિક સુખનો ખરો માર્ગ આદરી ખરી શાંતિ અનુભવે છે, ત્યારે અજ્ઞાની–અવિવેકી જીવ ઊલટા માર્ગે ચઢી પરિણામે પરિતાપને જ પામે છે. એ જ વાતનું આગળના શ્લોકમાં શાસ્ત્રકાર સમર્થન કરે છે. ૩.

આખી દુનિયામાં જીવોએ મોહ, મમતા અને અજ્ઞાનવશ

માની લીધેલું સુખ કેવળ કૃત્રિમ, ક્ષણિક અને અસાર હોવાથી તે સ્વપ્નવત્ મિથ્યા ભ્રાંતિરૂપ છે; કેમ કે તેવા કલ્પિત સુખથી તેમને કદાપિ સંતોષવૃત્તિ પ્રાપ્ત થતી નથી, પરંતુ તેથી તૃષ્ણા ઊલટી વધતી જાય છે, જેથી આત્મામાં ક્યારે પણ સત્ય શાંતિનો અનુભવ થઇ શકતો નથી પણ અશાંતિનો યા દુઃખનો જ કડવો અનુભવ કરવો પડે છે. આવો કડવો અનુભવ જ્ઞાની–વિવેકીને કરવો પડતો નથી, કેમ કે તે ભ્રાન્તિ રહિત હોય છે. જેમ ભ્રાન્તિ રહિત માણસ સત્ય માર્ગનો નિરધાર કરી, સત્ય માર્ગે જ ચાલી ઇષ્ટ સ્થાને પહોંચી શકે છે તેમ ભ્રાન્તિવાળો, અજ્ઞાની જીવ પહોંચી શકતો નથી. ભ્રાંતિવંત ખોટી વસ્તુને સાચી માની લઇ તે લેવા પ્રયત્ન કરતાં તેમાં ફસાઇને દુઃખી થાય છે તેમ ભ્રાન્તિ રહિત જ્ઞાની–વિવેકી દુઃખી થતો નથી, કેમ કે તેનો પ્રયત્ન તો ભ્રાંતિ રહિત સત્ય જ્ઞાન અને શ્રદ્ધાના આધારે જ થતો હોવાથી તેને અમોઘ સત્ય ફળ જ પ્રગટે છે, જેથી આત્માને એકાંત સુખશાંતિરૂપ લાભ જ સંભવે છે. વળી જ્ઞાની–વિવેકી ભ્રાંતિ રહિતપણે સત્ય દિશામાં પ્રવર્તી જેમ જેમ સત્ય સ્વાભાવિક સુખશાંતિ મેળવતો જાય છે તેમ તેમ અધિકાધિક વીર્યોલ્લાસ વધવાથી સત્ય દિશામાં ઉત્સાહભેર પોતાનો પ્રયત્ન વધારતો જાય છે અને અધિકાધિક શાન્તિને અનુભવતો જાય છે. એ સર્વ પરપૌદ્ગલિક તૃષ્ણા તજી સત્ય સ્વાભાવિક સંતોષવૃત્તિ સેવવાનું જ પરિણામ હોવાથી સુજ્ઞ જનોએ સત્ય સુખની પ્રાપ્તિ માટે તે જ સદા ય સેવવા યોગ્ય છે અને પરપૌદ્ગલિક તૃષ્ણા તજવા યોગ્ય છે, કેમ કે તે ઉભય પરસ્પર વિરોધી જ છે. એ વાત શાસ્ત્રકાર યુક્તિપુરસ્સર જણાવી સત્ય દિશા જ આદરવા ફરમાવે છે. ૪.

ખાનપાન, ઔષધ, ઉપચાર, વસ્ત્ર, આભૂષણ વિગેરે અનુકૂળ પૌદ્ગલિક વસ્તુઓવડે દેહ પોષાય છે અને શાતા પામે છે, કેમ કે ખાનપાન ઔષધાદિક તેમ જ દેહ એ સર્વ સમાન ધર્મવાળા( સરખા સ્વભાવવાળા )પુદ્ગલો છે. જેમ સમ સ્વભાવીની પરસ્પર ગોષ્ઠી સુખકારી નીવડે છે તેમ ખાનપાનાદિક પુદ્ગલથી દેહ–પુદ્ગલને સુખ મળે છે. પરંતુ આત્માને સુખ તો દર્શન, જ્ઞાન, ચારિત્રાદિક નિજ સ્વાભાવિક ગુણના પરિચયથી જ સંભવે છે; કેમ કે જેમ રત્નની જ્યોતિ રત્નમાં અભેદભાવે રહે છે અને તેને શોભાવે છે, તેમ દર્શન જ્ઞાનાદિક ગુણો આત્મદ્રવ્યમાં અભેદભાવે રહે છે અને આત્માને સુખરૂપ થાય છે. તેથી જ સદ્વિવેકી સજ્જનો પરપૌદ્ગલિક પ્રીતિ તજીને નિજ ગુણઅભ્યાસમાં જ પ્રીતિ જોડે છે અને યોગ્ય અધિકારી જનોને તેવો જ સદુપદેશ આપે છે. પરપૌદ્ગલિક વસ્તુમાં તેઓ કદાપિ રતિ ધરતા નથી. શ્રીમાન્ ગ્રંથકારે જ **સમાધિતંત્ર**માં જણાવ્યું છે કે—

“ રાચે સાચે ધ્યાનમેં, જાચે વિષય ન કોય;
નાચે માચે મુગતિ રસ, આતમજ્ઞાની સોય ”

મતલબ કે જેના ઘટમાં તત્ત્વજ્ઞાનરૂપ દિવ્ય દીપક પ્રગટ્યો છે તે સદ્ધ્યાનમાં જ મગ્ન રહે છે, તેમાં જ રુચિ–પ્રીતિ ધારે છે. કોઇ પણ પ્રકારના વિષયસુખની કામના કરતો નથી. સમસ્ત વિષયવિકારથી રહિત બની કેવળ શાંતસુધારસનું જ પાન કરે છે. તે જ ખરો આત્મજ્ઞાની પુરુષ મોક્ષનો અધિકારી હોઇ શકે છે. તેવા આત્મજ્ઞાની મહાપુરુષો અંતરમાં જે સુખસમાધિનો અનુભવ કરે છે તેનો શુષ્ક જ્ઞાની અથવા અજ્ઞાની જીવોને સ્વપ્નમાં પણ ખ્યાલ આવી શકતો નથી, એમ શાસ્ત્રકાર જણાવે છે. ૫.

શુદ્ધ આત્મસ્વરૂપમાં રમણતા ચોગે ચોગીન્દ્ર પુરુષોને જેવું અતીન્દ્રિય અનુપમ સુખ સંભવે છે તેવું સુખ વિધવિધ જાતિના ભોજન જમવાથી કે વિશાળ રાજ્યસમૃદ્ધિ ભોગવવા માત્રથી કદાપિ સંભવતું નથી; કેમ કે ભોજનાદિકવડે થતું સુખ ક્ષણિક અને નિ:સાર છે જ્યારે સ્વસ્વરૂપરમણુતાજન્ય સુખ વચનથી વર્ણવી ન શકાય તેવું શુદ્ધ, સ્વાભાવિક, અનુભવગમ્ય, અક્ષય અને નિરુપાધિક છે. જેમ અગ્નિમાં ઘી વિગેરેની આહુતિ કરવાથી અગ્નિ અધિક પ્રદીપ્ત થતો જાય છે તેમ ખાનપાનાદિક પુદ્‌ગલનો જરૂર વગર પ્રમાણુરહિત પરિચય કરવાથી વિષયતાપની વૃદ્ધિ જ થાય છે. તેવા વિષયતાપને શાંત કરવાનો ખરો ઉપાય સંતોષરૂપ અમૃતની વૃષ્ટિ જ છે. ઉક્ત સંતોષરૂપ સદુપાયનો અનાદર કરી મુગ્ધ–અજ્ઞાની જીવો વિષયતાપને શાંત કરવા માટે વિષયરસનું જ સેવન કરે છે તેથી તે બાપડા શાન્તિ મેળવવાને બદલે કેવળ અશાન્તિ–સંતાપ જ મેળવે છે. પૌદ્‌ગલિક સુખના આશી જનો પ્રાપ્ત વિષયસામગ્રીનો વિરહ ન થાય તે માટે અથવા નહિ પ્રાપ્ત થયેલી એવી વિષયસામગ્રી પોતાને પ્રાપ્ત થાય તે માટે અહોનિશ ચિંતારૂપી જ્વલતી ચિતામાં બળ્યા જ કરે છે, તેથી તેમને ક્ષણુભર પણ સાચી શાન્તિ મળતી નથી. તેમાંનાં કોઇ કોઇ પ્રકારની તો કોઇ કોઈ પ્રકારની ચિંતારૂપ અગ્નિમાં દગ્ધ થયેલા હોય છે. એ વાત સહુ કોઈને સુવિદિત છે. **भोगे रोगभयं।** એ વચન પ્રમાણે વિષયાતુરને પગલે પગલે ભય રહેલો છે. ઉક્ત સર્વ પ્રકારની ચિંતા અથવા ભયથી રહિત કેવળ શુદ્ધ સ્વરૂપરમણી–શુદ્ધ આત્મસ્વરૂપમાં જ રમણુ કરનાર મુનિ મહાત્મા જ હોઈ

શકે છે. તેવા આત્મારામી મુનિ મહાત્મા જે અખંડ અબાધિત અંતરંગ સુખશાન્તિ વેદે છે તેને પુદ્દગલાનંદી–પુદ્દગલના જ આશી એવા પામર પ્રાણીઓ કયાંથી જાણી શકે ? પરવસ્તુમાં લાગેલી અનંતી મમતાયોગે પોતાના અમૂલ્ય આત્મદ્રવ્યનું જ તેમને ભાન થતું નથી તો તેમાં રમણુતા કરવાની તો વાત જ કેવી ? ૬.

વિષયરસના આશી પુદ્દગલાનંદીની એવી દુર્દશા શા આધારે જાણી શકાય છે તેનું શાસ્ત્રકાર પોતે જ સમાધાન કરે છે.

સહુકોઇના અનુભવની વાત છે કે જેવો આહાર કરવામાં આવે છે તેવો ઓડકાર આવે છે. તે ન્યાયે પુદ્દગલોવડે અતૃપ્ત એટલે વિધવિધ રીતે પુદ્દગલોનો જ સંગ–પરિચય કરવાને આતુર બનેલા પુદ્દગલાનંદી જીવોને વિષયવાસનાની પ્રબળતાથી અને વિષયવાસનાની જ પુષ્ટિથી વિષયરસના ઉછાળાવાળા વિષમય ઉદ્દગાર ( ઓડકાર ) જ આવ્યા કરે છે. તેમના મન, વચન અને કાયા તેવા વિષમય તત્ત્વથી જ ભરેલા હોવાથી સંતપ્ત રહે છે. તેમાં બીજા શુભ–શાંતરસના અણુઓ સ્થિતિ પરિણામને પામી જ શકતા નથી. તેથી પ્રબળ વિષયવાસનાવાળાને કંઇ પણ શાન્તિ સંભવતી નથી. ફલિતાર્થ એ છે કે આંતરિક શાંતિના અર્થીજનોએ પ્રબળ વિષયવાસનાને મંદ કરવાને તેમ જ તેને અનુક્રમે નિર્મૂળ કરવાને અખંડ પ્રયત્ન સેવવો જરૂરનો છે. શુભ પુરુષાર્થયોગે એમ બની શકે છે અને ખરી શાન્તિનો લાભ મેળવી શકાય છે. જ્ઞાની–વિવેકી સજ્જનો સત્પુરુષાર્થવડે શાંતિનો અનુભવ કરી શકે છે તે તેમના પ્રશસ્ત વિચાર, પ્રશસ્ત ઉચ્ચાર (વાણી) અને પ્રશસ્ત આચાર (વર્તન) ઉપરથી સિદ્ધ થાય છે. તેમના મન, વચન અને કાયા એવા

અમૃતમય શાંત તત્ત્વથી ભરેલાં હોય છે કે તેથી તેમના આત્મામાં અખંડ શીતળતા વ્યાપી રહે છે. એટલું જ નહિં પણ ત્રિભુવનવર્તી જનોને પણ તે અનેક રીતે ઉપકારક નીવડે છે. મતલબ કે જે મહાનુભાવોને સ્વરૂપરમણુતા જાગી છે, ઉત્તમ ચારિત્રમાં જ લય લાગી છે, જેમાં લેશ માત્ર પરભાવનો સંચાર સંભવતો નથી તેવા યોગી મહાત્માઓ જે આત્મશાન્તિ અનુભવે છે તે તેઓ સ્વયં જ કે સર્વજ્ઞ જ જાણી શકે છે. ૭

હવે આત્મારામી અને પુદ્‌ગલાનંદીના સુખમાં કેટલું તારતમ્ય છે તે શાસ્ત્રકાર દૃષ્ટાંતદ્વારા સિદ્ધ કરી બતાવે છે. ગમે તે દેવ, દાનવ કે ઇન્દ્ર તેમજ રાજા, મહારાજા કે ચક્રવર્તી જે વિષયસુખના આશી છે, પુદ્‌ગલમાં આનંદ માનનાર છે તે ભલે બાહ્ય દેખાવ માત્રથી પુદ્‌ગલના ચય-ઉપચયથી સુખી જણાતા હોય તો પણ વસ્તુગતે તેઓ સુખી નથી જ પણ દુ:ખી છે. જ્ઞાની પુરુષો પરિણામદર્શી હોય છે, તેથી જે કલ્પિત સુખના અંતે દુ:ખ જ રહેલું હોય તેને તે સુખ લેખતા નથી પણ દુ:ખ જ લેખે છે. એ નિયમ અનુસારે પ્રબળ વિષયવાસનાથી ભરેલા ઇંદ્રાદિક સઘળા દુ:ખી જ છે; સુખી નથી જ. કહ્યું છે કે " વિષયભોગ ભોગવતાં મીઠાં મધુર લાગે છે પરંતુ પરિણામે કિંપાકના ફળની પેરે, ખરજ ખણવાની પેરે, તેમજ મધ્યાહ્ન સમયે દેખાતા ઝાંઝવાના જળની પેરે સતત સુખની ભ્રાન્તિવડે દુ:ખદાયી નીવડે છે; કેમ કે રાગાંધપણે કામવિકારને સેવન કરતાં મહામાઠી ગતિમાં અનેક વાર જન્મમરણનાં દુ:ખ સહેવાં પડે છે. તેથી વિષયભોગ જ પ્રાણીઓના કટ્ટા દુશ્મન છે." આવા હિસાબે ઇંદ્ર સરખા પણ સુખી નથી પણ દુ:ખી જ છે.

ત્યારે જગતમાં સુખી કોણ છે ? તેવો પ્રશ્ન થતાં તેનું શાસ્ત્રકાર સમાધાન કરે છે કે સર્વજ્ઞ સર્વદર્શીની અથવા તત્ત્વજ્ઞાની પુરુષની નજરમાં મુનિ મહાત્મા જ ખરા સુખી છે, કેમ કે તેઓ રાજહંસની પેઠે કેવળ જ્ઞાનામૃતમાં જ સંતુષ્ટ રહી સકળ વિષયવિકારનો સર્વથા ત્યાગ કરે છે. તેઓ વિષયરાગમાં રંગાતા નથી એટલે વિષયપાશમાં પડતા નથી, પણ સદાય સાવધાનપણે શુદ્ધ આત્મસ્વરૂપમાં જ રમણતા કરે છે. તેઓ વિવિધ પ્રકારે તપ સંયમથી આત્મદમન.કરે છે. એટલે સંયમવડે અભિનવ કર્મ( આશ્રવ )ને આવતાં અટકાવે છે અને અદ્‌ભુત ક્ષમાયુક્ત તપસ્યાવડે બહુ પ્રકારે કર્મની નિર્જરા ( ક્ષય ) કરે છે. એવી રીતે અનુક્રમે સમસ્ત કર્મનો સર્વથા અંત કરી તે મહાશય મુનિ મોક્ષરૂપ પરમ નિરુપાધિક પરમાત્મપદને પ્રાપ્ત થાય છે, એવી સન્મતિ સહુ કોઈ ભવ્ય આત્માઓને જાગો. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૭, પૃ. ૧૬૧ ]

## ( ૧૧ ) निर्लेपाष्टक.

**વિવેચન**—સમતા સહિત સમ્યગ્‌જ્ઞાન અને ક્રિયાનું સેવન કરવાથી જેને ખરી સંતોષવૃત્તિ જાગી હોય તેવા મુનિમહાત્મા જ સર્વ સંસારબંધનથી ન્યારા રહી શકે છે. એવા મુનિવર નિર્લેપ ગણાય છે કે જે રાગ, દ્વેષ, મોહાદિકનો પોતાના આત્માને લેપ લાગવા દેતા નથી; અથવા જે રાગદ્વેષાદિક સંસારબંધનથી ન્યારા–નિર્લેપ રહે છે અથવા નિર્લેપ રહેવા પૂરતો પ્રયત્ન કરે છે તે જ ખરા નિર્ગ્રંથ મુનિવર મોક્ષપદના અધિકારી બને છે.

કાજળની કોટડી જેવા રાગ, દ્વેષ, મોહ, મમતાદિક દોષોથી ભરેલા આ ચાર ગતિરૂપ સંસારમાં વસતાં સહુ કોઈ જીવો પોતપોતાના કલ્પિત સ્વાર્થસાધનમાં તત્પર છતાં ખરેખર પગલે પગલે( ક્ષણે ક્ષણે ) દ્રવ્યભાવ કર્મપંકથી લેપાય છે. દ્રવ્યકર્મ તે જ્ઞાનાવરણીય પ્રમુખ આઠ કર્મની વર્ગણાઓ અને ભાવકર્મ તે દ્રવ્યકર્મના ફળ–રસરૂપ રાગદ્વેષાદિક પરિણામ સમજવા. જ્યાં સુધી જ્ઞાની મહાત્માની કૃપાવડે ખરા સ્વાર્થનું સ્વરૂપ યથાર્થ સમજવામાં આવે નહિ ત્યાં સુધી અજ્ઞાનવશ જીવ પોતાની મતિકલ્પનાવડે કલ્પી કાઢેલો ખોટો સ્વાર્થ સાધવામાં જ સાવધાન હોય છે. તે અજ્ઞ જીવ સુખબુદ્ધિથી સ્વકલ્પિત સ્વાર્થ સાધવા જતાં મિથ્યા ભ્રાન્તિયોગે ઊલટો દુઃખી થાય છે. એટલે મોહ–મમતાદિક રાગદ્વેષવાળા માઠા પરિણામથી પોતાના રત્ન જેવા આત્માને મલિન કરે છે. એવી સ્થિતિ દુનિયાભરમાં સહુ કોઈ અજ્ઞાનવશવર્તી જીવોની હોય છે. ફક્ત જે જ્ઞાની સિદ્ધ મહાત્મા હોય છે તે જ તેવા દોષ–પંકથી દૂર રહી શકે છે. તાત્પર્ય એ છે કે નિર્મળ જ્ઞાનના પ્રસાદ વગર જીવ માત્ર કર્મમળથી મલિન થાય છે. જો કર્મમળથી છૂટવું હોય એટલે રાગદ્વેષાદિક દોષોનો લેપ લાગવા દેવો ન હોય તો નિર્મળ જ્ઞાનનો પરિચય કરવો જરૂરનો છે અને નિર્મળ જ્ઞાનની પ્રાપ્તિ જ્ઞાનસિદ્ધ ( નિર્મળ જ્ઞાનવંત ) મહાત્મા પાસેથી વિનયબહુમાનપૂર્વક કરવાની છે. તે વગર અનાદિ અજ્ઞાનજન્ય મલિનતા ટળી શકવાની નથી. જ્યારે એમ જ છે ત્યારે જ્ઞાનસિદ્ધ મહાત્માની ગવેષણા કરવાની પ્રથમ જરૂર છે. જ્ઞાનસિદ્ધ ( નિર્મળબોધવંત–તત્ત્વજ્ઞાની ) મહાત્મા કોને કહેવા ? તે શાસ્ત્રકાર જણાવે છે.

જેને પૂર્વના શુભ અભ્યાસથી સહેજે આત્મજ્ઞાન પ્રગટ્યું હોય અથવા વર્તમાન ભવમાં તેવા આત્મજ્ઞાનીના યથાવિધ પરિચયથી, તેમની સેવાભક્તિથી તેમ જ આજ્ઞાવશવર્તીપણાથી જેને નિર્મળ ક્ષયોપશમયોગે આત્મજ્ઞાન પ્રગટ્યું હોય તે આત્મજ્ઞાની કહેવાય છે. તે સ્વપરને, જડચેતનને યથાર્થ જુદા ઓળખી શકે છે. તેથી સ્વચેતન સિવાય પરપૌદ્ગલિક વસ્તુઓમાં મૂંઝાતો નથી. આત્મજ્ઞાનીની એવી દૃઢ સમજ હોય છે કે હું ( આત્મા ) પરપૌદ્ગલિક ભાવનો કર્તા અને ભોક્તા નથી, પરંતુ પોતાના જ્ઞાનદર્શનચારિત્રાદિક આત્મગુણનો જ નિશ્ચયથી કર્તા તેમજ ભોક્તા છું. પરભાવ( વિભાવ–રાગદ્વેષાદિક દોષ )ને પુષ્ટિ આપવી એ મારો ધર્મ નથી, પરંતુ જ્ઞાનાદિક નિજ સ્વભાવને જ પુષ્ટિ આપવા–અપાવવારૂપ મારો ખરો ધર્મ છે. વળી પરભાવનું અનુમોદન કરવાનો મારો ધર્મ નથી પરંતુ શુદ્ધ નિર્મળ જ્ઞાનાદિક આત્મભાવનું જ અનુમોદન કરવારૂપ મારો ધર્મ છે. આવી જેની નિશ્ચળ મતિ–શ્રદ્ધા સદા ય વર્તતી હોય એવા મહાનુભાવ જ્ઞાનસિદ્ધ મહાત્મા પૂર્વોક્ત કર્મલેપથી શામાટે લેપાય ? ન જ લેપાય. તેવા આત્મજ્ઞાની સમ વિષમ સંયોગ પ્રાપ્ત થતાં મનનું કેવી રીતે સમાધાન કરી લે છે ? કેવી રીતે ચિત્તની સ્થિરતા સાચવે છે, કેવી રીતે આત્મશ્રદ્ધામાં નિશ્ચળપણું સાચવી રાખે છે અને કેવા આચારવિચારથી અન્ય જીવોને ઉત્તમ દૃષ્ટાંતરૂપ થાય છે તે શાસ્ત્રકાર સંક્ષેપથી સમજાવે છે. ૨.

આત્મજ્ઞાનીની શુદ્ધ સમજપૂર્વક એવી માન્યતા હોય છે કે આકાશ જેમ રજથી લેપાતું નથી ( આકાશને જેમ રજ

ચોંટી શકતી નથી ) તેમ સ્વચ્છ આત્માને પણ પરપુદ્‌ગલ-લેપ લાગતો નથી. પુદ્‌ગલવડે તો પુદ્‌ગલ જ લેપાય છે. કલ્પિત સુખદુઃખ તેમજ સુખદુઃખનાં સાધન તો દેહાદિક પુદ્‌ગલને લઈને જ હોવા સંભવે છે. કેવળ શુદ્ધ આત્મામાં પરપુદ્‌ગલ સંગ કોઇ રીતે હોવો ઘટતો જ નથી. એવી રીતે નિરંતર વિવેકપૂર્વક વિચાર કરનાર તેમ જ તેવા સમવિષમસંયોગે લેશમાત્ર હર્ષ કે વિષાદ નહિં કરતાં સમભાવે રહેનાર (ગમે તેવા શુભસંયોગે હર્ષ ઉન્માદ અને વિષમ સંયોગે ખેદ નહિ ધરનાર ) નિર્મળ જ્ઞાની કર્મથી શી રીતે લેપાય ? ન જ લેપાય. ત્યારે આવી નિર્લેપ વૃત્તિને ધારણ કરનાર મહાત્માને વ્યવહારિક ક્રિયા કરવાથી શો લાભ સંભવે ? તેનું શાસ્ત્રકાર સમાધાન કરે છે ૩.

નિર્લેપ દશાને સતેજ કરે એવાં તત્ત્વજ્ઞાનમાં મગ્ન રહેનાર મહાશયની સકળ વ્યવહારિક કરણી તેને પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્ખલના કરવા ઉદ્‌ભવતા વિભાવ ઉપયોગને વારવા તેમ જ તેવા મન, વચન, કાયાનો ઉચિત નિગ્રહ કરવા ઉપયોગી થાય છે. એટલે આત્મજ્ઞાની–અંતર લક્ષવાળા જ્ઞાની જે કંઇ ઉચિત કરણી કરે છે તે સર્વ સમજપૂર્વક પોતાને કોઇ રીતે લાભકારી જાણીને જ કરે છે. તત્ત્વજ્ઞાની કદાપિ વ્યવહારમર્યાદાનો લોપ કરતા નથી પરંતુ વ્યવહારમર્યાદાનું પાલન જ કરે છે તે પણ ઉપર જણાવ્યા મુજબ સ્વહિત સમજીને જ કરે છે. વિશેષ એ છે કે–આત્મજ્ઞાની જે કંઇ ઉચિત કરણી કરે છે તે દંભ અને અભિમાન રહિત જ હોય છે તેથી તે કરણી કંઇ પણ નુકશાન નહિ કરતાં તેને હિતકર જ થાય છે. ત્યારે તે જ કરણી અન્ય અજ્ઞાની જીવને અંતરલક્ષશૂન્યપણે અથવા મિથ્યા-

ડંબરરૂપે કરવાથી હિતરૂપ થતી નથી, પરંતુ નુકશાન પણ કરે છે. તે જ વાતનું શાસ્ત્રકાર સમર્થન કરે છે. ૪.

કોઈ એક આત્મજ્ઞાનશૂન્ય-અધ્યાત્મ લક્ષ રહિત પ્રાણી તપ, જપ, પઠન, પાઠનાદિક કરણી ગર્વ-અભિમાનપૂર્વક કરતો ઊલટો કર્મથી લેપાય છે કેમ કે તે કરણી કરતાં પણ તેના આશયથી મલિનતા છે, તેમજ તે કરણી પોતાની અનાદિ મલિનતા દૂર કરવાના લક્ષથી પણ કરવામાં આવતી નથી. અનાદિ અજ્ઞાનના વશપણાથી શુભ કરણી કરતાં છતાં પણ મલિન વાસનાના જોરથી શુભ ફળ પ્રાપ્ત કરી શકાતું નથી. જ્ઞાની વિવેકી પુરુષો તે જ કરણી શુભ આશયથી અંતરની મલિન વાસના માત્રને દૂર કરવા માટે કરતાં હોવાથી શુભ ફળ પ્રાપ્ત કરી શકે છે. તેઓ તો અહંતા અને મમતાને મૂકીને સ્વકર્તવ્ય કરે છે. એટલે કે દૃશ્ય દેહાદિક પુદ્‌ગલમાં મિથ્યા અહંતા કે મમતા ધારતા નથી પણ શુદ્ધ આત્મદ્રવ્ય તે જ હું અને શુદ્ધ જ્ઞાનાદિક ગુણ એ જ મારા એવી સાચી હિતકારી અહંતા અને મમતાને જ સારરૂપ સમજી સ્વોચિત કરણી અંતરલક્ષપૂર્વક કરે છે. એટલે જેમ અંતરંગ આત્મગુણ જાગૃત થાય અને અનાદિ અહંતા, મમતા વિગેરે મલિન વાસનાઓ સદંતર નષ્ટ થાય તેવું ઉત્તમ લક્ષ રાખવાનું તે ચૂકતા નથી, તેથી જ તેમની સકળ કરણી સુખદાયી થાય છે. કદાચ કરવા યોગ્ય કરણી કરી શકાય એવી સ્થિતિની અનુકૂળતા તેમને જણાય નહિ ત્યારે પણ પોતાના કર્તવ્યની ભાવના તો તેમના હૃદયમાં જેવી ને તેવી જ બની રહે છે એટલે કે તે કરણી નહિ કરી શકવા છતાં આશયની વિશુદ્ધિથી તેમને તેનું શુભ ફળ તો મળે જ છે. એટલે કે તેઓ રાગદ્વેષાદિકથી

નિરાળા રહી શકે છે એ કંઇ ઓછી વાત નથી. જ્ઞાનની ખરી કસોટી એમાં જ છે. અજ્ઞાની જીવો તો દરેક પ્રસંગે અહંતા અને મમતાથી જ દુઃખી થાય છે. જ્ઞાની પુરુષથી અજ્ઞાની જીવની માન્યતા વિપરીત જ સંભવે છે, તેથી તેને પગલે પગલે કર્મ-બંધન થાય છે, રાગદ્વેષાદિકથી લેપાવું પડે છે અને દોષની બહુલતાથી સંસારચક્રમાં અત્યંત દુઃખ સહેવું પડે છે. જ્ઞાની વિવેકીને નિર્લેપ દશાથી કશું દુઃખ સહેવું પડતું નથી ફલિતાર્થ એ છે કે મિથ્યા અહંતા અને મમતાને લીધે અજ્ઞાની જીવ ગમે તેવી કષ્ટ કરણી કરે તો પણ કર્મમળથી લેપાઇ દુઃખી થાય છે અને જ્ઞાની–વિવેકી તે જ દુઃખના બીજ જેવી અહંતા અને મમતાને છેદી નિર્લેપ રહી સુખી થાય છે. હવે આત્મા કેમ લિપ્ત તેમજ કેમ અલિપ્ત જણાય છે? અને તેની શુદ્ધિ શી રીતે સંભવે છે? તેનો ખુલાસો શાસ્ત્રકાર કરે છે. ૫

નિશ્ચય દૃષ્ટિથી જોતાં આત્મા અલિપ્ત જણાય છે. સત્તાગત આત્માનું સ્વરૂપ સિદ્ધ પરમાત્મા જેવું નિર્મળ જ છે, પરંતુ વ્યવહાર નયથી તેની વર્ત્તમાન સ્થિતિ વિચારતાં આત્મા લિપ્ત રાગદ્વેષાદિક કર્મમળથી લેપાયેલો દેખાય છે. નિશ્ચય નયથી જોતાં આત્મા સ્ફટિક રત્ન જેવો નિર્મળ જણાય છે, અને વ્યવહાર નયથી જોતાં સ્ફટિક રત્ન ઉપર પુષ્પાદિ મૂકવાથી જેવી વિકૃતિ જણાય તેવી વિકૃતિ–વિકારવાળો જણાય છે. મતલબ કે અનાદિ કર્મસંયોગથી પુણ્યપાપના સંચયવડે રાગદ્વેષ પરિણામયોગે આત્માનું શુદ્ધ સ્ફટિક રત્ન સમાન સત્તાગત નિર્મળ સ્વરૂપ ઢંકાઈ ગયેલું હોવાથી અજ્ઞ જીવને પોતાના શુદ્ધ સ્વરૂપનું સમ્યગ્જ્ઞાન વગર એકાએક ભાન થઇ શકતું નથી, પરંતુ સતત અભ્યાસવડે અથવા કોઈ જ્ઞાનસિદ્ધ

મહાત્માના અનુગ્રહવડે આત્મામાં સત્ય જ્ઞાનદીપક પ્રગટતાં પોતાને પોતાના શુદ્ધ સ્વરૂપનું સ્વતઃ ભાન થાય છે એટલે તત્કાળ તેને તત્ત્વશ્રદ્ધા યા તત્ત્વપ્રતીતિ પ્રગટે છે. તેથી જ્ઞાની પુરુષ સ્વપરની યથાર્થ વહેંચણુ કરી આત્માને કર્મમળથી મુક્ત કરવા પ્રયત્ન સેવે છે. તેમાં જે અધિક જ્ઞાનરુચિ હોય છે તે તીક્ષ્ણ તત્ત્વદૃષ્ટિવડે શુદ્ધ આત્મસ્વરૂપમાં તન્મયતા પામતો કીટભ્રમરીના ન્યાયે કર્મઉપાધિથી મુક્ત થઇ શુદ્ધ-બુદ્ધ થઇ જાય છે ત્યારે જે અધિક ક્રિયારુચિ હોય છે તે પણુ સમ્યગ્જ્ઞાનની સહાયથી પોતાની અનાદિ મલિન વાસનાઓ નષ્ટ થાય તેવું પવિત્ર લક્ષ રાખી, સ્વશક્તિ અને અધિકારે અનુસાર ઉચિત કરણી નિષ્કામપણે કરતો છતો કર્મ ઉપાધિથી મુક્ત થઇ અનુક્રમે શુદ્ધ બુદ્ધ થઇ શકે છે. સમ્યગ્-જ્ઞાનરુચિ અને ક્રિયારુચિ ઉભયને સાધ્ય એ જ હોય છે કે પોતાનું આત્મસ્વરૂપ શુદ્ધ સ્ફટિક જેવું નિર્મળ સાક્ષાત્ અનુ-ભવવું. તેનાં સાધન તરીકે જ્ઞાનરુચિ જીવ જ્ઞાનનો અધિક આક્ષેપ રાખે છે ત્યારે ક્રિયારુચિ ક્રિયાનો અધિક આક્ષેપ ( અભ્યાસ ) રાખે છે. **સમભાવથી** સ્વાનુકૂળ સાધનવડે ઉભય આત્મશુદ્ધિ કરી શકે છે. સમભાવથી એટલે જ્ઞાનીને ક્રિયાનો તિરસ્કાર હોતો નથી અને ક્રિયાવંતને જ્ઞાન પ્રત્યે તિરસ્કાર હોતો નથી પરંતુ પ્રત્યેકને સદ્‌ગુણુ પ્રત્યે અકૃત્રિમ પ્રેમભાવ બન્યો બન્યો રહે છે. તેથી તે ઉભયનું સ્વાનુકૂળ સાધનયોગે અવશ્ય કલ્યાણુ થાય છે એટલે કે જ્ઞાની અલિપ્ત દૃષ્ટિથી એટલે નિઃસંગવૃત્તિથી સ્વસ્વરૂપરમણુતા પામી શુદ્ધ થાય છે અને ક્રિયાવંત પણુ લિપ્ત દૃષ્ટિથી એટલે આત્માની સાથે લાગેલાં અનાદિ કર્મ-આવરણુને ખસેડવા માટે સ્વશક્તિ–અધિકાર પ્રમાણે અમુક

પ્રકારની કરણી કરવાની ખાસ જરૂર છે એમ સહેતુક વિચારી, નિરધારી તે પ્રમાણે ઉચિત કરણી કામનારહિતપણે કરી, અનાદિ કર્મઉપાધિથી મુક્ત થઇ શુદ્ધ-બુદ્ધ થઇ શકે છે. એમાં કશો વિરોધ જણાતો નથી. ઉપરના શ્લોકમાં જ્ઞાન અને ક્રિયાનું આસેવન કરતાં અધિકાર પરત્વે તે દરેકની સાધન તરીકે મુખ્યતા જણાવી તે ઉભયનો સમાવેશ એટલે જ્ઞાનક્રિયા ઉભયનું સમભાવે સેવન ક્યારે થઇ શકે તે શાસ્ત્રકાર આગળના શ્લોકમાં જણાવે છે—૬

નિશ્ચય અને વ્યવહાર ઉભય નયનું જ્ઞાન સાપેક્ષપણે સરખી રીતે થતાં બંને દૃષ્ટિનું એકીસાથે જ સરખું ઉન્મીલન [ ઉદ્ઘાટન ] એટલે ઉઘડવું જ્યારે થાય છે ત્યારે જ્ઞાન અને ક્રિયા ઉભયનો સાથે જ સમાવેશ થાય છે. મતલબ કે સર્વજ્ઞદેશિત ઉભય નયનું સાપેક્ષપણું યથાર્થ સમજાતાં, તેમનો પરસ્પર સંબંધ યથાર્થ લક્ષમાં આવતાં તેમનું સમતોલપણું સારી રીતે સમજાય છે ત્યારે બંને દૃષ્ટિનો એકીસાથે સરખો વિકાસ ( ઉદ્ઘાટ ) થવાથી જ્ઞાન અને ક્રિયા ઉભયને સરખી રીતે ન્યૂનાધિક રહિત સેવી શકાય છે. તે વગર ભૂમિકાભેદથી તો એક એકની-જ્ઞાનક્રિયાની અત્ર મુખ્યતા સંભવે છે. જેને જ્ઞાનનો જેટલો ક્ષયોપશમ થાય છે તેને તે પ્રમાણે તે તે દૃષ્ટિનો તેટલો તેટલો વિકાસ થયેલો હોવાથી સ્વઅધિકાર ( યોગ્યતા ) અનુસારે અનુકૂળ સાધનમાં રુચિ-પ્રીતિપૂર્વક પ્રવૃત્તિ થઇ શકે છે અને તેમાં યથાયોગ્ય લાભ મળી શકે છે. દૃષ્ટાંત તરીકે જેને ચક્ષુદર્શનાવરણી કર્મનો જેટલો ક્ષયોપશમ થાય તે તેવી ચક્ષુવડે તેટલું દેખી શકે છે, જેને બંને ચક્ષુ સારાં સ્વચ્છ હોય છે તે બંનેથી

સરખી રીતે સારું દેખી શકે છે, જેને જમણી કે ડાબી એક જ આંખ સારી હોય તે તે વડે જ તેટલું જ દેખી શકે છે. એમ વિવિધ રીતે ઉક્ત દૃષ્ટાંતને જ્ઞાન અને ક્રિયાના ઉપયોગમાં સારી રીતે ઘટાવવું એટલે જેને જેટલો નિશ્ચય અને વ્યવહારનો સાપેક્ષ-સારો બોધ થયો હોય તે તેના પ્રમાણમાં તેટલી જ જ્ઞાન અને ક્રિયા પ્રત્યે રુચિ–પ્રીતિપૂર્વક પ્રવૃત્તિ કરી લાભ મેળવી શકે છે. જેને એક જ ચક્ષુ સારી હોય તે તેનાવડે જ સારો લાભ લઇ શકે છે; પણ તેથી ઇતર [ બીજી ] ચક્ષુ પ્રત્યે કે તે બીજી ચક્ષુથી લઇ શકાતા લાભ પ્રત્યે તેને તિરસ્કાર હોવો ઘટતો નથી. તેમ સ્વક્ષયોપશમ અનુસાર નિશ્ચયદૃષ્ટિવાળો જન અધિક જ્ઞાનરુચિ હોવો ઘટે છે અને વ્યવહારદૃષ્ટિવાળો જન અધિક ક્રિયારુચિ હોવો ઘટે છે, પરંતુ તેમાંનાં કોઇને એક બીજા તરફ તિરસ્કાર બુદ્ધિ લાવવી તે તો અજ્ઞાનતાનું કે જ્ઞાનના વિપરીત પરિણામનું જ ફળ જણાય છે. સમભાવી સાધ્ય દૃષ્ટિવંતને જ્ઞાનનું વિપરિણમન સંભવતું જ નથી તેથી તેને એક બીજા તરફ તિરસ્કાર બુદ્ધિ શા માટે થાય ? ન જ થાય. તેને તો સદ્‌ગુણ અને સદ્‌ગુણી પ્રત્યે અકૃત્રિમ પ્રેમ જ હોવો ઘટે છે. સદ્‌ભાવનામય આદર્શ, જે પોતાની સમીપે સ્થાપી રાખી સ્વસ્વરૂપરમણતા કરવા જ પ્રયત્ન કર્યા કરે છે, તે અંતે અવશ્ય વિજય પામે છે, એ નિઃસદેહ વાત છે. સદ્‌ગુણ કે સદ્‌ગુણી પ્રત્યે દ્વેષ કે તિરસ્કાર કરવો તે પોતાની સામે અતિ સમીપમાં રહેલા સદ્‌ભાવનામય આદર્શને લાત મારી ભાંગી નાખવા જેવું કામ છે. એવું અતિ અનુચિત કામ કરનાર કદાપિ આત્મઉન્નતિ સાધી શકતો નથી. પરંતુ તેને સ્વસ્થાન-ભ્રષ્ટ થઈ નીચે ગબડી પડવાનો પગલે પગલે ભય છે.

એવા સદ્‌ગુણદ્વેષી જીવને સ્વરૂપરમણતાનુ શાંત સ્વાભાવિક સુખ સ્વપ્નમાં પણ કેવું ? કષાયતાપથી તેનું હૃદય તો ઊલટું સંતપ્ત રહ્યા કરે છે. ૭.

આટલી વાત અત્ર પ્રસંગોપાત કહેવાની એટલા માટે ઈચ્છા થઇ છે કે અત્યારે જીવોમાં પ્રાયઃ ગુણરાગ કરતાં દ્વેષ ભાવ અથવા ઉપેક્ષાબુદ્ધિ અધિક જોવામાં આવે છે. તે આત્માને અત્યંત હાનિકારક છે. કોઈ રીતે તેવા અત્યંત અનિષ્ટ ફળ આપનાર દોષપાશથી પ્રાણીઓ બચે અને દોષબુદ્ધિ તજી ગુણબુદ્ધિને જ ધારણ કરતાં શીખે. સહુ કોઇ ભવ્ય જનોને એવી સદ્‌બુદ્ધિ શીઘ્ર પ્રાપ્ત થાઓ અને અનુક્રમે અનુપમ સુખશાંતિનો પણ તેમને અનુભવ થાઓ !

હવે છેવટમાં શાસ્ત્રકાર પોતે પણ અકૃત્રિમ ગુણાનુરાગથી જે મુમુક્ષુજનો શ્રી વીતરાગવચનાનુસારે શુદ્ધ નિર્દોષ વર્તનવડે સ્વાત્મહિત સાધી રહ્યા છે તેવા શાસનના અલંકારરૂપ ઉદાસીન મહાત્માઓ પ્રત્યે પ્રેમપૂર્વક નમસ્કાર કરે છે અને આડકતરી રીતે આપણને પણ તેવા જ મહાનુભાવ મુનિજનોના પવિત્ર ચરણનું શરણ ગ્રહવા ફરમાવે છે.

જે મહાનુભાવ મહાત્માની રહેણી ઉત્તમ છે, ઉત્તમ ઉદ્દેશથી કરણી કરવામાં આવે છે, સર્વથા રાગ યા દ્વેષ રહિત સર્વજ્ઞ વીતરાગ પ્રભુનાં પવિત્ર વચનાનુસારે કરવામાં આવે છે, તેમજ સ્વશક્તિ અને અધિકાર વિચારી નિષ્કામવૃત્તિથી કેવળ આત્મશુદ્ધિ માટે જ કરવામાં આવે છે તે કોઇ પણ પ્રકારના દોષથી દૂષિત થયેલી હોતી નથી. જેમની રહેણીકહેણી એક સરખી–અવ્યભિચારી એટલે વિરોધ રહિત છે તેવા શુદ્ધ આત્મા

અને પ્રબુદ્ધ આત્મા કે જે જગત માત્રને પૂજવા યોગ્ય છે તેવા પૂજ્યપ્રવર મહાત્મા મહાનુભાવ મુનિ નિર્ગ્રંથને અમારો ત્રિકરણ શુદ્ધિથી–મન વચન અને કાયાની એકાગ્રતાથી નમસ્કાર હો.

પ્રસ્તુત અષ્ટક સંબંધી વિવરણનો ઉપસંહાર કરતાં પ્રસંગોપાત થોડાક અંતરના ઉદ્ગાર સહેજે નીકળે છે તે આત્માર્થી જનો ઝીલી લેશે એવી આશા છે.

તત્ત્વજ્ઞાનના રહસ્યથી ભરપૂર આ જ્ઞાનસાર સૂત્રના કર્તા શ્રીમાન્ યશોવિજયજી મહારાજ સરખા મહાજ્ઞાની વિવેકી અને સંપૂર્ણ શ્રદ્ધાળુ મહાત્મા મહાનુભાવ મુનિજનોને જે ઉત્તમ ગુણોના આશ્રયથી ભક્તિભર હૃદયે નમે છે તેવા ઉત્તમ ગુણોનો કલ્યાણકારી પરિચય વર્તમાન કાળે વિદ્યમાન અને હવે પછી થનાર સાધુસમુદાયે શામાટે ન રાખવો ? દિનપ્રતિદિન પોતાના આત્મામાં સદ્ગુણોનો વધારો થતો જાય છે કે ઘટાડો થતો જાય છે તે શામાટે બારીકીથી જોવાની ટેવ ન રાખવી ? એક સામાન્ય વ્યાપારી પણ નાણામેળ વિગેરેથી દરરોજ આવક-જાવકની તપાસ રાખે છે તો મોટા ઝવેરીની ગણત્રીમાં ગણાતા મુનિઓ પોતાના ગુણદોષની તપસીલ ( બારીક તપાસ ) કેમ ન રાખે ? વર્તમાન કાળે આ વાતની અત્યંત ઉપેક્ષા કરાતી જોવામાં આવે છે તેથી અમારું તેમજ શાસનરસિક સજ્જનોનું હૃદય ખિન્ન થાય છે. પરાયાં છિદ્ર જોવા જેવી ક્ષુદ્રતા તજી, ગંભીરતા ( મોટું મન ) રાખી શામાટે સદ્ગુણનો સંચય કરી તેનો ઉત્તમ વારસો સ્વશિષ્યવર્ગને ન આપવો ? જરૂર આપવો જોઇએ. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૭, પૃ. ૧૯૩ ]



# ( ૧૨ ) निःस्पृहाष्टकम्.

**વિવેચન**—પૌદ્‌ગલિક વસ્તુની સ્પૃહા-ઈચ્છા-અભિલાષા-તૃષ્ણા જ્યાં સુધી જાગતી રહે છે ત્યાં સુધી જીવ સ્વસ્વરૂપ-દર્શનજ્ઞાન-ચારિત્રાદિક સદ્‌ગુણની યથાર્થ પ્રાપ્તિ કરી શકતો નથી તેમજ તે માટે જરૂર જેટલો પુરુષાર્થ પણ ફેરવી શકતો નથી. જેમ જેમ સારાં નિમિત્ત પામી પરવસ્તુમાં અનાદિ કાળથી લાગેલી અનંતી પ્રીતિ-આસક્તિ ઓછી કરવામાં આવે છે તેમ તેમ સદ્‌ગુરુકૃપાથી સ્વસ્વરૂપનો લાભ લેવા તે પ્રયત્ન કરી શકે છે અને પોતાના પુરુષાર્થના પ્રમાણમાં દર્શન-જ્ઞાનાદિ સદ્‌ગુણપ્રાપ્તિરૂપ સ્વસ્વરૂપનો લાભ મેળવવા ભાગ્ય-શાળી થાય છે. જે જે અંશે આત્મા પરસ્પૃહા તજી નિઃસ્પૃહ બને છે તે તે અંશે તે રાગદ્વેષાદિક અંતરંગ શત્રુવર્ગ ઉપર કાબૂ મેળવતો જાય છે એટલે નિર્લેપ બનતો જાય છે. જ્યારે સ્પૃહા માત્રનો ત્યાગ કરી સંપૂર્ણ નિઃસ્પૃહ બને છે ત્યારે આત્મા રાગાદિક દોષમાત્રનો જય કરી સર્વથા નિર્લેપ થાય છે. એટલા માટે પરસ્પૃહા તજી નિઃસ્પૃહતા ધારણ કરવા ગ્રંથકાર ફરમાવે છે.

સ્વભાવલાભ એટલે આત્મલાભ-આત્માના સદા સહ-ચારી સદ્‌ગુણનો લાભ, સત્તાગત રહેલા દર્શન, જ્ઞાન અને ચારિત્રાદિકની પ્રગટ પ્રાપ્તિ, અથવા સ્વરૂપસાક્ષાત્કાર, તેમાં આત્મદર્શન એટલે સ્વરૂપરુચિ અથવા આત્મશ્રદ્ધા ( આત્મ-પ્રતીતિ ). આત્મજ્ઞાન એટલે સ્વસ્વરૂપનું યથાર્થ ભાન. પોતે કોણ છે ? કેવો શક્તિસંપન્ન છે ? તે વિગેરેની સારી રીતે સમજ. ચારિત્ર એટલે આત્મરમણતા-સ્વરૂપસ્થિરતા ( ખોટા

સંકલ્પવિકલ્પ પેદા કરનાર પરપૌદ્ગલિક પ્રવૃત્તિના ત્યાગપૂર્વક નિવૃત્તિના માર્ગમાં જ પ્રયાણ). ઉક્ત સદ્ગુણોની યથાર્થ પ્રાપ્તિ થવી તે કેવળ પ્રવૃત્તિપરાયણ પામર પ્રાણીઓને અત્યંત દુર્લભ છે. જે જીવોને શુભ નિમિત્તયોગે સદ્ગુરુકૃપાથી સ્વસ્વરૂપનું ભાન થાય છે તે અંધપ્રવૃત્તિમાં રાચતા નથી. તેનું સાધ્ય સુધરે છે એટલે તે અંધપ્રવૃત્તિ કરવા ખુશી હોય નહિ પણ જે પ્રવૃત્તિ કરતાં પરિણામે નિવૃત્તિ મળે એવી પ્રવૃત્તિ પસંદ કરે છે, એવી રીતે સાધ્યદષ્ટિ રાખી પ્રવૃત્તિ કરતાં જે જે અંશે નિવૃત્તિ પ્રાપ્ત થતી જાય છે તે તે અંશે આત્મશ્રદ્ધા પણ સુધરતી જાય છે અને શુભ પ્રયત્નમાં પણ વધારો થતાં નિવૃત્તિરૂપ ચારિત્ર માર્ગમાં સહેજે લાભદાયી પ્રયાણ થાય છે. આવી રીતે અનુક્રમે વિવેકપૂર્વક પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિના સુખદાયી માર્ગમાં જઈ ઠરવાનું બને છે. તે સુખ કૃત્રિમ નથી પણ સ્વાભાવિક છે. ક્ષણિક (નાશવંત) નથી પણ સ્થાયી છે. તેવું અકૃત્રિમ, સ્વાભાવિક સ્થાયી સુખ સ્વરૂપસાક્ષાત્કારથી પ્રાપ્ત થાય છે, તેથી જ શાશ્વત સુખના અર્થીજનો સ્વરૂપપ્રાપ્તિને જ શ્રેષ્ઠ કર્તવ્યરૂપ લેખે છે. તેવી સ્વરૂપપ્રાપ્તિ થઇ તો પછી પ્રાપ્ત કરવા યોગ્ય બીજું શું છે ? મતલબ કે સ્વરૂપપ્રાપ્તિ કરી તેણે સર્વ પ્રાપ્ત કર્યું. સ્વરૂપપ્રાપ્તિવંત-ને શાશ્વત-મોક્ષસુખ પણ સ્વાધીન છે. મતલબ કે સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયીની પ્રાપ્તિ એ જ શાશ્વત સુખની ખરી કૂંચી છે. સ્વરૂપપ્રાપ્તિરૂપ અદ્ભુત ઐશ્વર્ય 'જે મહાનુભાવ મુનિને પ્રાપ્ત થાય છે તે ખરેખર નિઃસ્પૃહ-સકળ સ્પૃહા રહિત બને છે. એવા નિઃસ્પૃહી મુનિરાજને રાગાદિક દોષનો લેપ કેમ લાગે ? ન જ લાગે. તે નિર્લેપ નિર્ગ્રંથ સકળ સંસાર-બંધનને તોડી જોતજોતામાં પરમાત્મપદને પ્રાપ્ત થાય છે. તેથી જ

ખરી નિઃસ્પૃહતા અત્યંત લાભકારક અને પ્રશંસનીય છે. એવી નિઃસ્પૃહતા કોણ આદરી શકે છે ? કેવળ આત્મારામી નિર્ગ્રંથ મુનિ સિવાય બીજા પુદ્ગલાનંદી કે ભવાભિનંદી જીવોમાં એવી નિઃસ્પૃહતા હોતી નથી. એવા પુદ્ગલાનંદી જીવોના શા હાલ થાય છે ? તેમની વર્તમાન ભવમાં તેમ જ આગામી ભવમાં કેવી દશા થાય છે ? તે શાસ્ત્રકાર આગળ અર્ધા શ્લોકથી જણાવે છે. ૧.

સારી રીતે બે હાથ જોડી, દશે અંગુલી એકઠી કરી પર-સ્પૃહાવંત પ્રાણીઓ કોની કોની પાસે પ્રાર્થના કરતા નથી ? પરપૌદ્ગલિક આશાના દાસ થયેલા જીવો સહુ કોઈ પાસે અતિ દીનતા દાખવતા દેખાય છે. કહ્યું છે કે " જે આશાના દાસ છે તે આખી દુનિયાના દાસ છે " એટલે સ્પૃહાવંતને જગત માત્રની ઓશીઆળી ભોગવવી પડે છે. એવી દીન–દુઃખી દશા ભોગવતાં સ્પૃહાવંત પોતાની આખી જિંદગી પૂરી કરે છે અને પવિત્ર ધર્મની ઉપેક્ષા કરવાથી અથવા ધર્મવિરુદ્ધ વર્તનથી આગામી ભવમાં પણ પરાધીનતા પ્રમુખ દુઃખદાયી સ્થિતિ ભોગવવી પડે છે. એટલું જ નહિ પરંતુ વડ–બીજ ન્યાયે તેની દુઃખ–પરંપરાનો અંત જ આવતો નથી. હવે નિઃસ્પૃહી મહાત્માની સ્થિતિનું વર્ણન કરતાં કહે છે કે અનહદ–અનુપમ જ્ઞાનામૃતનું પાન કરી અખંડ આત્માનંદમાં સદૈવ મસ્ત રહેનાર મહામુનિને પરની કશી પરવા રહેતી નથી. તેનો અને દુનિયાનો માર્ગ જુદો હોવાથી નિઃસ્પૃહ મહાત્મા દુનિયાના પ્રવાહમાં તણાતા નથી. એટલે ખરેખરા નિઃસ્પૃહી નિર્ગ્રંથ મુનિજનોને દુનિયાની કે દુનિયાદારીની દરકાર રાખવાની જરૂર

રહેતી નથી. તે તો સ્વસ્વરૂપ–આનંદમાં નિમગ્ન રહે છે, તેથી આ ભવમાં જ પ્રગટ અનુપમ આત્મિક સુખનો અનુભવ કરે છે તો ભવાંતરનું કહેવું જ શું ? પરમ નિઃસ્પૃહી પુરુષો તો પવિત્ર રત્નત્રયીના પ્રભાવે સમસ્ત કર્મબંધનનો સર્વથા અંત કરી તે જ ભવમાં શુદ્ધ–બુદ્ધ–મુક્ત થઈ જાય છે ત્યારે કેટલાય નિઃસ્પૃહી મહાત્માઓ એકાદ ભવના અંતરે સર્વ સંસારબંધનને છેદી પરમપદને પ્રાપ્ત કરે છે. એટલા માટે જ જ્ઞાની પુરુષો પરસ્પૃહાને સ્વયં છેદે છે અને અન્યને છેદવા ઉપદેશે છે. ૨.

જેમ દીર્ઘદર્શી ડાહ્યા માણસ વિષવૃક્ષને વધવા દેતા નથી, તેનો શીઘ્ર અંત આણે છે; અન્યથા તે વિષવૃક્ષ વધ્યા છતાં અશુભ પરિણામ લાવે છે તેમ સુનિપુણ તત્ત્વજ્ઞાની મહાપુરુષ, આત્મનિરીક્ષણ કરવામાં ઉજમાળ છતાં, સ્વાત્મપ્રદેશમાં પ્રગટેલી પરસ્પૃહારૂપી વિષવેલીને તીક્ષ્ણ તત્ત્વજ્ઞાનરૂપ દાતરડાવડે શીઘ્ર છેદી નાંખે છે, તેને વધવા દેતા નથી–એમ સમજીને કે તે વિષવેલી વધી છતી મહાકષ્ટદાયી કટુક ફળ આપી; આત્માને અત્ર પણ વિવિધ રીતે વિડંબિત કરી, પરભવમાં પણ બહુ પ્રકારે દુઃખી કરશે. તેનાં કટુક ફળ પૈકી **મુખશોષરૂપ** પ્રથમ ફળ કહ્યું છે. સ્પૃહાવશવર્તી જીવને પરને સમજાવી પોતાનો કલ્પિત ક્ષુદ્ર સ્વાર્થ સાધવા બહુ કંઠશોષ કરવો પડે છે. તેમ છતાં ઇચ્છિત સ્વાર્થ સધાય કે ન પણ સધાય, જો સ્વાર્થ ન સધાય તો પ્રગટ બાહ્ય મૂર્છાજન્ય દુર્દશા થાય છે અને કદાચ સ્વાર્થ સધાય તો પણ તેમાં રાચવામાચવાથી તીવ્ર રાગાદિકવડે આત્મગુણો અત્યંત મૂર્છિત થાય છે, તે રૂપ બીજું ફળ સમજવું. ત્રીજું ફળ **દીનતારૂપ** છે. સ્પૃહાવંતને પરની પ્રગટ રીતે દ્રવ્ય

ભાવથી દીનતા કરતાં દેખીએ છીએ. જેમ વિષવૃક્ષનાં ઝેરી ફળ ખાવાથી મુખશોષ, મૂર્ચ્છા અને લાચારીરૂપ માઠાં પરિણામ આવે છે તેમ સ્પૃહારૂપી વિષવેલીનાં ઉગ્ર પરિણામવાળાં ત્રણુ કટુક ફળ શાસ્ત્રકારે ઉપર વર્ણવ્યા છે. ખરું જોતાં તો પર-સ્પૃહાવંત પ્રાણીઓની તેથી અનંતગણી વિડંબના થાય છે તેમ છતાં અનાદિ મોહ–અજ્ઞાનને લીધે પામર પ્રાણીઓ પરસ્પૃહાના પ્રવાહમાં જ તણાય છે. તે પરસ્પૃહારૂપી દુસ્તર નદી તરવા લેશમાત્ર પ્રયત્ન કરતા નથી. ફક્ત જે શ્રેષ્ઠ ચારિત્ર તરંડનો દૃઢ આશ્રય લે છે તે નિર્ગ્રંથ મહાત્મા જ તેને તરી જાય છે. પ્રાયઃ દુનિયાના બધા લોકો પરસ્પૃહાના જ પ્રબળ પ્રવાહમાં વહ્યા જાય છે ત્યારે ફક્ત રાજહંસ સમાન સમર્થ સાધુજનો જ તેને તરી પાર પામે છે. તેવા નિઃસ્પૃહી સાધુજનો જ નિવૃત્તિનું અખંડ સુખ અનુભવે છે. અંધપ્રવૃત્તિના પ્રવાહમાં જ વહન કરનાર સ્પૃહાવંતને તો સ્વપ્નામાં પણ એવા શમસુખનો અનુ-ભવ કયાંથી હોય ? ન જ હોય. તેથી જ જ્ઞાની–વિવેકી પુરુષો સ્પૃહાને સ્વાત્મપ્રદેશથી સદંતર દૂર કરે છે અને અન્યને દૂર કરવા ઉપદિશે છે. ૩.

બુદ્ધિશાળી જનોએ પરસ્પૃહાનો અવશ્ય પરિહાર કરવો જોઇએ. એક તો પરસ્પૃહા ( પૌદ્‌ગલિક વસ્તુની તૃષ્ણા ) કરવી એ આત્મધર્મથી પણ વિરુદ્ધ છે, અને બીજું પરસ્પૃહાથી અનેક અપવાદ–દૂષણો પ્રગટે છે. પરસ્પૃહાવડે આત્મધર્મનો અનાદર કરી, સહજ સ્વાભાવિક સુખનો તિરસ્કાર કરી, કેવળ કલ્પિત ક્ષણિક સુખ માટે પામર પ્રયત્ન કરવામાં આવે છે, તેથી સ્વાત્મધર્મ લગભગ લોપાઇ જાય છે અને વિરુદ્ધ સંસ્કાર–વિષયવાસનાદિક દુષ્ટ વિકાર દૃઢ થાય છે. ચાર ગતિ-

રૂપ સંસારચક્રમાં વારંવાર જન્મમરણનાં અસહ્ય દુઃખ પામવાનું એ જ મુખ્ય કારણ છે. નિઃસ્પૃહી આત્માને એવાં અસહ્ય દુઃખ સહેવાનું કશું પ્રયોજન રહેતું નથી તેથી જ સુજ્ઞ જનો પરસ્પૃહાનો અવશ્ય પરિહાર કરે છે. લૌકિક નીતિથી જોતાં પણ સમજી શકાય છે કે જે નીચ-નાદાનનો સંગ કરે છે તેને સુશીલ જનો પોતાના ઘરમાં સંઘરતા નથી, દૂર કરે છે તો અનંત ભવભ્રમણ સંબંધી અનંત દુઃખદાયી દોષોનો સંગ કરનારી તેમ જ પોષણ કરનારી પરસ્પૃહાનો પરિચય શાણા માણસોએ શા માટે કરવો ઘટે? તેમ છતાં જે જનો સુખની ભ્રાંતિથી દુઃખદાયી સ્પૃહાનો સંગ કરે છે તેઓ જ્ઞાનીની નજરમાં તો શું પરંતુ દુનિયાના દેખાવમાં પણ હસવા લાયક થાય છે એમ શાસ્ત્રકાર જણાવે છે. ૪

પારકી સ્પૃહાવડે પરના ઓશીઆળા લોકો દીનમુખથી દુનિયાનું દાસત્વ જ કરતા દેખાય છે. તેમ કરતાં તેમને જે કંઈ દ્રવ્ય પ્રાપ્ત થાય છે તે વડે તેમને સંતોષ વળતો નથી પણ ઊલટો લોભ વધે છે, એટલે અધિક સ્પૃહા થાય છે. પોતાનો કલ્પિત સ્વાર્થ સાધવા ગમે તેવી વ્યક્તિ પાસે ગમે તેવી રીતે પ્રયત્ન કરતાં માણસ પોતાની મેળે જ હલકો પડે છે. તેથી શાસ્ત્રકાર ઠીક જ કહે છે કે સ્પૃહાવંત જનો દુનિયામાં તણખલાની જેવા હલકા પડેલાં દેખાય છે; કેમ કે તેઓ તણખલાની જેમ જ્યાં ત્યાં પોતાનો કલ્પિત સ્વાર્થ સાધવાને ભટકતા ફરે છે. આવાં અજ્ઞાની જનોનું વર્તન કેવળ ઉપહાસ-પાત્ર છે. અહિં એક અદ્ભુત આશ્ચર્ય એવું જણાય છે કે જે હલકી વસ્તુ હોય તે જળની સપાટી ઉપર તરતી રહે છે છતાં તણખલાથી પણ હલકા લાગતા સ્પૃહાવંત જનો ભવ-

સમુદ્રમાં ડૂબી જાય છે. આ દેખાતા અદ્‌ભુત વિરોધનું સમાધાન એ છે કે સ્પૃહાવંત જનો તેમના નિંદ્ય દોષવડે જો કે દુનિયાની નજરમાં હસવા યોગ્ય હલકા પડેલા જણાય છે પરંતુ જ્ઞાની પુરુષોની નજરમાં તો તેઓ રાગદ્વેષાદિક ગાઢ બંધનોથી સખ્ત બંધાવાથી એટલા બધા ભારે થયેલા જણાય છે કે તેઓ સંસારસમુદ્રમાં ડૂબી જાય તેમાં કશું આશ્ચર્ય જેવું જણાતું નથી. જુઓ ! દેખાવમાં ગમે તેવી નાની છતાં વજનમાં ભારે વસ્તુ જળમાં ડૂબી જતી જોવામાં આવે છે તેમ આત્મધર્મનો અનાદર કરી હરાયાં ઢોરની પેઠે પરસ્પૃહાવડે જ્યાં ત્યાં ભટકી હલકા પડેલાં છતાં રાગદ્વેષાદિક ક્લિષ્ટ કર્મથી ભારે થયેલા તેમને જરૂર સંસારસમુદ્રમાં ડૂબવાનું જ બને છે એ સ્વાભાવિક છે. સ્પૃહાવંતની આવી સ્થિતિ થાય છે ત્યારે નિઃસ્પૃહ મહાત્માઓ પરમ સંતોષવૃત્તિનું સેવન કરી, કર્મબંધનને છેદી તુંબડાની પેઠે આ સંસારસમુદ્રમાં નહિં ડૂબતાં તરીને ઉપર આવે છે અને પરમનિવૃત્તિ સુખ પામે છે. નિઃસ્પૃહી મહાત્માને સ્પૃહાવંતની પેઠે લોકમાં દેખાવ કરી માનમહત્ત્વ મેળવવાની કશી દરકાર હોતી નથી તે જ વાત ગ્રંથકાર જણાવે છે. ૫

પરસ્પૃહા રહિત થઇ નિજ કર્તવ્યપરાયણ બને તે જ ખરા નિઃસ્પૃહી કહેવાય છે. તેઓ જે કંઇ સ્વોચિત કર્તવ્ય કરે છે તે કેવળ સ્વાત્મરંજન અર્થે જ કરે છે પણ પરરંજન-જનમનરંજન અર્થે કરતા નથી. તેવા નિઃસ્પૃહી મહાત્માને આખી દુનિઆ માને યા પૂજે કે ઉચિત સત્કાર–સન્માન કરે તેમાં તે નિઃસ્પૃહી મહાત્માને કશું લેવુંદેવું નથી; કેમ કે દુનિયામાં મનાવા–પૂજાવા અર્થે પોતે કશું કરતા જ નથી. તેઓ તો કેવળ આત્મકલ્યાણ અર્થે જ પવિત્ર શાસ્ત્રનીતિપૂર્વક પ્રવર્તે

છે. ઉત્તમ શાસ્ત્રનીતિ મુજબ વર્તતાં આખી દુનિયામાં તેમનો યશવાદ બોલાય તેથી કંઈ તેઓ ફુલાઇ જતા નથી; કેમ કે યશવાદને અર્થે તેમનું પ્રવર્તન જ નથી. નિંદા કે સ્તુતિ ઉભયમાં નિઃસ્પૃહીને સમભાવ હોય છે. માન કે અપમાન ઉભયમાં તેમની પવિત્ર વૃત્તિ ખંડાતી નથી. કોઈ ગમે તેમ કરે તેની તેમને પરવા નથી. તેઓ તો સ્વકર્તવ્યકર્મમાં જ સાવધાન રહે છે. તેઓ ગમે તેવા કુળવાન હોય તો પણ તે કુળ–જાતિ પ્રકાશી પોતાની પ્રખ્યાતિ કરવા માગતા નથી. તેમ કરવાની તેમને કશી જરૂર રહેતી પણ નથી. ચકોર માણસો તેમનાં ઉત્તમ આચરણથી તેમનાં કુળ વિગેરે પિછાની લે છે. નિઃસ્પૃહી મહાત્માઓ તો ઉક્ત સર્વ દ્વંદ્વથી અલગા જ રહે છે અને જે સદા ય તેથી અલગા રહે છે તેમ જ તેવા કુવિકલ્પાદિકને પણ મનમાં પેસવા દેતા નથી તેવા નિઃસ્પૃહી મહાત્મા જગત માત્રને પૂજવા–માનવા–સત્કાર–સન્માન કરવા યોગ્ય થાય તેમાં કંઇ નવાઇ નથી. તેવા મહાત્મા જ ઉત્તમ પુરુષોની ગણત્રીમાં ગણાવા યોગ્ય છે અને તેઓ જ ખરેખર ઉત્તમ કુળના અલંકાર-રૂપ છે. તેમને અમારો ત્રિકાળ નમસ્કાર હો ! તેવા નિઃસ્પૃહી મહાત્મા અમારું સદા ય રક્ષણ કરો ! અને અમને પણ એવી જ ઉત્તમ મતિ જાગૃત થાઓ ! એવા મહાપુરુષના અંતરંગસુખની સ્પર્ધા કરે તેવું દુનિયામાં કોઇ પણ સુખ જણાતું નથી. ૬

જો કે પરમ નિઃસ્પૃહી મહાત્માની પાસે બાહ્ય સુખસામગ્રી કશી ન હોય અથવા નજીવી હોય તો પણ તેમનું અંતરંગ સુખ કોઇથી માપી ન શકાય તેવું અગાધ હોય છે. નિઃસ્પૃહી મહાત્માને શયન કરવા ભૂમિતળ હોય, ભોગી પુદ્ગલાનંદીની પેઠે પુષ્પશય્યા અથવા પલંગ પ્રમુખ પ્રકૃષ્ટ સુખસામગ્રી ન

હોય; નિઃસ્પૃહી મુનિજનને માધુકરી વૃત્તિથી ભિક્ષા માગતાં જે નિર્દોષ-નિર્જીવ ભોજન સહેજે મળી આવે તે નિરામય સંયમ-નિર્વાહાર્થે સમભાવથી આરોગી લેવાનું હોય, ભોગી લોકની પેઠે ભાતભાતનાં પકવાન્ન પ્રમુખ આરંભ–સમારંભવડે તૈયાર કરી કરાવી ઉપયોગમાં લેવાનાં ન હોય; નિઃસ્પૃહીને શીત પ્રમુખથી સંયમમાર્ગમાં થતો વ્યાઘાત અટકાવવા અને સ્વસમાધિ ટકાવી રાખવા જરૂરજોગાં જીર્ણ પ્રાય વસ્ત્ર ઉપકરણ કેવળ નિર્વાહ પૂરતાં વાપરવાના હોય, ભોગી લોકોની માફક ભાતભાતનાં મનગમતાં ભભકાદાર વસ્ત્રાદિકનો પ્રમાણ રહિત ભોગ ઉપભોગ કરવાનો ન હોય; તેમ જ તેવા નિઃસંગી પુરુષને વિશાળ વન પ્રમુખ નિર્જન સ્થળમાં નિવાસ કરવાનો હોય, પરંતુ ભોગી જનોની પેઠે પોતાના માટે તૈયાર થયેલું ભારે ઠાઠમાઠવાળું મનગમતું મુકામ રહેવાને ન હોય; કેમ કે ભોગી જનોની પેરે સુખશય્યા, ભોજન, વસ્ત્ર અને વાસગૃહાદિકની નિઃસ્પૃહી મહાત્માને જરૂર જ શી ? તેમને તો સ્વ-સંયમના નિર્વાહ પૂરતી જ જરૂર છે. તે પણ કોઈ જીવને લગારે વ્યથા કર્યા વગર, સહેજે, નિર્દોષ, શાસ્ત્રનીતિથી મળી આવે તો જ. કોઇ જીવને વ્યથા થાય તેમ અથવા સંયમમાર્ગની વિરાધી, જરૂરજોગી વસ્તુને પણ નિઃસ્પૃહી મહાત્માઓ ગ્રહણ કરતા નથી. તેઓ તો સ્વદેહ ઉપર પણ મમત્વ ધારતા નથી, કેવળ સંયમ અર્થે જ દેહનું પાલન કરે છે, તો પછી ભોગી જનોની પેરે આરંભસમારંભજન્ય સુખસામગ્રીનો તેઓ ઉપયોગ કરે જ કેમ ? ન જ કરે. મતલબ કે તેમની પાસે બાહ્ય સુખ-સામગ્રી કશી જણાતી નથી તો પણ તેમનું અંતરંગ સુખ એટલું બધું અથાગ હોય છે કે તેનું માપ સર્વજ્ઞ સર્વદર્શી સિવાય

બીજા કરી શકતા નથી. મતલબ કે નિઃસ્પૃહી મહાત્માનું અંતરંગ સુખ નિઃસ્પૃહી કે સર્વજ્ઞ ભગવાન જ યથાર્થ જાણે છે. સાક્ષાત્ અનુભવ વગર તે યથાર્થ જાણી શકાય તેવું નથી. તેમજ પરસ્પૃહા માત્રનો ત્યાગ કરી નિઃસ્પૃહતાનું સેવન કર્યા સિવાય તેવો સાક્ષાત્ અનુભવ થઈ શકવાનો પણ નથી. તેથી જ પરસ્પૃહાનો પરિહાર કરી નિઃસ્પૃહતા આદરવાની અતિ આવશ્યકતા સહેજે સિદ્ધ થાય છે. નિઃસ્પૃહતાવડે જ આત્માનું કલ્યાણ સધાય છે. તે વગર તો જીવને ચાર ગતિરૂપ સંસારચક્રમાં આમતેમ અથડાવું જ પડે છે. આમ છતાં દુનિયાભરમાં પ્રાયઃ સમસ્ત પ્રાણીઓ પરસ્પૃહાનું જ સેવન કરતાં જણાય છે; નિસ્પૃહતાનું સેવન કરનારા તો કોઇક વિરલા મહાત્માઓ જ દેખાય છે. સહુને સુખ પ્રિય છે અને અમુક અપવાદરૂપ યોગીજનોને તજી આખી આલમ પરસ્પૃહાના જ માર્ગે પળાય છે તો સાચો માર્ગ કયો છે? અને સાચું સુખ શેમાં રહેલું છે? તેનો શાસ્ત્રકાર છેવટે સંક્ષેપમાં જ ખુલાસો કરે છે.—૭

જો કે જીવ માત્રને સુખ પ્રિય છે અને સુખને માટે જ પ્રયત્ન કરે છે તો પણ જ્યાં સુધી અજ્ઞાનવશ જીવ સુખનું ખરૂં સ્વરૂપ જાણતો નથી તેમજ જાણવાને માટે યોગ્ય પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી મોહ–અજ્ઞાનવશ સુખની ભ્રાન્તિથી તે દુઃખના જ માર્ગે વહે છે અને પરિણામે દુઃખને જ પામે છે. જેમને સત્ય–સ્વાભાવિક સુખનું તેમજ તેવું સુખ પ્રાપ્ત કરવા સત્સાધનનું વાસ્તવિક સ્વરૂપ સદ્ગુરુકૃપાથી સમજાયું છે તે અજ્ઞાન જનોની પેરે, સુખની ભ્રાન્તિથી દુઃખપ્રાપ્તિ થાય તેવા અવળે માર્ગે પ્રયાણ કરતો નથી. સમસ્ત સુખ પોતાના જ

આત્મ-ઘટમાં વિદ્યમાન છતાં અજ્ઞાનવશ મુગ્ધ જનો કસ્તૂરીઆ મૃગની માફક સુખ મેળવવા માટે ભ્રાન્તિથી દશે દિશામાં બહાર ભટકયા કરે છે. ખુશબોથી ભરેલી કસ્તૂરી પોતાના ડુંટામાં જ છતાં તે ખુશબો લેવા માટે મુગ્ધ મૃગ અજ્ઞાન-વશ અરહોપરહો દશે દિશામાં અથડાયા કરે છે, તેવી જ રીતે અજ્ઞાની જનો સત્ય-સ્વાભાવિક સુખ પોતાનામાં જ વિદ્યમાન છતાં સુખભ્રાન્તિથી બહાર અથડાય છે. જ્ઞાનીને તેમ અથડાવું પડતું નથી. તે તો સદ્‌ગુરુકૃપાથી સમજે છે કે સંપૂર્ણ સુખ પોતાના આત્મામાં જ સમાયેલું છે. ફક્ત સુખ પ્રાપ્ત કરવાને સર્વજ્ઞ વીતરાગ ભગવાને પ્રરૂપેલાં સત્સાધનો જ નિશ્ચળ શ્રદ્ધાયુક્ત સેવવાની જરૂર છે. પોતાના પુરુષાર્થથી જેમ દોરીબળે કૂવા ઉપર ઉભેલો માણસ કૂવામાંથી જળ ખેંચી બહાર કાઢી શકે છે તેમ પ્રમાદ રહિત સત્‌સાધન સેવવાથી આત્મપ્રદેશમાં જ ભરેલું અખૂટ અનંત સુખ પોતે જરૂર પ્રાપ્ત કરી શકે છે. તેવું સત્ય-સ્વાભાવિક અનંત સુખ પૂર્વે અનેક મહાત્માઓએ સ્વ-પુરુષાર્થયોગે સર્વજ્ઞદેશિત સમ્યગ્‌ દર્શનજ્ઞાનચારિત્ર પ્રમુખ સત્‌સાધન યથાવિધ સેવી આત્મામાંથી જ પ્રગટ કરેલું છે. તેવી જ રીતે વર્તમાન કાળે પણ આત્માર્થી મુમુક્ષુઓ સ્વપુરુષાર્થવડે સર્વજ્ઞપ્રણીત સત્‌-સાધનને આરાધી સર્વ અભિષ્ટ સુખ મેળવી શકે છે અને આગામી કાળે પણ મેળવી શકશે. પરંતુ જે અજ્ઞાની જીવો અનાદિ કુવાસનાયોગે આપમતિલા બની, આપ્તવચનને ઉલ્લંઘી સુખની ભ્રાન્તિથી અવળે રસ્તે વહે છે તે અવશ્ય સત્ય-સ્વા-ભાવિક સુખથી બેનશીબ જ રહી પરિણામે બહુ જ દુ:ખી થાય છે. જે રજત( રૂપા )ની ભ્રાન્તિથી શુક્તિ ( છીપ )

# ( ૧૩ ) मौनाष्टक.

**વિવેચન**—નિઃસ્પૃહી મહાત્મા જ મુનિપદને પામે છે તે મુનિભાવને શાસ્ત્રકાર સ્પષ્ટ કરી બતાવે છે. જે મહાનુભાવને વિશ્વતત્ત્વ વિદિત જ છે એટલે જેણે જાણવા યોગ્ય સર્વ તત્ત્વ-સ્વરૂપ જાણી લીધું છે અને જાણીને આદરવા યોગ્ય આદર્યું છે અને તજવા યોગ્ય તજી દીધું છે; મતલબ કે તત્ત્વજ્ઞાન-યોગે જેને સ્વપરની યથાર્થ વહેંચણ થયેલી હોવાથી રાજહંસના જળની પેઠે નિરુપયોગી વસ્તુનો જેણે ત્યાગ કરેલો છે અને દૂધ જેવી આત્મ ઉપયોગી વસ્તુનો સ્વીકાર કરેલો છે; તે જ વસ્તુતઃ મુનિ કહેવાય છે. સાધુ, મુનિ, નિર્ગ્રંથ વિગેરે અનેક પર્યાય-( સમાન અર્થસૂચક ) વાચક નામો કહ્યાં છે. ખરો સાધક—સાધુ-પુરુષ સર્વ પ્રકારની મૂર્ચ્છા—મમતાથી મુક્ત જ હોય છે, તેથી તે કોઈ પણ જાતની ઉપાધિથી અળગો જ રહે છે. સર્વ પ્રકારની ઉપાધિથી નિરાળા રહેવાથી જ નિર્ગ્રંથ—મુનિજનો નિરુપાધિક આત્મરમણતારૂપ સ્વાભાવિક સુખને અનુભવી શકે છે. તે જ ખરા આત્મજ્ઞાની સાધુ—પુરુષો ગણાય છે. તે વગર તો કેવળ દ્રવ્યલિંગી જ કહેવાય છે. જ્યારે ઘંચના ઘોલના ન્યાયે સહેજે જ અથવા કોઈક સદ્ગુરુ મહાશયના સદ્-બોધવડે આત્મામાં તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે ત્યારે અનાદિ અજ્ઞાનજનિત મિથ્યાત્વ ( વિપરીત શ્રદ્ધા યા મિથ્યા વાસના ) દૂર ખસી જઈ આત્મામાં તત્ત્વશ્રદ્ધા પ્રગટે છે અને અનુક્રમે આત્મરમણતારૂપ તેનું ઉત્તમ ફળ બેસે છે. સમ્યગ્-દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ નિર્મળ રત્નત્રયીવડે નિરુપમ—નિર્દ્વંદ્વ મોક્ષસુખ સાધવા સદાય સાવધાન રહેનાર મહાત્મા જ

ભાવસાધુ કહેવાય છે. તેવો અપ્રમત્તભાવ જ નિશ્ચય સમકિત-રૂપ હોવાથી અપ્રમત્ત મુનિરાજમાં તે સદોદિત રહે છે. ૧

ઉક્ત વાતનું સ્પષ્ટીકરણ કરતા છતા શાસ્ત્રકાર જ કહે છે. જ્ઞાનસ્વભાવને ધારણ કરનારો આત્મા મોહના ત્યાગથી સ્વસત્તાગત રહેલા અનંત વિશુદ્ધ ગુણકદંબક( સમૂહ )ને જે જ્ઞાનવીર્યવડે જાણી–જોઇ–અનુભવી શકે છે તે જ સમ્યગ્ જ્ઞાન, સમ્ગ્દર્શન અને સમ્યગ્ચારિત્રરૂપ મુનિની રત્ન-ત્રયીની અભેદતા–એકતા કહેલી છે. મતલબ કે સમ્યગ્જ્ઞાન-યોગે મુનિને સ્વસ્વરૂપનો સારી રીતે ભાસ થાય છે, સમ્યગ્-શ્રદ્ધાનયોગે સ્વસ્વરૂપનો સારી રીતે નિરધાર થાય છે અને સમ્યગ્ચારિત્રબળે સ્વસ્વરૂપમાં રમણતા તથા પરપૌદ્ગલિક ભાવથકી વિરમવાનું બને છે, એવી રીતે સમ્યગ્ રત્નત્રયીની સમકાલીન સહાયથી મુનિની અભેદ પરિણતિ થાય છે. ૨.

શુદ્ધ આત્મતત્ત્વમાં જ રમણતાવડે મુનિના ચારિત્રની સફળતા છે, શુદ્ધ આત્મતત્ત્વના યથાર્થ ભાસનવડે મુનિના જ્ઞાનની સાર્થકતા છે અને શુદ્ધ આત્મતત્ત્વના યથાર્થ નિરધારવડે મુનિના દર્શન ગુણની સાર્થકતા છે. એવી રીતે શુદ્ધ જ્ઞાન-નયના વિચારથી જેમ મુનિના ચારિત્રાદિકની સફળતા જણાવી તેમ ક્રિયાનયે પણ અશુદ્ધ ક્રિયાના પરિહારપૂર્વક શુદ્ધ અવિકારી–આત્મહિતકારી ક્રિયાના લાભથી ઉક્ત રત્નત્રયીની સફ-ળતા જ સમજવી. તે એવી રીતે કે શુદ્ધ ચારિત્ર પરિણામથી અનાદિ અવિરતિ પરિણામની નિવૃત્તિ થાય છે, અને ઉજ્જવળ અહિંસક પરિણામ પ્રગટ થાય છે. અથવા ક્ષાયોપશમિક ( અભ્યાસિક ) સામાયિકાદિક અથવા યમનિયમાદિકના આસે-

લેવાને દોડે છે તે શું રજત મેળવી શકે છે ? નહિં જ. તેમ સર્વજ્ઞ વીતરાગના એકાંત હિતકારી વચનને વિરાધીને જે જીવો મોહ-અજ્ઞાનવશ સુખ ભ્રાન્તિથી દુઃખના રસ્તે ગમન કરે છે તે શું સુખી થાય ? ન થાય-દુઃખી જ થાય. વળી સર્વજ્ઞ-દેશિત સત્‌સાધન સમ્યગ્‌દર્શન, જ્ઞાન અને ચારિત્ર પ્રમુખના પણ યથાવિધિ આરાધનથી જ કલ્યાણ થાય છે. યથાવિધિ એટલે જિજ્ઞાસા અનુસારે કશી પણ પૌદ્‌ગલિક કામના વગર નિષ્કામપણે-નિષ્કામવૃત્તિથી સત્સાધન સેવવામાં આવે તે જ નિઃસ્પૃહતા સાચી પ્રશંસાપાત્ર છે. તુચ્છ પૌદ્‌ગલિક સુખને માટે જ સેવવામાં આવતાં સત્‌સાધનો તો અલ્પ ફળ આપીને જ વિરમે છે. તે કંઇ આત્મકલ્યાણ સાધી શકતા નથી. કેવળ પૌદ્‌ગલિક સુખની જ આશા-ઈચ્છાવડે અથવા તો લોકરંજનને માટે જ ધર્મકરણી કરવી તે તો બોરના બદલામાં ચિંતામણિ રત્ન આપી દેવા જેવું મૂર્ખાઈભરેલું કૃત્ય છે. પરસ્પૃહા રહિત નિઃસ્પૃહપણે સર્વજ્ઞદેશિત ધર્મનું ઉત્કૃષ્ટ આરાધન કરવાથી અક્ષય અવ્યાબાધ અનંત શાશ્વત સુખ મળે છે, તો બીજાં દેવમનુષ્યાદિક સંબંધી પૌદ્‌ગલિક સુખનું તો કહેવું જ શું ? તે તો ધાન્યની સાથે જ પાકતા પલાલની જેવા પ્રાસંગિક જ પ્રાપ્ત થાય છે. તેવા પ્રાસંગિક સુખ તો પલાલની જેમ સહજ સાથે મળતા જ રહે છે. તેવાં તુચ્છ અસાર પૌદ્‌ગલિક સુખ માટે જ પ્રયત્ન કરવો-ધર્મ સાધન કરવું તે દક્ષ-મુમુક્ષુજનોને માટે કેવળ અસ્થાને છે. રત્નપરીક્ષક અને રત્ન-વ્યાપારી ઝવેરીને બીજો હલકો ધંધો કરવાની જરૂર શી ? લાભાકાંક્ષી વણિકની પેઠે પરિણામે જેમાં અધિક લાભ જણાય તેવો જ લાભદાયી વ્યાપાર દક્ષ-મુમુક્ષુજન આદરે છે. મોક્ષ-

સુખને તિલાંજલી દઈ ચાર ગતિરૂપ સંસારચક્રમાં જન્મ મરણ-જન્ય અનંત દુ:ખને આપનારી પરપૌદ્ગલિક સુખની સ્પૃહા સત્સાધન સેવવામાં દક્ષ મુનિજનો શા માટે સેવે ? ન જ સેવે. નિ:સ્પૃહી મહાત્મા પરસ્પૃહા રહિત બની જેમ સત્સાધનયોગે સર્વ સમીહિત સુખ સાધી શકે છે તેમ પૌદ્ગલિક સ્પૃહા સહિત સાધુ કદાપિ સાધી શકે જ નહિં. જેમ જેમ પરસ્પૃહા તજી નિ:સ્પૃહતા ગુણનું લક્ષપૂર્વક સેવન કરવામાં આવે છે તેમ તેમ આત્મામાં સ્થાન કરી રહેલી કઈક કાળની મલિન વાસનાઓ હઠતી જાય છે, અને અનુક્રમે પ્રબળ પુરુષાર્થયોગે પવિત્ર રત્નત્રયીના આરાધનથી સંપૂર્ણ વાસના ક્ષય પણ થઈ શકે છે. વાસનાના ક્ષયથી રાગદ્વેષાદિક અંતરંગ શત્રુઓનો સર્વથા ક્ષય થાય છે અને તેમ થતાં મોક્ષ કરામલકવત્ થાય છે. આમ સમસ્ત સુખનું ઉપાદાન કારણ નિ:સ્પૃહતા જ સિદ્ધ થાય છે. તેવી સંપૂર્ણ નિસ્પૃહતા તો તદ્ભવમોક્ષગામી-ને જ સંભવે છે, તો પણ તેવી નિ:સ્પૃહતાને માટે કરેલો-કરવામાં આવતો પ્રયત્ન કદાપિ નિષ્ફળ જતો જ નથી. અનુક્રમે તે સંપૂર્ણ નિ:સ્પૃહતાને પ્રગટાવે છે. તેટલા માટે તેવો શુભ પ્રયત્ન સહુ કોઇ આત્માર્થી સજ્જનોએ અવશ્ય કર્તવ્ય-કરવા યોગ્ય છે. અને મનમાં સારી રીતે કોતરી રાખવા યોગ્ય છે કે પરસ્પૃહા જેવું પરિણામે દુ:ખદાયી બીજું કશું નથી અને નિ:સ્પૃહતા જેવું પરિણામે સુખદાયી કશું નથી, એવી સદ્બુદ્ધિ આપણ સહુને સદોદિત ( સદા જાગૃત ) રહો ! ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૭, પૃ. ૨૨૭ ]



વનથી અનુક્રમે વિશુદ્ધ-ક્ષાયિક-યથાખ્યાત ચારિત્ર તેમ જ પરમ અહિંસક સ્વભાવની પ્રાપ્તિ થઇ શકે છે. નિર્મળ તત્ત્વજ્ઞાનના પરિચયથી અનાદિ અજ્ઞાન-અવિદ્યાનો નાશ થાય છે અને સદ્વિવેક જાગે છે. તેમ જ નિર્મળ શ્રદ્ધાનયોગે અનાદિ અતત્ત્વશ્રદ્ધારૂપ મિથ્યાત્વનું સમૂળગું મથન થાય છે અને પરમ તત્ત્વરુચિ પ્રગટે છે. આમ અશુદ્ધ-મલિન ક્રિયાના ત્યાગપૂર્વક યથોત્તર શુદ્ધ નિર્મળ કરણીદ્વારા આત્મલાભ પ્રાપ્ત થાય છે તેથી ઉભય નય વિચારે મુનિના ચારિત્રાદિકની સફળતા—સાર્થકતા જ રહેલી છે. તે જ વાતનું દૃષ્ટાંતવડે શાસ્ત્રકાર પોતે જ સમર્થન કરી બતાવે છે. ૩

જો મણિરત્નને જાણ્યા દેખ્યા છતાં તદ્ગ્રહણ યોગ્ય ક્રિયા કરવામાં ન આવે તેમ જ વિષ જ્વરાદિક રોગનિવારણ પ્રમુખ તેનો યથાયોગ્ય લાભ લેવામાં ન આવે તો આ ‘ સાચું મણિરત્ન છે ’ એવું જ્ઞાન તેમ જ તેમાં ‘ આવા આવા વિકાર દૂર કરવાનું સામર્થ્ય રહેલું છે ’ એવી શ્રદ્ધા કેવળ કથની માત્ર છે. મતલબ કે તેવું જ્ઞાન અને તેવી શ્રદ્ધા વાસ્તવિક નથી પરંતુ ફક્ત તે જ્ઞાન અને તે શ્રદ્ધા નામ માત્ર જ છે. ઉક્ત દૃષ્ટાંત દેવાનું તાત્પર્ય શાસ્ત્રકાર પોતે જ સમજાવે છે. ૪.

ઉપર જણાવ્યું તેમ જે જ્ઞાન અને શ્રદ્ધાથી શુદ્ધ આત્મભાસન અને તત્ત્વરુચિપૂર્વક તેમાં રમણતારૂપ પરમાર્થ ફળ થાય નહિ અથવા અનાદિ કાળથી જડ ઘાલીને રહેલા અજ્ઞાન, મિથ્યાત્વ અને કષાય પ્રમુખ દુષ્ટ દોષોનું નિવર્તન થાય નહિ તે જ્ઞાન અને શ્રદ્ધા શા કામના ? સાચા-પરમાર્થયુક્ત જ્ઞાન અને શ્રદ્ધાનથી કાર્ય કારણના નિયમ મુજબ શુદ્ધ આત્મ-

તત્ત્વનું ભાસન, રોચન અને રમણરૂપ ઉત્તમ ફળ તેમજ તેને બાધાકારી મિથ્યાત્વ કષાય પ્રમુખ દોષોનું નિવર્તન રૂપ ઉત્તમ ફળ થવું જ જોઈએ. તેવા ઉત્તમ ફળની પ્રાપ્તિ કરી આપવી એ જ સત્ય જ્ઞાન અને શ્રદ્ધાનું કાર્ય છે. પરમાર્થ સામે દૃષ્ટિ રાખી પુરુષાર્થને ફોરવનારને સત્ય જ્ઞાન અને શ્રદ્ધાનયોગે ઉક્ત સ્થિતિ પરિપાક થયે ઉત્તમ ફળ અવશ્ય મળે છે જ. પવિત્ર રત્નત્રયીના ધારક મુનિ જનો સંસારની માયાને કેવી લેખે છે તે દૃષ્ટાંત દઈને શાસ્ત્રકાર સમજાવે છે. ૫

જેમ કોઇ શરીરમાં વિકાર પેદા થવાથી સોજા થઇ જાય છે ત્યારે જો કે તે શરીરે પુષ્ટ જણાય છે, તો પણ તે કૃત્રિમ પુષ્ટિ વિકારજનિત હોવાથી કેવળ દુઃખદાયી જ છે. તેનાથી કિંચિત્ માત્ર સુખ–ચેન પડતું જ નથી, કિંતુ અથાગ દુઃખ–પીડા જ પેદા થાય છે. યાવત્ તેથી જીવ મરણાંત કષ્ટ પામે છે. આમ હોવાથી સોજા થવાથી તેવું મહાકષ્ટ ભોગવનાર પોતાના શરીરમાં થયેલી કૃત્રિમ પુષ્ટિથી કંઈ કુલાઇ જતો નથી, પરંતુ તેથી થતા દુઃખથી કંટાળી જઇ તેવી કૃત્રિમ પુષ્ટિ કરતાં સ્વાભાવિક કૃશતા જ પસંદ કરે છે તેમ રાગદ્વેષાદિક વિકાર-જનિત **સંસારનું સ્વરૂપ** પણ **વિષમ** જ છે તેથી જીવને જન્મ, જરા અને મરણ, આધિ, વ્યાધિ અને ઉપાધિજન્ય અનંત દુઃખદાવાનળમાં નિરંતર પચાવું પડે છે. ક્રોધાદિક કષાયતાપથી જીવ સદા ય સંતપ્ત રહ્યા કરે છે–તેને અંશમાત્ર સાચી શાંતિ–સમાધિ પ્રાપ્ત થતી જ નથી. કિંપાક ફળના ભક્ષણની જેમ અથવા ખરજ ખણવાથી થતી શક્તિની જેમ અથવા તૃષાપીડિતને દેખાતી મૃગતૃષ્ણાની જેમ જો કદાચ ક્ષણમાત્ર કિંચિત્ કલ્પિત સુખનું ભાન થાય છે તો પણ તરત

જ તેનું ભયંકર પરિણામ દેખીને તે દુઃખદરિયામાં મગ્ન બની જાય છે. અથવા જેમ વધસ્થાને લઈ જવામાં આવનારને સારાં વસ્ત્ર અલંકાર પહેરાવવામાં આવે છે તે તેને કંઈ સુખદાયી થતાં નથી, કેમ કે તે જાણે છે કે હું યમના મુખમાં જ રહેલો છું તો હવે મારે વસ્ત્રાલંકારથી તથા મિષ્ટાન્ન ભોજન પ્રમુખથી શું ? તેમાં જેમ તેને જરા પણ રતિ–પ્રીતિ થતી નથી તેમ રાગદ્વેષવિકારજન્ય સંસારનું સ્વરૂપ જેને યથાતથ્ય સમજાયું છે તેને પણ તેમાં લગારે રતિ–પ્રીતિ ઉત્પન્ન થતી નથી; પરંતુ તે ભવનાટકને મધ્યસ્થ દૃષ્ટિથી જોવાના અભ્યાસથી વૈરાગ્યવૃત્તિને જ વધારે છે, અને સહજ સંતોષવૃત્તિથી પવિત્ર રત્નત્રયીનું યથાવિધિ આરાધન કરી અનુપમ સુખસમાધિને સંપ્રાપ્ત થાય છે. અપ્રમત્ત મુનિરાજને એવી ઉદાસીન દશા સદાય બની રહે છે. પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અષ્ટ પ્રવચનમાતાનું તે અહોનિશ સાવધાનપણે પાલન કરે છે. તેમાં પણ મુખ્યપણે—ઉત્સર્ગ માર્ગે મન, વચન અને કાયાને ગોપવી રાખવામાં જ સાર સમજે છે એમ વિચારીને કે—

"આતમજ્ઞાને મન ધરે, વચન કાય રતિ છોડી;
તો પ્રગટે શુભ વાસના, ગુણ અનુભવની જોડી.

દેહ વચન મન ચપળતા, જનકે સંગ નિમિત્ત;
જન સંગી હોવે નહિ, તાતે મુનિ જગ મિત્ત.

વાસ નગર વનકે વિષે, માને દુવિધ અબુદ્ધ;
આતમદર્શીકું વસતિ, કેવળ આતમ શુદ્ધ."

અપવાદ માર્ગે સ્વસંયમજીવનના નિર્વાહાર્થે ઇર્યાસમિતિ; ભાષાસમિતિ પ્રમુખ પાંચ સમિતિનું યથાવિધિ સેવન કરે છે.

તેવી રીતે શાસ્ત્રાજ્ઞાને માન્ય કરી જે મુનિજનો ચારિત્ર ધર્મનું પાલન કરે છે તેમનું મૌન જ પ્રશંસાપાત્ર છે તે વાત શાસ્ત્રકાર પોતે જ યુક્તિપૂર્વક સમજાવે છે. ૬

વચનનો ઉચ્ચાર નહીં કરવારૂપ મૌનવૃત્તિ પાળવી તે કંઈ દુષ્કર નથી, તે તો એકેંદ્રિય જીવોને પણ સુલભ છે. તેમને સમૂળગી વાચા જ નથી તો પછી વચન ઉચ્ચાર કરે જ શી રીતે? તેવી રીતે શક્તિ–સાધનના અભાવે વચન ઉચ્ચાર ન કરવો અથવા કપટવૃત્તિથી કેવળ પોતાનો કૃત્રિમ સ્વાર્થ સાધવાને માટે વચન ઉચ્ચાર નહિં કરતાં મૌન જ રહેવું તેમાં વિશેષ લાભ છે. બગલાં વિગેરે પામર નિર્દય પ્રાણીવર્ગમાં તેવી મૌન-વૃત્તિ વિશેષે જણાય છે. તેમાં તો આશયની મલિનતાથી અધિકાધિક અહિત જ સંપજે છે તેથી તેવી કૃત્રિમ મૌનવૃત્તિ લેશમાત્ર પ્રશંસવા યોગ્ય નથી, પરંતુ ખરેખર પ્રશંસાપાત્ર તે જ મૌનવૃત્તિ કહી છે કે જેમાં અશુભ એવા પાપકાર્યોથી પોતાના મન, વચન અને કાયાનો સારી રીતે નિગ્રહ ( નિરોધ ) કરી તેમને શુભ કાર્યોમાં જ યોજવામાં આવે અથવા ઉપર જણાવવામાં આવ્યું છે તેમ તેનો સંપૂર્ણ નિગ્રહ કરી પરમાત્મ-સ્વરૂપમાં જ લીન કરી દેવામાં આવે. એથી શ્રેષ્ઠ મૌન કશું જાણ્યું નથી. એવા ઉત્તમ મૌનવડે જ મુનિપદ સાર્થક છે. ૭

તાત્ત્વિક મુનિ–મહાત્માનું જ વિશિષ્ટપણું શાસ્ત્રકાર બતાવે છે. જેની સઘળી સંયમકરણી સમજપૂર્વક કરવામાં આવતી હોવાથી જ્યોતિર્મય દીપક જેવી છે, જે એકલા હોય કે સાધુ સમુદાયમાં હોય, ગામમાં નગરમાં કે વનમાં હોય, ગમે ત્યાં

અને ગમે તે વખતે જે સમસ્વભાવી છે એટલે જેના મન, વચન અને કાયામાં સદૈવ સ્થિરતા વ્યાપી રહેલી છે. ગમે તેવા અનુકૂળ કે પ્રતિકૂળ ઉપસર્ગ કે પરિસહ પ્રસંગે પણ જે પોતાની સ્થિતિસ્થાપકતા ( ચિત્તસમાધિ ) ગુમાવતા નથી, નિંદક અને પૂજક જેમને તુલ્ય છે, માન અને અપમાન, કનક અને પાષાણ તેમ જ તૃણ અને મણિ નિઃસ્પૃહપણાથી જે સરખાં ગણે છે, જે સમસ્ત જગજંતુઓને આત્મસમાન લેખે છે, રાજા અને રંક બંનેનું હિત ઇચ્છી તેમને ઉચિત હિતશિક્ષા કેવળ પરમાર્થભાવે આપે છે એવા જ્ઞાની યોગી મહાત્મા તેમની ઉત્તમ રહેણીકહેણીથી સર્વત્ર પૂજ્ય–અર્ચ્ય છે, તેમ છતાં તેઓ સ્વસ્વરૂપથી ચ્યુત થતા જ નથી પણ સ્વસ્વરૂપરમણી જ બની રહે છે તેવા મુનિમહાત્માનું જ મૌન–મુનિપણું સર્વોત્તમ છે. તે જ વિશ્વોપકારક હોવાથી આપણને તેનું જ શરણ હો ! ૮

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૭, પૃ. ૩૨૬ ]



## (૧૪) વિદ્યાષ્ટક.

**વિવેચન**—અનંતર અષ્ટકમાં ઉપદિષ્ટ મુનિત્વ યથાર્થ વિદ્યાતત્ત્વોપયોગી બુદ્ધિવાળા વિરક્ત પુરુષોને જ સંપજે છે તેથી શાસ્ત્રકાર વિદ્યાષ્ટકનું નિરૂપણ કરે છે. દેહાદિક પુદ્ગલો પાણીના પરપોટાની પેઠે અથવા વીજળીના ઝબકારાની પેઠે જોતજોતાંમાં નાશ પામી જનારા–ક્ષણભંગુર છે, પરમ દુર્ગંચ્છનિક એવા મળમૂત્રાદિક અશુચિ પદાર્થોથી ભરેલા છે અને ગમે તેટલા સુંદર વસ્ત્રાલંકારથી મંડિત કર્યા છતાં તેમજ ભાત-

ભાતનાં ભોજનાદિકથી પોષ્યા છતાં કદાપિ પોતાના થયા, થતા કે થવાના નથી. તે જ દેહાદિક પુદ્ગલોને અનાદિ મોહ-અજ્ઞાનવશવર્તીપણાથી કાયમ ટકી રહેનારા-કદાપિ વિણસી નહિં જનારા અથવા શાશ્વત માનવા, જાણે ઉત્તમ સુગંધી પદાર્થોથી પૂરેલા-પવિત્ર હોય એવા લેખવવા, તેમ જ આ શરીર મારું જ છે અથવા આ શરીર એ જ હું છું, શરીર પુષ્ટ થયે હું પુષ્ટ થાઉં છું અને શરીર ક્ષીણ થયે હું ક્ષીણ થાઉં છું એવી દેહાદિક ઉપર મમતા રાખી હરેક રીતે તેનું પોષણ કરવામાં જ સ્વબુદ્ધિની સાર્થકતા લેખવવી તેને અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિરૂપ **અવિદ્યા** કહી છે. શાસ્ત્રકારોએ દેહાદિક જડ પદાર્થોનું જે અનિત્ય, અશુચિ અને અનાત્મિક સ્વરૂપ જણાવેલું છે તે તેવું જ માનવું અને તેથી વિરક્ત બની, વૈરાગ્યવડે સાર તત્ત્વ ખેંચી લેવા સ્વબુદ્ધિનો ઉપયોગ કરવો તેને શાસ્ત્રકારે **સદ્વિદ્યા** કહી છે. આ દેહાદિક જડ પદાર્થોમાંથી શી સાર વસ્તુ ખેંચી શકાય ? અર્થાત્ સદ્બુદ્ધિયોગે તેનો કેવો ઉપયોગ કરી શકાય ? તેનું સંક્ષેપથી અન્યત્ર નિરૂપણ આવી રીતે કરવામાં આવ્યું છે. " તત્ત્વાતત્ત્વ-સારાસાર-હિતાહિતનો વિચાર કરી લેવો તે બુદ્ધિ પામ્યાનું ફળ છે, ઉત્તમ વ્રત-નિયમ આદરી આત્મદમન કરવું એ આ દુર્લભ માનવદેહ પામ્યાનું ફળ છે, પાત્ર-સુપાત્રનું પોષણ કરવું તે પુણ્યપનોતી લક્ષ્મી પામ્યાનું ફળ છે અને અન્ય જનોને રુચે એવું હિતકારી મિષ્ટ વચન વદવું એ વાચા પામ્યાનું ઉત્તમ ફળ છે એમ સમજવું."

મતલબ કે વસ્તુને વસ્તુગતે જાણી-નિરધારી તેમાંથી સાર-

તત્ત્વ આદરી લેવું અને અસાર તત્ત્વ તજી દેવું, એ જ સદ્‌-વિદ્યાનું સાચું લક્ષણ અને સદ્‌વિદ્યાનું સાર્થકપણું સમજવું. ૧

જે પરમાર્થ સમજીને જ ઉચિત પ્રવૃત્તિ કરે છે તેનો પરાભવ કરવા મોહ પણ સમર્થ થઈ શકતો નથી એમ શાસ્ત્રકાર જણાવે છે. જે મહાનુભાવ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગરૂપ લક્ષણવડે લક્ષિત આત્માને નિત્ય-અવિનાશી માને છે અને શરીરપ્રમુખ પરસાંયોગિક પદાર્થોને અનિત્ય લેખે છે તેનો પરાભવ મોહ પણ કરી શકતો નથી. જેમ જાતિવંત રત્નની જ્યોતિ રત્નથી ન્યારી રહેતી જ નથી તેમ જ્ઞાનાદિક ગુણો આત્માથી ન્યારા રહેતા જ નથી પણ આત્માસાં જ સદા કાયમ રહે છે. જેમ ખાણમાંનાં હીરા ધૂળથી ઢંકાયેલા હોય છે-માટીથી ખરડાયેલા હોય છે તેથી તેને શુદ્ધ કરવાની તો જરૂર પડે છે પરંતુ જ્યારે તેમની ધૂલીજન્ય સઘળી મલિનતા જતી રહે છે ત્યારે સત્તાગત રહેલી સ્વાભાવિક જ્યોતિ પ્રકાશી નીકળે છે, તેમ આત્મામાં સત્તાગત રહેલા અનંત જ્ઞાનાદિક ગુણો વિવિધ કર્મના આવરણવડે ઢંકાયેલા હોવાથી પરમ-નિપુણ જ્ઞાની પુરુષોએ બતાવેલા ઉપાયોનું જ્યારે યથાવિધ સેવન કરવામાં આવે છે ત્યારે સત્તાગત રહેલા આત્માના સમસ્ત ગુણો સારી રીતે પ્રકાશી નીકળે છે. સદુપાયના સેવન-વડે પૂર્વે પણ અનેક મહાશયોએ આત્મામાં સત્તાગત રહેલી સકળ સમૃદ્ધિ પ્રાપ્ત કરી લીધી છે. તેમ અત્યારે અને હવે પછી પણ જે કોઈ ભવ્ય જનો તેવા જ પવિત્ર લક્ષથી સદુ-પાયનું સેવન કરે તે પણ તેવી જ રીતે પોતામાં જ કર્માવરણથી ઢંકાઈ રહેલા સકળ સદ્‌ગુણોને પ્રગટ કરી શકે છે. અનાદિ

અજ્ઞાનયોગે જીવ જયાંસુધી શરીરાદિક ક્ષણુવિનાશી પદાર્થો ઉપરની મૂર્ચ્છા–મમતા તજતો નથી ત્યાંસુધી પૂર્વોક્ત સદુપાય તેને હાથ આવતો નથી; તેથી તે બાપડો અજ્ઞાની જીવ વારંવાર મોહ-વડે અનેક પ્રકારની વિડંબના પામ્યા જ કરે છે. જેના ઘટમાં સદ્‌ભાગ્ય યોગે સહજ કે કોઇ સદ્‌ગુરુના અનુગ્રહથી વિવેકદીપક પ્રગટયો છે, જેથી પોતે પોતાની અનાદિ ભૂલને સમજી સુધારવા શક્તિવાન થયો છે તેનાથી મોહ જ પોતે ડરતો રહે છે. ૨

સદ્વિવેકવંત પરવસ્તુમાં મૂંઝાતો જ નથી. સદ્વિવેકવડે જેની બુદ્ધિ પુષ્ટ, નિર્મળ અને અસ્ખલિત છે તે ઇંદ્રની સાહ્યબીને તેમ જ ચક્રવર્તી અને વિદ્યાધરાદિકની ઋદ્ધિને સમુદ્રમાં ઊઠતા કલ્લોલની પેઠે ચંચળ–જોતજોતામાં વિયુક્ત થઇ જનારી જાણે છે અને લક્ષ્મીનું એવું ચંચળપણું જાણીને તેના ઉપર મૂર્ચ્છા–મમતા નહિ રાખતાં તેનો વગર વિલંબે સદુપયોગ કરી લે છે. આયુષ્યને પવનની જેમ જલદી પસાર થઇ જતું જાણીને જેમ તેની સફળતા થાય તેમ પ્રમાદ રહિત પ્રવર્તન કરે છે. અંજળીમાં રહેલા જળની જેમ આયુષ્ય જોતજોતામાં પૂરું થઇ જાય છે એમ સમજી આત્મસાધન કરી લેવામાં સુજ્ઞ જનો આળસ કરતા જ નથી. ફકત મોહમૂઢ અજ્ઞજનો જ સ્વહિત સાધનની ઉપેક્ષા કરે છે. વિવેકી જનો તેવી ઉપેક્ષા કરતા જ નથી, કેમ કે તેઓ તો ઉત્તમ એવા માનવદેહની કિંમત સમજે છે. જે મૂઢજનો સ્વદેહનું દમન કરી લેવાને બદલે મોહવડે તેનું જ પોષણ કરવા અનેક પ્રકારના પાપારંભ સેવે છે તેમને પણ તેવી રીતે પોષણ કરાયેલો દેહ અંતે કંઇ પણ સહાયભૂત થતો નથી. દેહ ઉપર ગમે તેટલી મૂર્ચ્છા–મમતા

છતાં કાચી માટીના ઘડાની જેમ અથવા કાચની શીશીની જેમ તેને વિણસતાં વાર લાગતી જ નથી. તેનું સંરક્ષણ કરવા ગમે તેટલા ઉપાય યોજ્યા છતાં ક્ષણવારમાં તેના ક્ષય થઇ જાય છે ત્યારે મનના મનોરથ મનમાં જ રહી જાય છે, એમ પ્રગટ જોતાં છતાં મૂઢજને અંધની માફક આગળ કશું દેખી જ શકતા નથી ત્યારે જ્ઞાની વિવેકી જને તો ઉક્ત દેહનું દમન કરી આત્મસાધન કરી લેવા ચૂકતા નથી. તેઓ પૂર્વપુણ્યયોગે પ્રાપ્ત થયેલી આ માનવદેહાદિક સામગ્રીને શરદના મેઘની જેમ ક્ષણભંગુર લેખે છે. કહ્યું છે કે:—

આતમજ્ઞાને મગન જો, સો સબ પુદ્ગલ ખેલ;
ઇંદ્રજાળ કરી લેખવે, મીલે ન તહ મન મેલ.

જ્ઞાન વિના વ્યવહારકો, કહા બનાવત નાચ;
રત્ન કહો કોઉ કાચકું, અંત કાચ સો કાચ.

રાચે સાચે ધ્યાનમેં, જાચે વિષય ન કોય;
નાચે માચે મુગતિરસ, આતમજ્ઞાની સોય.

જે મહાનુભાવ આત્મજ્ઞાન( અધ્યાત્મ )રસિક હોઇ રાગ દ્વેષ રહિત–સમભાવી છે તે સઘળી સાંસારિક માયાને ઇન્દ્રજાળ તુલ્ય ગણી તેમાં લપટાતો નથી, પરંતુ તેથી ન્યારો જ રહ્યા કરે છે. આત્મજ્ઞાન ( અધ્યાત્મલક્ષ ) વગર અજ્ઞાનતાભરેલી ગમે તેટલી બાહ્ય કરણી કરવામાં આવે તેથી આત્મકલ્યાણ સાધી શકાય નહિં. ત્યારે તે જ કરણી જો અંતરલક્ષ ( ઉપયોગ ) સહિત કરવામાં આવે તો તેથી સહેજે સ્વહિત સધાઇ શકે છે. અંતરલક્ષ વગરની શૂન્ય કરણી કેવળ કાચના કટકા જેવી નિર્માલ્ય છે ત્યારે અંતરલક્ષ સહિત કરાતી કરણી રત્નની

જેવી અમૂલ્ય છે. એમ સમજીને જ અધ્યાત્મરસિક જનો વિષય-કષાયાદિકને વશ કરવા( જીતવા )રૂપ અંતરંગ ક્રિયા સાધે છે. મતલબ ગમે તે કરણી કરતાં તેમનું મૂળ લક્ષ આત્માના અનાદિ દોષો ટાળવા અને સત્તાગત સદ્ગુણો પ્રગટ કરવા તરફ જ રહેલું હોય છે, તેથી જ તેમની સઘળી ક્રિયા સફળ ગણાય છે. તેઓ કદાપિ કેવળ લોકરંજનાર્થે ગતાનુગતિકપણે વર્તતા નથી. તેમની કરણી અતિ ઉચ્ચ આશયથી શિષ્ટાચાર અનુસારે જ પ્રવર્તે છે. તેથી તેની અનુમોદના કરનાર પણ સુખી થઈ શકે છે. જે ખરા આત્મજ્ઞાની ( અધ્યાત્મી ) પુરુષ હોય તે અશુભ સંકલ્પ–વિકલ્પ કરતા નથી, પરંતુ તેવા સંકલ્પ-વિકલ્પોને શમાવી દઇ નિર્વિકલ્પ દશાને પામવા માટે સદા શુભ ધ્યાન જ ધ્યાવે છે, પાંચે ઇંદ્રિયોને મન સહિત કબજે કરવા પ્રયત્નશીલ જ હોય છે, પ્રારબ્ધયોગે પ્રાપ્ત થયેલ સુખદુઃખમાં સમભાવે વર્તે છે. સંતોષવૃત્તિથી નાનાપ્રકારનાં વિષયસુખની અભિલાષા કરતા નથી તેમજ ગમે તેવાં આકરા કષ્ટમાં પણ પોતાની પ્રકૃતિ બગાડતા નથી. મતલબ કે કોઇની અંશ માત્ર દીનતા કરતા નથી, પરંતુ અદીનપણે યથાપ્રાપ્તમાં સંતોષ ધારે છે. તેમની વૃત્તિ( લક્ષ ) કેવળ મોક્ષ તરફ જ વળેલ હોય છે. તેથી જેમ જન્મમરણના ફેરા ટળે તેમ નિષ્કામપણે ( આ લોક તેમ જ પરલોક સંબંધી પૌદ્ગલિક સુખની સ્પૃહા રાખ્યા વગર) પ્રમાદ રહિત પવિત્ર રત્નત્રયીનું યથાવિધિ આરાધન કરવામાં જ અહોનિશ ઉજમાળ રહે છે. એવા તત્ત્વવેદી મુમુક્ષુ મહાપુરુષની બલિહારી છે. તેવા અધ્યાત્મરસિકજનોવડે જ આ પૃથ્વી રત્ન-ગર્ભા ગણાય છે. પરંતુ જેઓ તત્ત્વજ્ઞાન રહિત જડમતિ જનો છે તેઓ તો સ્વદેહાદિક જડ પદાર્થોમાં જ મૂંઝાઇ સ્વકર્તવ્ય

કર્મથી વિમુખ રહે છે તેમ જ તેવો તેમનો પડેલો અભ્યાસ ભવાંતરમાં પણ તેમને આડો આવે છે, જેથી દેહાદિક ઉપર લાગેલી મૂર્છા ટળી શકતી નથી એમ શાસ્ત્રકાર બતાવે છે. ૩

જો પ્રાણી ઊંડી આલોચના કરી જોવે તો સમજી શકાય એમ છે કે આ ઔદારિક દેહ, પિતાનાં વીર્ય અને માતાનાં રુધિરરૂપ અશુચિથી જ ઉત્પન્ન થાય છે એટલું જ નહિ પરંતુ ગમે તેવાં સુંદર વસ્ત્ર, વિલેપન તથા પાનભોજન વિગેરે પણ તેના સંસર્ગથી અશુચિમય બની જાય છે. એવા અશુચિથી ભરેલા દેહમાં અજ્ઞાની જીવ મૂંઝાઇ, નહિં કરવાનાં પાપકૃત્યો કર્યાં કરે છે. તેની ખાતર અનેક જાતનાં આરંભ સેવીને જાતજાતનાં ભોજન રસાયણ પ્રમુખ તૈયાર કરી–કરાવીને તેનું પોષણ કરે છે, ભાતભાતનાં વસ્ત્ર અલંકાર પ્રમુખથી તેને શણગારે છે, વિવિધ પ્રકારના સ્નાન વિલેપન પ્રમુખથી તેની શુશ્રૂષા કરે છે; પરંતુ તે ક્ષણવારમાં છેહ આપે છે. અનેક પ્રકારનાં રોગથી આકુળ અને અશુચિમય મળને જ સ્રવતા આ દેહને જળથી ધોઇ, સાફ કરી પોતે પવિત્ર થાય છે એવો ભારે ભ્રમ મૂઢજનોને લાગેલો છે. એવા પ્રકારનો પરમાર્થશૂન્ય દ્રવ્યશૌચ તો જળચર જીવો પણ અનેકશઃ કરે છે તેથી કશું આત્મકલ્યાણ સાધી શકાતું નથી. આત્મકલ્યાણ તો ભાવશૌચવડે જ સધાય છે એમ શાસ્ત્રકાર સ્પષ્ટપણે સમજાવે છે. ૪.

રાગદ્વેષરૂપ કષાય–તાપને સમાવી શાન્ત કરી આપનાર શમામૃતથી ભરેલા સમતાકુંડમાં ભાવ–સ્નાન કરી જે મહાનુભાવ પોતાનાં અનેક ભવસંચિત અશુભ કર્મમળને ધોઇ નાખે છે તે પરમાર્થથી પવિત્ર થયેલો પુણ્યાત્મા પુનઃ મલિનભાવ

પામતો જ નથી. શાસ્ત્રમાં પોતપોતાના અધિકાર પરત્વે ( યોગ્યતા અનુસારે ) ધર્મસાધનની મર્યાદા બતાવી છે તેથી જો કે મલિનારંભી ( અનેક પ્રકારના પાપારંભમાં રક્ત ) ગૃહસ્થને દ્રવ્યસ્નાનની આજ્ઞા( સંમતિ ) આપેલી છે પરંતુ તે દેવાધિદેવની પૂજા નિમિત્તે તેમજ અતિથિ–અણુગાર( નિર્ગ્રંથ મુનિરાજ )ની સેવાભક્તિ નિમિત્તે જ. એટલે કે ગૃહસ્થે ઉક્ત દ્રવ્યશૌચ કરતી વખતે પોતાનો પવિત્ર ઉદ્દેશ લક્ષમાં રાખીને જેમ અન્ય ત્રસ જીવોનો વિનાશ ન થાય તેમ જયણા સાચવવી ખાસ જરૂરની છે. જેમ સ્નાન કરતી વખતે જયણાની જરૂર છે તેમ તદનંતર પ્રભુપૂજામાં પ્રવર્તતાં તે નિમિત્તે વપરાતાં પુષ્પજલાદિકમાં પણ બહુ જ જયણાપૂર્વક વર્તવાની જરૂર છે. ભાવવૃદ્ધિ માટે પ્રભુ અંગે કે પ્રભુ પાસે ઢોકવામાં આવતાં દ્રવ્યો પૈકી કોઈપણ સચેતન દ્રવ્યને, અશક્ય પરિહારને ટાળી કિલામણા ન ઉપજે તેવી અને તેટલા પૂરતી સંભાળ રાખવાની ભવભીરુ ભક્ત ગૃહસ્થની ખાસ ફરજ છે.

ઉક્ત રીતે પ્રભુભકિત નિમિત્તે વાપરવામાં આવતાં દ્રવ્યો પણ દ્રવ્યભાવથી શુદ્ધ જોઈએ. એટલે કે તે દ્રવ્ય સરસ, સુંદર, ખુશબોદાર અને તાજાં હોવાં જોઇએ પરંતુ જેવાં તેવાં મલિન તેમ જ જીવાકુલ ન હોવી જોઈએ. તેમ જ ન્યાયયુક્ત વ્યવસાયવડે પેદા કરેલાં દ્રવ્યથી મેળવેલાં પણ હોવા જોઇએ.

એવી રીતે સ્વસંપત્તિ–સાધન અનુકૂળ સંયોગાનુસાર વિવિધ દ્રવ્યોવડે પ્રભુપૂજા વિરચી ગૃહસ્થે પણ મુખ્ય લક્ષ્ય ભાવશૌચ ( ભાવપૂજા ) તરફ જ દોરવવાનું છે: સાચા દિલથી પ્રભુની સ્તુતિ કરી તે નિષ્કારણબંધુએ જગતના કલ્યાણ અર્થે કરેલી

આજ્ઞાઓનું યથાશક્તિ પાલન કરવા આપણાથી બનતું કરવું જોઈએ. જગતના સર્વ જીવો સાથે વૈર-વિરોધ ટાળી મૈત્રીભાવ રાખવો, સદ્દગુણીના સદ્દગુણો દેખી સાંભળી દિલમાં પ્રમુદિત થવું, દિન અનાથજનો ઉપર તેમજ ધંધામાં સીદાતા સાધર્મી જનો ઉપર દ્રવ્યભાવથી કરુણાભાવ રાખવો, તેમ જ દેવગુરુનાં નિંદક નિષ્ઠુર પરિણામી મહામૂઢમતિ જનો ઉપર મધ્યસ્થ ભાવ રાખવો, તેમનાં તેવાં અકૃત્યોથી તે અવશ્ય દુ:ખી થશે જ એમ સમજી કર્મથી કચરાયેલા તે પામર પ્રાણીઓ ઉપર રીસ ન કરવી, તેમજ પાપવૃત્તિમાં આસક્ત એવા તેમની સાથે રાગ પણ ન જોડવો. તેમનાથી ઉદાસીન રહેવું. એવી રીતે ભાવનાચતુષ્ટયનું આલંબન લઇ ગૃહસ્થે પણ ગૃહસ્થ યોગ્ય ધર્માચરણ કરવું અને અનાદિ પાપાભ્યાસનો પરિહાર કરવો-તેમ કરવા બનતો પ્રયત્ન કરવો એ પ્રભુની ભાવપૂજા (ભાવશૌચ) ગૃહસ્થ આશ્રયી સમજવી.

મુનિરાજને તો સમસ્ત પાપવ્યાપારના પરિહારપૂર્વક પાંચ મહાવ્રતોનું યથાવિધિ સેવન કરવું, પાંચે ઇંદ્રિયોનું દમન કરવું, ક્રોધાદિક કષાયોનો જય કરવો અને મન, વચન તથા કાયાને કાબૂમાં રાખવારૂપ સર્વસંયમનું સારી રીતે પાલન કરવું, તેમ જ સદ્દગુરુની આજ્ઞાનુસાર પ્રવર્તવું, આપમતિથી આજ્ઞાવિરુદ્ધ ન ચાલવું એ જ ભાવપૂજા કહી છે. ક્ષમાદિક દશવિધ યતિધર્મનું યથાવિધિ પાલન કરતા સમતાવંત સાધુઓ છેવટે સકળ કર્મનો સર્વથા ક્ષય કરી પરમ પવિત્ર બને છે. ગમે તેવા પરિસહ-ઉપસર્ગોમાં પણ અડગ રહી અદીનપણે સર્વ સહન કરનારા મહાનુભાવ મુનિજનો મહાવીર પરમાત્માની પેઠે અંતે પોતાના

આત્માને કર્મ-આવરણ રહિત કરી જયાં જન્મ, જરા અને મરણ સંબંધી લેશ માત્ર પીડા નથી એવી પરમ પવિત્ર પદવી પામે છે. તેવા પરમપવિત્ર આત્માઓનું અમને સદાય શરણ હજો! પ્રાતઃસ્મરણીય તેમના નામ પણ પવિત્ર જ છે. તેમના પવિત્ર ચરિત્રનું વારંવાર સ્મરણ કરી અનુકરણ કરનાર ભાવિતાત્મા સ્વવીર્યોલ્લાસથી કર્મ-કલંકને દૂર કરી પરમાનંદપદને પામી શકે છે. મતલબ કે અંતરશુદ્ધિથી સકળ સિદ્ધિ સંપજે છે, તેથી આત્મકલ્યાણ સાધવા ઇચ્છનારે ખાસ લક્ષ રાખવાની જરૂર છે. આત્મજ્ઞાનવડે તેવું લક્ષ થવું સુલભ હોવાથી હરહંમેશ આત્માર્થી જનોએ તેનો પરિચય રાખવો જોઇએ. ૫

કેટલાક મુગ્ધજનો કહે છે કે જાણપણા કરતાં અજાણપણામાં જ ફાયદો છે તે તેમની વાત મિથ્યા છે; કારણ કે અજ્ઞાનવડે જ જીવ ગાઢ કર્મોનો બંધ કરે છે અને જ્ઞાનવડે તો કર્મથી મુક્ત થાય છે, એમ શાસ્ત્રકાર જણાવે છે. હે ભવ્યજનો! આત્મજ્ઞાનવડે તમે બંધાશો નહિં પરંતુ બંધનથી મુકત થઇ શકશો; કેમ કે આત્મજ્ઞાનવડે જ સ્વપરની યથાર્થ ઓળખાણ થઈ શકે છે, જેથી અનુપયોગી પરવસ્તુનો પરિહાર કરીને જીવ આત્મોપયોગી વસ્તુતત્ત્વનો સ્વીકાર કરી લે છે. શાસ્ત્રકારે પોતે જ સમાધિતંત્રમાં કહ્યું છે કે—

'કેવળ આતમબોધ હૈ, પરમારથ શિવપંથ;
તામેં જિનકું મગનતા, સોહિ ભાવ નિરગંથ.'

સાચું મોક્ષમાર્ગદર્શક અને સાધક માત્ર આત્મજ્ઞાન જ છે. આત્મજ્ઞાન વગર ખરા મોક્ષમાર્ગની યથાર્થ સૂઝ પડતી નથી તેથી તે માર્ગે તનમનથી વળાતું જ નથી. એ આત્મજ્ઞાનમાં

જે મહાનુભાવ નિમગ્ન થયેલ છે, યાવત્ પરપ્રપંચ(મોહ માયા)થી મુક્ત થયેલ છે તે જ શુદ્ધ સાધુ નિર્ગ્રંથ છે, આત્મજ્ઞાન વગરના કેવળ શુકપાઠીને શાસ્ત્રકાર ખરા સાધુની ગણનામાં ગણતા જ નથી. આત્મજ્ઞાન વગરના પામર પ્રાણીઓ પગલે પગલે (ક્ષણે ક્ષણે) મોહમાયામાં મૂંઝાઇ નવાં નવાં કર્મથી બંધાયા જ કરે છે; તેથી જ પરિણામે દેહ, ગેહ અને ધનાદિક જડ પદાર્થોમાં મિથ્યા મમતા બાંધી બાંધીને ભવોભવમાં ભમીને તેઓ બહુ દુ:ખી થયા કરે છે, માટે આત્મજ્ઞાન બંધનકારક નથી પરંતુ આત્મ–અજ્ઞાન જ બંધનકારક છે અને તેથી અજ્ઞાન–અંધકાર દૂર કરવા માટે અહોનિશ આત્મજ્ઞાન સંપાદન કરી લેવાનો દૃઢ પ્રયત્ન કરવો જોઇએ, એમ સહેજે સિદ્ધ થાય છે. વળી વિદ્વાન પુરુષ જે અનુભવરસ ચાખે છે તેનાથી અજ્ઞાની જીવ ખેનશીબ જ રહે છે તે શાસ્ત્રકાર હવે બતાવે છે. ૬.

એકક્ષેત્રાવગાહી (એક જ આકાશપ્રદેશમાં આવી મળી રહેલાં) ધર્મ, અધર્મ, જીવ અને પુદ્ગલ દ્રવ્યો પોતપોતાના સ્વભાવમાં સદા ય સ્થિત રહે છે. તેઓ કદાપિ પોતપોતાનો સ્વભાવ તજતા જ નથી એમ તત્ત્વજ્ઞો સારી રીતે સમજે છે. જો કે સાંયોગિક વસ્તુનો વિયોગ તો થાય જ છે તો પણ તે પોતાનો મૂળ સ્વભાવ તજી દઇ પરસ્વભાવ ગ્રહી લેતા નથી એમ સમજી અનુભવ સહિત જોનારા જ્ઞાની પુરુષો અનુપયોગી પરવસ્તુમાં આસક્ત બની સ્વસ્વભાવ(પોતાના મૂળ ધર્મ)ને ભૂલી જતા નથી. ગમે તેવા સંયોગમાં પણ જ્ઞાની પુરુષો પોતાનું મૂળ નિશાન ચૂકતા નથી. તે જ ખરા જ્ઞાની છે. અનાદિ અજ્ઞાનનો નાશ કરી જ્ઞાની પુરુષો કેવો ઉત્તમ લાભ હાંસલ કરી શકે છે એ હવે શાસ્ત્રકાર બતાવે છે. ૭.

અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિરૂપ અનાદિ અજ્ઞાન દૂર કરવા ભાગ્ય-વશાત્ સત્સાધન-સદ્ગુરુ પ્રમુખની જોગવાઈ મળી આવી હોય ત્યારે પ્રમાદાદિક તેર કાઠીયાને દૂર કરી, વિનય બહુમાન-પૂર્વક શ્રી જિનેશ્વરપ્રણીત શાસ્ત્રનું યથાવિધિ શ્રવણ અને મનન કરવામાં આવે તો તે જ્ઞાનના પરાક્રમથી અજ્ઞાન અંધકાર સહેજે દૂર થઇ શકે અને અધિક વીર્યોલ્લાસવડે શાસ્ત્રનિર્દિષ્ટ સત્ય માર્ગનું-શુદ્ધ સંયમધર્મનું સેવન કરવામાં આવે તો તેથી જીવનાં અનાદિ કર્મઆવરણ દૂર થવા પામે અને પરિણામે પોતાના આત્માનું શુદ્ધ સ્ફટિક સદૃશ ( રાગાદિક દોષવર્જિત નિર્વિકાર ) સ્વરૂપ પ્રગટ થઈ શકે. મહેલની સીડીની પેઠે ગુણસ્થાનક શ્રેણી ઉપર જીવ પુરુષાર્થયોગે અનુક્રમે જ ચડી શકે છે. ભવ્ય જનોને સર્વ અનુકૂળ સાધન મળતાં તેવી યોગ્યતા પ્રાપ્ત થઇ આવે છે. યોગ્યતાવંતનો સર્વ પુરુષાર્થ લેખે થાય છે, તેથી તથાપ્રકારની યોગ્યતા સંપાદન કરવા અનુકૂળ સાધન-સામગ્રી પામીને પ્રમાદ કરવો ઘટતો નથી. મનની ક્ષુદ્રતા અને કઠોરતાદિક દૂર થતાં તેવી યોગ્યતા પામવી સુલભ થાય છે, સુવિનીતપણાથી સદ્વિદ્યા, સદ્વિદ્યાવડે સમ્યક્ત્વ અને સમ્યક્ત્વવડે ચારિત્રધર્મની પ્રાપ્તિ થઇ શકે છે. એવી રીતે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીની પ્રાપ્તિવડે પરમાત્મસ્વરૂપ સહેજે પ્રકાશે છે. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૭, પૃ. ૩૫૮ ]



# ( ૧૫ ) विवेकाष्टकम्

**વિવેચન**—પ્રથમ **વિદ્યા અષ્ટકમાં** જણાવ્યું કે સદ્વિદ્યા-રૂપી અંજનશલાકાના સ્પર્શવડે જ્યારે અનાદિ **અવિદ્યા** કહો કે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થઈ જાય છે ત્યારે યોગી પુરુષો પોતાના આત્મામાં જ પરમાત્મદશાનો ખરેખર નિરધાર કરે છે–કરી શકે છે. એ **અવિદ્યા** કહો કે **અનાદિ અજ્ઞાન** કર્મજનિત છે. તે કર્મનો જ્યાંસુધી આત્માથી વિશ્લેષ ( વિયોગ ) થવા ન પામે ત્યાં સુધી અનાદિ અજ્ઞાન આત્મામાં જેવું ને તેવું છવાઇ રહે છે. સર્વજ્ઞનિર્દિષ્ટ સદુપાયવડે ઉક્ત કર્મનો વિશ્લેષ થઇ શકે છે, અને **વિવેક** કહો કે **ભેદજ્ઞાન** એ આત્મા સાથે સદાય સંશ્લિષ્ટ થઇ રહેલા કર્મમળને વિશ્લિષ્ટ એટલે વિયુક્ત કરવાનો ઉત્તમ ઉપાય છે.

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગવડે જીવ જેનું નિર્માણ કર્યા કરે છે તે **કર્મ** કહેવાય છે, અર્થાત્ તત્ત્વવિપર્યાસ અથવા અતત્ત્વશ્રદ્ધારૂપ મિથ્યાત્વાદિક સામાન્ય હેતુઓવડે જીવ નાનાવિધ જ્ઞાનાવરણીય પ્રમુખ કર્મ ઉપાર્જે છે અને તે ઉપાર્જિત કર્મ જીવ સાથે ક્ષીરનીરની પેઠે અથવા અગ્નિને લોહ-ગોલકની પેઠે સદાય એકમેક થઈ રહે છે. તેને હંસની પેઠે જે મહાશય આત્માથકી ભિન્ન કરે છે–ભિન્ન કરી શકે છે તે મુનિમહાત્મા વિવેકવંત અથવા ભેદજ્ઞાનવંત ગણાય છે. જો કે સંસારી જીવો પ્રતિસમય નાનાપ્રકારનો કર્મ–સંચય કર્યા કરે છે, તે અપેક્ષાએ તે કર્મની આદિ લેખી શકાય, પરંતુ પ્રવાહની અપેક્ષાએ તો જીવને કર્મ સાથેનો સંબંધ અનાદિ

કાળથી હોવો ઘટે છે. વળી તે સંબંધ કદાપિ ન વિઘટે એવો સમવાય સંબંધ નથી પરંતુ તેનો અવશ્ય સ્થિતિપાકાદિક કારણ મળતાં વિયોગ થાય જ એવો તે સંયોગસંબંધ જ કહેવાય છે.

ઉક્ત કર્મનું સ્વરૂપ અતિ ગહન છે. તેને યથાર્થ સમજવું અતિ કઠીન છે, પરંતુ જેની મતિ તીક્ષ્ણ અને કંઇ શુભ સંસ્કારવાળી હોય તે તેમાં પ્રવેશ કરી તેનું રહસ્ય કેટલેક અંશે મેળવી શકે છે. ઉકત કર્મના સ્વરૂપનું સ્ફોટન કરવા જૈન શાસનમાં અનેક ઉત્તમ ગ્રંથો (કર્મગ્રંથ, કમ્મપયડી, પંચ-સંગ્રહાદિક) મોજુદ છે. તે તે ગ્રંથો ઉપર વિસ્તારવાળી વૃત્તિ-ટીકાઓ પણ થયેલી છે, તેમજ કર્મગ્રંથ ઉપર પૂર્વ ઉપગારી મુનિજનોએ બાલાવબોધ પણ રચેલ છે. તેનો આશ્રય સમજી જો તેનો ક્રમસર અભ્યાસ કરવામાં આવે તો આ બાબત ઉપર સારું અજવાળું પડી શકે એમ છે. ૧ પ્રકૃતિ, ૨ સ્થિતિ, ૩ રસ અને ૪ પ્રદેશના ભેદે કર્મબંધ ચાર પ્રકારનો કહ્યો છે. તે મોદકના દૃષ્ટાંતથી સુસ્પષ્ટ રીતે શાસ્ત્રમાં સમજાવવામાં આવ્યો છે. જેમ મોદક જુદા જુદા સ્વભાવવાળો હોય છે, અમુક મુદત સુધી ટકી શકે છે, તેમાં જેમ રસનું તારતમ્ય અને પ્રદેશપ્રમાણ-દળનું તારતમ્ય હોય છે તેમ કોઈક કર્મમાં આત્માના જ્ઞાનગુણને તો બીજા કર્મમાં આત્માના દર્શનાદિક ગુણને રોકવાનો (દબાવવાનો) સ્વભાવ હોય છે. તેમની સ્થિતિ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ત્રણ પ્રકારની હોઇ શકે છે. તેમનો રસ એક, બે, ત્રણ, ચાર સ્થાનકીયો પણ હોઈ શકે છે અને કર્મવર્ગણાઓ પણ ન્યૂનાધિક હોઈ શકે છે. આ બંધ, તથા ઉદય, ઉદીરણા તેમજ સત્તાદિકને સમજવા ઇચ્છનારે

કર્મગ્રંથ બાલાવબોધ વિગેરે અવગાહવા યુક્ત છે અથવા તેનો સામાન્ય ઉલ્લેખ "**જૈનતત્ત્વપ્રવેશિકા**"માં પણ એક જુદા પ્રકરણ તરીકે કરવામાં આવેલો છે ત્યાંથી જોઇ લેવો. જો કર્મનું સૂક્ષ્મ સ્વરૂપ સારી રીતે ગુરુગમ્ય સમજી શકાય અને તેનું મનન કરી આત્મામાં સમ્યક્ પરિણમન થાય તો આવતા અવનવા કર્મનો નિરોધ કરવો અને પૂર્વે સંચિત કરેલાં કર્મનો ક્ષય કરવો જીવને વધારે સુગમ થઈ પડે. એથી જ ઉક્ત જ્ઞાનની અતિ આવશ્યકતા નિર્વિવાદપણે સ્વીકારવા યોગ્ય છે.

આ કર્મનો સંબંધ પ્રવાહની અપેક્ષાએ જીવ સાથે અનાદિ છતાં તે **કાંચનોપલ** ન્યાયે છૂટી શકે તેવો છે. જેમ સુવર્ણ અને માટીનો સંબંધ અનાદિ છતાં તેને અગ્નિમાં ધમવાદિક પ્રયોગોથી મળમાત્રનો ક્ષય થતાં તેમાંથી શુદ્ધ કાંચન કાઢી શકાય છે તેમ તપ, જપ, સંયમાદિક ઉત્તમ ઉપાયોવડે જીવ સાથે લાગેલો કર્મમળ પણ સર્વથા ક્ષીણ કરી શકાય છે. પૂર્વે અનેક મુનિમહાત્માઓએ ( તીર્થંકર, ગણધર પ્રમુખ પ્રવર પુરુષાર્થવંત ભવ્યજનોએ ) ભેદજ્ઞાનરૂપ વિવેકપૂર્વક ઉગ્ર તપ, જપ, સંયમાદિક સત્સાધનોવડે કર્મમળનો સર્વથા ક્ષય કરી આત્માનું શુદ્ધ ( નિરુપાધિક ) સ્વાભાવિક સ્વરૂપ પ્રગટ કરેલું છે, એમ સત્શાસ્ત્રો પુરવાર કરે છે. એ રીતે ગમે તે મહાશયો ભેદજ્ઞાનરૂપ વિવેકવડે ઉત્તમ સાધન પ્રયુંજી, અનાદિ સંશ્લિષ્ટ કર્મમળને વિયુક્ત કરી આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરી શકે છે. આ પ્રમાણે ક્ષીર–નીરની પેઠે આત્મા સાથે અનાદિકાળથી એકમેક થઈ રહેલા કર્મમળને જુદો કરી જે આત્મ–સ્વરૂપનો અનુભવ કરી શકે તે મુનિમહાશય વિવેકવંત લેખવા યોગ્ય

છે. શાસ્ત્ર જાણ્યું, ભવસ્થિતિ જાણી અને કર્મનું-સ્વરૂપ-રહસ્ય પ્રાપ્તં કર્યું (મેળવ્યું) તેનું જ લેખે ગણાય અને તેથી-જ વસ્તુ-સ્વરૂપને યથાર્થ જાણવા-મુણવાથી જ તેનું મુનિ એવું નામ સાર્થક કહેવામાં આવે છે. હંસ જેમ સ્વચંચુના બળથી ક્ષીર તથાં નીરને ભિન્ન કરી નાખી તેમાંથી સારભૂત ક્ષીર માત્રને ગ્રહણ કરી લે છે તેમ તેવા મુનિજનો પણ સ્વવિવેકશક્તિથી કર્મમળને દૂર કરી સ્વસ્વરૂપમાત્રમાં રમણ કરે છે તેથી તે હંસની પેઠે હંસ લેખાય છે એટલે કે મુનિહંસ ગણાય છે. હંસની ચંચુ( ચાંચ )માં એવી સ્વાભાવિક ખટાશ હોય છે કે જેથી તે દૂધને પાણીથી જુદું કરી સુખપૂર્વક ગ્રહી શકે છે એ જ રીતે મુનિહંસોમાં પણ એવી અદ્ભુત વિવેકકળા વર્તે છે જેથી તેઓ જીવ સાથે લાગેલા અનાદિ કર્મમળને દૂર કરી સ્ફટિક રત્ન સદૃશ પોતાના શુદ્ધ સ્વરૂપને ગ્રહી-અનુભવી શકે છે. ઉપર જણાવેલી વિવેકકળા પ્રકટવી અતિ દુર્લભ છે, એમ શાસ્ત્રકાર જણાવે છે. ૧

દેહ તે જડ શરીર અને આત્મા તે ચૈતન્યમય જીવ, આદિ શબ્દથી મન, વચન અને કાયાદિક વિષે અવિવેક-અપૃથક્કરણ, આ સંસારચક્રમાં ભ્રમણ કરતાં સદાય સુલભ છે. અજ્ઞાનવશ પ્રાણી જડ ચેતનનું પૃથક્કરણ કરી શકતો નથી અને તેથી જડ એવા દેહ, ગેહ પ્રમુખ પદાર્થોને જ પોતાનાં સમજે છે અને એ જડ વસ્તુઓને મેળવવા, રક્ષવા અને વૃદ્ધિ પમાડવા જ બધું મથન કર્યા કરે છે. એનું નામ જ અવિવેક છે કે જેથી જીવ ભ્રાન્તિવશ ખોટી, પરાઇ અને ક્ષણિક વસ્તુઓને સાચી, પોતાની અને શાશ્વતી લેખી તેને ગ્રહે છે, સાચવે છે

અને અત્યંત કાળજી રાખી તેનું પાલન-પોષણ કર્યા કરે છે. જેમ અજ્ઞાની જીવ રૂપાની ભ્રાન્તિથી છીપ સામે ધસી તેને ગ્રહણ કરવા દોડે છે તેમ અનાદિ દેહાધ્યાસથી જીવ પણ તેને પોતાનું જ માની તેના સુખે સુખીયો અને તેના દુઃખે દુઃખીયો થઇ રહે છે. આ બધો અવિવેકનો પ્રભાવ છે. આ પ્રમાણે અવિવેક-વશ અનાદિ કાળથી જીવને થયેલી ભ્રમણા મટી જઇ જડ ચેતનનો વાસ્તવિક ભેદ યથાર્થ સમજાવારૂપ સદ્‌વિવેક પ્રગટવો એ કોટીગમે ભવભ્રમણ કરતાં પણ જીવને અતિ દુર્લભ જ છે. સમ્યગ્‌દૃષ્ટિ જીવ જ ભેદજ્ઞાનવડે એવા સદ્‌વિવેકને પ્રાપ્ત કરી શકે છે અનંત પુદ્‌ગલપરાવર્તન કરતાં જીવને સ્થિતિ-પરિપાકાદિવડે છેલ્લા ( ચરમ ) પુદ્‌ગલપરાવર્તનમાં જ સમ્યગ્‌-દર્શન પ્રગટી શકે છે અને તેમાં પણ જ્યારે યથાપ્રવૃત્તિકરણ-વડે આયુકર્મ વર્જી, સમસ્ત કર્મની સ્થિતિ હ્રસ્વ કરી નાંખી, પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક ક્રોડાક્રોડ સાગરોપમ જેટલી જ સ્થિતિનાં સઘળાં કર્મ કરી નાંખે છે અને તેમાંથી પણ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ ઘટાડી, અપૂર્વકરણવડે અદ્‌ભુત વીર્યોલ્લાસથી અનાદિ રાગ-દ્વેષમય મોહગ્રંથીનો છેદ કરી, વિશુદ્ધ પરિણામયોગે અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરી ત્યાં જીવ સમ્યગ્‌-દર્શનને પ્રાપ્ત કરે છે. યથાપ્રવૃત્તિકરણવડે ઉપર કહ્યા મુજબ કર્મસ્થિતિ હ્રસ્વ કર્યા છતાં અપૂર્વકરણના અભાવે રાગદ્વેષમય અતિ ગૂઢ મોહગ્રંથીનો કોઇ પણ કદાપિ છેદ કરી શકતું નથી. અને તે અનાદિ મોહગ્રંથીનો છેદ કર્યા વગર કોઇ જીવ કદાપિ સમ્યગ્‌દર્શન, કહો કે સમકિતને પામી શકતા જ નથી. સમ્યગ્‌દર્શન પામતી વખતનો આહ્‌લાદ પણ અપૂર્વ જ હોય છે. એ તો અનાદિ મોહસંગ્રામમાં મહામુશીબતે મળેલો

જયનાદ છે. શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકય એ પાંચ આ સમ્યગ્દર્શનનાં લક્ષણ છે. આટલી સંક્ષિપ્ત હકીકત ઉપરથી પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવાની દુર્લભતા કેટલી બધી છે તે સમજમાં ઊતરી શકશે અને અનાદિ અવિવેકથી પાછા હઠવા માટે પ્રયત્ન કરવા જીવ અધિક કાળજી રાખશે. ૨

શુદ્ધ-નિરાવરણ આકાશમાં પણ ચક્ષુ વિષે થયેલા તિમિર રોગથી રાતી પીળી લીલી કાળી રેખાઓવડે જે પ્રકારે મિશ્રતા-શબળતા-કર્બૂરતા દેખાય છે તે જ પ્રકારે અવિવેકથકી-અસદ્-ઉપયોગથી રાગદ્વેષાદિક અશુદ્ધ અધ્યવસાયવડે આત્મામાં પણ મિશ્રતા-એકતા ભાસે છે. અસદ્ઉપયોગરૂપ અવિવેકથી જડ ચેતનને જુદા કરી લેખવાનું ભેદજ્ઞાન સ્ફુરતું નથી, જેથી મૂઢ-પણે જડચેતનની એકતા-અભેદતા જ માની લેવાય છે. તે જ વાત દૃષ્ટાંતવડે શાસ્ત્રકાર દૃઢ કરી બતાવે છે. ૩.

જેમ સુભટોએ કરેલું યુદ્ધ અને તેના પરિણામે થયેલ જય કે પરાજય સ્વામીમાં આરોપવામાં આવે છે એટલે સ્વામી રાજાની જ હાર જીત થયેલી કહેવામાં આવે છે-જો કે રાજાએ તેમાં કશો ભાગ લીધો જ ન હોય તો પણ જય પરાજય થયે જેમ તેનો મિથ્યા આરોપ સ્વામીના જ શિરે ચઢાવવામાં આવે છે તેમ અજ્ઞાન-અસંયમરૂપ અવિવેકવડે શુદ્ધ આત્મામાં જ્ઞાનાવરણીય પ્રમુખ કર્મનું સામ્રાજ્ય ઉપચરવામાં આવે છે. એટલે ઉક્ત જ્ઞાનાવરણીય પ્રમુખ કર્મોનું અજ્ઞાન અંધતા પ્રમુખ કાર્ય આત્મામાં આરોપી દેવામાં આવે છે, તેથી આત્માને જ અજ્ઞાની, અંધ, સુખી, દુઃખી, પશુપ્રાય ( મોકળો ), સ્ત્રી, પુરુષ, નપુંસક, દીર્ઘાયુષી, હીનાયુષી, ઉચ્ચ, નીચ, કૃપણ,

દાતાર પ્રમુખ માની લેવામાં આવે છે. વળી બીજા દષ્ટાંતથી એ જ વાતનું સમર્થન કરે છે. ૪

જેમ કોઈ એક ધત્તૂરો ખાઇને ગાંડો–ઉન્મત્ત બન્યો છતો માટીની ઈંટો પ્રમુખને સોનું દેખે છે તેમ તત્ત્વજ્ઞાનવિકળ અવિવેકી જનો પણ શરીરાદિક જડ વસ્તુઓને આત્મારૂપ જ દેખે છે. મતલબ કે અવિવેકના જોરથી તેઓ જડ ચેતનની એકતા જ માને છે. જડ ચેતનના સ્વાભાવિક ભેદભાવને તે પામર પ્રાણીઓ સમજી કે લેખી શકતા નથી. કેવળ ભ્રમમાં ભૂલી દેહાદિક જડ વસ્તુઓને આપણી પોતાની જ લેખી તેમાં તન્મયપણે લીન થઇ રહે છે. આ અનાદિ ભુલ–ભ્રાન્તિ અવિવેકના જ જોરથી થાય છે માટે એ અવિવેકને અવશ્ય તજવો જોઇએ. ૫

તે જ વાત આગળ અધિક સ્પષ્ટ કરતાં શાસ્ત્રકાર કહે છે કે–અનિત્ય, અશુચિ અને અનાત્મિક–પરપૌદ્ગલિક દેહાદિક તુચ્છ વસ્તુઓની વાંચ્છા–અભિલાષા કરનાર જે કોઈ પ્રાણી તુચ્છ વસ્તુમાં સારપણું, નિત્યપણું, પવિત્રપણું અને પોતાપણું માની ( કલ્પી ) તેને પ્રાપ્ત કરવા ઝંખના કર્યા કરે છે તે વિવેકગિરિના શિખર ઉપરથી નીચે સ્રવી પડે છે એટલે તે તત્ત્વજ્ઞાનના ઊંચા પ્રદેશ ઉપર રમણ કરવા અધિકાર પામી શકતા નથી અને અતત્ત્વરમણપણાથી તે જીવ અજ્ઞ–અવિવેકીના ઉપનામને પામે છે. જે પૂર્વોક્ત વિપરીત ચેષ્ટાને ત્યજી આત્માના સહજ શુદ્ધ નિરુપાધિક ભાવને પ્રગટ કરવા દિન-રાત અન્વેષણા–પર્યેષણા કરે છે તે આત્મોન્નતિઅર્થે અહોનિશ યત્ન કરનારા ઉદાત્તાશયવાળા જનો અજ્ઞાન–અસંયમરૂપ અવિવેકમાં નિમગ્ન થતા નથી. તેઓ તો આત્મતત્ત્વરમણના

અતિ ઉચ્ચ પ્રદેશમાં નિવાસ કરી સહજ શુદ્ધ–નિરુપાધિક આત્મિક સુખનો અનુભવ કરે છે.

હવે જે મહાશયો શ્રી જિનવચનાનુસાર સ્વાશ્રયી–પુરુષાર્થને આદરી ષટ્કારક સંગતિ કરે છે તે મહાનુભાવને અવિવેકજન્ય પીડા હોતી નથી; પરંતુ ગમે તેવા સમવિષમ સંયોગોમાં પણ વિવેકવડે સ્વસમાધિ સાચવી રાખી આત્માનું અખંડ હિત સાચવી શકે છે એમ શાસ્ત્રકાર કહે છે. ૬

સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રના પ્રભાવવડે પોતાના જ આત્મામાં રહેલી અનંત જ્ઞાનાદિક ઋદ્ધિ–સિદ્ધિ જાણી, નિરધારી, પ્રમાદરહિત બની, સ્વસત્તાગત અનંત ગુણસમૃદ્ધિને પ્રગટ કરવા પરમગુરુના વચનાનુસાર જે મુમુક્ષુ જનો પ્રબળ પુરુષાર્થનું અહોનિશ સેવન કર્યા કરે છે તેમને પરપૌદ્‌ગલિક વસ્તુઓમાં આસક્તિ હોતી જ નથી અને એવી આસક્તિના અભાવે તેમને અવિવેકરૂપ વિષમ જ્વરની પીડા પણ સંભવતી નથી. અનાદિ પ્રમાદપંકમાં પડેલા પોતાના આત્માને ઉદ્ધરવા જે ભવ્યાત્માઓ ગીતાર્થ–ભવભીરુ સદ્‌ગુરુ પ્રમુખનું ઉત્તમ આલંબન ગ્રહી, પોતાને હાનિ કરનારા વિષય, કષાય, વિકથાદિક પ્રમાદને શત્રુરૂપ જાણી–નિરધારી, તેમનો વિનાશ કરી, અનંત સુખસમૃદ્ધિમય સ્વસત્તા સ્થાપવા પ્રબળ પુરુષાર્થ સેવે છે તેમને અવિવેકના કારણોના અભાવે ભવભ્રમણાદિક દુઃખ–તાપ થતો નથી. જેમને જ્વર–તાવનો વ્યાધિ થયેલો હોય અને જો તે જળ–મજ્જન( સ્નાન ) કરે તો તેથી તેને જ્વરનો પ્રકોપ થાય છે એટલે સખ્ત તાવ આવે છે તેમ જેમને મિથ્યાત્વ, કષાય, અવિરતિ પ્રમુખ દુષ્ટ વ્યાધિ વળગેલા જ છે તેઓને દેહગેહાદિક

જડ વસ્તુના અતિપરિચયથી પૂર્વોક્ત વ્યાધિનો વિકાર વધતો જાય છે, જેના પરિણામે તેમને ભવભ્રમણ કરવું પડે છે, એટલે ૮૪ લાખ જીવાયોનિમાં અનંતીવાર જન્મમરણ કરી, અનંતાં દુ:ખો સહવાં પડે છે એ અવિવેકને લીધે જ થાય છે; પરંતુ જે મહાનુભાવો વિવેકનું આલંબન ગ્રહે છે તેમને પછી તેવી કશી પીડા સહવી પડતી નથી તે જ વાત શાસ્ત્રકાર કહે છે. ૭

સંયમનમ્–સંયમ:–હિંસાદિક અવ્રતોને તજી, અહિંસાદિક વ્રતોને આદરી, તેમનું સાવધાનપણે પાલન કરવું તે **વ્રત-સંયમ.** સ્વેચ્છા મુજબ વિષયમાં પ્રવૃત્તિ કરતા મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરવો અને યોગ્ય નિયમમાં રાખી તેમનો સદુપયોગ કરવો તે **ઇંદ્રિયસંયમ.** ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચારે કષાયને ટાળી, ક્ષમા, મૃદુતા, સરલતા અને સંતોષ ગુણોને કાળજીપૂર્વક આદરવા તે **કષાયસંયમ** અને મન, વચન, કાયાની દુષ્ટ પ્રવૃત્તિ–મુત્કળ વૃત્તિ ટાળી તેમને સન્માર્ગમાં–નિવૃત્તિના માર્ગમાં સ્થાપવી તે **યોગસંયમ** જાણવું. આ ઉપર વર્ણવવામાં આવેલું સંયમ–અસ્ત્ર જો વિવેકરૂપ શરાણ ઉપર સજ્જ( ઉત્તેજિત ) કરી ધૈર્ય–ધારાથી તીક્ષ્ણ કરવામાં આવે તો તે મોહાદિક કર્મ–શત્રુનો ઉચ્છેદ કરવામાં સમર્થ થઇ શકે છે. પરમાર્થ એ છે કે–આત્માર્થી મુમુક્ષુ-જનોએ આત્મકલ્યાણાર્થે મોહાદિક અંતરંગ શત્રુઓનો પરા-ભવ કરવા માટે પ્રબળ સંયમરૂપી અસ્ત્ર ધારવું જરૂરનું છે; પણ તે સંયમ–અસ્ત્ર અવિવેક કે અજ્ઞાનરૂપ કાટવડે કટાયેલું ન જોઇએ; પરંતુ તેને સમ્યગ્જ્ઞાન–વિવેકરૂપ શરાણ ઉપર ચઢાવી સજ્જ કરી રાખેલું જોઇએ. એ રીતે નિર્મળ જ્ઞાન-

દશાથી સંસ્કાર પામેલું સંયમ, દૃઢ પરિણામની તીક્ષ્ણ ધારાવડે ક્ષણમાત્રમાં મોહાદિક શત્રુનો ઉચ્છેદ કરી શકે છે, પણ જો ઉક્ત સંયમને જ્ઞાનદશાથી ઉત્તેજિત કરવામાં આવશે નહિ તો તે શિથિલ પરિણામયોગે બૂંઠું હોવાથી મોહાદિક પ્રબળ શત્રુનો પરાજય કરવા સમર્થ થઇ શકશે નહિ; મતલબ કે મોહાદિક શત્રુઓનો જય કરવા પ્રતિજ્ઞાવંત મુનિજનોએ વિવેકપૂર્વક સંયમ ગ્રહી, પ્રમાદ રહિત ચઢતા પરિણામે પ્રબળ પુરુષાર્થ અવશ્ય સેવવો. ૮

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૩૫ ]



## (૧૬) माध्यस्थाष्टकम्

**વિવેચન**—વિવેકવંત હોય તે રાગ તથા દ્વેષ ન કરે અને શુભાશુભ સંયોગ વખતે મધ્યસ્થ રહે, એથી હવે પ્રસંગાગત માધ્યસ્થ અથવા મધ્યસ્થતા અષ્ટક કહે છે.

હે આત્મન્ ! તું સદ્વિવેકવડે બહિરાત્મભાવ તજી, રાગ-દ્વેષરહિત મધ્યસ્થભાવે રહી એવું અંતરાત્મપણું આદર કે જેમાં સ્વભાવોપઘાત કરવારૂપ ઉપાલંભનો અવકાશ જ રહે નહિ. જે જીવને પરપૌદ્ગલિક વસ્તુઓમાં અદ્યાપિ અત્યાસક્તિ વર્તે છે તે મૂઢ અવિવેકી બહિરાત્મા કહેવાય છે. એવો મૂઢ બહિ-રાત્મા શુભાશુભ સંયોગ મળતાં રાગદ્વેષ કરે છે અને તેથી પોતાના આત્માનું નિશ્ચિત સ્વરૂપ સ્ફટિક રત્ન સદૃશ નિર્મળ છે-નિષ્કષાય છે-નિરુપાધિક છે, તેને પૂર્વકૃત પુન્યપાપજન્ય

શુભાશુભ સંયોગ મળતાં જે રાગદ્વેષરૂપ વિપરીત પરિણામ થાય છે તેથી તે મલિન કરે છે, સ્વરૂપોપઘાત પામે છે, સમ્યગ્જ્ઞાન–વિવેકવડે જેને અંતરદૃષ્ટિ જાગી છે તે અંતરાત્મા કહેવાય છે. તે ગમે તેવી પરપૌદ્ગલિક વસ્તુઓમાં મિથ્યા મમતા ધારી, રાગદ્વેષરૂપ વિપરીત પરિણામને પામી, સ્વભાવોપઘાતરૂપ આત્મમલિનતા કરતો નથી; પણ સમ્યગ્જ્ઞાન-દર્શનના પ્રભાવથી તેને સ્વસ્વરૂપનું યથાવત્ ભાસન અને શ્રદ્ધાન ( નિરધાર ) થયેલ હોવાથી પોતાનું શુદ્ધ–નિરુપાધિક નિષ્કષાય સ્વરૂપ પ્રગટ કરવા અનુકૂળ ચારિત્રનું સેવન કરે છે અને શુદ્ધ સ્વભાવરમણરૂપ નિર્મળ ચારિત્ર જેમને પ્રાપ્ત થયેલું છે એવા સ્વભાવરમણી મહાત્માનું દૃઢ આલંબન લઇ અથવા તેમનું ઉત્તમ ભાવના–આદર્શ ( Ideal ) હૃદયમાં ધારી–સ્થાપી તન્મય થવા પ્રબળ પુરુષાર્થ સેવે છે તેવા પુરુષાર્થી મહાશયો સ્વભાવોપઘાત કહો કે આત્મમલિનતારૂપ ઉપાલંભ( દોષ )ને કેમ પામે ? ન જ પામે. એમ સમ્યગ્ પ્રકારે વિચારી હે આત્મન્ ! તું પણ એવી નિર્દોષ મધ્યસ્થતાને આદર અને રાગદ્વેષયુક્ત અનાદિ અભ્યાસથી કુયુક્તિઓરૂપ કાંકરા ફેંકવાની ટેવને તજી દે. હવે તું બાળચેષ્ટા–ચપળતાને આદરીશ નહિ. રાગદ્વેષ રહિત મધ્યસ્થ મન સ્થિર–શાન્ત જળાશય જેવું હોય છે, પણ જેમ પવનના ઝપાટાથી તે જળાશયમાં અનેક કલ્લોલો ઉપજે છે, વૃદ્ધિ પામે છે અને પાછો તે પવન શાન્ત થઇ જતાં શમાઈ જાય છે તેમ સ્થિર મનમાં પણ રાગદ્વેષથી સંકલ્પવિકલ્પ જાગતાં ક્ષોભ પ્રગટે છે, વધે છે, અને વળી તે જ રાગદ્વેષની શાન્તિ થતાં સંકલ્પવિકલ્પ શમાઇ જાય છે એટલે મનમાં પાછી શાન્તિ પ્રસરે છે. જેમ જળા-

શયમાં એકાદ કાંકરો કે પથરો ફેંકવાથી જળમાં ક્ષોભ થતાં તેમાંથી ઉપરાઉપર કુંડાળાં થાય છે, વધે છે અને પાછાં શમાઇ જાય છે તેમ રાગદ્વેષજન્ય કુયુક્તિ કહો કે કુતર્ક કરવાથી સ્થિર-મધ્યસ્થ રહેલું મન પણ ક્ષુબ્ધ થઇ જાય છે અને તેમાં ઉપરાઉપર અનેક સંકલ્પવિકલ્પો ઉપજે છે, વધે છે અને વળી પાછાં કુતર્કના ત્યાગથી તે શમાઇ પણ જાય છે. આ રીતે કુતર્ક કરવાની બૂરી ટેવથી ચિત્તમાં બહુધા અશાન્તિના હાલકલોલ રહ્યા જ કરે છે, તે અશાન્તિને અટકાવવા-નિવારવા હે ભવ્યાત્મન્! તું તારી અનાદિ ચપળતા-બાળચેષ્ટા-કુતર્ક કરવાની કુટેવ તજી દે અને નિર્દોષ એવા અંતરાત્મભાવનું તું સમપણે સેવન કર. ૧

મધ્યસ્થ એવા સ્થિર મનની અને તુચ્છાગ્રહી ચપળ મનની અંશ માત્ર રૂપરેખા શાસ્ત્રકાર આંકી બતાવે છે. રાગદ્વેષરૂપ વિકાર રહિત મધ્યસ્થ પ્રાણીનું મનરૂપી વાછરડું પક્ષપાતના અભાવથી યથાર્થ વસ્તુસ્વરૂપને ઓળખી લેવાની કળાવાળી યુક્તિરૂપી ગાય( નિજ માતા )ને જ યથાર્થ ઉપયોગથી ઓળખી લઇ અનુસરે છે. મતલબ કે મધ્યસ્થ પુરુષનું નિષ્પક્ષપાતી-નિર્મળ મન તેનામાં જાગૃત થયેલી જ્ઞાનકળાના પ્રકાશથી ખરી યુક્તિને જ ઓળખી લઇ તેને અનુસરે છે, તેમાં જ વિશ્વાસ ધરે છે અને તેને જ સબળ પ્રમાણરૂપ ગણે છે, ત્યારે તુચ્છ આગ્રહવાળું-કદાગ્રહી મન મર્કટની માફક ખરી યુક્તિરૂપી ગાયને પુંછડાવતી પકડી તેનું ખંડન કરવા મથે છે. ઉત્સર્ગ, અપવાદ, નિશ્ચય, વ્યવહારાદિ અનંત ઉપયોગાત્મક **સ્યાદ્વાદ** માર્ગ મૂકી શૂન્ય અને નકામો કદાગ્રહ કરવો જેને પ્રિય હોય, અરે! જે કદાગ્રહથી ભરેલું હોય એવું મન ખરે-ખર મર્કટ તુલ્ય જ છે. અથવા સત્ય-પ્રમાણભૂત યુક્તિઓનું

પણ હોંશથી-જાણી જોઈને ખંડન કરનાર હોવાથી તે મર્કટ કરતાં પણ વધારે અનર્થકારી થાય છે. અનંત ભવભ્રમણરૂપ મહાઅનર્થથી બચવા ઈચ્છતા સહુ કોઈ ભવ્યાત્માઓએ આ ઉપરથી જે ઉત્તમ બોધ લેવાનો છે તે એ છે કે મધ્યસ્થપણે મનને નિયમમાં રાખી સત્ય યુક્તિયુક્ત વચનને અનુસરવું પણ મનને મોકળું મૂકી દઈ તુચ્છાગ્રહી બનવા દેવું નહિ. મનને જેમ બને તેમ કેળવી સુશિક્ષિત કરવું. ૨

ભાવનાદર્શ નજરે રાખવા માટે '**મધ્યસ્થ મહામુનિ**' કેવા હોય ? તે શાસ્ત્રકાર બતાવે છે. નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ સાત નયો છે. તેનું કંઈક વિસ્તારથી સ્વરૂપ 'નયકર્ણિકા' અનુસારે 'જૈન તત્ત્વપ્રવેશિકા'માં લખવામાં આવેલું છે, ત્યાંથી તેનું સ્વરૂપ-લક્ષણ પ્રમુખ જાણી લેવા ખપ કરવો. તે બધા નયોની સામાન્ય રીતે ખૂબી એ છે કે તે પ્રત્યેક નય પોતપોતાનો અભિમત પક્ષ સ્થાપવામાં-યુક્તિથી ઠસાવવામાં કુશળ હોય છે, અને બીજા નયનો અભિમત પક્ષ સ્થાપવામાં નિષ્ફળ-નિષ્પ્રયોજન હોય છે, તેમ છતાં તે સર્વ નયોક્ત વસ્તુધર્મમાં ( તત્પ્રવર્તનમાં ) **જેનું મન સમભાવે રહે છે, પક્ષપાત રહિત વર્તે છે, ખોટી ખેંચતાણ કરતું નથી** તે પ્રત્યેક નયમાંથી સારતત્વ **માત્રને ગ્રહી લે છે. તે મહામુનિને મધ્યસ્થ સમજવા.**

ઉક્ત મધ્યસ્થ મહાત્માઓ પ્રત્યેક નયમાંથી સાર-તત્ત્વ ગ્રહી, **વૈરાગ્ય રસમાં ઝીલતા પરમરહસ્યભૂત રત્નત્રયીનું આરાધન કરવા સદાય ઉજમાળ રહે છે** અને સંસારભાવથી ઉદાસીન રહે છે, કેવા વિચારથી રહે છે ? તે શાસ્ત્રકાર બતાવે છે. ૩

રાજા ને રંક, ગરીબ ને તાલેવર, પંડિત ને મૂર્ખ, સુખી ને દુઃખી સહુ કોઈ પોતપોતાના પૂર્વકૃત કર્માનુસારે ચેષ્ટા કર્યા કરે છે, અને સહુ કોઈ કરેલાં અને કરાતાં કર્મનું ફળ પોતે જ સ્વતંત્ર ભોગવે છે. કર્મના અચળ કાયદાને સમજી તેને માન આપનાર મધ્યસ્થ–**સમભાવી પુરુષ** તેમની ભિન્નભિન્ન ચેષ્ટાઓને જાણી–જોઈ અથવા ભિન્નભિન્ન કર્મજન્ય ભિન્નભિન્ન પ્રકારનાં ફલ જાણી–જોઈ તેમાંના કોઈ ઉપર પોતે **રાગ કે રીસ** કરતા જ નથી; પણ **સમભાવે જ** રહે છે. કહ્યું છે કે "ભિન્ન ભિન્ન કર્મનો કર્તા, તેના ફળનો ભોક્તા, તદનુસારે ચાર ગતિમાં રખડનાર અને સકળ કર્મનો ક્ષય કરી મોક્ષને પામનાર પોતાનો આત્મા જ છે. વળી કહ્યું છે કે 'ગમે તેટલે કાળે પણ કરેલાં શુભાશુભ કર્મ ભોગવ્યા વગર છૂટકો જ નથી. તે અવશ્યમેવ ભોગવવાં જ પડશે.' 'સર્વ જીવ કર્મવશાત્ ચૌદ રાજલોકમાં પરિભ્રમણ કરે છે, તે સહુને હું ખમાવું છું, તે સહુ મુજને ક્ષમા આપો! સહુ સાથે મારે મૈત્રીભાવ છે, મારે કોઈ સાથે વૈરવિરોધ નથી.' સામ્ય વૃત્તિવાળા સાત્ત્વિક જનો સહુ સાથે આ રીતે દરરોજ **ક્ષમાપના** કરે છે. ૪

મધ્યસ્થ જનોએ પોતાના મનને ક્યાં સુધી દમન કર્યા કરવું તે શાસ્ત્રકાર કહે છે. આત્મ વ્યતિરિક્ત–પરના ગુણદોષ જાણવા–જોવા–આદરવા જ્યાંસુધી મન રચ્યુંપચ્યું રહે, પારકા ચુંથણા ચુંથવાની ટેવ મન ન તજે, પરમાં પ્રવેશ કર્યા કરે, પરથી વિરક્ત–ઉદાસીન થઇ ન જાય ત્યાંસુધી સમભાવરસિક–મધ્યસ્થ જનોએ તે મનને આત્મસ્વરૂપના ચિંતવનમાં જોડી દેવું; તેમ જ લીન કરી રાખવું એ જ ઠીક છે. પરના ગુણદોષ જોવાથી શું

વળવાનું છે ? પરના ગુણદોષથી ખરું જોતાં પોતાને શો ફાયદો કે નુકશાન હોઈ શકે ? માંગી લાવેલા પરાયા અલંકારની જેવા પરના ગુણદોષ જોવા માત્રથી વસ્તુત: પોતાનું શું વળે ? કશું જ નહિ, તો પછી મનને તેમાંથી વિરક્ત કરી સ્વસ્વરૂપ-ચિંતનમાં જ નિમગ્ન કરવું ઘટે છે. પોતાના જ આત્મગૃહમાં ગુપ્ત રહેલો અનંત ગુણરત્નોનો અખૂટ ખજાનો પ્રગટ કરવા મનને નિયોજવું જોઈએ. પારકી જ ચિંતામાં દિનરાત વ્યગ્ર રહી **મન** પોતાની બધી શક્તિ ખર્ચી-વાપરી નાંખે છે તેમ છતાં તેવા મનને અંકુશમાં રાખવા અને પોતાના ધણીનું ખરું કાર્ય કરવા આત્મા કશી પ્રેરણા ન કરે તો પછી મોકળું થઈ ગયેલું મન ધણીનું ( આત્માનું ) શું દારિદ્ર મારશે ? કશું જ નહિ. મુત્કળ થઇ ગયેલું મન તો ઊલટો અનર્થ ઉપજાવે માટે તેને પોતાના હિતની ખાતર અવશ્ય નિયમમાં રાખવું જ જોઈએ. અને તે ત્યાંસુધી કે જ્યાંસુધી તે **મન** પોતાના સ્વામી-આત્મા સિવાય પરના ગુણદોષની ચિંતા કરવી પસંદ જ ન કરે. વસ્તુત: મનને સ્વરૂપચિન્તનમાં જ જોડી દઈ સ્થિર-શાન્ત-નિર્વિકલ્પ જ કરવાની જરૂર છે. મન પોતે પર-ચિંતા તજી સ્વસ્વરૂપની એકાગ્રતાથી જ્યારે સ્થિર-શાન્ત-નિર્વિકલ્પ થઇ જશે ત્યારે નિર્વિકલ્પ સમાધિસુખને પ્રાપ્ત થઈ આત્મા **સ્વપ્રાપ્તવ્યને** પ્રાપ્ત કરી શકશે; એટલા માટે આત્માર્થી-મુમુક્ષુ સજ્જનોએ પ્રથમ એ જ કરવાનું છે કે સકળ બહિરાત્મભાવ તજી, અંતરદૃષ્ટિ થઇ-આત્મગવેષક બની, પોતાના જ જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક આત્મગુણ ખીલવવા અને અનાદિ રાગ, દ્વેષ, મોહાદિક આત્મદોષ ટાળવા પ્રયત્ન કરવો. જેમ બને તેમ ઉદારદિલથી ભાવનાચતુષ્ટયનું સેવન કરતા

રહેવું. દરેક કાર્યમાં કર્તૃત્વઅભિમાન તજી સાક્ષીભાવે-તટસ્થ થઇ રહેવાની ટેવ પાડવી. અનિત્યાદિ દ્વાદશ ભાવના-વડે વારંવાર સંસારની અસારતા-ક્ષણભંગુરતા વિચારીને તેથી વિરક્ત થઇ રહેવું. 'શિવમસ્તુ સર્વજગતઃ' ઇત્યાદિક વૃદ્ધ-વાક્યોનું ઊંડું રહસ્ય દિલમાં ધારી, આખું જગત માત્ર સુખી થાય એવી ઉદાત્ત ભાવના રાખી કલ્યાણકારી આંદોલનો ( Vibrations ) ફેલાવી સર્વત્ર સર્વથા શાન્તિ શાન્તિ અને શાન્તિ જ પ્રસરે એમ અંતઃકરણથી ઇચ્છવું અને કરવું. મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થરૂપ ભાવનાચતુષ્ટયનું સ્વરૂપ અન્યત્ર પ્રતિપાદન કરાયેલું છે ત્યાંથી અવગાહી લઇ જેમ ચિત્તની અધિક શુદ્ધિ થાય તેમ કરવા પ્રયત્ન કરવો. ૫.

રાગ દ્વેષ વર્જી સમભાવે કરવામાં આવતી ધર્મકરણી સર્વથા સુખદાયી, હિતકારી અને કલ્યાણકારી થઇ શકે છે તે જ વાત શાસ્ત્રકાર દૃષ્ટાંતપૂર્વક સમર્થન કરી બતાવે છે.

સમભાવવર્તી જનોનાં સઘળાં પ્રકારનાં ધર્મસાધનથી અવશ્ય અક્ષયપદ પ્રાપ્ત થઇ શકે છે. રાગદ્વેષવર્જિત-કર્તૃત્વ અભિમાન-રહિત-ઉત્કર્ષ અપકર્ષના દ્વંદ્વ વગર સમભાવે કરવામાં આવતી કરણી જીવને અચૂક શિવપદ પમાડે છે. તેથી સ્વશક્તિ સંભાળી, બાહ્યાડંબર તજી, આત્મવિશુદ્ધિનિમિત્તે અંતરલક્ષ રાખી, સ્વોત્કર્ષ અને પરઅપકર્ષ ( આપબડાઇ અને અન્યની લઘુતા ) કર્યા વગર સહુ કોઇ આત્માર્થી સજ્જનોએ પોત-પોતાથી બની શકે તે ધર્મસાધનમાં જોડાવું જોઇએ. એમ કરવાથી જેમ જુદા જુદા માર્ગથી વહેતી નદીઓ છેવટ સમુદ્રમાં ભળી જાય છે તેમ સમભાવવર્તી સજ્જનો પણ ગમે તે સત્-

સાધનના યોગે અવશ્ય મોક્ષપદવી પામી શકે છે. આ પ્રકારે સમભાવ રાખી કર્તૃત્વ અભિમાનરહિતપણે સત્સાધનમાં જોડાવા અને એ રીતે અનાબાધપણે આત્મકલ્યાણ સાધવા જૈનશાસ્ત્રો ઉપદેશ આપે છે; માટે જ અમે તેનું અધિક આદરથી સેવન કરીએ છીએ એમ શાસ્ત્રકાર બતાવે છે. ૬.

તીર્થંકર ગણધરોએ કહેલા આગમ–સિદ્ધાંતોને અમે રાગમાત્રથી અંધશ્રદ્ધાથી આદરતા નથી, તેમ જ કપિલાદિક અન્યકથિત શાસ્ત્રોનો અમે દ્વેષમાત્રથી અનાદર–તિરસ્કાર કરતા નથી; પરંતુ મધ્યસ્થ દૃષ્ટિથી બુદ્ધિતુલાએ વિચારી જોતાં અમને જૈનશાસ્ત્રો સર્વ રીતે સબળ યુક્તિવાળાં જણાયાથી જ અને અન્ય શાસ્ત્રો તેવાં નહિ જણાયાથી જ અમે જૈન આગમોનો સ્વીકાર કર્યો છે. શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરે પણ એમ જ જણાવ્યું છે કે 'મને વીર ( પરમાત્મા ) ઉપર પક્ષપાતબુદ્ધિ નથી, તેમ જ કપિલાદિક ઉપર દ્વેષબુદ્ધિ નથી. જેનું વચન યુક્તિયુક્ત જણાય તેનો જ સ્વીકાર કરવો જોઇએ, અને એ ન્યાયે જ અમે શ્રી વીર પરમાત્માનો આશ્રય કર્યો છે. એટલું જ નહિ પણ સહુ કોઇ આત્માર્થી સજ્જનોએ એ ન્યાયને જ અનુસરવું ઉચિત છે. શ્રીમાન્ હેમચંદ્રસૂરિકૃત મહાદેવસ્તોત્ર વિગેરેમાં આ સંબંધી સારો ઉલ્લેખ કરેલો છે, તે જિજ્ઞાસુ જનોએ અવગાહી સત્ય માર્ગ નિઃશંકપણે આદરી લેવો ઉચિત છે. સમભાવપૂર્વક અન્ય ભવ્યાત્માઓનું હિત હૈયે ધરી શુભાશયથી જ અમે આવો શાસ્ત્રોપદેશ આપીએ છીએ એમ શાસ્ત્રકાર કહે છે. ૭.

ચારિસંજીવનીનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે. તેમાં કહ્યા મુજબ અનેક પ્રકારના હિતોપદેશમાંથી કાંઇપણ હિતવચન કોઇપણ

જીવવિશેષને ( ભવ્યાત્માને–હળુકર્મી જીવને ) ઉપયોગી થઇ પડશે, રુચશે, આત્મજાગૃતિ કરશે, યાવત્ તેને તેનું શુભ પરિણમન થતાં કલ્યાણકારી થશે એમ વિચારી કેવળ હિતબુદ્ધિથી સ્વપરને ફાયદારૂપ જાણી સમભાવે આ હિતોપદેશ આપવામાં આવ્યો છે. જેઓ તે ગ્રહણ કરી લેશે તેમને તે હિતરૂપ થશે અને કદાચ કોઇ ગ્રહણ નહિ કરશે તો પણ કેવળ હિતબુદ્ધિથી આવા હિતવચન કહેનારાંને તો એકાંત ફાયદો જ છે; કેમ કે એઓ તો સહુનું હિત જ ઇચ્છે છે. ૮.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૭૦ ]



## ( ૧૭ ) निर्भयाष्टकम्.

વિવેચન—મધ્યસ્થતાને ધારણ કરનાર સત્ત્વવંત પ્રાણી સત્ય પક્ષનો જ સ્વીકાર કરે છે. તેમ કરતાં તે કશો ભય લેખતા નથી. નિર્ભયપણે તે સત્ય વાત જ માને છે અને કરે છે. તેમ જ વળી જેમની અનાદિ ભયસંજ્ઞા તૂટી ગઇ છે અને તેથી જ જે નિર્ભયપણે વિચરે છે એવા સત્પુરુષો ધારે તેટલું નિષ્પક્ષપાતપણું દાખવી શકે છે. આ રીતે પૂર્વાપર સંબંધવાળું નિર્ભયાષ્ટક હવે શાસ્ત્રકાર વખાણે છે.

મધ્યસ્થતા કહો કે નિષ્પક્ષપાતપણું કહો કે રાગદ્વેષરહિત સમભાવ કહો તે પ્રાપ્ત થવાથી પારકી આશા–તૃષ્ણા બહુધા છેદાઇ જાય છે, તેથી જે નિઃસ્પૃહ–સ્પૃહા રહિતપણે શુદ્ધ ચારિત્રધર્મમાં જ રમણતા કરે છે–પરપૌદ્‌ગલિક

મહાસૈન્યનો સંહાર કરતો સંગ્રામના મોખરે ઊભેલા મયગલ-(હાથી)ની પેઠે લગારે ડરતો નથી, પણ પૂરી હિંમતથી મોહ રાજાની સામે યુદ્ધ કરતો મોહના સૈન્યને ચકચૂર કરી અંતે પોતે જયપતાકા મેળવે છે. આવા જ્ઞાની મહાપુરુષને ભય હોવો ઘટે જ નહિં એ વાત દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે. ૪

'હું અને મારું' એ મોહનો મહામંત્ર છે. 'અહંતા અને મમતા' એ જગતનો પરાભવ કરવા સમર્થ મોહરાજાનું મહાન્ શસ્ત્ર છે, પરંતુ 'શુદ્ધાત્મદ્રવ્ય એ જ હું અને શુદ્ધ જ્ઞાનગુણ એ જ મારું (ધન)' એ સિવાય બીજું કશું 'હું કે મારું' નથી જ એવી જે અભેદવૃત્તિ આત્મામાં ઉદ્ભવે છે તે જ વૃત્તિ મોહરાજાના મહામંત્રને યા મહાન્ શસ્ત્રને પણ નિષ્ફળ કરવા સમર્થ થઇ શકે છે. તેથી જ તે પ્રતિમંત્ર કે પ્રતિશસ્ત્રરૂપ લેખાય છે. આ રીતે મોહરાજાના સબળ શસ્ત્રને પણ જે કંઈ હિસાબ-માં ગણતું નથી એવું તત્ત્વજ્ઞાનરૂપ અમોઘ બખ્તર જેણે ધારણ કર્યું છે તેને મોહાદિક કર્મશત્રુઓનો પરાભવ કરવો તે કેવળ ક્રીડા માત્ર છે. મતલબ કે એવા સમર્થ જ્ઞાની પુરુષ, મોહાદિક કર્મશત્રુનો જાતે જ પરાભવ કરી પોતે જયકમળા વરે છે. આ રીતે પરમ પુરુષાર્થી જ્ઞાની પુરુષનું નિરૂપણ કરી આગળ શાસ્ત્રકાર કાયર–અજ્ઞાની જીવ સાથે તેનો મુકાબલો કરે છે. ૬

સત્ અસત્‌ની વહેંચણ અને લાભાલાભ, કૃત્યાકૃત્ય, ગમ્યા-ગમ્ય વિગેરેની યથાર્થ સમજ જેથી થાય એવું તત્ત્વજ્ઞાન જેમને પ્રાપ્ત થયું નથી એવા મૂઢ–અજ્ઞાની જનો, જેમ પવનથી આકડા-નું તૂલ (રૂ) આકાશમાં અહીંતહીં ઊડે છે તેમ સંસારાટવીમાં અનેક જાતિના ભયના માર્યા અરહાપરહા અથડાયા કરે છે,

ત્યારે જે મહાશયો તત્ત્વજ્ઞાનના બળે ગૌરવંતાને પામ્યા છે તેમનું એક રુંવાડું પણ ગમે તેવા ભયથી કંપતું નથી. મતલબ કે ગમે તેવાં ભયનાં કારણ ઉપસ્થિત થયાં હોય તો પણ પ્રખર જ્ઞાની પુરુષો તેનાથી લેશ માત્ર ડરતા નથી. ગમે તેવા ભયની વચ્ચે તેઓ અડગપણે રહી શકે છે. અનુકૂળ કે પ્રતિકૂળ પરિ-સહો કે ઉપસર્ગોથી તેઓ પરાભવ પામતા નથી. ખરેખર તેમની જ બલિહારી છે એમ શાસ્ત્રકાર કહે છે. ૭

જેને કોઇ પણ જાતનો કશો ભય રહેતો નથી એવા અદ્ભુત વૈરાગ્યરસથી ભરપૂર ચારિત્ર જેના ચિત્તમાં રમી રહ્યું છે અર્થાત્ એવા ઉત્તમ નિર્ભય ચારિત્રથી જેની સાતે ધાત રંગાઇ ગઇ છે તેવા અખંડ જ્ઞાનસામ્રાજ્યવાળા મુનિરાજને લેશ માત્ર પણ ભય ન હોય; કેમ કે મહાપ્રભાવવાળું જ્ઞાન અને ધ્યાનનું ઉત્તમ બળ જેમનામાં રહેલું છે એવા મુનિરાજની શમસામ્રાજ્ય સંપદા સદા જયવંતી વર્તે છે.

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૧૯૭ ]



## (૧૮) अनात्मशंसाष्टकम्.

### " લઘુતા ત્યાં પ્રભુતા "

લઘુતા મેરે મનમાની, લહી ગુરુગમ જ્ઞાનનિશાની. એ આંકણી.

મદ અષ્ટ જિનોને[1] ધારે, તે દુર્ગતિ ગયે બિચારે;
દેખો જગતમેં પ્રાણી, દુઃખ લહત અધિક અભિમાની. લઘુ૦ ૧

---

૧ જેમણે.

ભાવમાં પ્રવેશ કરતા જ નથી તેને મૂઢ–અજ્ઞાની પરસ્પૃહાવંત પ્રાણીની જેમ નાનાપ્રકારના ભય સંબંધી તેમ જ વિવિધ પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિ સંબંધી કષ્ટની પરંપરા પ્રાપ્ત થતી જ નથી. કષ્ટ માત્ર પરસ્પૃહાવડે દ્વૈતભાવ–રાગદ્વેષ કરવાથી જ થાય છે. આ બાબત શાસ્ત્રકારે જ અન્યત્ર કહ્યું છે કે–

**परस्पृहा महादुःखं, निःस्पृहत्वं महासुखं ।**
**एतदुक्तं समासेन, लक्षणं सुखदुखयोः ॥ (निःस्पृहताष्टके)**

મતલબ કે પારકી આશા–તૃષ્ણા જ મહાદુઃખદાયી છે અને નિરાશીભાવ–નિઃસ્પૃહતા જ મહાસુખદાયી છે. એ રીતે સંક્ષેપથી સુખદુઃખનું લક્ષણ જાણી નિર્ભય એવો સુખનો જ માર્ગ ગવેષવો જોઇએ એમ શાસ્ત્રકાર આગળ જણાવે છે. ૧

અનેક પ્રકારના સંતાપ ઉપજાવે એવા ભયથી ભરેલા 'મધુબિંદુ' જેવા–નહિ જેવા ક્ષણિક અને કલ્પિત સાંસારિક સુખ મેળવવા નકામો કલેશ ઉઠાવવો શા કામનો છે? 'મધુબિંદુ' જેવાં વિષયસુખ મેળવવા જતાં જીવને કેવાં કેવાં અને કેટલાં કેટલાં કષ્ટ સહેવા પડે છે અને તેવે તેવે પ્રસંગે કેટલાં કેટલાં કડવા અનુભવો કરવા પડે છે તેનો અત્ર સવિસ્તર ઉલ્લેખ કરવાની જરૂર નથી; કેમ કે એ સહુને પ્રત્યક્ષ જેવું જ છે. તેમ છતાં તે સુખ ક્ષણમાત્રમાં હતું ન હતું થઇ જનારું અને બદલામાં ભારે સંકલેશ ઉપજાવનારું થઇ પડે છે. 'મધુબિંદુ'ની પેઠે તેમાં એક વાર ક્ષણભર પણ જીવ લોભાયો તો પછી તેમાંથી તે કેમે છૂટી શકતો નથી. જો કે જીવ બાપડો સુખબુદ્ધિથી તેમાં પ્રવર્તે છે પણ ઊલટો તેમ કરતાં અનેક જાતનાં કષ્ટને જ અનેક વાર અનુભવ્યા કરે છે.

એટલા માટે એકાંત હિતબુદ્ધિથી ઉપગારી મહાત્માઓ જીવને શિખામણ આપે છે કે જો તને ખરું સુખ જ પ્રિય હોય તો જેમાં કશો ભય જ રહ્યો નથી એવા સમ્યગ્જ્ઞાનનો જ તારે આશ્રય કરવો જોઇએ. એ સુખને કોઇ ચોર ચોરી શકે એમ નથી, અગ્નિ બાળી શકે એમ નથી, જળ ડૂબાંડી શકે એમ નથી તેમ રાજા લૂંટી શકે તેમ નથી કે સંબંધીઓ ભાગ પડાવી શકે એમ નથી. એ જ્ઞાનજનિત સુખ સદા ય આપણી સાથે જ રહે એવું સ્વાભાવિક છે. વળી જ્ઞાનીઓએ કહ્યું છે કે–એ જ્ઞાન સમુદ્રમાંથી નહિ ઉત્પન્ન થયેલું એવું અપૂર્વ અમૃત છે, ઔષધ વગરનું રસાયણ છે અને હદ વગરનું ઐશ્વર્ય છે; તેથી જ તેને કશો ભય રહેતો નથી એટલે નિર્ભય છે અને મોક્ષાર્થી જનોએ અવશ્ય આદરવા યોગ્ય છે. એવા ઉત્તમ જ્ઞાનની સહાયથી જેમને વસ્તુસ્વરૂપ યથાર્થ સમજાય છે તેવા મુનિજનોને કશો ભય રહેતો જ નથી એમ શાસ્ત્રકાર બતાવે છે. ૨

તત્ત્વવેદી (આત્મજ્ઞાની) મહાપુરુષોને કદાપિ કાંઇ પણ કયાંય ગોપવવા યોગ્ય હોતું નથી, તેમ જ લોક–દેખાવો કરવા યોગ્ય હોતું નથી, વળી કંઇ તજવા યોગ્ય હોતું નથી, તેમ કશું લેવાદેવા યોગ્ય પણ હોતું નથી; કેમ કે તત્ત્વજ્ઞાનયોગે જાણવાનું જાણીને મહાત્મા પોતે નિર્ભયપણે સ્વરૂપસ્થિત થઇ રહે છે. તેઓ નાગરાજની પેઠે કોઇનો કશો ડર રાખતા જ નથી, એ જ વાત શાસ્ત્રકાર સ્પષ્ટ કરી બતાવે છે. ૩.

પરમાત્મસ્વરૂપના ચિંતવનરૂપ એક દિવ્ય શક્તિનું આલંબન ગ્રહી અધ્યાત્મવેદી મહાપુરુષ, વિષયકષાયાદિક મોહરાજાના

શશી સૂરજ બડે કહાવે, તે રાહુકે વશ આવે;
તારાગણ લઘુતા ધારી, સ્વરભાનુ[1] ભીતિ નિવારી. લઘુ૦ ૨

છોટી અતિ [2]જોયણગંધી, લહે ખટરસ સ્વાદ સુગંધી;
કરટી[3] મોટાઈ ધારે, તે છાર શીશ નિજ ડારે. લઘુ૦ ૩

જબ બાળચંદ્ર[4] હોઇ આવે, તબ સહુ જગ દેખણ જાવે;
પુનમ દિન બડા કહાવે, તબ ખીણ કળા હોઇ જાવે. લઘુ૦ ૪

ગુરુવાઈ મનમેં વેદે, નૃપ શ્રવણ નાસિકા છેદે;
અંગમાંહે લઘુ કહાવે, તે કારણ ચરણ પૂજાવે. લઘુ૦ ૫

શિશુ રાજધામમેં જાવે, સખી હિલમિલ ગોદ[5] ખિલાવે;
હોય બડા જાણ નવિ પાવે, જાવે તો શીશ કટાવે. લઘુ૦ ૬

અંતર[6] મદભાવ વહાવે, તબ ત્રિભુવન નાથ કહાવે;
ઈમ ચિદાનંદ એ ગાવે, રહેણી વિરલા કોઉ પાવે. લઘુ૦ ૭

**વિવેચન**—નિર્ભયાષ્ટકમાં જણાવ્યું કે જેના ચિત્તમાં નિર્ભય ચારિત્ર વ્યાપી રહ્યું છે તેવા અખંડ જ્ઞાન–સામ્રાજ્યના ભોક્તા સાધુ-પુરુષને કોઇનો ભય રાખવાનું કશું પણ પ્રયોજન જ નથી, તો પછી સ્વાત્મશ્લાઘા અને પરનિંદાના કારમા પ્રપંચમાં ઉતરવાની જરૂર જ શી ? શુદ્ધ ચારિત્રવંત સાધુજનો એવા નકામાં પ્રપંચમાં ઉતરવાની કશી જરૂર જોતા જ નથી. આત્મશ્લાઘા અને પરનિંદા ( પારકી ટીકા ) કરવાનું કામ આત્મનિષ્ઠ જ્ઞાની સાધુજનોનું નથી જ. એ કામ અજ્ઞાની પુદ્ગલાનંદી યા ભવાભિનંદી ભ્રમિત જીવોનું જ હોઇ શકે. આપણડાઇ અને પરાઈ બદબોઈ કરવાથી

૧ રાહુ. ૨ કીડી. ૩ હાથી. ૪ બીજનો ચંદ્રમા. ૫ ખોળામાં. ૬ અંતરમાથી.

પરિણામે કશો લાભ નથી પણ એકાન્ત નુકશાન જ છે, એથી જ આપણી અવનતિ થવા પામી છે; છતાં અજ્ઞાની પામર પ્રાણીઓ તેમાં જ રસપૂર્વક પ્રવર્તે છે ત્યારે પરિણામદર્શી જ્ઞાની-વિવેકી સચ્ચરિત્રવંત સાધુપુરુષો તેવી બાળચેષ્ટાથી સદંતર દૂર જ રહે છે-દૂર જ રહેવા પ્રયત્ન કરે છે અને પોતાના પવિત્ર વર્તનથી અન્ય આત્માર્થી જનને પણ એ જ ઉત્તમ માર્ગે અનુસરવા બોધે છે. આવો દુષ્કર માર્ગ અનુસરવામાં તેમનો જે શુદ્ધ ઉદ્દેશ હોય છે તે સ્વપરના હિત માટે અંતર્મુખપણે શાસ્ત્રકાર સ્પષ્ટ કરે છે.

જે અમૂલ્ય રત્ન નિધાન જેવા અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક ઉત્તમોત્તમ ગુણો પ્રત્યેક પ્રાણીની આત્મસત્તામાં રહેલા છે તે જ્યાંસુધી પૂર્ણપણે પ્રાપ્ત થઈ શકયા નથી-તે પ્રાપ્ત કરવા પૂરતું બળવીર્ય ફોરવી શકાયું નથી, તદનુકૂળ પ્રત્યેક પ્રયત્ન સેવાયો નથી તેથી તથાપ્રકારના ગુણની ખામી છતાં ખોટી આત્મપ્રશંસા કરવાથી શું વળવાનું ? કશું જ નહિ. ખાલી-ખોટી પ્રશંસા કરવા-કરાવવાથી ઊલટી આપણી અધોગતિ જ થાય છે. ખોટી આપબડાઈ કરવાથી દુનિયાની દૃષ્ટિમાં પણ આપણે હલકા પડીએ છીએ અને સંપૂર્ણ જ્ઞાનીની નજરમાં પણ આપણે સ્વચ્છંદચારીપણાથી-ઉન્મત્ત આચરણથી-ખોટા બકવાદથી-તેમ જ સાચા અને પવિત્ર માર્ગનું ઉલ્લંઘન કરવાથી યાવત્ તેમની આજ્ઞાનો ભંગ કરવાથી પરમ અપરાધી ઠરીએ છીએ. મતલબ કે ગુણ વગરનો ખોટો ડોળ-ડમાક કરવાથી કશો ફાયદો નથી પણ નુકશાન તો પારાવાર છે, તેથી સુજ્ઞ જનોએ ખોટી આત્મપ્રશંસા કરવી નહિ, તેમાં પોતાનો કાળક્ષેપ કરવો નહિ અને મિથ્યા પરિશ્રમ ઉઠાવવો

નહિ. નિજસત્તામાં અત્યારસુધી અંધારામાં પડી રહેલા સદ્‌ગુણોને શીઘ્ર પ્રાપ્ત કરી લેવા માટે ઘટતા ઉપાયો યોજવા દરેક પ્રયત્ન સેવવો વ્યાજબી છે. એટલે ગુણ વગરની ખોટી ડંફાશ મારવી તે તો કોઈ રીતે વ્યાજબી નથી, એ તો ચોક્કસ થયું. તેમ જ વળી જે મહાનુભાવો ઉક્ત સમસ્ત ગુણોવડે અલંકૃત થયા છે એટલે પોતાના પુરુષાર્થવડે નિજ સત્તામાં રહેલા સઘળા ગુણોને જેઓ પ્રગટ કરી શકયા છે તેમને પણ આત્મશ્લાઘાની કશી જરૂર રહી જ નથી; કેમ કે તેઓ કયારનાએ કૃતકૃત્ય થઇ ચૂકયા છે. લોકો કંઇ પણ મનોગત કાર્ય સાધવા માટે—પોતાની વાહવાહ બોલાવવા માટે કે બીજાને હલકા પાડવા માટે અથવા એવા જ કોઈ હેતુવિશેષથી સ્વાત્મશ્લાઘા કરવા પ્રવર્તે છે. તેમાંનું કશું કાર્ય સાધવાની પૂર્ણગુણીને કંઇ જરૂર રહેતી જ નથી. અર્થાત્ સ્વપ્રશંસા કરવાનું પ્રયોજન જ જયાં વિદ્યમાન ન હોય ત્યાં નિષ્પ્રયોજન પ્રશંસામાં પ્રવૃત્તિ પણ કેમ જ થાય ? કોણ કરે ? શા માટે કરે ? આથી પણ સિદ્ધ થયું કે આત્મશ્લાઘા કયાં ય પણ ફળવતી જણાતી નથી. અપૂર્ણ ગુણવાળાને તેથી ફાયદાને બદલે ગેરફાયદો થાય છે અને સંપૂર્ણ ગુણવાળાને તેની કશી દરકાર જ હોતી નથી, કેમ કે પોતે કૃતકૃત્ય થઇ ચૂકેલા છે. તેમ છતાં જે કોઇ અધૂરા લોકો આત્મપ્રશંસા કરવા—કરાવવા માગે છે તેમને શાસ્ત્રકાર શિક્ષા આપે છે. ૧.

તમે જે કંઇ સુકૃત્યો કર્યાં છે કે કરો છો તે જો તમે કેવળ આત્માર્થીપણે જ કરો, લોકદેખાવો કરવા, વાહવાહ કહેવડાવવાની ખાતર ન કરો તો તેમાંથી પરિણામે અતિ અદ્‌ભુત લાભ મેળવી શકો, પરંતુ મુગ્ધ મૃગલા જેવા અજ્ઞાની જીવો

તેમ નહિ કરતાં ખોટી આશા-તૃષ્ણામાં તણાયા જ કરે છે. તેનું પરિણામ એ આવે છે કે આપણડાઈ હાંકતાં મિથ્યાભિમાનનો મહાપ્રવાહ તેમના ઉપર ફરી વળે છે તેથી શ્રેયવૃક્ષના સુકૃત્યરૂપી મૂળિયાં ખુલ્લાં-ઊઘાડાં થઇ જાય છે. અરે! પોતે જ પોતાની મેળે પોતાની મૂર્ખાઇથી અભિમાનના ભારે આવેશમાં આવી પ્રથમ વાવેલાં સુકૃતવૃક્ષનાં પુન્ય-પવિત્ર-મજબૂત મૂળો ઉખેડી નાંખે છે પછી એ સુકૃતવૃક્ષથી થવાનાં-મેળવવાનાં સ્વર્ગ મોક્ષાદિક ઉત્તમ ફળ શી રીતે મળી શકે? ફલિતાર્થ એ છે કે સુજ્ઞ જનોએ સ્વકૃત્યોની પણ સ્વમુખે શ્લાઘા કરવી નહિ તેમ જ કરાવવી નહિ. તેમ છતાં અન્ય જનો સ્વતઃ (તથાપ્રકારની આપણી ઇચ્છા કે પ્રેરણા વગર જ) આપણાં સુકૃત્યોથી પ્રસન્ન થઇ-આપણા ગુણથી પ્રમુદિત થઇને પ્રશંસા કરે તો તેથી આપણને કશી હાનિ પહોંચતી નથી એમ શાસ્ત્રકાર જણાવે છે. ૨.

આ ઠેકાણે ગુણનો અને રજ્જુનો મુકાબલો કર્યો છે. ઉપર ચઢવા ઇચ્છનાર ગમે તે સજ્જન રજ્જુની પેઠે પર-ગુણનું આલંબન ગ્રહે તે ઉચિત જ છે. તે આલંબનવડે ગુણ-ગ્રાહી સજ્જન સુખપૂર્વક ઊંચે ચઢી પણ શકે છે, પરંતુ ભારે આશ્ચર્યની વાત તો એ છે કે જો તે જ ગુણ-રજ્જુનું સ્વ-શ્લાઘારૂપે પોતે જ અવલંબન કરે-કરવા જાય તો તે ઊંચે ચડવાને બદલે નીચે પટકાય છે, લઘુતા પામે છે, સ્વાર્થભ્રષ્ટ થાય છે અને ફરી પાછા ઉપર ચડવા જેટલી શક્તિ પણ ખોઇ બેસે છે. તેમ છતાં કવચિત્ કર્મદોષથી અભિમાનમાં આવી જઇ આપણડાઇ કરવા દોરાઇ જવાય તો તેવે સમયે આત્માર્થી જીવે શું કરવું તે ગ્રંથકાર દર્શાવે છે. ૩.

આપણા મનમાં મદ-અહંકાર આવી જાય અને તેથી પ્રકૃતિ બગડી જાય-સંતપ્ત થઇ જાય, ચિત્તમાં કલેશ થવા પામે, મન માજામાં ન રહે અને ઉન્મત્તપ્રાય બની જાય તેવે વખતે આદર્શરૂપ પૂર્વ મહાપુરુષોનાં કે વર્તમાન મહાપુરુષોનાં ઉત્તમ ચરિત્રો તરફ દૃષ્ટિ વાળવી, તેમની ઉત્તમતા-નિર્મદતા-નિરભિમાનતા-નમ્રતા-સાદાઇ અને સરલતાદિકનો ખ્યાલ કરવો અને આપણે પણ એવા ઉત્તમ કેમ થઇ શકીએ તેવી રૂડી ભાવના ભાવવી. એમ કરવાથી આપણી ગંભીર ભૂલ આપણને નજરે પડશે, ગુણનો મહાન્ પટંતર રહેલો સમજાશે અને આપણી મૂર્ખાઇ ઉપર આપણને જ હસવું આવશે અથવા તેને માટે આપણને ભારે ખેદ-પશ્ચાત્તાપ થશે અને ફરી તેવી મૂર્ખાઇ નહિ કરવા મન લલચાશે. આ રીતે શુભ પ્રયત્ન કરવાથી અંતે રૂડું પરિણામ આવશે. હવે આવી તુચ્છ વસ્તુની ખાતર મદ કે અહંકાર જ શા માટે કરવો જોઇએ ? અરે ! જ્ઞાની-વિવેકી જનોનું એ કામ જ નથી એમ શાસ્ત્રકાર સમજાવે છે. ૪.

સડણ, પડણ અને વિધ્વંસન સ્વભાવવાળું શરીર, તેના ઉપર કરેલા જાતજાતના રંગ જેવું દેખાતું દેખાવડું રૂપ, તેમાં કંઈક તરી આવતી લાલપરૂપ લવણિમા-લાવણ્ય, તેમજ ગામ-ગરાસ, બાગ-બગીચા પ્રમુખ વૈભવનાં સાધન અને એ ઉપરાંત અનેરાં લક્ષ્મી પ્રમુખ સુખસાધનો ગમે તેવાં અને ગમે તેટલા હોય તો પણ તે બધાં અનિત્ય-ક્ષણવિનાશી, અસાર-પરિણામે ખેદ ઉપજાવનારાં અને અંતે અવશ્ય છેહ દઇ ચાલ્યા જનારાં હોવાથી ચિદાનંદઘન-આત્માને તે તે પૌદ્‌ગલિક વસ્તુઓ કર્મયોગે પામીને તેનો ગર્વ કરવો કેમ ઘટે ? ન જ ઘટે. અરે ! તત્ત્વજ્ઞાની મહાત્માઓ તો સ્વગુણનો

પણ ગર્વ કરતા નથી તો પછી અસાર વસ્તુનો તો ગર્વ કરે જ કેમ ? એમ શાસ્ત્રકાર દર્શાવે છે. ૫

તત્ત્વવેત્તા મહામુનીશ્વરો સારી રીતે સમજે છે કે નિર્મળ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિક શુદ્ધ આત્મિક ગુણો પણ પ્રત્યેક આત્માને સહભાવી જ હોય છે. કેટલાકને તો પુરુષાર્થ-યોગે પ્રગટ થયેલા હોય છે ત્યારે બીજાઓને તે જ ગુણો તિરોભૂત–અપ્રગટ હોય છે. સત્તાગતે તો સહુને સમાન જ હોય છે. જે ગુણો પ્રથમ અપ્રગટ સતા સહુને સમાન હતા તે ગુણો જ આપણા પુરુષાર્થથી પ્રગટ થતા હોય અથવા થયા હોય તો તેમાં ગર્વ શા માટે કરવો ? અને જ્યારે શુદ્ધ–નિષ્કલંક સ્વગુણોનો પણ ગર્વ કરવો અયુક્ત છે તો પછી તુચ્છ અને ક્ષણવારમાં દૃષ્ટનષ્ટ થઇ જનારા પરપૌદ્‌ગલિક પદાર્થોનો તો ગર્વ કરવો ઘટે જ કેમ ? આમ છતાં જે કોઇ મુગ્ધતાથી તેનો ગર્વ કરે છે તે પરિણામે હાનિને જ પામે છે એમ શાસ્ત્રકાર સમજાવે છે. ૬.

અત્ર સાધુને સમુદ્રની સાથે સરખાવી ઉપદેશ આપ્યો છે અથવા અન્યોક્તિવડે સાધુને જ સમજ આપી છે. જેમ સમુદ્ર પ્રચંડ પવનની પ્રેરણાથી ક્ષોભ પામી, તોફાન મચાવી બહુ ઉલ્કાપાત મચાવે છે તેમ હે સાધુ ! જો તું સમુદ્ર એટલે મુદ્રાયુક્ત–સાધુવેશ ગ્રહણ કરી સાધુવ્રતને ધારણ કર્યા છતાં આત્મ ઉત્કર્ષ (આપબડાઇ–આત્મશ્લાઘા) અને પરાપકર્ષ (પરનિંદા–પરની અપભ્રાજના) કરવારૂપ પ્રચંડ મદ–માયાના આવેશમાં આવી તારા પવિત્ર વ્રતનિયમ પાળવારૂપ ચારિત્ર પ્રાણને ડોળી નાંખીશ તો પરિણામે તારા સઘળા સદ્‌ગુણોનો

વ્યર્થ વિનાશ થઇ જશે, જેથી તું તારી સ્વાભાવિક પ્રતિષ્ઠા ગુમાવી લોકમાં પણ હાંસીપાત્ર ઠરશે અને પરભવમાં પણ શ્રેષ્ઠ સંબલ વગર ભારે વ્યથા પામીશ. આટલી વાત લક્ષમાં રાખી મિથ્યાભિમાનને વશ થઇ આપબડાઇ મારવાની અને પારકી બદબોઇ કરવાની પડેલી કુટેવને તજી દેશે અને સમતા રસમાં ઝીલી શુદ્ધ ચારિત્ર પાળશે તો તું અવશ્ય સુખી થઇશ. સાધુને ઉદ્દેશીને શાસ્ત્રકારે કહેલી આ વાત સહુ કોઇને લાગુ પડી શકે છે, મતલબ કે સહુ કોઇ આત્માર્થી જનોએ આત્મશ્લાઘા કહો કે આપબડાઇ કરવાની તેમ જ પારકી નિંદા કરવાની ટેવ કહો તે તજી દઇ સ્વભાવરમણી થવામાં જ સાર છે, એમ ચોક્કસ સમજીને ગમે તેવા સંયોગોમાં પણ સંભાળથી સ્વઅધિકાર મુજબ શુદ્ધ ચારિત્ર પાળવાની જરૂર છે. હવે આત્મશ્લાઘા તજી શુદ્ધ ચારિત્રનું સાવધાનપણે પાલન કરનારા યોગીજનો કેવું આદર્શ જીવન વહે છે તે શાસ્ત્રકાર બતાવે છે ૭.

જેમને પરપૌદ્ગલિક વસ્તુની કશી પરવા જ નથી, જેમને મન રાજા અને રંક સમાન છે, કાચ અને મણિ સરખા છે, કનક અને પથ્થર તુલ્ય છે, તેમજ જેઓ અનંત અને અગાધ જ્ઞાનમાત્રમાં જ વિશ્રાન્તિને પામેલા છે એવા મહાનુભાવ યોગીશ્વરોને સ્વપ્નમાં પણ સ્વાત્મશ્લાઘા અને પરનિંદાદિક કરવાના અનિષ્ટ પરિણામ સંભવે જ કેમ ? જગતની જંજાળથી ન્યારા રહી સાવધાનપણે સંયમધુરાને ધારણ કરનારા જે વીરલ યોગીશ્વરો જૈન શાસનને દીપાવે છે તેમનું શ્રી ચિદાનંદજી મહારાજ નીચેના પદ્યમાં ગુણગાન કરે છે. એ ચિતાર સહૃદય જનોને ખરેખર હૃદયવેધક લાગે છે.

અવધુ નિરપક્ષ વિરલા કોઈ, દેખ્યા જગ સહુ જોઈ. અવધુ૦
એ આંકણી.

સમરસ ભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ ન હોઇ;
અવિનાશીકે ઘરકી બાતાં, જાનેંગે નર સોઇ. અવધુ૦ ૧

રાવ[1] રંકમેં ભેદ ન જાને, કનક ઉપળ[2] સમ[3] લેખે;
નારી નાગણીનો નહીં પરિચય, તો શિવમંદિર દેખે. અવધુ૦ ૨

નિંદા સ્તુતિ શ્રવણ સુણીને, હર્ષ શોક નવિ આણે;
તે જગમાં જોગીસર પૂરા, નિત્ય ચડતે ગુણઠાણે. અવધુ૦ ૩

ચંદ્ર સમાન સૌમ્યતા જાકી, સાયર જેમ ગંભીરા;
અપ્રમત્ત ભારંડ પરે નિત્ય, સુરગિરિ[4] સમ શુચિ ધીરા. અવધુ૦ ૪

પંકજ નામ ધરાય પંકશું, રહત કમળ જિમ ન્યારા;
ચિદાનંદ ઇશ્યા જન ઉત્તમ, સો સાહેબકા[5] પ્યારા. અવધુ૦ ૫

ખરેખર આવા જ મુમુક્ષુ પુરુષો સ્વાત્મહિત સાધી શકે છે તેમજ અન્ય આત્માર્થી ભવ્ય જનોને પણ આલંબનરૂપ થઇ શકે છે. કલિકાળના માહાત્મ્યથી કંટકબહુલ શાસનમાં આવા મહાન્ પુરુષો જ આધારરૂપ હોવાથી અનુસરવા યોગ્ય છે, **સ્વાત્મનિષ્ઠ સાધુપુરુષો પવિત્ર તીર્થરૂપ છે,** એવી ઊંડી **સમજ** અને **શ્રદ્ધા** સહિત જે ભાવિત આત્માઓ જંગમ તીર્થરૂપ પવિત્ર આશયવાળા સાધુપુરુષોનો આશ્રય ગવેષે છે તેઓ તેમના ઉત્તમ આલંબનવડે ઉપાધિજન્ય અશાન્તિને દૂર કરી પારમાર્થિક શાન્તિને મેળવી શકે છે. જેમનું એક પણ વચન ભવ્ય જીવોને અતુલ શાન્તિ પ્રગટાવે છે તેમના પવિત્ર

---

૧. રાજા ૨ પથ્થર. ૩ સમાન. ૪ મેરુપર્વત. ૫ પરમેશ્વરના.

સમાગમમાં આવી-રહી, અહોનિશ ઉપદેશામૃતનું પાન કરી જે ભવ્યાત્માઓ પોતાના અનાદિ વિષયકષાયાદિક તાપને ઉપશમાવી સમતારસમાં ઝીલ્યા કરે છે તેમના ભાગ્યનું તો કહેવું જ શું ? પોતાના પવિત્ર વર્તનથી પરમાત્માની જ પ્રસન્નતાને મેળવવા મથતા મહાશયો સ્વાત્મશ્લાઘાને પસંદ કરે ? કદાપિ ન કરે. રાજહંસની ગતિ ન્યારી જ હોય છે અને કલ્યાણકારી પણ એ જ છે. ૮

[ જૈ. ધ. પ્ર. પુ. ૨૯, પૃ. ૨૯૩ ]



# ( ૧૯ ) तत्त्वदृष्टि अष्टक

**વિવેચન**—આત્મશ્લાઘાથી દૂર રહી જે નમ્રભાવે જ્ઞાન-જ્ઞાનીની ભક્તિ-આરાધના કરે છે તે બાહ્યદૃષ્ટિપણાના વિકારથી વિરમીને તત્ત્વદૃષ્ટિપણાના પરિણામને પામે છે, તેથી શાસ્ત્રકાર એ ઉભયના ગુણદોષ દાખવીને તત્ત્વજ્ઞાતા તરફ જીવને વલણ કરવા અત્ર ઉપદિશે છે.

આ અષ્ટકનો અર્થ લેખક મહાત્માએ વિસ્તારથી લખેલ હોવાથી વિશેષ વિવેચન લખવા જેવું નથી તો પણ સંક્ષેપમાં કાંઇક લખ્યું છે.

બાહ્યદૃષ્ટિ ને તત્ત્વદૃષ્ટિ જીવોનો મોટો તફાવત જ એ જ છે કે-એક પૌદ્ગલિક સુખમાં-તેના લાભને માટે દોડાદોડ કરે છે ત્યારે બીજો આત્મિક સુખ માટે પ્રયત્ન કરે છે. તેને તે જ ગમે છે, રુચે છે, પસંદ આવે છે, કર્ત્તવ્યતા જ તેમાં ભાસે છે; બીજા બધાં ફાંફાં લાગે છે. ૧

બાહ્યદૃષ્ટિરૂપ ભ્રમની વાડીમાં પુદ્ગળાનંદી જીવો જ આરામ લે છે. તત્ત્વદૃષ્ટિ જીવ તો તેનાથી દૂર નાસે છે. તેની છાયા પણ તેને ગમતી નથી. તેની છાયામાં રહેવાથી જીવને અસર થયા સિવાય રહેતી નથી, કારણ કે આ જીવ અનાદિકાળથી પૌદ્ગલિક સુખનો રસીયો છે એટલે તેનો વધારે પરિચય થતાં પૂર્વનો ભાવ સ્ફુરે છે, જેથી તેમાં આસક્ત થઈ જવાય છે. તત્ત્વદૃષ્ટિ જીવ તેનાથી દૂર જ રહે છે. ૨

બાહ્યદૃષ્ટિ જીવને જે જે વસ્તુ જોતાં મોહ થાય છે, પ્રેમ ઉપજે છે અને જેના સદ્ભાવથી આનંદિત થાય છે તે તે વસ્તુ જોતાં તત્ત્વદૃષ્ટિ જીવને વૈરાગ્ય આવે છે, અભાવ ઉપજે છે અને તેના લાભને તે ઇચ્છતા નથી; એટલું જ નહીં પણ પ્રાપ્ત થયેલ હોય તે પણ તજી દે છે. તત્ત્વદૃષ્ટિ પ્રાપ્ત થયા પછી ચક્રવર્તીની ઋદ્ધિ તજી દેવી તે તેના મનમાં કાંઇ મુશ્કેલ લાગતી નથી, સહજમાં તેને તજી દે છે. કારણવશાત્ કદી તે છોડતાં વિલંબ કરે છે ત્યારે પણ તે સાકરની માખીની જેમ તેમાં ચોંટ્યા સિવાય–આસક્ત થયા સિવાય તેનો સ્વાદ લે છે. તેટલા માટે જ સંસારમાં દુઃખી છતાં આસક્ત જીવોને લીટની માખીની ઉપમા આપી છે અને સુખી હોવાથી તેમાં લીન થઈ જનારને મધનો સ્વાદ લેતાં તેમાં ચોંટી જનારી માખીની ઉપમા આપી છે. તત્ત્વદૃષ્ટિ જીવો જ સુખી છતાં તેમાં આસક્ત ન હોવાથી સાકર પર બેઠેલી માખીની ઉપમાને યોગ્ય છે. ૩.

બાહ્યદૃષ્ટિ જીવો સ્ત્રીના રૂપલાવણ્યમાં મોહ પામી તેને સુધારસથી ભરેલી માને છે અને તેના અંગોપાંગને ચંદ્રની, સુવર્ણકળશની, ગજગતિની, મૃગના નેત્રની ઈત્યાદિ અનેક

ઉપમાઓ આપી વધારે વધારે આસક્ત થતા જાય છે. તેજ સ્ત્રીને તત્ત્વદૃષ્ટિ જીવો વિષ્ટા, મૂત્ર, હાડ, માંસ, રુધિર, ત્વચા વિગેરે દુર્ગંધથી વ્યાપ્ત સાત ધાતુથી બનેલી–તેનાથી ભરેલી–તદ્રૂપ માને છે. તેને તેમાં કોઇ પણ વિભાગ સુંદર કે પ્રશંસનીય લાગતો જ નથી. તેના રૂપલાવણ્યમાં આસક્ત થઇ ગયેલા જીવોને તે ઘેલા બની ગયેલા અથવા મોહમદિરાનું પાન કરવાથી ઉન્મત્ત થઈ ગયેલા માને છે. ૪.

બાહ્યદૃષ્ટિ જીવો સુંદર સ્ત્રીને લાવણ્યવાળી અને અનેક પ્રકારે પ્રેમ કરવા લાયક માને છે ત્યારે તત્ત્વદૃષ્ટિ જીવો તેવી સ્ત્રીના દેહને કાગડા, કૂતરા વિગેરે તુચ્છ પશુપક્ષીનું ભક્ષ છે એમ માને છે અને તેમાં કિંચિત્ પણ આસક્ત થતા નથી. સ્ત્રીનો કે પુરુષનો સુંદર દેખાતો દેહ પરિણામે વિનશ્વર છે, વ્યાધિનું સ્થાન છે, વ્યાધિથી ભરેલો છે, તેને વિરૂપ થતાં વાર ન લાગે એવો છે અને જ્યારે તેમાંથી હંસ ( જીવ ) ઊડી જાય છે ત્યારે જો તરતમાં અગ્નિસંસ્કાર કરવામાં ન આવે તો અનેક પ્રકારનાં જંતુઓ તેમાં ઉત્પન્ન થાય છે, તે ગંધાઇ ઊઠે છે. પછી કાગડા, કૂતરા વિગેરે તુચ્છ અને હલકા પશુપક્ષી જ તેને ગ્રહણ કરે છે, ઉત્તમ ગણાતાં પશુ–પક્ષીઓ પણ તેને ગ્રહણ કરતા નથી, તેનાથી દૂર નાસે છે. એવા અશુચિમય દેહમાં તત્ત્વદૃષ્ટિ જીવ આસક્ત કેમ થાય ? અર્થાત્ ન જ થાય. ૫.

બાહ્યદૃષ્ટિ જીવો રાજાના મહેલ પાસે હાથી, ઘોડા વિગેરે જોઇ આનંદ પામે છે, તેને સુખી માને છે અને પોતે તેવી સંપત્તિ ઇચ્છે છે; પરંતુ તત્ત્વદૃષ્ટિ જીવ તો વનમાં સંખ્યાબંધ હાથી, ઘોડા હોય છે એમ જાણી રાજાના મહેલને વન સમાન

જ લેખે છે—તેને રાજમહેલમાં વન કરતાં કાંઇ વિશેષપણું લાગતું જ નથી. મહેલમાં તો થોડા ઘણા હાથી હોય છે અને વનમાં તો સંખ્યાબંધ હોય છે એટલે વન અને મહેલમાં તેને ફેર જ જણાતો નથી. ૬.

બાહ્યદૃષ્ટિ જીવો ત્યાગી, બાવા, સંન્યાસી, જોગી, જતિ કે સાધુ મુનિરાજમાં ઉપરનો વેષ અથવા ભસ્મ ચોળવી કે કેશનો લોચ કરવો ઇત્યાદિ બાહ્ય ક્રિયાઓ જોઈને તેને ત્યાગી વૈરાગી માની બેસે છે પણ તત્ત્વદૃષ્ટિ જીવો તેમ માનતા નથી. તે તો તેનું અંતઃકરણ જુએ છે. તેમાં ત્યાગવૃત્તિનો ભાસ થાય, સંસાર પર ઉદાસીનતા છે એમ જણાય, વિષયકષાયની મંદતા લાગે તો જ તેને ત્યાગી વૈરાગી માને છે. તેની ખરી કસોટી કરી જુએ છે. કસોટી કરવાની તેનામાં શક્તિ હોય છે તેથી તે પરીક્ષા કરી શકે છે. બાહ્યદૃષ્ટિ જીવો મુગ્ધ હોય છે તેથી તે પરીક્ષા કરી શકતા નથી અને ઉપરના દેખાવથી મૂંઝાય છે. ૭

તત્ત્વદૃષ્ટિ જીવો જગતનો ઉપકાર કરવા માટે જ જન્મ્યા હોય એમ જણાય છે. તેઓ જિંદગી પર્યંત પરોપકાર જ કરે છે અને તે પરોપકાર પણ સાંસારિક લાભ આપે તેવો કરતા નથી; પરંતુ આત્મિક લાભ આપે તેવો પરમ શ્રેષ્ઠ ઉપકાર કરે છે અને તે પરોપકારવડે જ સ્વોપકાર કરીને પોતાના આત્માનો પણ આ દુઃખરૂપ સંસારમાંથી ઉદ્ધાર કરે છે. ધન્ય છે એવા ઉપકારી તત્ત્વદૃષ્ટિ મહાત્માઓને! તેમના જન્મવડે જ આ વસુંધરા બહુરત્ના કહેવાય છે. ૮. કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૩૮ ]



# ( ૨૦ ) सर्वसमृद्धि अष्टकम्

**વિવેચન**—જ્ઞાન-જ્ઞાની પ્રત્યે હૃદયપ્રેમ-બહુમાન સાચવી જે કીટ-ભ્રમરીના ન્યાયે જ્ઞાન-જ્ઞાનીના અનુગ્રહને પામી શકે છે તે મહાનુભાવો નિજ ઘટમાં જ સઘળી ઋદ્ધિસિદ્ધિને સહેજે પ્રગટાવી શકે છે. તેથી અત્ર પ્રસંગાગત સર્વસમૃદ્ધિ-અષ્ટક શાસ્ત્રકાર વખાણે છે.—

જે મહાપુરુષને બાહ્યદષ્ટિનો પ્રચાર બંધ થયો છે-રોકાઇ ગયો છે અર્થાત્ જગત્‌ના બાહ્ય પદાર્થ માત્રને જેણે પર જાણ્યા છે, બાહ્ય ઋદ્ધિને જે પૌદ્‌ગળિક પિંડ જાણે છે, તેની જેને કિંચિત્ પણ ઇચ્છા વર્તતા નથી, આત્માના ગુણ અથવા આત્મિક ઋદ્ધિને જે વાસ્તવિક ઋદ્ધિ જાણે છે તેના જ જે ખપી છે, તે મેળવવાને માટે જ જેનો અવિચ્છિન્ન પ્રયાસ છે તેવા મહાત્માઓને-મુનિમહારાજાઓને જગતમાં ઉત્તમ કહેવાતી, શ્રેષ્ઠ ગણાતી, વખણાતી તમામ પ્રકારની ઋદ્ધિઓ પોતાના આત્મામાં જ છે એમ પ્રગટ ભાસ થાય છે. ૧

આ જગતમાં ઇંદ્રની, ચક્રવર્ત્તીની, નાગેંદ્રની, શંકર, વિષ્ણુ અને બ્રહ્માની તેમ જ પ્રાંતે તીર્થંકર ભગવંતની ઋદ્ધિ શ્રેષ્ઠ ગણાય છે. તેમાં તીર્થંકર સિવાય બીજાઓની જે બાહ્યઋદ્ધિ કહેવાય છે તે બધી તેના હૃદયમાં તુચ્છ લાગે છે; પરંતુ તેની ઉપમાને યોગ્ય એવી આંતરિક ઋદ્ધિઓ તેની પાસે હોય છે જેથી તે પોતાને સર્વ કરતાં શ્રેષ્ઠ માની શકે છે. તીર્થંકરની પદવી પણ તેવા સિદ્ધ યોગીને કાંઇ મુશ્કેલ લાગતી નથી. એ સર્વની ઋદ્ધિઓ સાથે હવે આત્મિક ઋદ્ધિઓ ઘટાવે છે—

મહાત્માઓ ઈંદ્રનું નંદનવન, વજ્ર, ઈંદ્રાણીઓ અને વિમાનાદિકને તુચ્છ તેમ જ અલ્પકાલીન અને વિનશ્વર સમજી, પોતે ઈંદ્રની જેમ સમાધિરૂપી નંદનવનમાં, ધૈર્યરૂપી વજ્રને ધારણ કરીને, સમતારૂપી ઈંદ્રાણી સાથે આનંદ કરે છે. તેનું મહાવિમાન જ્ઞાન છે કે જેમાં તે નિરંતર વાસ કરે છે. જુઓ આમાં ખરી ઋદ્ધિ કોની છે? સુજ્ઞો! વિચારી જોજો. ૨

ચક્રવર્ત્તી જ્યારે ઉત્તર બાજુના ત્રણ ખંડ સાધવા માટે વૈતાઢ્ય પર્વતની ગુફામાંથી નીકળીને જાય છે ત્યારે ત્યાં રહેલા મ્લેચ્છ રાજાઓ પોતાને આધીન મેઘકુમારાદિ દેવોની સહાયથી જબરજસ્ત મેઘવૃષ્ટિ કરે છે. તે મેઘધારા સહન તો શેની થાય પણ ચક્રવર્ત્તીનું આખું સૈન્ય તેના જળપ્રવાહમાં તણાઈ જાય. તે વખતે ચક્રવર્ત્તી પોતાને પ્રાપ્ત થયેલ ચૌદ રત્નો પૈકીના ચર્મરત્ન અને છત્રરત્નને પોતાના હસ્ત–સ્પર્શથી વિસ્તારે છે એટલે તે બાર બાર યોજનના થઈ જાય છે. પછી ચર્મરત્ન ઉપર બધા લશ્કરને ચઢાવી છત્રરત્ન ઉપરથી ઢાંકી દે છે, જેથી અંદર જળનું બિંદુ પણ પ્રવેશ કરી શકતું નથી અને અંદર મણિરત્નથી સર્વત્ર પ્રકાશ રહે છે. ધાન્યની નિષ્પત્તિ પણ તાત્કાલિક થાય છે. આ પ્રમાણે રત્નાદિકની સહાયથી તેનું ચક્રવર્ત્તીત્વ નભે છે. આ સંસારમાં ચક્રવર્ત્તી તુલ્ય મોહરાજા છે. તે પોતાના મિથ્યાત્વ, વિષય, કષાયાદિ સેનાનીઓવડે આ જગતના સર્વ જીવોને અનેક પ્રકારની વિડંબનાઓ કરે છે. તેની વિડંબનાઓ કે જે મ્લેચ્છ રાજાઓની મેઘવૃષ્ટિની ઉપમાને સ્થાને છે તેના નિવારણ માટે મહાત્માઓ ક્રિયા ને જ્ઞાનરૂપ ચર્મરત્ન ને છત્રરત્નનો ઉપયોગ કરે છે અર્થાત્ જ્ઞાનક્રિયાવડે તે

મિથ્યાત્વાદિકની વિડંબનાઓનો વિનાશ કરે છે અને તે મિથ્યાત્વાદિકને પણ પરાસ્ત કરે છે. આવી ઉત્કૃષ્ટ ઋદ્ધિવાળા હોવાથી ખરા ચક્રવર્ત્તી તો એ મહાત્માઓ જ છે. ૩

'નાગરાજના તાળામાં નવ અમૃતના કુંડો છે અને તે આ પૃથ્વીને ધારણ કરી રહેલ છે,' એમ અન્ય દર્શનીના શાસ્ત્રમાં કહેલ છે. તે સુધાકુંડો અને પૃથ્વીને ધારણ કરવાપણું મુનિરાજની ઋદ્ધિ પાસે લેખામાં નથી; કારણ કે મહાત્માઓ તો નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ નવ સુધાકુંડના માલેક છે–સ્વામી છે, કે જે કુંડમાં રહેલી સુધા પ્રાણીને ખરેખર અમર કરી શકે છે. વળી તે મહાત્માઓ શુદ્ધ બ્રહ્મચર્યના પાળનારાં છે અને ક્ષમા એટલે પૃથ્વી એ શબ્દાર્થના સંબંધમાં ખરેખરી ક્ષમા કે જે ક્રોધને નિર્મૂળ કરનારી છે તેને મુનિમહારાજા ધારણ કરે છે. મુનિ ક્ષમાવાન જ હોય છે, મુનિનું ભૂષણ ક્ષમા છે, મુનિ ક્ષમાવડે જ ઓળખાય છે અને તેથી જ તે ક્ષમાશ્રમણ કહેવાય છે. આવી રીતે બ્રહ્મચર્યરૂપ સુધાકુંડના સ્વામી અને ક્ષમાને ધારણ કરનારા મુનિ જ ખરા નાગેંદ્ર છે. અન્ય નાગેંદ્ર તેની પાસે કાંઇ લેખામાં પણ ગણી શકાય તેમ નથી. ૪.

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ અન્ય દર્શનીના મુખ્ય ત્રણ દેવો છે. તેમને અન્ય મતના શાસ્ત્રો એકરૂપ પણ કહે છે. તેમની ઋદ્ધિનું વર્ણન તેમના શાસ્ત્રોમાં જે આપેલું છે તે બતાવીને તેની સાથે મહાત્માઓની અમૂલ્ય ઋદ્ધિને સરખાવે છે.

એ ત્રિપુટી પૈકી શંકર કૈલાસમાં વસે છે, તેનું વાહન વૃષભ છે અને તેને ગંગા ને ગૌરી ( પાર્વતી ) નામની બે સ્ત્રીઓ છે. આટલી ઋદ્ધિવડે તે ઋદ્ધિમાન ગણાય છે. મહાત્માઓ આ

ઋદ્ધિને તુચ્છ ગણે છે. તેઓ તો અધ્યાત્મરૂપ કૈલાસ ઉપર બિરાજે છે, વિવેકરૂપ વૃષભનું તેમને વાહન છે અને વિરતિ ને જ્ઞપ્તિ ( ચારિત્ર ને જ્ઞાન ) તદ્રૂપ તેમને બે સ્ત્રીઓ છે કે જે તેમની સાથે સદૈવ અવિચ્છિન્ન રહે છે. પેલી ગંગા ને ગૌરી તો પરલોકની સાથી થાય તેમ નથી પણ આ વિરતિ ને જ્ઞપ્તિ તો આત્માના ગુણરૂપ હોવાથી સતત પરલોકમાં પણ સાથે જ રહે છે અને આત્માને અવિનાશી સુખ પ્રાપ્ત કરી આપે છે. આવી ઋદ્ધિવાળા હોવાથી ખરા શંકર તો મુનિમહારાજા જ છે. ૫.

હરિ એટલે વિષ્ણુ, તેના બે નેત્ર સૂર્ય ને ચંદ્ર કહેવાય છે. વળી હરિ નરકાસુરનો નાશ કરનાર કહેવાય છે અને તે સમુદ્રમાં શયન કરે છે એમ તેમના શાસ્ત્રોમાં કહેલું છે. મુનિરાજ આ હકીકતને નિઃસાર માને છે; તેમ જ અતિશયોક્તિરૂપ માને છે. તે સાથે તેઓ પોતે જ ખરા વિષ્ણુરૂપ છે એમ બતાવી આપે છે, કારણ કે ચંદ્ર સૂર્ય નેત્ર તરીકે હોય એ અઘટમાન છે. તેને સ્થાને મહાત્માઓને તો જ્ઞાન ને દર્શનરૂપ બે અતિ નિર્મળ નેત્રો છે અને તેઓ નરકગતિનો સર્વથા ઉચ્છેદ કરનારા હોવાથી ખરા નરકચ્છિદ્ તે જ છે. તેના ભક્તો પણ એ દુર્ગતિના ભાજન થતા નથી. તે મહાત્માઓ સમાધિરૂપ જે અવિનશ્વર સુખ તેનાથી ભરપૂર સમુદ્રમાં અર્થાત્ સુખસમુદ્રમાં શયન કરે છે, નિરંતર આત્મિક સુખનો જ અનુભવ કરે છે અને તેમાં જ નિમગ્ન રહે છે. આ પ્રમાણે હોવાથી ખરા વિષ્ણુ–વિષ્ણુની વાસ્તવિક સમૃદ્ધિવાળા મુનિમહારાજા જ છે. ૬.

બ્રહ્મા આ સૃષ્ટિના રચનારા છે એમ અન્યમતિના શાસ્ત્રોમાં કહેલું છે. તેમને સૃષ્ટિ રચવામાં બાહ્ય વસ્તુઓની અપેક્ષા

રહેલી છે. બાહ્ય પદાર્થો સિવાય તે પૃથ્વી રચી શકતા નથી. જો કે એ વાત જ અસંભાવ્ય છે કારણ કે આ સૃષ્ટિ તો અનાદિ છે, સ્વતઃ સિદ્ધ છે, તેનો કર્ત્તા કોઈ છે નહીં અને હોઈ શકે પણ નહીં; પરંતુ એ પ્રકારની લોકોક્તિને જણાવીને શાસ્ત્રકાર કહે છે કે–ખરા બ્રહ્મા તો મુનિમહારાજાઓ છે કે જે અંતર્ગુણ સૃષ્ટિને રચે છે, જેમાં કિંચિત્ પણ બાહ્ય પદાર્થોની અપેક્ષા હોતી નથી. આ પ્રમાણે હોવાથી મહાત્માઓ બ્રહ્મા કરતાં પણ અધિક છે અથવા તો ખરેખરા બ્રહ્મા તે જ છે કે જે આત્મિક ગુણોનો આવિર્ભાવ કરે છે અને તેનાવડે સર્વોત્કૃષ્ટ સિદ્ધપણાની પદવી પ્રાપ્ત કરે છે. ૭.

પ્રાંતે કહે છે કે રત્નત્રયીથી પવિત્ર એવી તીર્થંકરની પદવી પણ જેમણે યોગોને સિદ્ધ કર્યા છે એવા મહાત્માઓને મેળવવી દુર્લભ નથી. તેઓ મેળવવા ઇચ્છે તો તીર્થંકરની પદવી પણ મેળવી શકે છે, પરંતુ તેઓ તેના ઇચ્છક નથી. તેઓ તો આત્મિક ઋદ્ધિ પ્રગટ કરવાના ઇચ્છક છે, કારણ કે આત્મિક ઋદ્ધિ તો તેમની અને તીર્થંકર ભગવંતની સમાન છે, બાહ્ય ઋદ્ધિમાં જ તફાવત છે. એટલે તેની તેમને અપેક્ષા–ઇચ્છા હોતી નથી. અનિચ્છકપણે પણ કેટલાક મહાત્માઓને તે ઋદ્ધિ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે મહાત્માઓ સર્વસમૃદ્ધિ સંપન્ન હોય છે, તેથી ઉત્તમ પુરુષોએ બાહ્ય ઋદ્ધિની અપેક્ષા ન કરતાં આ અષ્ટકમાં બતાવેલી ભાવ સમૃદ્ધિ–આત્મિક ઋદ્ધિ મેળવવાની જ ઇચ્છા કરવી અને તેને માટે જ અહર્નિશ પ્રયત્ન કરવો. ૮.

કુંવરજી [ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૭૦ ]

# ( ૨૧ ) कर्मविपाकचिन्तनाष्टकम्

**વિવેચન**—જે નિર્મળ જ્ઞાન જ્ઞાનીના અનુગ્રહથી તત્ત્વદૃષ્ટિ-યોગે નિજ ઘટમાં જ સકળ સમૃદ્ધિને જોઇ-અનુભવી પ્રગટ કરી શકે છે તે મહાશયો જ શુભાશુભ કર્મનું સ્વરૂપ સમજી સર્વત્ર સમભાવે રહે છે પણ તેમાં મુગ્ધ જનોની માફક મૂંઝાતા નથી. તે કર્મની વિચિત્રતા શાસ્ત્રકાર હવે બતાવે છેઃ—

આ જગત બધું કર્મવિપાકને વશ છે એમાં તો અંશ માત્ર શંકા રાખવા જેવું નથી, કારણ કે એ વાત અનુભવથી સર્વને સિદ્ધ છે, પરંતુ એમ જાણવાના ફળ તરીકે પ્રથમ શ્લોકના પૂર્વાર્ધમાં કહે છે કે-' મુનિજનો દુઃખને પામીને દિન થતા નથી અને સુખને પામીને વિસ્મિત થતા નથી.' આ વાત અત્યંત મુશ્કેલ છે. ઘણી વાતો કહેવી સહેલી હોય છે પણ તે પ્રમાણેનું વર્તન અતિ મુશ્કેલ હોય છે. દુઃખ ગમે તેવું-નાનું કે મોટું-સહ્ય કે અસહ્ય-કાયિક કે માનસિક જે પ્રાપ્ત થાય તેને દીન થયા વિના-દીનતા બતાવ્યા વિના સહન કરવું એ જેવી તેવી વાત નથી. તેમ જ સુખને પામીને તેનો અનુભવ કરતાં આનંદ ન થવો, હર્ષ ન આવવો, હૃદય વિકસ્વર ન થવું, એ પણ બહુ મુશ્કેલ હકીકત છે. જે પ્રાણીને કર્મવિપાકના સંબંધમાં અચળ દૃઢતા થઇ ગઇ હોય તે જ તેવી બંને સ્થિતિમાં સમાન ભાવે રહી શકે છે. ૧.

એવા ચક્રવર્ત્યાદિક રાજાઓ હોય છે કે જેઓ ભ્રકુટી વાંકી કરીને કોઇ પર્વતને તોડી પાડવા ઇચ્છે કે તેવો હુકમ કરે તો તેના સેવકો અલ્પ કાળમાં મોટા પર્વતને પણ તોડી નાખી

સપાટ જમીન કરી નાખે છે. એવા બળવાન રાજાઓ પણ જ્યારે કર્મ વિપરીત થાય છે ત્યારે રાજ્યથી ભ્રષ્ટ થાય છે. અન્ય રાજા તેના રાજ્યનો માલેક થાય છે. પહેલા રાજાને ભાગી જવું પડે છે અને તેવી સ્થિતિમાં અજ્ઞાતપણે ભટકતાં કેટલીક વખત ભિક્ષા પણ મળી શકતી નથી અને ભૂખ્યા સૂઈ રહેવું પડે છે. અકબર બાદશાહના ભયથી પર્વતોમાં પરિભ્રમણ કરનાર પ્રતાપ રાણાને કેટલીક વખત અન્ન વિનાની સ્થિતિનો પણ અનુભવ કરવો પડ્યો છે. બાદશાહને પણ નમ્યું ન આપનારની કર્મના વિપરીતપણાથી આવી સ્થિતિ થયેલી છે. આ તો આધુનિક ઐતિહાસિક દૃષ્ટાંત છે. એવા પૂર્વકાળના અનેક દૃષ્ટાંતો છે. તાત્પર્ય એ કે '**કર્મ પાસે જીવ રાંક છે.**' ૨.

ઉપરની ગાથામાં કહેલી હકીકતથી વિપરીત હકીકત આ ગાથામાં દર્શાવી છે. આ શ્લોકમાં કહે છે કે શુભ કર્મનો ઉદય થાય ત્યારે એક રંક હોય તે પણ એકછત્ર રાજ્યવાળો એટલે મહાધુરંધર ચક્રવર્તી રાજા થાય છે. આને માટે શાસ્ત્રોમાં અનેક દૃષ્ટાંતો છે. જુઓ, પરભવમાં રંક ભિક્ષુક હતો તે પણ એક દિવસના ચારિત્રના આરાધનથી સમ્રાટ્ સંપ્રતિ થયો, કે જેની ત્રણ ખંડમાં આજ્ઞા પ્રવર્તી. તેમ જ સિદ્ધરાજ જયસિંહના ભયથી જ્યાં ત્યાં ભટકતા કુમારપાળનો અશુભ કર્મોદય પૂરો થયો ત્યારે તે સિદ્ધરાજની જ ગાદી પર આવ્યા અને અઢાર દેશના રાજા થયા. સર્વત્ર દયાધર્મ એવો પ્રવર્તાવ્યો કે જેવો ભગવંતના વિદ્યમાનપણામાં શ્રેણિક રાજા જેવા ભક્ત અને પ્રતાપી રાજાઓ પણ પ્રવર્તાવી શકયા નહોતા. આ બધો શુભ કર્મનો પ્રભાવ છે પ્રાચીન દૃષ્ટાંતો આ વિષયને

લગતા જેટલા જોઇએ તેટલા મળી શકે તેમ છે, પરંતુ વિસ્તારના ભયથી અહીં આપવામાં આવતા નથી. ૩.

આ પ્રમાણે ઉટની પીઠની જેમ કર્મજન્ય સૃષ્ટિ વાંકી-વિચિત્ર છે. એને લીધે જગતમાં અનેક પ્રકારની વિચિત્રતા દૃષ્ટિએ પડે છે. એક મનુષ્યની એક ભવમાં જ અનેક પ્રકારની જુદી જુદી દશાઓ દેખાય છે. ઘડીમાં પરમ સુખી હોય તે પરમ દુઃખી થઇ જાય છે, મોટો ધનવાન હોય તે ઘડીમાં નિર્ધન થઇ જાય છે અને નિર્ધન હોય તે ક્રોડપતિ થઇ જાય છે આવી દૃષ્ટનષ્ટ કર્મજન્ય સ્થિતિ જોઇને કોણ યોગી પુરુષ-વિરક્તાત્મા તેમાં રતિ-પ્રીતિ કરે ? તેવા પુરુષને તેમાં આનંદ કે વિશ્વાસ આવે જ નહીં. ૪.

દુષ્ટ કર્મનો પ્રભાવ ક્યાંસુધી આ પ્રાણીને હેરાન કરે છે ? તે બતાવે છે. અપ્રમત્ત મુનિપણું પામી, ઉપશમશ્રેણીએ ચઢી, કર્મોને પરાસ્ત કરી અગ્યારમે ગુણઠાણે પહોંચેલા મુનિમહારાજા અથવા જેઓ શ્રુતકેવલી થયેલા હોય છે તેમને પણ અશુભ કર્મ પાડી દે છે. શ્રેણીગત મુનિને સત્તામાં રહેલો સૂક્ષ્મ લોભ ઉદયમાં આવીને ત્યાંથી પાડી દે છે એટલે તે શ્રેણીચ્યુત થાય છે; એટલું જ નહીં પણ ત્યાંથી છઠ્ઠે સાતમે ગુણઠાણે આવતાં, ત્યાંથી ચોથે ને બીજે ગુણઠાણે લાવી પહેલે ગુણઠાણે પણ પહોંચાડી દે છે, અને જો શ્રેણિગત સ્થિતિમાં આયુષ્ય પૂર્ણ થયું હોત તો જે સર્વાર્થસિદ્ધિ વિમાનમાં દેવ થાત અને એકાવતારી થઇ સિદ્ધિપદને પામત તેને અનંતકાળ પર્યંત આ દુરંત સંસારમાં પરિભ્રમણ કરાવે છે, ચૌદપૂર્વીને પણ પ્રમાદ અને નિદ્રા ત્યાંથી પાડીને નિગોદ સુધી લઇ જઇ શકે છે. દુષ્ટ

કર્મની આવી અવાચ્ય પ્રબળતા છે, તેથી તેને સ્વાધીન કરવા માટે ઉત્તમ જીવે દરેક પ્રકારના પ્રયત્ન કરવા યોગ્ય છે. ૫

આ જીવે ઘણા ભવોના પ્રયાસવડે કરીને આ ભવમાં પ્રાપ્ત થયેલી મનુષ્યભવાદિ અનેક પ્રકારની ઉત્તમ સામગ્રી મહામહેનતે મેળવેલી હોય છે; છતાં અલ્પકાળમાં તે વિસરાળ થઈ જાય છે, અહીં પડી રહે છે, છેવટ સુધી ટકી રહેતી નથી અને કર્મના વિપાક તો કાર્યસિદ્ધિ થતાં સુધી આ જીવની પાછળ ને પાછળ દોડ્યા જ કરે છે, તે થાકીને વિસામો લેતા જ નથી. જીવ વારંવાર થાકે છે એટલે તેની મેળવેલી સામગ્રી વિખરાઈ જાય છે અને તેની પાછળ પડેલ મોહરાજા તો થાકતો જ નથી એટલે જીવને એકલો પડેલો-ધર્મ રહિત દેખે છે કે તરત જ તેને દુર્ગતિમાં ખેંચી જાય છે. નિરંતર-અશ્રાંતપણે તે જીવના છળ જ જોયા કરે છે. ૬

છેલ્લા પુદ્ગલપરાવર્તને નહીં પામેલા, શુક્લપક્ષી નહીં થયેલા, માર્ગાનુસારીપણાને નહીં પામેલા એવા પ્રાણીઓના ધર્મરૂપ પ્રાણને તો કર્મરાજા એક ક્ષણમાત્રમાં-જોતજોતામાં જ હરી લે છે અને છેલ્લા પુદ્ગળપરાવર્તનમાં આવેલા, શુક્લપક્ષી થયેલા, સમકિત પામેલા તેમ જ સાધુપણું પ્રાપ્ત કરી છઠ્ઠે સાતમે ગુણઠાણે પહોંચેલા મુનિરાજના, તેમ જ પાંચમે ગુણઠાણે આવેલા શ્રાવકોના, અને ચોથા ગુણઠાણાવાળા સમકિતી જીવોના છળને મોહરાજા નિરંતર જોયા કરે છે અને જરા પણ છળ-છિદ્ર મળી આવ્યું કે તરત તે જોઈને તે અત્યંત હર્ષિત થાય છે. પછી તે છળનો યા છિદ્રનો લાભ લઈને પોતે તેમ જ તેનો વિષય, કષાયાદિ પરિવાર તેવા આત્મા સાથે

હળીમળી જાય છે, તેના મિત્ર થઇ જાય છે અને પરિણામે તેના હિતશત્રુ થઇને તેને દુર્ગતિએ પહોંચાડે છે અર્થાત્ અનેક પ્રકારનાં દુઃખ આપી અનંત કાળ ભવભ્રમણ કરાવે છે. પછી પ્રાણી માર્ગાનુસારી થયેલ હોવાથી તેમ જ સમકિત પામેલ હોવાથી ભવસ્થિતિ વધારે ન હોવાને લીધે દોરાવાળી સોય જેમ કચરામાંથી પણ પાછી જડી આવે છે તેમ તે પ્રાણી પુનઃ ધર્મની સામગ્રી પામે છે, સમકિત મેળવે છે અને અર્ધ-પુદ્ગળ પરાવર્ત્તની અંદર મોક્ષસુખનું ભાજન થાય છે. ૭

આ પ્રમાણેના કર્મવિપાકને ચિંતવીને જે પ્રાણી તેમાં સામ્ય–સમભાવ ધારણ કરે છે–પ્રથમ શ્લોકમાં કહ્યા પ્રમાણે દુઃખ પામીને દીન થતા નથી અને સુખ પામીને વિસ્મયયુક્ત થતા નથી તે પ્રાણી પ્રાંતે ચિદાનંદઘનસ્વરૂપને પ્રાપ્ત કરે છે. અર્થાત્ એવા પરમ સુખનું આસ્વાદન કરનાર–તેના મકરંદનો ઉપભોગ લેનાર મધુકર–ભ્રમર થાય છે. ભવભીરુ ઉત્તમ જનોને આ સ્થિતિ પ્રાપ્તવ્ય છે અને તેને માટે જ સર્વ પ્રયાસ કરવા યોગ્ય છે. ૮

કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૧૦૩ ]



# ( ૨૨ ) भव–उद्वेगाष्टकम्

**વિવેચન**—પ્રથમના ચાર શ્લોકમાં ભવરૂપી–સંસારરૂપી સમુદ્રનું જ વ્યાખ્યાન કરેલું હોવાથી અને આ સંસાર તે જ કારણથી ઉદ્વેગના સ્થાનરૂપ સિદ્ધ થતો હોવાથી પ્રથમના ચાર શ્લોકનું વિવેચન સાથે કરવામાં આવ્યું છે.

આ સંસાર કે જેમાં ક્ષણિક–અલ્પકાલીન સુખ પ્રાપ્ત થવાથી આ પ્રાણી આસક્ત થઈ રહ્યો છે તે સંસાર કેવો દુઃખથી ભરેલો છે તે પ્રથમના ચાર શ્લોકોમાં બતાવવામાં આવ્યું છે. તેની અંદર સંસારને સમુદ્રની ઉપમા આપવામાં આવી છે. આ પ્રત્યક્ષ દેખાતો સમુદ્ર પણ એટલો બધો ભયંકર છે કે જેની અંદર હજારો ઉતારૂઓવાળી વિરાટકાય સ્ટીમરો જોતજોતામાં ગરકાવ થઇ જાય છે, અને બીજા પણ અનેક પ્રકારના ઉત્પાતો પવનાદિકની પ્રેરણાથી થાય છે. સમુદ્રમાં પડેલા મનુષ્યાદિકને ભક્ષ કરી જનારા અનેક ક્રૂર જળજંતુઓ તેમાં રહેલા છે. પ્રવહણ કે સ્ટીમરાદિકને ભગ્ન કરી નાખનારા અનેક ખડકો આવેલા હોય છે. પાણીમાં ઢંકાઇને ફરતા બરફના પર્વતો મોટી મોટી સ્ટીમરો સાથે અથડાઈ તેમાં ગાબડા પાડી દે છે અને તેને–તેની અંદર બેઠેલા ઉતારુઓને કરોડોની કિંમતના માલ સહિત તળીએ બેસાડી દે છે. સમુદ્રની અંદર અનેક જગ્યાએ એવા ભ્રમણો–વમળો હોય છે કે તેની અંદર જો વહાણ સપડાઇ જાય તો પછી તેમાંથી નીકળી જ શકતું નથી, ત્યાં જ તેનો વિનાશ થાય છે. સમુદ્રમાં એક જાતનો અગ્નિ ( વડવાનલ ) પણ ગુપ્તપણે રહેલો છે કે તે જ્યારે ઊઠે છે–જાગે છે ત્યારે મોટા મોટા યાનપાત્રોને ભસ્મ કરી નાખે છે અને પુષ્કળ જળનું પણ શોષણ કરે છે. સમુદ્રની અંદર ઉછળતા તરંગો હાલના આટલાંટિક મહાસાગરની જેમ મોટાં મોટાં વહાણો ને સ્ટીમરોને ઊંચે લઇ જઇને પાછી પછાડે છે. પવનવડે ભયંકર ગર્જારવ–ઘુઘવાટ તેમાં થયા કરે છે. કેટલીક વખત એવી આંધી થઇ જાય છે કે કઇ બાજુ વહાણ ચલાવવું તે પણ સમજી શકાતું નથી. આવી રીતે આ સમુદ્ર પણ એવો ભયંકર છે કે તેની ભયંકરતાનું ખરું ભાન પોતે જેમાં

બેઠેલ છે તે વહાણ કે સ્ટીમર જ્યારે તોફાનમાં સપડાય છે ત્યારે જ થઈ શકે છે. તેની ભયંકરતા કરતાં આ સંસારરૂપ સમુદ્રની ભયંકરતા અનેકગુણી–અનંતગુણી છે. આ સમુદ્ર તો બહુ હેરાન કરે તો એક વાર પોતાના ઉદરમાં આપણને ખેંચી જઇ એક વાર પ્રાણવિનાશ કરે છે, પરંતુ સંસારરૂપ સમુદ્રમાં સપડાયેલા પ્રાણીઓનો તો અનંતા જન્મમરણ કરતાં પણ અંત–પાર આવતો નથી. પ્રત્યક્ષ જણાતા સમુદ્રમાં દેખાતા ખડકો, પવનો, તરંગો, અગ્નિ, જળજંતુઓ, ગર્જારવ, અંધકાર વિગેરેને સ્થાને સંસારરૂપ સમુદ્રમાં શું છે તે ઉપરના ચાર શ્લોકના અર્થમાં બતાવવામાં આવ્યું છે તો પણ ફરીને ટૂંકામાં જણાવવામાં આવે છે.

આ સંસારસમુદ્રનું વજ્ર જેવું કઠીન અજ્ઞાનમય તળિયું છે અર્થાત્ સંસાર અજ્ઞાનથી વ્યાપ્ત છે, તેમાં અનેક પ્રકારના વ્યસનો–કષ્ટોરૂપ ખડકો–પર્વતો છે કે જેનાવડે તેનો માર્ગ વિષમ થઇ પડેલો છે અર્થાત્ સંસારની અંદર રહેલા અનેક પ્રકારના કષ્ટોથી પીડિત પ્રાણીઓ શુદ્ધ–સીધા માર્ગે ગમનાગમન કરી શકતા નથી. તેની અંદર વાંકોચૂકો પણ સાધ્યસ્થાને–મોક્ષનગરે પહોંચાડે તેવો માર્ગ બતાવનાર પ્રવીણ કેપ્તાનરૂપ ગુરુમહારાજાની ખાસ જરૂર છે, તે મળે તો જ પ્રાણી ધારેલા સ્થાને પહોંચી શકે છે, નહીં તો તેનું વહાણ કષ્ટોરૂપ ખડકો સાથે અથડાઇ ભગ્ન થઈ જાય છે ને તે સંસારમાં રઝળે છે. વળી તેમાં તૃષ્ણારૂપ મહાપવનથી ભરેલા પાતાળકળશાઓ છે કે જેનાવડે વિષય, કષાયો ચિત્તમાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પ ઉત્પન્ન કરી પ્રાણીને ભ્રમિત કરી દે છે. કામદેવરૂપ અગ્નિ તેમાં નિરંતર પ્રજ્વલિત છે અને તે રાગરૂપ ઇંધનવડે દેદીપ્યમાન રહ્યા કરે છે.

અર્થાત્ સંસારી જીવો નિરંતર કામાગ્નિથી બળેલા—દાઝેલા જ રહે છે; તેનો કામાગ્નિ કોઇ રીતે શાંત પડતો જ નથી. વળી સંસારરૂપ સમુદ્રમાં રોગ, શોકાદિ ભયંકર જળજંતુઓ એટલા બધા રહેલા છે કે જે પ્રાણીઓને આખા ને આખા ગળી જાય છે, પોતાનું ભક્ષ કરી દે છે અર્થાત્ જીવ રોગશોકાદિથી વ્યાપ્ત થઇ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. વળી દુર્બુદ્ધિ, મત્સર, દ્રોહ વિગેરે વિજળી સંયુક્ત માઠા પવનો તેમાં ઘુઘવાટ કરી રહેલા છે, પ્રાણી તે તે દોષોને આધીન વર્તી પોતાની ખરી સ્થિતિ ભૂલી જાય છે અને ઉન્માર્ગે પ્રવર્તે છે. એ સમુદ્રને વિષે પ્રવહણમાં બેઠેલા મનુષ્યો પણ નિરંતર ભયાકુળ જ રહે છે. તેને ઉત્પાત—સંકટમાં પડતાં વાર લાગતી નથી. આ પ્રમાણે સંસારરૂપ સમુદ્ર અર્થાત્ આ સંસાર વિષય, કષાય, અજ્ઞાન, ભોગતૃષ્ણા, રોગ, શોક, વ્યસનો, દુર્બુદ્ધિ, મત્સર અને દ્રોહાદિકવડે પ્રાપ્ત હોવાથી અપરિમિત ભયંકર છતાં પણ આ પ્રાણી તેમાં એવો આસક્ત—લીન થઇ ગયો છે કે તેને તેમાં કાંઇ પણ ભય લાગતો નથી—નિર્ભય થઇને તેમાં પડ્યો રહે છે. પરંતુ જ્યારે તે તેની અંદર રહેલા કોઇપણ પ્રકારના ઉત્પાતનો ભોગ થઇ પડે છે ત્યારે જ તેના નેત્રો કાંઇક ઊઘડે છે; પરંતુ તે ઊઘડેલા નેત્રો પણ પુદ્ગલાનંદી જીવોના પાછા મીંચાઇ જતાં વાર લાગતી નથી. જે જીવો અલ્પસંસારી હોય, માર્ગાનુસારીપણું પામ્યા હોય, સમકિતદૃષ્ટિ થયા હોય તેવા ખરેખરા ભવભીરુ જનોના નેત્રો જ પાછા મીંચાતા નથી. તે તો પૂરેપૂરાં સાવધાન થઇ જાય છે અને સંસારને ખરેખરા રૂપમાં ઓળખી તેમાંથી છૂટા થવા અહર્નિશ ચિંતવન કરે છે. તેમાંથી નીકળવાનો ખરો માર્ગ શોધી કાઢે છે અને પછી તે

માર્ગે ચાલવા અવિચ્છિન્ન પ્રયત્ન કરે છે. તેને માટે જ પાંચમા શ્લોકમાં કહે છે કે—" આ પ્રમાણે ભવસમુદ્ર અત્યંત ભયંકર હોવાથી જ્ઞાની તેનાથી ઉદ્વિગ્ન ચિત્તવાળા થઇને તેને તરવાનો ઉપાય સર્વ પ્રયત્નવડે ઇચ્છે છે." ૫

આવી તીવ્ર ઇચ્છા થવાથી જ્ઞાનીઓ મોક્ષમાર્ગની શોધ કરે છે–સંસારસમુદ્રથી કેમ પાર ઉતરાય? તેને માટે બતાવેલા અનેક ધર્માધ્યક્ષોપ્રણીત માર્ગોમાંથી સર્વજ્ઞપ્રણીત મોક્ષ–માર્ગને શોધી કાઢી તેને અંગીકાર કરે છે અને તેના આરાધનમાં અનન્ય ચિત્તવાળા થાય છે કે જેમ મૃત્યુના ભયથી તૈલથી ભરપૂર પાત્રને લઇને આખા નગરમાં ફરનારો મનુષ્ય તેમાંથી જરાપણ તૈલબિંદુ બહાર ન પડવા માટે એકચિત્ત થઇ જાય છે અથવા તો રાધાવેધ સાધનાર ધનુષ્યધારી અવળા-સવળા ફરતા ચક્રોમાંથી ઉપર રહેલી રાધા નામની પૂતળીના નેત્ર તરફ બાણ મારવા માટે એકચિત્ત થઇ જાય છે. ૬

આવા ભવભીરુ પ્રાણીઓ પરીસહ, ઉપસર્ગાદિ દુઃખો સહન કરવાથી સાંસારિક દુઃખોથી મૂકાય છે. તે ઉપર દૃષ્ટાંત આપે છે કે જેમ વિષથી વિષનું નિવારણ થાય છે અને અગ્નિથી અગ્નિ બુઝાય છે તેમ સમભાવે સહન કરેલા દુઃખો અનેક પ્રકારના પૂર્વકર્મોનો ક્ષય કરી પ્રાંતે સર્વ દુઃખોથી મુક્ત કરે છે. ઔષધિવડે મારેલું વિષ સ્થાવર જંગમ વિષને હણે છે અને અગ્નિ સામે અગ્નિ સળગાવવાથી પ્રથમનો અગ્નિ બુઝાઇ જાય છે. આ બંને દૃષ્ટાંતો અનુભવીને અનુભવગમ્ય છે. ૭

આ પ્રમાણે આ સંસારમાં ઉદ્વિગ્નતા થવાની ખાસ જરૂર છે. જ્યાં સુધી તેમાં આનંદ આવે–ઉદ્વેગ ન આવે ત્યાં સુધી તેમાંથી છૂટો પડવાં–તેનાથી મૂકાવા કોણ પ્રયત્ન કરે? કોઇ ન કરે. જેને તેમાં ઉદ્વેગ ઉત્પન્ન થાય તે જ તેવો પ્રયત્ન કરે.

ઉત્તમ મુનિમહારાજ ભવભય પ્રાપ્ત થવાથી જ શુદ્ધ વ્યવહારમાં પ્રવર્તે છે અને તેમાં વધતાં વધતાં આત્મારામ–સમાધિમાં તેઓ જ નિમજ્જન કરે છે. અર્થાત્ વ્યવહારમાં આગળ વધ્યા પછી તેને આત્મસ્વરૂપના દર્શનમાં જ આનંદ આવે છે. તેને મેળવવાનો જ તે પ્રયત્ન કરે છે અને તેની પ્રાપ્તિ થાય–આત્મસ્વરૂપ પ્રકટ થાય ત્યારે જ તે પોતાને કૃતકૃત્ય માને છે. ઉત્તમ મુનિમહારાજાનાં આ સર્વ કાર્યનું બીજ ભવઉદ્વેગ જ છે. જ્યારે ભવઉદ્વેગ ઉત્પન્ન થયો ત્યારે જ તેમાંથી છૂટવા તેમણે પ્રયત્ન આદર્યો અને તેને પારણામે આત્મસ્વરૂપ મેળવ્યું–કર્માવરણથી વિમુક્ત થયા. એ પ્રમાણે સર્વ જીવોએ આત્મસ્વરૂપ મેળવવા માટે પ્રથમ આ સંસારના ખરા સ્વરૂપને જાણી, તેમાં સર્વત્ર ભય, ભય ને ભય જ સંક્રાંત થયેલો છે એમ સમજી તેનાથી ઉદ્વિગ્ન ચિત્તવાળા થવાની જરૂર છે. જો તેનાથી ઉદ્વિગ્નતા પ્રાપ્ત થશે તો પછી જરૂર તેમાંથી છૂટવાનો પ્રયત્ન કરાશે અને તેના પરિણામે પ્રાણી ઉત્તમ સાધ્યને સિદ્ધ કરાશે. ૮.

આ સંસાર ઉદ્વેગનું જ કારણ છે એ હકીકત આઠ શ્લોકના વિવેચનમાં બહુ સારી રીતે સિદ્ધ કરી છે. સંસારમાં જે કાંઈ શાંતિ ઉપજે છે તે પૂર્વે બાંધેલા સાતા વેદનીય કર્મના ઉદયથી થયેલી હોય છે, પરંતુ તે લાંબો વખત ટકતી નથી, થોડા વખતમાં જ નાશ પામે છે. એમાં શાંતિ માનનારની ભૂલ તેને સ્થિર રહેવાની માનીને થાય છે. તે ન થવી જોઈએ તેમાં એટલે સંસારમાં વાસ્તવિક શાંતિનું સ્થાન જ નથી. સર્વત્ર ઉદ્વેગ ઉપજે તેવા સ્થાનો જ છે, આ રહસ્ય સમજવાલાયક છે.

કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૧૩૫ ]

# (२३) लोकसंज्ञात्यागाष्टकम्.

**વિવેચન**—જ્યારે દૃઢ વૈરાગ્ય વાસનાવડે ભયરહિત સંયમ માર્ગનું આરાધન કરવા મુનિજનો સમર્થ થઇ શકે છે ત્યારે તેમને **લોકસંજ્ઞા** આડે આવી શકતી નથી, પણ વૈરાગ્યશૂન્ય અથવા મંદ વૈરાગ્યવાળાને તો તે નડ્યા જ કરે છે જેથી શાસ્ત્રકાર તે લોકસંજ્ઞાનું સ્વરૂપ કહે છે:—

અનેક પ્રાણીઓ અનેક પ્રકારના ધર્મોનું પૃથક્ પૃથક્ રીતે યથાશકિત આરાધન કરે છે. તેમાં મોટો ભાગ તો અજ્ઞાન હોય છે કે જેઓ પોતે જે જે પ્રકારની ધર્મકરણી કરે છે તેની શુદ્ધ વિધિને કે તેના રહસ્યને બીલકુલ સમજતા નથી–માત્ર ગતાનુગતિક જ કરે છે. તેમને માટે અહીં કાંઇ કહેવાની આવશ્યકતા નથી, પરંતુ જેઓ પોતે જે જે ધર્મકરણી કરે છે તેના વાસ્તવિક પરિપૂર્ણ ફળને જાણે છે, શુદ્ધ પ્રકારે ધર્મ-કરણી કરી શકે છે, તેના રહસ્યને સમજે છે તેઓ પણ જયારે લોકસંજ્ઞામાં ખેંચાઇ જઇ આત્મરંજનને બદલે લોકરંજનાર્થે ક્રિયા કરે અને તેમનું ચિત્ત લોકપ્રશંસા મેળવવામાં દોરવાઇ જાય ત્યારે જ્ઞાની જનોને અત્યંત ખેદ થાય છે. એવા સુજ્ઞ ગણાતા અને ધર્મક્રિયા કરનારા ભવ્ય જીવોને માટે આ અષ્ટકમાં ખાસ ઉપદેશ આપવામાં આવ્યો છે. સારા સારા સુજ્ઞો પણ લોકમાં પોતાની પ્રશંસા થતી સાંભળી, વધારે વધારે પ્રશંસા કેમ થાય તેના અભિલાષી બની, આત્મરંજનને ભૂલી જઈ, લોકરંજન તરફ ઢળી જાય છે. તે વખતે '**જનમનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ**' આ શબ્દોને તદ્દન ભૂલી જાય છે. તેઓને નિદ્રામાંથી જાગ્રત કરવા માટે આ અષ્ટક પ્રબળ ઉપાયભૂત છે. તેના પ્રારંભમાં અષ્ટકકાર મહાત્મા કહે છે કે—

'ભવદુર્ગનું ઉલ્લંઘન કરવામાં સમર્થ એવું છઠ્ઠું ગુણઠાણું પામીને લોકોત્તર સ્થિતિવાળા મુનિ લોકસંજ્ઞામાં રક્ત થતા નથી.' આ વાત ખરેખરી છે. પરંતુ છઠ્ઠું સાતમું ગુણઠાણું ફરસ્યું હોતું નથી અથવા તે ભાવ બન્યોબન્યો રહેતો નથી ત્યારે ભૂલ થઈ જાય છે. તેને માટે બીજા શ્લોકમાં કર્ત્તા કહે છે કે—

'જેમ કોઇ મૂર્ખ બોરના બદલામાં ચિંતામણિ રત્ન આપી દે તેમ પ્રાણી જનરંજનને માટે સદ્ધર્મને હારી જાય છે-છોડી દે છે.' કર્ત્તા પણ આ સંબંધમાં હાહા શબ્દવડે પોતાનો ખેદ પ્રદર્શિત કરે છે. આ કાવ્યમાં આપેલ દૃષ્ટાંત વિચારવા યોગ્ય છે. જનરંજનને માટે કરાતા સદ્ધર્મને અથવા લોકરંજન-માં તણાઈ જઈને હારી જવાતા સદ્ધર્મને માટે બોરના બદલા-માં સર્વ પ્રકારના વાંછિતને આપનાર ચિંતામણિ રત્ન આપી દેનાર મૂર્ખની ઉપમા આપી છે. આત્મરંજન માટે કરાતો સદ્ધર્મ ચિંતામણિ રત્ન જેવો છે અને જનરંજન માટે કરાતો ધર્મ બોર જેવો છે. હવે આ બંનેની તરતમતા વિચારો ને પછી જે ઠીક લાગે તે ગ્રહણ કરો. ૧-૨

આગળ ચાલતાં કર્ત્તા કહે છે કે-'આ લોકસંજ્ઞારૂપ મહા-નદીના પ્રવાહમાં કોણ કોણ તણાયા નથી ? પ્રાયે ઘણા તણાયા છે; માત્ર તેને સામે પૂરે ચાલનારા-તેના પ્રવાહમાં નહીં તણાનારા રાજહંસ જેવા મહામુનિઓ જ છે કે જે તેમાં તણાતા નથી.' બીજા જનો તો સહજમાં પોતાની સાધ્યદૃષ્ટિ ચૂકી જાય છે. આ સંબંધમાં કેટલાક અજ્ઞાનીઓ એમ કહે છે કે-'ભાઈ ! લોકને અવલંબીને જે કરીએ તે ઠીક ગણાય. તેની સામા ન પડાય.' વળી 'જેમ ઘણા કરતા હોય તેમ કરીએ'

એમ પણ કહે છે. આ વાકયરચનાનો નિરાસ કરતાં સંતો ચોથા શ્લોકના ઉત્તરાર્ધમાં કર્ત્તા કહે છે કે:–

'જો લોક કરે તે કરશો તો મિથ્યાદૃષ્ટિનો ધર્મ કદિ પણ તજી શકાશે જ નહીં.' કેમ કે અનેક જીવો તો મિથ્યાદૃષ્ટિ જ હોય છે, સમકિતી તો અલ્પ હોય છે. એટલે ઘણાનો માર્ગ તો મિથ્યા માર્ગ હોય છે. વળી લોકમાં બહોળો સમુદાય તો અજ્ઞાન અને મિથ્યા માર્ગે ચાલનારો જ હોય છે. આ જીવ અનાદિકાળથી તે પ્રમાણે ચાલતો આવ્યો છે અને અનેક ભવમાં ભટકતો આવ્યો છે. તે રસ્તે તો સિદ્ધિ થવાની નથી, માટે ઘણા ચાલે તે રસ્તે ચાલવાની વાત ધર્મના સંબંધમાં છોડી દઇ, મહાજન–ઉત્તમ પુરુષ જે માર્ગે ચાલ્યા ને ચાલે છે તે માર્ગે ચાલવું કે જેથી આત્માનું કલ્યાણ થાય; તે સિવાય આત્મકલ્યાણ થવાનું નથી. ૩–૪

જો આ પ્રમાણે છે તો પછી તેવા ઉત્તમ જનોને માર્ગે લોકો શા માટે નહીં ચાલતા હોય અને સ્વચ્છંદે ચાલી સંસારમાં પરિભ્રમણ શા માટે કરતા હશે ? તેના ઉત્તરમાં કર્ત્તા કહે છે કે:—

"આ જગતમાં લૌકિકમાં કે લોકોત્તરમાં શ્રેયના અર્થી ઘણા હોતા નથી. જુઓ રત્નના વ્યાપારી થોડાક જ હોય છે. તે પ્રમાણે આત્મહિતના સાધક પણ થોડા ( અલ્પ ) જ હોય છે." આ શ્લોકમાં લૌકિક ને લોકોત્તર બંનેમાં શ્રેયના અર્થી થોડા હોય છે એમ કહ્યું છે, તેનો તાત્પર્ય એ સમજવો કે વગરપ્રયાસે મળતું હોય તો ખુશીથી મળી જાએ. એવી રીતે શ્રેયના–કલ્યાણના–લાભના અર્થી તો ઘણા હોય છે; પરંતુ

લૌકિકમાં શુદ્ધ નીતિને માર્ગે ચાલી ગમે તેવા કષ્ટમાં પણ નીતિમાર્ગને તજ્યા સિવાય શ્રેયને–લાભને મેળવનારા અલ્પ હોય છે. ઘણા તો કષ્ટ પ્રાપ્ત થયે–સંકટ પડે નીતિને જળાંજળી આપી દે છે. તે જ પ્રમાણે લોકોત્તર માર્ગમાં–પરમાર્થમાં ઉત્તમ જનોએ બતાવેલા માર્ગે ચાલતાં ગમે તેવું કષ્ટ પ્રાપ્ત થાય તો પણ પોતાના ધર્મને નહીં તજનારા–શ્રદ્ધામાં કે વ્રતનિયમાદિમાં દૂષણ નહીં લગાડનારા બહુ સ્વલ્પ પ્રાણીઓ જ હોય છે. સંકટ પડે ધર્મને તજી દેનારા, તેમાં દૂષણ લગાડનારા ઘણા હોય છે; તેથી લૌકિક ને લોકોત્તર બંનેમાં શ્રેયના અર્થી અલ્પ હોય છે એમ કહ્યું છે. ૫

'લોકસંજ્ઞાથી હણાયેલા મનુષ્યો નીચા નમીને ચાલતાં જે પોતાની અધોગમન સ્થિતિ બતાવે છે તે તેના પોતાના સત્યરૂપ અંગમાં થયેલ મર્મઘાતની મહાવ્યથા સૂચવે છે.' આવા ભાવવાળો છઠ્ઠો શ્લોક અલંકારિક ભાષામાં લોકસંજ્ઞામાં લીન થઇ ગયેલા ધર્મી કહેવાતા જનોનું ચિત્ર આળેખી બતાવે છે. તે ખાસ ધ્યાનમાં લેવા લાયક છે. ૬

છેવટના બે શ્લોકમાં કર્ત્તા આ અષ્ટકના રહસ્ય તરીકે કહે છે કે–" આત્મસાક્ષિક સદ્ધર્મની સિદ્ધિમાં લોકયાત્રાની–લોકરંજનતાની જરૂર શી છે? જુઓ, પ્રસન્નચંદ્ર રાજર્ષિ દુર્મુખ દૂતના બોલવાથી લોકમાં બાળકુંવરને રાજ્ય આપવાથી તેનું સારું બોલાતું નથી એમ સમજ્યા અને તે વાતના પ્રવાહમાં વહ્યા તો સાતમી નરકના દળિયાં મેળવ્યાં, અને જ્યારે તેમાંથી પાછા ઓસર્યા ત્યારે મોક્ષસંપત્તિના ભોક્તા બન્યા. તેવી જ રીતે ભરત ચક્રવર્ત્તી પણ લોકસંજ્ઞામાં લેવાયા ત્યારે ભાઇ સાથે

યુદ્ધ આરંભ્યું અને તેમાં ન લેવાતાં આત્મહિતમાં તત્પર થયા કે તરત જ કાર્ય સિદ્ધ કર્યું " તેથી " જે મુનિ પરબ્રહ્મ-સમાધિમાં લીન થયા સતા લોકસંજ્ઞાને તજી દે છે તે દ્રોહ, મમતા ને મત્સરરૂપ જ્વરનો વિનાશ કરીને એકાંત સુખના ભોક્તા બને છે." આ પરમાર્થ સર્વ ભવ્ય જીવોએ હૃદયમાં ધારણ કરી રાખવા લાયક છે. ૭–૮

વર્તમાન કાળની પરિસ્થિતિ તપાસતાં લોકરંજનનું કામ વધી પડયું છે. લોકરંજનમાં દોરાવાને લીધે શુદ્ધ ધર્મારાધનમાંથી પાછા હઠી, એકાંત હિત કરે તેવા ધર્મકાર્યને તજી દઇ, લોકમાં નામના કરવા–લોકમાં સારા કહેવરાવવા હજારો રૂપીઆનો ખર્ચ કરવામાં આવે છે, વખતનો ને બુદ્ધિનો ભોગ આપવામાં આવે છે; છતાં તેમાં કેટલીક વખત તો લાભને બદલે ઊલટી હાનિ થાય છે. આ સંબંધમાં ખાસ વિચાર કરવાની અગત્ય છે. પોતે જે કાર્ય ધર્મ સંબંધી માનીને કરે છે તેમાં વાસ્તવિક ધર્મ છે કે નહીં? તે ચિંતવવું અને ધર્મ સંબંધી પોતે જે કાર્ય કરે છે તે લોકરંજન માટે કરે છે કે આત્મરંજન માટે કરે છે? તેનો પોતાના આત્માની સાક્ષીએ વિચાર કરવો. જો એ પ્રમાણે વિચાર કરવામાં આવશે તો વિચક્ષણ પુરુષના હૃદયમાં તરત જ સત્ય તરી આવશે અને મિથ્યામોહમાંથી–લોકમાં વાહવાહ કહેવરાવવાના વિચારમાંથી અલગ થઇ જઇ આત્મહિત થાય તેવા ખરેખરા લાભદાયક કાર્યમાં જ પ્રવૃત્તિ કરશે. આશા છે કે આ અષ્ટક લક્ષપૂર્વક વાંચી તેને સફળ કરના ઉત્તમ જનો ઉદ્યુક્ત થશે. કુંવરજી

[જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૧૬૭]



# ( ૨૪ ) शास्त्राष्टकम्

**વિવેચન**—લોકસંજ્ઞા રહિત હોઇ, પ્રબળ વૈરાગ્યયોગે પુરુષાર્થવંત આત્માર્થી સાધુજનો જે શાસ્ત્રવચનોને અનુસારે સંયમ–આરાધન કરી પરિણામે અક્ષયસુખ પામે છે તે શાસ્ત્રને ગ્રંથકાર વખાણે છે.

આ અષ્ટક બહુ ગંભીર ભાવથી ભરેલું છે અને જ્ઞાનમાર્ગની પુષ્ટિ કરનારું છે. એનો અર્થ લેખક મુનિરાજે બહુ સ્ફુટ રીતે લખેલો છે, જેથી વિશેષ વિવેચનની અપેક્ષા રહેતી નથી, છતાં યથામતિ યત્કિંચિત લખવા પ્રયાસ કર્યો છે.

આ અષ્ટકના પ્રારંભમાં ન્યાયાચાર્ય મહારાજ ચાર પ્રકારના ચક્ષુ બતાવે છે. ચર્મચક્ષુ, અવધિચક્ષુ, કેવળચક્ષુ અને શાસ્ત્રચક્ષુ. કેવળચક્ષુને સર્વચક્ષુ પણ કહેવામાં આવે છે. પ્રથમના ત્રણ ચક્ષુઓ તો દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમ ને ક્ષાયિક ભાવથી પ્રાપ્ત થાય છે, પરંતુ ચતુર્થ ચક્ષુની પ્રાપ્તિ તો શ્રુતજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી થઇ શકે છે. એનો ક્ષયોપશમ થવામાં પરમ અને અમોઘ હેતુ જ્ઞાની મુનિમહારાજની અવિચ્છિન્ન અને અપ્રતિમ ભક્તિ કરવી તે જ છે. તેનાવડે જ શાસ્ત્રચક્ષુ પ્રાપ્ત થઇ શકે તેમ છે. મતિજ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી જેની બુદ્ધિ તીક્ષ્ણ અને વિશાળ હોય, તે સાથે ગુરુમહારાજનો પરમ વિનયી હોય તો તે શાસ્ત્રચક્ષુ સહેલાઇથી પ્રાપ્ત કરી શકે છે. આપણા માટે અવધિચક્ષુ અને કેવળચક્ષુની પ્રાપ્તિ આ ભવ સંબંધે તો અપ્રાપ્ય છે અને પ્રથમના ચર્મચક્ષુ વસ્તુધર્મનું વાસ્તવિક સ્વરૂપ બતાવવા અસમર્થ છે તેથી ખરું વસ્તુસ્વરૂપ

અથવા ખરું ધર્મસ્વરૂપ સમજવા ઇચ્છનારને શાસ્ત્રચક્ષુ મેળવવાની જ આવશ્યકતા છે. એ ચક્ષુ પણ ખરી રીતે તો ગૃહસ્થાવાસ છોડી મુનિપણું અંગીકાર કરનાર જ મેળવી શકે છે, કારણ કે વિષયકષાયમાં નિમગ્ન ગૃહસ્થ તેનો પૂર્ણાધિકારી જ થઈ શકતો નથી. જેને તેના પૂર્ણ અધિકારી બનવા આકાંક્ષા હોય તેણે સંસારનો મોહ ત્યજી દઈ મોક્ષ પ્રાપ્ત કરવાના પરમ સાધનભૂત ચારિત્રધર્મનો સ્વીકાર કરવો જોઈએ. સંસાર એવડો ને એવડો રાખવો, પુત્ર, કલત્ર તથા ધનધાન્યાદિ પરિગ્રહમાં નિમગ્ન રહેવું અને શાસ્ત્રચક્ષુ મેળવવા માટે અપૂર્વ શાસ્ત્રોનું અધ્યયન કરવું, ગુરુગમથી તેની કૂંચીઓ પ્રાપ્ત કરવી તે કોઈપણ રીતે બની શકે તેવું જણાતું નથી. તેવા સંસારી પ્રાણીની તેને માટે યોગ્યતા જ નથી, તેથી જ જૈન સિદ્ધાંતકારે ગૃહસ્થને સૂત્રાદિક ભણાવનારને તેમ જ તેમાં સહાય કરનારને ઉત્કટ દોષના ભાગી કહેલા છે. પોતાની તથાપ્રકારની યોગ્યતા સિવાય તેવો અભિલાષ કરવો કે પ્રયત્ન કરવો તે વ્યાધિગ્રસ્ત સ્થિતિમાં રસાયણ ખાવા જેવું છે. કાચા ઘડામાં ભરેલું જળ જેમ ઘડાનો ને પાણીનો બંનેનો વિનાશ કરે છે તેમ કાચા ઘડા તુલ્ય ગૃહસ્થો અપૂર્વ જ્ઞાનને જીરવી ન શકવાથી તેનો અને પોતાનો બંનેનો વિનાશ કરે છે. આ સંબંધમાં વિશેષ લખવું અપ્રસ્તુત જાણી મૂળ વિષય પર આવીએ. ૧.

આ શાસ્ત્રચક્ષુવડે થયેલા શ્રુતકેવળી મહારાજા ત્રણે ભુવનમાં રહેલા તમામ પદાર્થો અને તેમાં રહેલા અનંતા ભાવોને કેવળી ભગવંત સદૃશ જાણે છે અને તે પ્રમાણે પ્રરૂપી શકે છે. શ્રીસીમંધરસ્વામીએ શક્રેંદ્ર સન્મુખ જેવું નિગોદનું સ્વરૂપ કહ્યું તેવું જ સ્વરૂપ

શ્રી આર્યરક્ષિતસૂરિ (કાલિકાચાર્ય) મહારાજે ઇંદ્રને કહી સંભળાવ્યું જેથી ભગવંતે જે તેમનો હવાલો આપેલો તેની ઇંદ્રને ખાત્રી થઇ. આવા પ્રબળ શકિતવાળા શાસ્ત્રચક્ષુ મેળવવા માટે કેવા અપ્રમત્ત-ભાવની આવશ્યકતા હોવી જોઇએ ? તેનો વાચકે વિચાર કરવો. ૨

**શાસ્ત્ર** શબ્દમાં રહેલા બે અક્ષરનો નિરુકિતથી એવો અર્થ કરવામાં આવ્યો છે કે **શાસન** કરવાથી અને **ત્રાણ** કરવાથી **શાસ્ત્ર** કહેવાય છે. અર્થાત્ મોક્ષમાર્ગ યથાર્થ બતાવવાથી અને ભવ્યજનોનું આ સંસારના દુ:ખોમાંથી રક્ષણ કરવાથી શાસ્ત્ર શબ્દ અન્વર્થતાને પામે છે. એવું શાસ્ત્ર તે સર્વજ્ઞકથિત–વીતરાગ-ભાષિત જ હોઇ શકે. અન્ય શાસ્ત્રોમાં એ બંને ભાવ ઘટી શકતા નથી, કારણ કે રાગી, દ્વેષી અને મોહી દેવોના તેમ જ તેવા ગુરુઓના બનાવેલા ને બતાવેલા શાસ્ત્રો ખરો મોક્ષમાર્ગ બતાવી શકતા નથી. તેઓ પોતે જ સાંસારિક સુખના–પૌદ્ગલિક સુખના અભિલાષી હોય છે, અપૌદ્ગલિક સુખની અભિલાષા પણ તેમને હોતી નથી. તેમજ સંસારને સર્વથા દુ:ખમય તેમણે જાણ્યો જ નથી, તેથી તેમના રચેલા ધર્મશાસ્ત્રો સંસારી જીવોનું સંસારના દુ:ખોથી રક્ષણ કેમ કરી શકે ? ન જ કરી શકે. ૩.

શાસ્ત્ર શબ્દના વાસ્તવિક અર્થને સમજીને તેવા શાસ્ત્રોનો જે આદર કરે છે તેણે તેના ઉપદેષ્ટા વીતરાગનો આદર તો કર્યો જ છે, કારણ કે જેના વચનનો આદર કરવામાં આવે–તેને શિરસાવંદ્ય ગણવામાં આવે–તેના વક્તા તો સર્વથા માન-નીય–પૂજનીય–વંદનીય હોય જ તેમાં આશ્ચર્ય શું ? અને જ્યારે વીતરાગ પરમાત્માનો આદર કર્યો ત્યારે તે પ્રાણીઓને સર્વ સિદ્ધિઓ નિશ્ચયે સહેજે પ્રાપ્ત થાય એ નિ:સંદેહ સમજી લેવું. ૪.

જેમ અંધારી રાત્રિએ દીપક વિના અજાણ્યા માર્ગે ચાલનાર માણુસ સ્થાને સ્થાને સ્ખલના પામે છે, તેમ આવા અત્યુત્તમ શાસ્ત્રચક્ષુ મેળવ્યા સિવાય સ્વમતિકલ્પનાથી જેઓ ઉટપટાંગ ચલાવે છે, મનમાં આવે તેવો માર્ગ બતાવે છે અને પોતે યથેચ્છ માર્ગે ચાલે છે તેઓ દુર્ગતિમાં ગમને કરવારૂપ સ્ખલના પગલે પગલે પામે છે. તેથી પ્રથમ 'શુદ્ધ ચક્ષુ મેળવવા પ્રયત્ન કરવો અને નિર્મળ ચક્ષુ પ્રાપ્ત થયા પછી તેનાવડે દેખવામાં આવતા માર્ગો પૈકી નિષ્કંટક માર્ગે ગમન કરવું કે જેથી નિર્વિઘ્ને મોક્ષપુરીએ પહોંચી શકાય. અદૃષ્ટ- અર્થાત્ ચર્મચક્ષુએ ન દેખાય તેવા–સાતિશાયી જ્ઞાનવડે જ દેખી–જાણી શકાય તેવા પદાર્થોમાં–તેવી હકીકતમાં શાસ્ત્રને બાજુ પર મૂકીને તેનો અભ્યાસ કર્યા સિવાય પોતાની બુદ્ધિ પર મુસ્તાક રહી તેના સ્વરૂપનું નિરૂપણ કરવું તેમાં સ્ખલના થાય તેમાં શું આશ્ચર્ય ? જ્ઞાનચક્ષુવડે જ જોઈ જાણી શકાય તેવા પદાર્થને માટે શાસ્ત્રચક્ષુ જો પ્રાપ્ત કર્યા હોય તો જ તે કામ કરી શકે છે, તે સિવાય અલ્પજ્ઞ છતાં પોતામાં સર્વજ્ઞપણું માની તેવા વિષયમાં માથું મારવું તે પોતાની અલ્પજ્ઞતા જગજાહેર કરવા માટે જ થાય છે. ૫.

આવા શાસ્ત્રચક્ષુ વિનાના મનુષ્યો શાસ્ત્રજ્ઞાનની અપેક્ષા રાખ્યા સિવાય કદી શુદ્ધ આહારાદિ ગ્રહણ કરતા હોય તો પણ તેથી તેનું હિત થતું નથી, કારણ કે શાસ્ત્રાજ્ઞાનું નિરપેક્ષપણું ધરાવવું ને શુદ્ધ અન્નાદિ લેવા તેમાં અજ્ઞાનતાનો વિલાસ છે, જેવો વિલાસ પોતાના ગુરુને પાદસ્પર્શ કરવામાં પાપ માનવું ને તેને બાણ મારીને માથા પરના મોરપીંછ ગ્રહણ કરવામાં પાપ ન માનવું તેમાં રહેલો છે. ૬

મહર્ષિઓ-ગણધર મહારાજાઓ શાસ્ત્રને અજ્ઞાનરૂપ સર્પના વિષનું નિવારણ કરવામાં મહામંત્ર તુલ્ય, સ્વચ્છંદતારૂપ જ્વરના નિવારણ માટે લંઘન તુલ્ય અને ધર્મરૂપ-આરામના પોષણ માટે અમૃતની નીક તુલ્ય કહે છે. આવા અત્યુત્તમ શાસ્ત્રરૂપ ચક્ષુને પ્રાપ્ત કરવા માટે કોણ પ્રયત્ન ન કરે ? ૭.

પ્રાંતે જ્ઞાનસારના કર્ત્તા મહાપુરુષ જ્ઞાનનો સાર પ્રકટ કરે છે કે-' શાસ્ત્રોક્ત આચારના કર્ત્તા, શાસ્ત્રજ્ઞ, શાસ્ત્રોક્ત માર્ગના ઉપદેષ્ટા અને શાસ્ત્રરૂપ જ એક દૃષ્ટિવાળા મહાયોગીઓ જ પરમપદને-મોક્ષને પ્રાપ્ત કરે છે. ' આ શ્લોકમાંથી એક ખાસ રહસ્ય તો એ ગ્રહણ કરવાનું છે કે-એમાં શાસ્ત્રનાં અધિકારી તમામ પ્રકારે મહાયોગીને જ કહેલા છે; પણ વિષયકષાયમાં નિમગ્ન, સ્ત્રીપુત્રાદિ પરિવારવાળા, દ્રવ્યોપાર્જનમાં યથેચ્છ પ્રવૃત્તિ કરનારા એવા ગૃહસ્થોને તેના અધિકારી કહેલા જ નથી. શાસ્ત્રજ્ઞ થવાનો અધિકાર પણ તેનો કહે છે, શાસ્ત્રદેશક પણ તેને બતાવે છે, શાસ્ત્રૈકદૃગ્ની ઉપમા પણ તેને આપે છે અને શાસ્ત્રોક્ત આચારના કર્ત્તા તરીકે પણ તેને જ ઓળખાવે છે. આધુનિક સમયમાં ગૃહસ્થગુરુની માન્યતા વધારવાનો અવિચ્છિન્ન પ્રયાસ કરનારાઓએ આ ઉપરથી પૂરતો ધડો લેવા યોગ્ય છે. સંસારીની હદ કેટલી છે ? ક્યાં સુધી છે ? તેનો પણ વિચાર કર્યા સિવાય ગૃહસ્થને ખમાસમણપૂર્વક વાંદવા અથવા તે પ્રકારે પોતાને વાંદનારનો નિષેધ ન કરવો તે બંને શું બતાવે છે ? ભરત ચક્રવર્ત્તી જેવા આરીસાભુવનમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારને પણ ઇંદ્ર મુનિવેશ ગ્રહણ કર્યા પછી જ વાંદે છે, તો જેમાં સામાન્ય પ્રકારના ગુણોનું પણ અનિશ્ચિતપણું છે એવા

ગૃહસ્થની પ્રતિમા બનાવવી અને તે પ્રતિમાની અથવા તેની છબી કે ફોટોગ્રાફની પૂજા કરવી, તેની આરતીઓ ઉતારવી, તેને વંદના નમસ્કારાદિ કરવા, કરાવવા તે એકાંત મિથ્યાત્વની વૃદ્ધિ કરનાર છે, અને તે શાસ્ત્રચક્ષુ વિનાના સંસારમાં પરિભ્રમણ કરવાની ઇચ્છાવાળા જીવોનું જ કર્ત્તવ્ય છે. જો ખરા વંદન પૂજન યોગ્ય થવું હોય–તેવી યોગ્યતા મેળવવી હોય તો આ અષ્ટકમાં કહ્યા પ્રમાણે પ્રથમ શાસ્ત્રચક્ષુ મેળવવા અને પછી તે ચક્ષુવડે જે ઉત્તમ માર્ગ દેખાય તે માર્ગે ગમન કરવું, એ જ આત્માને ખરેખરું હિતકારક છે; તે સિવાયની કરણી આ અષ્ટકમાં છઠ્ઠા શ્લોકમાં કહ્યા પ્રમાણે આત્મહિતકારક થતી નથી. ઉત્તમ જીવો નિરંતર આત્મહિતના ઇચ્છક જ હોય છે.

કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૦૮ ]



# (૨૫) परिग्रहाष्टकम्

**વિવેચન**—ગતાષ્ટકમાં કહ્યા પ્રમાણે શાસ્ત્રસ્વરૂપ જાણ્યા પછી સુજ્ઞ મનુષ્ય અવશ્ય તદનુસાર વર્તન કરવા તત્પર થાય છે. તેવા વર્તનને અંગે પરિગ્રહત્યાગની ખાસ આવશ્યકતા છે, તેથી હવે પરિગ્રહનું ખરું સ્વરૂપ સમજાવે છે.

આ અષ્ટકના વિવેચનમાં વધારે લખવાની અપેક્ષા રહેતી નથી, કારણ કે તેના ભાવાર્થમાં જોઇતો વિસ્તાર કરવામાં આવ્યો છે છતાં યત્કિંચિત્ સ્ફુરણા થવાથી કાંઇક વિવેચન લખવામાં આવેલ છે.

**ધન** તે રોકડ નાણું, **ધાન્ય**–અનેક પ્રકારનું અનાજ, **ક્ષેત્ર**–તે ઘર, હાટ, વાડી, બાગ, બગીચા અથવા ખેતીની જમીન વિગેરે, **વસ્તુ**–ઘર વપરાશની અનેક પ્રકારની વસ્તુઓ (ઘરવકરીની ચીજો), **રૂપું** અને **સોનું** અથવા તેના ઘડાવેલાં આભૂષણો, **કુપદ** તે ત્રાંબુ, પીત્તળ વિગેરે અન્ય ધાતુઓ અથવા તેના બનેલા વાસણો વિગેરે, **દ્વિપદ**–નોકર, ચાકર, દાસ, દાસી વિગેરે, **ચતુષ્પદ**–ગાય, ભેંશ, બળદ, ઘોડા, હાથી વિગેરે–આ નવ પ્રકારનો પરિગ્રહ મુખ્ય વૃત્તિએ કહેલો છે. એમાં તમામ પ્રકારની વસ્તુઓનો સમાવેશ થઇ જાય છે. આ પરિગ્રહમાં ગ્રહ શબ્દ હોવાથી તેને એક પ્રકારના ગ્રહની ઉપમા આ અષ્ટકના પ્રથમના શ્લોકમાં કર્ત્તાએ આપી છે.

કર્તા કહે છે કે–"આ પરિગ્રહરૂપ ગ્રહ કોઇ નવીન પ્રકારનો છે, કારણ કે બીજા સૂર્યચંદ્રાદિ ગ્રહો તો રાશિથી પરાવર્તન પામ્યા કરે છે પણ આ તો ગમે તેટલી રાશિ (દ્રવ્યના ઢગલા) ભેળી થાય તો પણ પરાવર્તનભાવ પામતો જ નથી; એની તૃષ્ણા તો વૃદ્ધિ પામતી જ રહે છે. વળી બીજા ગ્રહો તો વક્ર ગતિમાં આવે ત્યારે માર્ગ બદલે છે, પરંતુ આ ગ્રહ તો દ્રવ્યાદિકની વૃદ્ધિ થયા છતાં પણ વક્રતાને તજતો નથી, ઊલટી વક્રતા વૃદ્ધિ પામે છે. વળી અન્ય મંગળ, શનિ વિગેરે ક્રૂર કહેવાતા ગ્રહો પણ સર્વને સરખી રીતે પીડા કરતા નથી, કેટલાકને તો અનુકૂળ પણ થાય છે અને અનેક પ્રકારનું સુખ પણ આપે છે. પરંતુ આ પરિગ્રહરૂપ ગ્રહે તો આખા જગતને વિડંબના જ પમાડી છે. એણે કોઇને છેવટ સુધી સુખી રહેવા કે થવા દીધેલ નથી. ખરા સુખી તો જ્યારે એને તજે છે ત્યારે જ થઇ શકે છે. આટલા કારણોથી આ પરિગ્રહરૂપી ગ્રહ કોઇ અભિનવગ્રહ છે. ૧.

વળી એ ગ્રહના આવેશથી આવેશિત થયેલા ઘણા લિંગ-ધારીઓ-વેશધારી બાવા, જોગી, અતીત, સાધુ, સંન્યાસી તેમ જ જતિ વિગેરે અનેક પ્રકારના દુર્ભાષિતનું ભાષણ કરે છે અને અણુછાજતા પ્રલાપો કરી ધૂળ ઉડાવે છે. આ ગ્રહનો આવેશ અત્યંત ભૂરો છે. ૨.

આ બાહ્ય પરિગ્રહની વાત થઈ પણ એ સાથે બીજો અભ્યંતર પરિગ્રહ પણ છે કે જેને આ બાહ્ય પરિગ્રહ સહાયક થાય છે. તે અભ્યંતર પરિગ્રહ ૧૪ પ્રકારનો છે. ત્રણ વેદ, હાસ્યાદિ ષટ્ક, મિથ્યાત્વ ને ચાર કષાય. આ અભ્યંતર પરિગ્રહ તો વળી બાહ્ય પરિગ્રહ કરતાં પણ વધારે ઉપદ્રવકારી છે. અનંત ભવ પર્યંત-અનંતો કાળ આ સંસારમાં પરિભ્રમણ કરાવનાર છે. એ બંને પ્રકારના પરિગ્રહને જે તૃણવત્ ત્યજી દે છે તે જ મહાપુરુષ જગતને પૂજનિક થાય છે. બાકી બાહ્ય કે અભ્યંતર પરિગ્રહવાળા જગતને પૂજવા યોગ્ય નથી. ૩.

જ્યાં સુધી ઉપર જણાવેલો અભ્યંતર પરિગ્રહ એવો ને એવો હોય-તેમાં કાંઇ પણ ખંડના થઈ ન હોય-તેને ઓછો કરવાનો પ્રયત્ન કર્યો ન હોય ત્યાં સુધી બાહ્ય પરિગ્રહ કદિ સર્વથા તજી દે તો પણ તેનો ત્યાગ વૃથા છે; કેમ કે સર્પ કાંઈ બહારની કાંચળી છોડી દેવાથી નિર્વિષ થતો નથી, પરંતુ તેના મુખમાંહેની ઝેરી દાઢ જો પાડીને કાઢી નાખવામાં આવે ત્યારે જ નિર્વિષ થઈ જાય છે. તે પ્રમાણે બાહ્ય પરિગ્રહ ઉપર જણાવેલા વિષય, કષાય ને મિથ્યાત્વરૂપ છે તેને તજો તો પછી તમારું પ્રાણહારક વિષ ગયું એટલે બાહ્ય પરિગ્રહ છૂટી જ જશે, તે રહેવાનો જ નથી. અને કદી અલ્પ કાળ રહે તો પણ ઝેરી દાંત વિનાના સર્પના ડંશની જેમ તે વિકાર કરવાનો નથી. ૪

જેમ મહાન્ સરોવરની પાળ તૂટી જવાથી અથવા તોડી નાખવાથી અંદર રહેલ તમામ પાણી વહી જાય છે તેમ પરિગ્રહરૂપી પાળ તૂટી તો પછી આત્માની અંદર કર્મરૂપી જળ રહી શકતું નથી–તે સ્વયમેવ ખાલી થઇ જાય છે. તેને રોકનાર પરિગ્રહ પરની મમતારૂપ પાળ જ છે. જ્યાંસુધી મમતાભાવ છે ત્યાંસુધી કર્મરૂપી જળ અવિચ્છિન્ન ભરેલું જ છે, તેથી મમત્વભાવ તજવાની ખાસ આવશ્યકતા છે. ૫

જે યોગી પુરુષ સ્ત્રી, પુત્ર, પરિવારાદિ ઉપરની મૂર્છા કે જે એક પ્રકારનો પરિગ્રહ જ છે તેને ત્યજી દે છે–મમતાનો સંગ છોડે છે અને માત્ર જ્ઞાનધ્યાનમાં જ નિમગ્ન થઇ જાય છે–તેમાં જ લીનતાવાળા થાય છે તેને પછી બાહ્ય પુદ્ગલની નિયંત્રણા શું કરી શકે ? કાંઇ કરી ન શકે. તેને તે નિયંત્રણા નિયંત્રણારૂપ જ રહેતી નથી; તેનું સ્વરૂપ જ પલટાઇ જાય છે. તેને તો સર્વત્ર સમભાવ પ્રાપ્ત થાય છે એટલે સ્વપરનો ભેદ ટળી જવાથી નિયંત્રણાનું સમૂળ ઉન્મૂલન થાય છે. ૬.

એવા મહાપુરુષના આત્મામાં પ્રગટેલો જ્ઞાનરૂપ દીપક નિષ્પરિગ્રહતારૂપ સ્થિરતાને પામે છે. તે વખતે અનેક પ્રકારના ધર્મોપકરણો પણ તેને બાધ કરતા નથી. ઊલટા તે મદદગાર થાય છે અને નિર્વાત એટલે પવન વિનાના સ્થાનની ગરજ સારે છે. મમતાપણાને અંગે આત્માને બાધકારી હોય છે તે જ સમતાપણાને અંગે સાધનભૂત થઇ પડે છે. એક અપેક્ષાએ જે ઉપકરણ છે તે જ બીજી અપેક્ષાએ અધિકરણ થઇ પડે છે, પરંતુ જે તેને ઉપકરણપણે જ ઉપયોગમાં લે

છે તેને તે ચારિત્ર આરાધનમાં સહાયક થઇ પડે છે. કિંચિત્ પણ હાનિકારક થતા નથી. ૭

આ જગતમાં અનેક પ્રકારના પદાર્થો રહેલા છે. તેમાંનાં અમુક અમુક પદાર્થોની ઉપર મમતાભાવને લઇને પ્રાણીઓ પોતાનું સ્વામીપણું માને છે એટલે તેના ઉપરની મૂર્ચ્છા છે તે જ પરિગ્રહ છે. બાકી સ્વામીપણું માનવા કે ન માનવાથી વસ્તુનું સ્વરૂપ કાંઈ બદલાતું નથી. પરમાત્માએ એટલા જ કારણથી વસ્તુને પરિગ્રહ કહેલ નથી, પણ તેના પરની જે મૂર્ચ્છા–મમતા–મારાપણાની બુદ્ધિ તે જ પરિગ્રહ છે એમ કહેલ છે. અહીં પણ કર્ત્તા કહે છે કે જેની બુદ્ધિ મૂર્ચ્છાવડે આચ્છાદિત થયેલી છે તેને જગત બધું પરિગ્રહરૂપ છે અને જેની બુદ્ધિમાંથી મૂર્ચ્છા નાશ પામી છે–કોઇ પણ વસ્તુ ઉપર–યાવત્ પોતાના શરીર ઉપર પણ મૂર્ચ્છા નથી તેને આ જગત બધું અપરિગ્રહરૂપ છે. તેને જગતની કોઇપણ વસ્તુ આત્મસંપત્તિ મેળવવામાં–તેને પ્રકટ કરવામાં બાધ કરતી નથી. ૮.

આ પરિગ્રહ ને અપરિગ્રહનું છેવટે બતાવેલું સ્વરૂપ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. કર્ત્તાએ આ અષ્ટકમાં પરિગ્રહના સ્વરૂપને બહુ સ્ફુટ કરેલું છે. તેમની કરેલી અઢાર પાપસ્થાનકોની સજ્ઝાયો પૈકી પાંચમી પરિગ્રહની સજ્ઝાયમાં આ અષ્ટકના પ્રથમના બે શ્લોકના ભાવાર્થવાળી બે ગાથાઓ નીચે પ્રમાણે મૂકેલી છે.

નવી પલટાયે રાશિથી, માર્ગી કહિ ન હોય; સલુણે!
પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દીયે દુઃખ સોય, સલુણે!

પરિગ્રહ ગ્રહવશે લિંગીયા, લેઈ કુમતરજ શીશ; સલુણે!
જિમ તિમ જગ લવતા ફરે, ઉન્મત્ત હોય નિશદિશ. સલુણે!
પરિગ્રહ મમતા પરિહરો.

આ અષ્ટકની સાથે આ પાંચમી સજઝાય પણ મનન કરવા લાયક છે. તેમાં પણ કર્ત્તાએ બહુ ઉત્તમ ભાવ પ્રદર્શિત કર્યો છે. અત્ર સ્થળ સંકોચના કારણથી તે દાખલ કરવામાં આવેલ નથી.

કુંવરજી　　　　　　　　[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૪૦, ]



## ( ૨૬ ) अनुभवाष्टकम्

**વિવેચન**—બાહ્ય અને અભ્યંતર ઉભય પરિગ્રહના ત્યાગી નિર્ગ્રંથ મુનિજનો પવિત્ર શ્રુત–શાસ્ત્રનો પરિચય કરીને પરિણામે જે અનુભવ જ્ઞાનવડે સ્વાત્માનુભવ સંપાદન કરી શકે છે તેનો મહિમા–પ્રભાવ શાસ્ત્રકાર વર્ણવે છે.

આ અષ્ટક બહુ ગંભીરભાવવાળું છે. અનુભવજ્ઞાનના અધિકારી સમકિતદૃષ્ટિ જીવો છે. અનુભવજ્ઞાન શ્રુતજ્ઞાનના પૂર્ણ અભ્યાસીને તેના કાર્યરૂપે થાય છે અને તે કેવળજ્ઞાનરૂપ સૂર્યને અંગે અરુણોદય જેવું છે. આ સંબંધમાં ભાવાર્થના લેખક મુનિરાજે સારું અજવાળું પાડેલું હોવાથી અહીં વધારે લખવાની આવશ્યકતા રહેતી નથી તો પણ યથામતિ કાંઈક વિશેષ સ્પષ્ટતા કરી છે.

પંડિત પુરુષો દિવસ ને રાત્રિના મધ્યમાં જેમ સંધ્યા હોય છે તેમ કેવળજ્ઞાન ને શ્રુતજ્ઞાનના મધ્યમાં અનુભવજ્ઞાનની સ્થિતિ

બતાવે છે. સર્વ શાસ્ત્રોના અભ્યાસથી તો માત્ર મોક્ષમાર્ગનું દિગ્દર્શન થાય છે. બાકી ભવસમુદ્રનો પાર પામવા માટે તો અનુભવજ્ઞાનની જ ખાસ જરૂર છે. અતીંદ્રિય એટલે ઇંદ્રિયોના વિષયમાં ન આવી શકે તેવું પરબ્રહ્મનું સ્વરૂપ અર્થાત્ પરબ્રહ્મ તેને વિશુદ્ધ અનુભવ વિના બીજા કોઇ પ્રકારે જાણી શકાય તેમ નથી. શાસ્ત્રોની સેંકડો યુક્તિ તેમાં કામ આવતી નથી. તેમાં તો મનોમન સાક્ષીની જેમ વિશુદ્ધ આત્મા જ વિશુદ્ધ પર-બ્રહ્મને જોઈ શકે છે. તેના મધ્યમાં કરણ તરીકે અનુભવજ્ઞાન કામ કરે છે, ત્યાં બીજું સામાન્ય જ્ઞાન કામ કરી શકતું નથી, તેથી અનુભવજ્ઞાન મેળવવા માટે સતત પ્રયત્નની જરૂર છે જો હેતુયુક્તિવડે અતીંદ્રિય પદાર્થો જાણી શકાતા હોત તો પ્રાજ્ઞ-પુરુષો તે જાણવાનો પ્રયત્ન કરવા ચૂકત નહીં; પરંતુ એમાં હેતુવાદ ચાલી શકતો નથી, એમાં તો અનુભવજ્ઞાનની જ જરૂર છે. એ અનુભવજ્ઞાન શ્રુતજ્ઞાન જ્યારે ઠરે છે–સ્થિરભાવ પામે છે–આત્મા શાંતવૃત્તિમાં આવે છે ત્યારે ઉત્પન્ન થાય છે. અને ત્યારે જ અતીંદ્રિય પદાર્થોનું સત્ય સ્વરૂપ સહજે સમજી શકાય છે. તે સિવાય કલ્પનાઓ તો એને માટે ઘણા શુકપાઠી પંડિતો કરી ચૂકયા પણ ક્ષીરાન્નમાં ફરતો ચાટુવો જેમ તેના રસનો આસ્વાદ જાણી શકતો નથી તેમ અનુભવજ્ઞાન વિના તેઓ તેને જાણી શકયા નહીં; કેમ કે તેનો આસ્વાદ તો અનુભવરૂપ જીભવડે જ લઈ શકાય તેમ છે. નિર્દ્વંદ્વપણાના અનુભવ વિના નિંર્દ્વંદ્વ બ્રહ્મનો અનુભવ થઇ શકતો નથી. તે વાણીમય, લિપિમય કે મનોમય અથાત્ લિપિ એટલે અક્ષરરચના, તેનો વિષય થઈ શકતો નથી. તે તો આત્માના અનુભવનો વિષય જ થઇ શકે તેમ છે. પ્રાણીઓની ચાર દશાઓ પૈકી

ચોથી ઉજાગરદશામાં એટલે જ્યાં કલ્પના માત્રની શાંતિ થયેલી હોય છે તેમાં જ અનુભવની પ્રાપ્તિ થાય છે. અનુભવ યોગ્ય દશા તે જ છે. બાકીની ત્રણ દશાઓ ( સુષુપ્તિ, સ્વાપ ને જાગર )નો તો સંસારી જીવ માત્ર અનુભવ કર્યા કરે છે; પરંતુ તેથી કાંઇ કાર્યસિદ્ધિ થતી નથી. એ તો મોહનીયકર્મ-જન્ય દશાઓ છે, મોહનો વિલાસ છે, સંસારપરિભ્રમણનો હેતુ છે અને આત્માને અહિતકર છે; છેલ્લી એક દશા જ આત્માને હિતકર છે. તે મેળવવા માટે પ્રથમ પ્રયાસ ઘણો કરવો જોઇએ. તેને માટે યોગ્યતા મેળવવી જોઇએ, તે દશા કાંઈ એકાએક પ્રાપ્ત થઇ શકે તેવી નથી. યોગી પુરુષોને જ તે દશા પ્રાપ્ત થાય છે. સંસારમાં વાસ કરીને રહેલા વિકારી પ્રાણીઓનો એમાં અવકાશજ નથી. એને એની ગંધ પણ આવે તેમ નથી. તેથી તે દશાને પ્રાપ્ત કરવા માટે સંસાર તજવાની જ ખાસ અપેક્ષા છે. સંસારથી ન્યારા થયેલા–જેમના હ્રદયમાંથી સંસારની વાસના માત્ર ઊઠી ગયેલી હોય એવા મહામુનિઓ શાસ્ત્રદષ્ટિવડે એટલે શ્રુતજ્ઞાનવડે પ્રથમ સકળ શબ્દબ્રહ્મને જાણીને પછી સ્વસંવેદ્ય એવા પરબ્રહ્મનો અનુભવ કરે છે. આ સ્થિતિ અત્યંત દુર્ઘટ છે, મોંઘી છે, મુશ્કેલ છે, સહેજે પ્રાપ્ત થાય તેવી નથી; પરંતુ જેને તે પ્રાપ્ત કરવા દઢ અભિલાષા છે–જિજ્ઞાસા છે, તેણે પ્રથમ સંસા-રથી ન્યારા થઈ, વિષય કષાયનો યથાશક્તિ જય કરી, શ્રુત-જ્ઞાનના બળને વધારી, સમભાવમાં સંપ્રયુક્ત થઇ પછી અનુ-ભવજ્ઞાન મેળવવા તત્પર થવું એટલે તે સહેજે પ્રાપ્ત થશે. એને માટે પ્રથમ જ્ઞાન ક્રિયા બંનેની અપેક્ષા છે; પછી માત્ર જ્ઞાનની એકલાની જ અપેક્ષા છે. આ સ્થિતિનું વર્ણન ગમે તેટલું કરીએ પણ તે પૂર્ણપણે શબ્દગોચર થઈ શકે તેમ નથી. તે તો

આત્માના અનુભવનો જ વિષય છે. એવું અમૂલ્ય અનુભવજ્ઞાન મેળવવા દરેક સમકિતદૃષ્ટિ જીવોએ પ્રયાસ કરવો, કારણ કે એ પ્રયાસનું પરિણામ જો લાભમાં આવે તો પછી અપ્રતિપાતી જ્ઞાન–કેવળજ્ઞાનની પ્રાપ્તિ બહુ નજીક થઇ જાય છે, અને આત્મા અલ્પ કાળમાં અજરામરદશાને પ્રાપ્ત કરે છે. કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૭૩ ]



## ( ૨૭ ) योगाष्टकम्

**વિવેચન**—યોગનો આ અતિ મહત્ત્વનો વિષય આપણે જરા વિવેચન કરી સમજવા યત્ન કરીએ. મોક્ષસુખ સાથે જીવને જોડી આપે તેને યોગ કહેવાય. એવી યોગની વ્યાખ્યા બતાવી છે તે બહુ મનન કરવા યોગ્ય છે. પરંપરાસાધ્ય–અંતિમ લક્ષ્યસ્થાન મોક્ષ હોવાથી તેને જોડી આપનારને યોગ કહેવામાં આવે છે, તે યોગની ઇતિકર્ત્તવ્યતા સૂચવે છે. આ વ્યાખ્યાને મળતી વ્યાખ્યા શ્રી હરિભદ્રસુરિએ યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથમાં આપી છે, જે પણ વિચારવા યોગ્ય છે. તેઓશ્રી કહે છે કે “ અયોગને યોગોમાં ઉત્કૃષ્ટ યોગ કહેવામાં આવે છે અને તે ચૌદમે ગુણઠાણે હોવાથી મોક્ષની સાથે જોડી દેનાર છે. સર્વસંન્યાસ એ તેનું સ્વરૂપ છે.” પતંજલિ યોગની વ્યાખ્યા કરતાં કહે છે કે ‘ ચિત્તવૃત્તિનો નિરોધ તે યોગ ’ એ વાત જૈન માનસશાસ્ત્રને અનુકૂળ નથી એ પણ અત્ર જણાવી દેવું પ્રાસંગિક ગણાશે. ઉપર યોગની જે વ્યાખ્યા બતાવી છે તે તે શબ્દની વ્યુત્પત્તિ સાથે પણ બરાબર મળતી આવે છે.

સ્થાન અને વર્ણયોગને કર્મયોગમાં ગણવામાં આવ્યા અને અર્થ, અવલંબન અને એકાગ્રતાને જ્ઞાનયોગમાં ગણવામાં આવ્યા પછી એક બહુ અગત્યની વાત બતાવી તે પર ધ્યાન ખેંચવા યોગ્ય છે. આ યોગો વિરતિભાવ ધારણ કરનારને એટલે ત્યાગ-ભાવ આદરનાર-ગ્રંથિભેદ કરનાર ઉચ્ચ દૃષ્ટિવાન પ્રાણીને અવશ્ય પ્રાપ્ત થયેલા હોય છે. તેમાં જો કે તરતમતા હોય છે, પરંતુ તેનો સદ્‌ભાવ તો જરૂર હોય છે. યોગપ્રાપ્તિની શરૂઆત પ્રાણી જ્યારે આસન્નસિદ્ધ દશામાં આવે છે ત્યારે થાય છે, તે પહેલાં તેને તેની પ્રાપ્તિ થતી નથી. અંતિમ પુદ્‌ગલપરાવર્તમાં જ્યારે પ્રાણી આવે છે ત્યારે તેની પ્રગતિ બહુ વેગપૂર્વક આગળ વધે છે અને તેમાં તેને યોગપ્રાપ્તિ થતી જાય છે. જ્યારે સમ્યગ્‌ બોધ થવા સાથે ગ્રંથિનો ભેદ થાય ત્યારે ઉન્નતિક્રમમાં તે બહુ આગળ પડતો ભાગ ભજવે છે. આ ગ્રંથિભેદ પૂર્વે યોગો બીજમાત્ર હોય છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી તે વિશેષ વ્યક્ત રીતે જણાઇ આવે છે. જેમ જેમ ગુણશ્રેણિ વધતી જાય છે તેમ તેમ યોગમાં પ્રગતિ થતી જાય છે.

અહીં કૃપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમને ઉત્પન્ન કરનાર યોગ છે એમ કહ્યું. તે ચારે ગુણો બહુ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. સમ્યક્ત્વના પાંચ લિંગ બતાવ્યાં છે એટલે અમુક પ્રાણીમાં સમ્યક્ત્વ છે કે નહિ તેનાં નિર્ણયસૂચક પાંચ ચિહ્નો બતાવ્યાં છે તે પૈકી આ ચારે લિંગ છે અને પાંચમા આસ્તિકય નામના લિંગને ઉપલક્ષણથી સાથે સમજી લેવું એ પણ સૂચન છે.

યોગના આઠ અંગોમાં પ્રથમ અંગ યમ નામનું છે. એના યોગાચાર્યો ચાર વિભાગો બતાવે છે. તે આ પ્રમાણે—ઇચ્છા,

પ્રવૃત્તિ, સ્થિર અને સિદ્ધિ. જે પ્રાણીઓએ યમ કરેલો હોય તેની કથા સાંભળવામાં આનંદ આવે અને તેવા યમ કરવાની ઇચ્છા થાય તેને પ્રથમ **ઇચ્છાયમ** કહેવામાં આવે છે. અહીં હજુ વિચારણામાં યોગ છે, તે સારા છે, કર્તવ્ય છે, આદરણીય છે એટલી બુદ્ધિ આ પ્રાથમિક યમમાં થાય છે. ત્યાંથી પ્રગતિ કરતાં ઉપશમ ભાવપૂર્વક યમનું પાલન કરવામાં આવે તેને બીજો **પ્રવૃત્તિયમ** કહેવામાં આવે છે. અહીં જે પાલન થાય છે તે પ્રાથમિક પ્રકારનું સમજવું. પ્રવૃત્તચક્રયોગીઓમાં આ પ્રથમના બે યમો હોય છે. ક્ષયોપશમ ભાવથી અતિચારાદિ દૂષણ ન લાગે તેવી રીતે યોગની પ્રક્રિયા કરવી તે **સ્થિરયમ** છે. અહીં પ્રકૃતિથી પ્રાણીની એવી સુંદર દશા થઇ જાય છે કે એના વર્તનમાં અતિચાર-દૂષણ લાગે તેવું રહેતું નથી, ઉપયોગપૂર્વક વર્તન કરે છે અને તેથી બાધકનો તેને ભય લાગતો નથી. શુદ્ધ અંતરાત્મદશામાં ઉત્કૃષ્ટસિદ્ધિસાધક યોગની અચિંત્ય વીર્યોલ્લાસપૂર્વક પ્રક્રિયા કરવામાં આવે તેને ચોથો **સિદ્ધિયમ** કહેવામાં આવે છે. આ ચારે યમો અનુક્રમે યોગમાં વિશેષ પ્રગતિ બતાવે છે. એના ઉપરથી યોગમાં કાર્યક્રમ કેવા પ્રકારનો રાખવામાં આવ્યો છે તે પણ જણાઇ આવે તેવું છે. પ્રથમ વિચાર સુંદર થાય, શુભ વસ્તુને ઓળખાય, પછી તેના તરફ આદર થાય, પછી તેનું પાલન થાય, પછી વિશેષ પાલન થાય અને પછી પાલન કરવામાં અતિ આનંદ આવે અને તેમાં જ કર્તવ્યપૂર્ણતા મનાય. યમો પાંચ પ્રકારના પણ ગણવામાં આવે છે અને તે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહત્યાગરૂપ છે. અત્ર જે યમ બતાવ્યા છે તે પ્રત્યેક પ્રગતિદર્શક હોઈને બહુ આનંદદાયક હકીકત સમજણમાં લાવે તેવા છે.

સ્થાન વિગેરે પાંચ પ્રકારના યોગોને અંગે પ્રત્યેકના પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ એવા ચાર વિભાગ પાડવામાં આવ્યા છે તે પણ અતિશય મનન કરીને સમજવા યોગ્ય છે. એ ચાર વિભાગો શ્રી હરિભદ્રસૂરિ મહારાજના બનાવેલા ષોડશક ગ્રંથાનુસાર છે. સ્રીનું પોષણ જેમ રાગથી કરવામાં આવે છે તેવી રીતે પ્રીતિથી–રાગપૂર્વક અનુષ્ઠાન કરવાં તે પ્રીતિઅનુષ્ઠાન નામના પ્રથમ વિભાગમાં આવે છે. અહીં પ્રશસ્ત રાગ થાય છે, તે જો કે ત્યાજ્ય છે પણ સાંસારિક રાગની અપેક્ષાએ સુંદર છે અને પ્રગતિ માર્ગમાં રાગનો સર્વથા ત્યાગ થવા પહેલાં સુંદર અનુષ્ઠાનો તરફ પ્રીતિ થવાની જરૂર છે. માતાનું ભરણપોષણ ભક્તિથી થાય છે તેવી રીતે ભક્તિપૂર્વક અનુષ્ઠાન કરવાં તે બીજો ભક્તિઅનુષ્ઠાન વિભાગ છે. અહીં પણ રાગ છે પરંતુ તે પ્રશસ્ત છે અને તેમાં મહત્તાનો અંશ રહેલો છે. શાસ્ત્ર અથવા શિષ્ટ પુરુષોની આજ્ઞા પ્રમાણે અનુષ્ઠાન કરવાં તે વચનઅનુષ્ઠાન. અહીં શિષ્ટની પ્રથમ શોધ કરવી પડે છે અને એક વખત શિષ્ટત્વની પ્રતીતિ થયા પછી તેઓનું પ્રામાણ્ય સ્વીકારવું જોઇએ. આયુષ્યની અલ્પતા અને માનસિક બળની ઓછાશને લીધે શિષ્ટ જનો શું કહે છે તે વિચાર કરી સમજવાનો યત્ન કરવો એ જ કર્તવ્ય છે. સ્વાભાવિક રીતે શિષ્ટ વચનાનુસાર વર્તન થઇ જાય તે અસંગ અનુષ્ઠાન. અતિ ઉત્કૃષ્ટ વર્તનદશા આ અસંગ અનુષ્ઠાનમાં થાય છે. ત્યાં પ્રાણીનું વર્તન જ એવું સુંદર સ્વાભાવિક રીતે થઇ જાય છે કે અસુંદરતા તેમાં થતી જ નથી. જેમ હાલ વિભાવ એ સ્વભાવ જેવો થઇ ગયો છે તેમ અસંગમાં સ્વભાવ સાધારણ થઇ પડે છે. અહીં નિરોધ સંસ્કારની વૃદ્ધિ થાય છે અને

વ્યુત્થાન સંસ્કારની ન્યૂનતા થાય છે. એને લઈને જે ઉત્તમ દશા ઉત્પન્ન થાય છે તે પાતંજલની પ્રશાંતવાહિતા સાથે મળતી આવે છે. ફેર માત્ર એટલો જ છે કે પાતંજલની પ્રશાંતવાહિતા અથવા બોધના વિસભાગપરિક્ષયમાં જ્યારે સમ્યગ્બોધ હોતો નથી ત્યારે અહીં તે હોય છે અને સાથે સાધ્યનું સામીપ્ય હોય છે.

સાલંબન અને નિરાલંબન એવા બે પ્રકારના યોગો બતાવ્યા તે ધર્મધ્યાન અને શુકલધ્યાનને અંગે છે. ધર્મધ્યાનના આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનની વિચારણા એ પ્રકારો તેમજ પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ધ્યેયની જે અદ્ભુત વ્યવસ્થા જૈન યોગાચાર્યોએ બતાવી છે તે સાલંબનરૂપ છે, બહુ આનંદપ્રદ હકીકત પૂરી પાડે તેવી છે અને ભાવનારૂપે અમલમાં મૂકતાં પણ ચેતનની અચિંત્ય પ્રગતિ કરાવે તેવી છે. આ ધર્મધ્યાનનો આખો વિભાગ સાલંબન યોગમાં આવે છે. ત્યારપછી ઉન્નતિક્રમમાં આગળ વધતાં શુક્લધ્યાનનો વિભાગ આવે છે, તે નિરાલંબન દશા બતાવે છે. એના ચારે વિભાગોમાં બાહ્યઆલંબનની જરૂર નથી. પ્રથમના બે વિભાગમાં છદ્મસ્થ દશા હોય છે અને તેને અંતે કૈવલ્ય સૂર્ય પ્રગટવાથી લોકાલોકસ્વરૂપ દેખાય છે. ત્રીજા વિભાગવાળી સયોગી અવસ્થાને છેડે જ્યારે ચોથા વિભાગવાળી અયોગી દશા પ્રાપ્ત થાય છે ત્યારે પ્રાણી શૈલેશીકરણ કરી મહાસુખસ્થાન સિદ્ધની નિવાસભૂમિમાં પ્રવેશ કરે છે અને ત્યાં નિરંજન નિરાકારસ્વરૂપે ચિદાનંદ ઘનમય ચૈતન્ય સંસારાતીત મહા ઉન્નત આત્મદશા અનુભવી નિરંતર આનંદ કરે છે. ત્યાં ગયા પછી સંસારભાવ કદી ફરી વાર પ્રાપ્ત થતો નથી, દુઃખનો અનુભવ થતો નથી અને ત્યાંથી પાત થતો નથી. એ દશા પ્રાપ્ત કરવી એ યોગનું

સાધ્ય છે, અંતિમ લક્ષ્યસ્થાન છે અને ઉત્તમ આદર્શ છે. યોગના અનેક વિષયો પર વિચારણા કરતાં આ સિદ્ધદશાનું સ્વાભાવિકપણું અને પરભાવનું વિરૂપપણું નિરંતર લક્ષ્યમાં રાખવું. એ સિદ્ધ દશા પ્રાપ્તવ્ય છે અને એની ખાતર ગમે તેટલો પ્રયાસ કરવામાં આવે તો તે કર્તવ્ય છે. યોગમાં પ્રગતિ કરવી એ એક પ્રકારનો સાધ્યપ્રાપ્તિનો પ્રયાસ છે અને તેટલે દરજ્જે અને તે હેતુએ તે ખાસ આદરણીય છે. મૌક્તિક

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૩૦૫ ]



# (૨૮) नियागाष्टकम्.

**વિવેચન**—આ અષ્ટક ઉચ્ચ કોટીના જીવોને માટે ખાસ ઉપયોગી છે અને તે હિંસક યાગનો નિષેધ કરી સત્યયાગ( યજ્ઞ ) સમજાવવા માટે જ લખવામાં-રચવામાં આવ્યું છે. અજ્ઞાન મનુષ્યોને ઐહિક સુખને લગતા અનેક પ્રકારના ( રાજ્ય, સ્ત્રી, પુત્ર, ધન વિગેરે ) લાભોની પ્રાપ્તિના કારણ સમજાવી ઐહિક સુખાભિલાષી બ્રાહ્મણાદિકોએ પોતાની વાસનાને તૃપ્ત કરવા માટે અનેક પ્રકારના તિર્યંચોનો હોમ કરવારૂપ યજ્ઞની પ્રવૃત્તિ શરૂ કરી છે. તેવા યજ્ઞની પ્રવૃત્તિ વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના તીર્થમાં થયેલા **પર્વત** વિગેરેથી શરૂ થઇ છે, જેની હકીકત જૈન રામાયણમાં સવિસ્તર આવે છે ત્યાંથી વાંચી લેવી. અહીં વિસ્તારના ભયથી લખેલ નથી.

એવા હિંસાકારક યજ્ઞો તે ખરા યજ્ઞો( યાગ ) નથી, પણ સત્ય-નિશ્ચિત યાગ( નિયાગ ) તો ધ્યાનાગ્નિમાં કર્મરૂપ હુતદ્રવ્ય-

ને હોમવા અર્થાત્ ધ્યાનાગ્નિવડે કર્મોને બાળી દેવા-કર્મોની નિર્જરા કરવી તે જ છે. આ હકીકતની આ અષ્ટકમાં બહુ સારી પુષ્ટિ કરી છે. અર્થ લખવામાં પણ સારો વિસ્તાર કરેલો છે તેથી વિવેચન લખવાની આવશ્યકતા નથી તો પણ ટૂંકામાં લખવામાં આવ્યું છે:

શાસ્ત્રકાર કહે છે કે-જો તારે આત્માની ઉચ્ચ દશા પ્રાપ્ત કરવી હોય તો પાપકારી કર્મયજ્ઞને છોડી પાપવિધ્વંસકારી જ્ઞાનયોગમાં પ્રવૃત્તિ કર. કર્મયજ્ઞ વેદોક્ત હોવાથી કરવા યોગ્ય તું માનતો હોય તો તેમાં તારી ભૂલ થાય છે; કારણ કે એવા હિંસક યજ્ઞો મૂળ વેદોમાં હતા જ નહીં. આ યજ્ઞની પ્રરૂપણાવાળા વેદો તો નવીન વેદો છે. એને માટે શ્રીમાન્ આત્મારામજી મહારાજે પ્રગટ કરેલ જૈનતત્ત્વાદર્શ, અજ્ઞાનતિમિરભાસ્કર અને તત્ત્વનિર્ણયપ્રાસાદ એ ત્રણે ગ્રંથોમાં ઘણા વિસ્તારથી સ્પષ્ટીકરણ કરેલું છે. વીતરાગની દ્રવ્યપૂજા વિગેરે પણ યજ્ઞ કહેવાય છે પરંતુ તેના અધિકારી ગૃહસ્થો છે; યોગીઓ તો જ્ઞાનયજ્ઞના જ અધિકારી છે. તેને માટે વીતરાગની દ્રવ્યપૂજાદિ યજ્ઞો પણ કર્ત્તવ્યરૂપ નથી. દરેક કાર્ય અધિકારી પરત્વે જ કર્ત્તવ્યરૂપ ગણાય છે. દરેક કર્ત્તવ્ય દરેકને (ગૃહસ્થ, યોગી વિગેરે સર્વને) કરવા યોગ્ય હોતા નથી.

યજ્ઞાદિ કર્મ પણ ભિન્ન ઉદ્દેશવડે અર્થાત્ યોગ્યતા વિરુદ્ધ અન્ય ઉદ્દેશવડે કરવામાં આવ્યા હોય તો તે તેથી ભિન્ન ફળ આપતા નથી, અર્થાત્ જે ઉદ્દેશથી કરવામાં આવ્યા હોય તે પ્રકારનું જ ઓછું કે વધતું ફળ આપે છે. તેથી અહિંસક યજ્ઞો પણ શુભ ઉદ્દેશવડે જ સાધ્યનો નિર્ણય કરીને કરવા ઉચિત છે.

ઉત્તમ જીવોએ જ્ઞાનાગ્નિમાં અહંકાર, ક્રોધ, લોભ, મોહ, મત્સર, પરદ્રોહાદિ અનેક પ્રકારના દુર્ગુણોનો જ હોમ કરવા

યોગ્ય છે. યોગીઓને માટે તો એ જ યજ્ઞ કર્ત્તવ્યરૂપ છે તેથી અન્ય સર્વ યજ્ઞોને અકર્ત્તવ્યરૂપ સમજી ખરા કર્ત્તવ્યપરાયણ થવું જોઇએ આવા કારણથી જ બ્રહ્મ જે આત્મા તેના હિત માટે જ સર્વસ્વનું અર્પણ કરનાર, બ્રહ્મ દૃષ્ટિવાળા, બ્રહ્મ સાધન કરનારા, બ્રહ્મવડે અબ્રહ્મનો બ્રહ્મને વિષે બ્રહ્મ ગુપ્તિવાળા થઇને હોમ કરે છે, તેવા બ્રહ્માધ્યયનમાં નિષ્ઠાવાળા અને પરબ્રહ્મમાં સમાધિવાળા બ્રહ્મો ( આત્માઓ ) ખરા નિયાગને ઓળખીને તેને જ આદરે છે કે જેથી તેઓ પાપકર્મથી લેપાતા નથી.

આ અષ્ટકના અધિકારી તેમ જ તેના ખરા સ્વરૂપના લેખકો બહુ અલ્પ હોય છે તેથી અહીં તેનો વિસ્તાર કરવામાં આવ્યો નથી. આ અષ્ટકનું રહસ્ય એ છે કે હિંસક યજ્ઞોને તજી દઈને અહિંસક યજ્ઞ કરવા ઉત્તમ જીવોએ તત્પર થવું. ગૃહસ્થોએ પણ ઐહિક સુખની આશાએ કદી પણ પાપકારી યજ્ઞો કરી પોતાના આત્માને પાપ પ્રવૃત્તિથી લિપ્ત કરવો નહીં, કારણ કે તેવા યજ્ઞોથી બતાવવામાં આવતો લાભ માત્ર ભ્રમણારૂપ છે. તેનાથી તેવા પ્રકારના કહેવામાં આવતા ઐહિક સુખોની પણ પ્રાપ્તિ થતી નથી, માત્ર તેનાથી તો તેવા યજ્ઞો કરાવનારાની વાસના જ તૃપ્ત થાય છે; માટે ધ્યાનાગ્નિમાં કર્મોનો અથવા જ્ઞાનાગ્નિમાં અહંકારાદિનો હોમ કરવારૂપ ભાવયજ્ઞ કરવો અને દ્રવ્યયજ્ઞ કરવાની ઇચ્છા થાય તો વીતરાગની દ્રવ્યપૂજા અનેક પ્રકારના ઉત્તમ દ્રવ્યોવડે તેના અધિકારી ગૃહસ્થોએ કરવી કે જેથી ઐહિક ને આમુષ્મિક બંને પ્રકારના સુખોની પ્રાપ્તિ થઇ શકે છે.

કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૩૩૭ ]



# ( ૨૯ ) पूजाष्टकम्

વિવેચન—યજ્ ધાતુ દેવપૂજામાં પ્રવર્તે છે એથી યાગ-યજ્ઞનો અર્થ દેવપૂજા એવો થાય છે એ સંબંધથી આવેલી દ્રવ્યભાવપૂજાનું સ્વરૂપ શાસ્ત્રકાર પ્રતિપાદન કરે છે.

પૂજ્યની પૂજા બે પ્રકારની છે: એક દ્રવ્યપૂજા તથા બીજી ભાવપૂજા. શુભ અથવા શુદ્ધ લક્ષથી કરવામાં આવતી દ્રવ્યપૂજા ભાવપૂજાનું કારણ હોવાથી તે યોગ્ય અધિકારી જીવને અધિક ઉપકારી થાય છે. આરંભવાળાં કાર્યમાં રક્ત ગૃહસ્થ દ્રવ્ય-પૂજાનો મુખ્યપણે અધિકારી છે, અને સર્વ આરંભરહિત મુનિ ભાવપૂજાના જ અધિકારી છે. વળી ગૃહસ્થ પણ શુદ્ધ લક્ષથી દ્રવ્યપૂજાવડે ભાવને પણ સાધી શકે છે, પરિણામે તે ભાવપૂજાનો પણ અધિકારી થઈ શકે છે; માટે સ્વોચિત કર્તવ્ય કરવામાં પ્રમાદ નહિ કરતાં શુદ્ધ લક્ષપૂર્વક આત્માર્પણ કરતાં રહેવું જોઈએ.

પ્રથમ ભાવપૂજાનું સ્વરૂપ પ્રતિપાદન કરે છે. શુદ્ધ સાધ્ય લક્ષથી જો ગૃહસ્થ દ્રવ્યપૂજા કરવામાં આદરવંત થાય તો તે પણ અંતે તેવા ભાવને પામે છે. ભાવનિષ્ઠ રહેવું એ મુનિનું તો ખાસ કર્તવ્ય જ છે.

આ અષ્ટકમાં પૂજા શબ્દે દ્રવ્યપૂજા ને ભાવપૂજા બંનેનો સમાવેશ છે, પરંતુ ખરી રીતે તેમાં ભાવપૂજાનું સ્વરૂપ જ બતાવ્યું છે. દ્રવ્યપૂજામાં જળાદિક જે જે પદાર્થો જોઈએ—જે સાધનોવડે પરમાત્માની પૂજા કરી શકાય તે તે જગ્યાએ ભાવ-પૂજામાં શું શું ભાવો જોઈએ કે જેનાવડે આત્મારૂપ પરમાત્માની વાસ્તવિક પૂજા થાય તે અત્ર પૃથક્ પૃથક્ વિભાગ પાડીને જ બતાવવામાં આવે છે.

| દ્રવ્યપૂજામાં | ભાવપૂજામાં |
| --- | --- |
| સ્નાન માટે નિર્મળ જળ. | દયારૂપ જળ. |
| નિર્મળ ઉત્તમ વસ્ત્ર. | સંતોષરૂપ વસ્ત્ર. |
| ઉત્તમ કેશર ચંદનનું તિલક. | વિવેકરૂપ તિલક. |
| પવિત્ર શરીર. | ભાવનારૂપ પવિત્ર આશય. |
| કસ્તૂરી મિશ્ર ચંદનનું પ્રભુને વિલેપન. | ભક્તિયુક્ત શ્રદ્ધાન–તદ્રૂપ વિલેપન. |
| પ્રભુના નવ અંગે પૂજા. | બ્રહ્મચર્યના નવ અંગની પૂજા ( પ્રાપ્તિ ). |
| દેવાધિદેવની પૂજા. | શુદ્ધ આત્માની પૂજા. |
| ઉત્તમ પુષ્પોની માળા. | ક્ષમારૂપ પુષ્પમાળા. |
| ક્ષોમદ્વય ( બે વસ્ત્ર ) બે બાજુ ઢોવાના. | બે પ્રકારના ધર્મરૂપ વસ્ત્ર-યુગલ. |
| સુંદર આભરણ. | ધ્યાનરૂપ આભરણ. |
| અષ્ટમંગળનું આલેખન. | આઠ મદસ્થાનનો ભંગ કરવારૂપ અષ્ટ મંગળ. |
| અગ્નિમાં કૃષ્ણાગુરુનો ધૂપ. | જ્ઞાનરૂપ અગ્નિમાં શુભ સંકલ્પરૂપ કૃષ્ણાગુરુનો ધૂપ. |
| લૂણ ઉતારી અગ્નિમાં ક્ષેપવું. | શુદ્ધ ધર્મરૂપ અગ્નિમાં અશુદ્ધ ધર્મરૂપ લૂણનું ક્ષેપવું. |
| આરતિ ઉતારવી. | પુણ્ય સામર્થ્યરૂપ આરતિ ઉતારવી. |
| મંગળદિપક સ્થાપવો. | અનુભવરૂપ સ્ફુરાયમાન દીપક મૂકવો. |

| | |
|---|---|
| નૃત્ય કરવું. | યોગરૂપ નૃત્ય કરવું. |
| ત્રણ પ્રકારના વાજીત્રો વગાડવા. | રત્નત્રયી(સંયમ)રૂપ વાજીત્ર વગાડવા. |
| ઘંટા વજાડવી. | સત્યરૂપ ઘંટા બજાવવી. |
| આ બધી દ્રવ્યપૂજા યોગ્ય ભેદોપાસનાના અધિકારી ગૃહસ્થ. | આ ભાવપૂજા યોગ્ય અભેદોપાસનાના અધિકારી-સાધુ મુનિરાજ. |

આ અર્થસૂચક એક પદ્યરચના છે તે અહીં ઉપયોગી જણાવાથી દાખલ કરી છે—

વીર જિનેશ્વર સાહિબ સુણજો, અરજ કરું છું જગ ધણી રે. એ ટેક.

દયાવારિથી[1] સ્નાન કરીને, સંતોષ ચીવર[2] ધરીએ રે;
વિવેકતિલક અતિ ચંગ[3] કરીને, ભાવના પાવન[4] આશયે રે વીર૦ ૧

ભક્તિકેશર કીચ[5] કરીને, શ્રદ્ધાચંદન ભેળીએ રે;
સુગંધી[6] સદ્દ્રવ્ય મેળીને, નવ બ્રહ્માંગ[7]જિન અર્ચીએ રે. વીર૦ ૨

ક્ષમાસુગંધી સુમનસદામે,[8] દુવિધ ધર્મ ક્ષૌમ[9] યુગલ રે;
ધ્યાન અભિનવ[10] ભૂષણ સારે, અર્ચી અમે ઘણું હર્ષીએ રે. વીર૦ ૩

આઠે મદના ત્યાગ કરણરૂપ, અષ્ટ મંગળ આગે થાપીએ રે;
જ્ઞાન-હુતાશન[11] જનિત શુભાશય, કૃષ્ણાગુરુ[12]ઉખેવીએ રે વીર૦ ૪

શુદ્ધ અધ્યાત્મ જ્ઞાનવહ્નિથી,[13] પ્રાગધર્મ[14] લવણ ઉતારીએ રે;
યોગ સુષ્ઠુ ઉલ્લાસ કરંતા, નીરાજના[15] વિધિ પૂરીએ રે. વીર૦ ૫

---

૧ જળ. ૨ વસ્ત્ર. ૩ મનોહર. ૪ પવિત્ર. ૫ રસ, ઘોળ. ૬ ઉત્તમ ૭ બ્રહ્મચર્યરૂપ. ૮ પુષ્પમાળા. ૯ વસ્ત્રયુગલ. ૧૦ અપૂર્વ. ૧૧ અગ્નિ. ૧૨ ઉત્તમ ધૂપ. ૧૩ અગ્નિ. ૧૪ પૂર્વ અશુદ્ધ ધર્મ. ૧૫ આરતી.

આતમ અનુભવ જ્ઞાન સ્વરૂપી, મંગલ દીપ પ્રજાળીએ રે;
યોગત્રિક શુભ નૃત્ય[16] કરંતા, સહજ રત્નત્રયી[17] પામીએ રે વી૦૬

સત્યમયી[18] સુઘોષા[19] બજાવી, રોમ રોમ ઉલ્લસીએ રે;
ભાવપૂજા લયલીન હોવંતા, અચલ મહોદય પામીએ રે. વી૦૭

ભાવપૂજા અભેદ [20]ઉપાસક, સાધુ નિર્ગ્રંથે અંગીકરી રે;
દ્રવ્યપૂજા ભેદ ઉપાસક, ગૃહ–મેધીને[21] નિત્ય વરી રે. વી૦૮

દ્રવ્યશુદ્ધિ ભાવશુદ્ધિ કારણ, જિન આમ્નાય[22] અવધારીએ રે;
ધ્યાતા ધ્યેય ધ્યાનરૂપ એકે, અજર અમર પદ પામીએ રે. વી૦૯

સાલંબન નિરાલંબન ભેદે, ધ્યાન હુતાશ જલાવીએ રે;
કંચનોપલને[23] ન્યાયે કરીને, ચૈતન્યતા[24] અજવાળીએ રે. વી૦૧૦

કર્મ કઠીન ઘન નાશ કરીને, પૂર્ણાનંદતા પામીએ રે;
રમતાં નિત્ય [25]અનંતચતુષ્કે, વિજય લીલા નિત્ય જામીએ રે.વી૦૧૧

દ્રવ્યપૂજાકારક ગૃહસ્થ પણ શુભ ભાવસંયુક્ત દ્રવ્યપૂજા કરતો સતો ભાવપૂજાનો અધિકારી થાય છે. તેનું લક્ષ્ય–સાધ્યબિંદુ ભાવપૂજા જ હોય છે. જેઓ ગૃહસ્થ છતાં દ્રવ્યપૂજાની ઉપેક્ષા કરી ભાવપૂજાની વાતો કરે છે તેઓ બંને પ્રકારની પૂજાથી ભ્રષ્ટ થાય છે અને કારણ વિના કાર્યની ઉત્પત્તિ માનવાથી સુજ્ઞોની દૃષ્ટિએ પણ મૂર્ખ ગણાય છે.

---

૧૬ મન, વચન અને કાયાની સત્પ્રવૃત્તિ. ૧૭ સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર. ૧૮ ઉત્તમ પરિણામ. ૧૯ ઘંટા. ૨૦ સેવક, આરાધના કરનાર. ૨૧ ગૃહસ્થ, શ્રાવક. ૨૨ ફરમાન. ૨૩ સુવર્ણ અને માટીના દૃષ્ટાંતે. ૨૪ આત્મસ્વરૂપ. ૨૫ અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય.

આ આખા અષ્ટક ઉપરથી સાર એ ગ્રહણ કરવાનો છે કે દ્રવ્યપૂજાના રસિક પૂજકોએ સાધ્યબિંદુ જે ભાવપૂજાનું છે તે ભૂલી ન જવું અને ભાવપૂજાના રસિકોએ દ્રવ્યપૂજા ભાવપૂજાના બળવાન કારણભૂત છે તે ભૂલી ન જવું. દ્રવ્યપૂજાકારકે ભાવપૂજામાં બતાવેલા દયા, સંતોષ, વિવેક, ભાવના, ભક્તિ, શ્રદ્ધા, બ્રહ્મચર્ય, ક્ષમા, ગૃહસ્થ ને મુનિનો ધર્મ, ધ્યાન, મદત્યાગ, જ્ઞાન, શુભસંકલ્પ, અશુદ્ધ ધર્મનું ત્યજન, પુણ્ય સામર્થ્ય અનુભવ, યોગ, રત્નત્રયી ને સત્ય–ઇત્યાદિ આત્મ-ભાવોને ભૂલી ન જતાં અહર્નિશ તે મેળવવા તત્પર રહેવું અને ક્રમેક્રમે તે તે ગુણો–તે તે ભાવો પોતામાં કેટલાં આવ્યાં છે–કેટલાં પ્રગટ્યાં છે–કેટલાં વધ્યાં છે તેનું ધ્યાન રાખવું. આ પ્રમાણે કરવાથી દ્રવ્યપૂજાકારક ભાવપૂજા કરશે અને ભાવપૂજાનો અધિકારી હશે તો આત્મોન્નતિમાં આગળ વધી સ્વસ્વરૂપને સંપૂર્ણપણે મેળવશે.

કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૦, પૃ. ૩૭૭ ]



## ( ૩૦ ) ध्यानाष्टकम्

**વિવેચન**—આ અષ્ટકનો વિષય ઘણો જ ગંભીર છે અને આ અષ્ટકનું તેના અનુભવીઓથી વિશેષ વિવેચન લખાવા યોગ્ય છે. આ લેખકનો તે સંબંધમાં બીલકુલ અનુભવ નથી છતાં માત્ર તેના અર્થની વિશેષ સ્પષ્ટતાની ખાતર કાંઇક વિવેચન કરવામાં આવ્યું છે.

પ્રથમ શ્લોકમાં જે અનન્યચિત્ત એવા મુનિને ધ્યાતા, ધ્યેય ને ધ્યાન એ ત્રિપુટી એકતાને પામી ગઇ હોય તેને દુઃખ માત્ર ન હોય એમ કહ્યું છે તે યથાર્થ છે. એવા મુનિને પછી દુઃખનો સંભવ જ કયાંથી હોય? પ્રથમ તો એવું મુનિપણું ઘણી અશુભ કર્મની શ્રેણી તૂટી હોય તો જ પ્રાપ્ત થઇ શકે, તેમાં પછી પૌદ્ગલિક સુખ કે દુઃખ કે જે માત્ર સંસારી જીવોની માન્યતારૂપ જ પ્રાયે હોય છે તે તેમને કયાંથી જ હોય? સંસારી જીવો ઇપ્સિત પુદ્ગળોના અસંયોગમાં કે વિયોગમાં દુઃખ માને છે; પૂર્વોક્ત મહાત્માઓને તો તેની વાંચ્છા જ હોતી નથી, તો પછી તેમાં દુઃખ માનવું રહ્યું જ કયાં? વળી સંસારી સુખ કે દુઃખની વાસ્તવિક વ્યાખ્યાને સમજતા ન હોવાથી તેમ જ પરિણામ પર્યંત દૃષ્ટિ પહોંચતી ન હોવાથી મિથ્યા સુખ કે દુઃખ માંને છે; તેવી માન્યતા આ વિબુધ મહાત્માઓની ન હોવાથી, તેઓ ખરેખરા વિજ્ઞ હોવાથી તેમને દુઃખ ન જ હોય એ વાત અક્ષરશઃ સિદ્ધ જણાય છે.

બીજા શ્લોકમાં ધ્યાતા—અંતરાત્મા, ધ્યેય—પરમાત્મા અને ધ્યાન—એકાગ્રતાની પ્રાપ્તિ—એ બતાવવામાં આવેલ છે. ધ્યાતા વિશુદ્ધ ન હોય ત્યાં સુધી તે પરમાત્માનું એકાગ્રતાએ ધ્યાન કરી શકતો જ નથી. તેને અશુદ્ધિ રોકે છે, તેથી અંતરાત્માપણું પામેલો જીવ જ શુદ્ધ ધ્યાનનો અધિકારી છે એ ખરેખરી હકીકત છે. આ ત્રણની એકતા થવાની આત્મહિતેચ્છુ માટે પૂરી આવશ્યકતા છે. તેને જ જ્ઞાનીઓ સમાપત્તિ અથવા લય કહે છે.

આત્મા જ્યારે કર્મમળથી રહિત થાય છે અર્થાત્ તેની ઉપરનો કર્મમળ જેમ જેમ ઓછો થતો જાય છે તેમ તેમ

તેની નિર્મળતા પ્રકટ થવાથી તેની અંદર-નિર્મળ મણિ વગેરેમાં જેમ અન્ય વસ્તુની છાયા પડે છે તેમ નિર્મળ થયેલા અંતરાત્મામાં પરમાત્માની છાયા પડે છે. અર્થાત્ પરમાત્માનું સ્વરૂપ તેમાં પ્રતિબિંબિત થાય છે-દેખાય છે. એવા અંતઃરાત્મા જ પરમાત્માના ખરા સ્વરૂપને સમજી શકે છે. તેવી સ્થિતિમાં આગળ વધતાં તીર્થંકરપણું પ્રાપ્ત થઇ શકે છે, અને અન્ય સર્વ આત્મિક સંપત્તિઓ પણ ક્રમે ક્રમે પ્રાપ્ત થતી જાય છે. એક વાર શુદ્ધ દિશામાં ગમન થયું એટલે પછી તે બાજુના ગ્રામો જ ક્રમે ક્રમે આવ્યા કરે છે. જ્યાં સુધી શુદ્ધ દિશામાં ગમન નથી ત્યાં સુધી જ ફાંફાં મારવા પડે છે- ત્યાં સુધી જ શુદ્ધ વસ્તુ હાથ લાગતી નથી.

તીર્થંકરત્વાદિ ઉત્તમ ફળની પ્રાપ્તિ જેનાથી થઇ શકે છે એવા વિંશતિસ્થાનકાદિ, નવપદાદિ તપો ઉત્તમ જીવોએ- અંતરાત્માએ અવશ્ય કરવા યોગ્ય છે, તે પણ ધ્યાનનો જ એક પ્રકાર છે, તેવા તપની અંદર ઉત્તમ ધ્યાનનો પણ સમાવેશ છે. આવો ઉત્કૃષ્ટ તપ તેનો શુદ્ધ અધિકારી તદ્દન નિઃસ્પૃહવૃત્તિથી કરે છે, તેથી તે જ તેનું ઉચ્ચ ફળ મેળવી શકે છે. બાકી સાંસારિક સુખની ઇચ્છા જેના અંતરમાં રહેલી છે એવા અજ્ઞાની તેમ જ અભવી જીવો પણ, પૌદ્ગળિક સુખની-મહત્ત્વાદિકની અભિલાષાવડે મહાકષ્ટ વેઠીને, એવા તેમ જ અન્ય અનેક પ્રકારના મહાન્ તપો કરે છે, પરંતુ અધિકારી વિશુદ્ધ ન હોવાથી ક્રિયા પણ અશુદ્ધ થાય છે અને ફળ પણ અશુદ્ધ જ એટલે દેવભવાદિકના સુખની પ્રાપ્તિરૂપ જ મળે છે. અધિકારીની વિશુદ્ધિમાં જ અન્ય બંને વિશુદ્ધિઓ રહેલી છે

તેથી ઉત્તમ જીવોએ પ્રથમ પોતાના આત્માને શુદ્ધ ધ્યાનનો અધિકારી થાય તેવો નિર્મળ કરવો જોઇએ.

છેવટના ત્રણ શ્લોકમાં ધ્યાનયોગ્ય જીવની દશા વર્ણવી છે તે ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. તેવા શુદ્ધ ધ્યાની કે જેઓ, જેની તુલના ન થઇ શકે એવું અપૂર્વ સામ્રાજ્ય પોતાના આત્મામાં જ વિસ્તારે છે તેમને ઉપમા આપીએ તેવું આ જગતમાં કંઇ છે જ નહીં. તેને તો તેની પોતાની ઉપમા જ ઘટી શકે છે. જેમ આ જગતમાં જેનો પ્રતિદ્વંદ્વ ન હોય તેને અન્ય વસ્તુની ઉપમા આપી શકાતી નથી. સિદ્ધના સુખનું વર્ણન કરતાં તેવું અપ્રતિમ અપૌદ્ગળિક સુખ સર્વાંશે આ દુનિયામાં ન હોવાથી—જો કે ભાવિત આત્મા મુનિમહારાજાઓ તેવા સુખની વાનકી ચાખી રહેલા હોય છે છતાં પણ વચનદ્વારા તેને કોઈ વસ્તુની ઉપમા આપી શકતા નથી, તેમ આવા શુદ્ધ ધ્યાની કે જેમણે બાહ્ય મનોવૃત્તિને તદ્દન રોકી લીધી છે અને જ્ઞાનામૃતનું અવિચ્છિન્ન આસ્વાદન કરે છે તેમને કોઇની પણ ઉપમા ઘટી શકતી નથી આવા ધ્યાની થવાની તીવ્ર અભિલાષા રાખી તેની યોગ્યતા મેળવવા માટે પ્રયત્ન કરવો; અર્થાત્ તદ્યોગ્ય સામગ્રી મેળવવા અહર્નિશ ચીવટ રાખવી એ જ આ વિવેચનનો ખાસ હેતુ છે. કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૧૩૮ ]



# ( ૩૧ ) तपोऽष्टकम्

**વિવેચન**—આ અષ્ટકના પ્રારંભમાં જ કર્ત્તા કહે છે કે-જ્ઞાનવડે પૂર્વ કર્મો તપતા હોવાથી-તેનો ક્ષય ( નિર્જરારૂપ ) થતો હોવાથી તે જ્ઞાનને જ તપ કહે છે. આ અભ્યંતર તપ છે અને તેનો અભ્યંતર તપના છ ભેદ પૈકી સજઝાય તપમાં સમાવેશ થાય છે. ઈષ્ટકાર્યસિદ્ધિ કરી આપનાર તો અભ્યંતર તપ છે, પરંતુ તેની ઉપબૃંહણા કરનાર-તેને પોષણ આપનાર બાહ્ય તપ છે. જેમ રસવતી નિષ્પાદક તો અગ્નિ છે પણ તેને પોષણ આપનાર કાષ્ઠ-ઇંધનાદિ છે તેમ અહીં પણ સમજવું. આટલા ઉપરથી જ્ઞાનીઓએ કાર્યકારણભાવ તરીકે બંને પ્રકારના તપની પૂર્ણ આવશ્યકતા દર્શાવી છે. કારણ સિવાય કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી.

ત્યારપછી કર્ત્તા કહે છે કે-ઇંદ્રિયો માગે તે આપવું-તે દોરે તેમ દોરાવું આવી પ્રવાહ પ્રમાણે ચાલવાની વૃત્તિ તો આબાળવૃદ્ધ સર્વને અનુકૂળ છે, તે કાંઇ શીખવવી પડે તેમ નથી. અનાદિ કાળનો આ જીવને તેનો અભ્યાસ છે. આબાળવૃદ્ધ સૌને પુદ્ગળના સંગથી ક્ષુધા લાગે છે અને તેના નિવારણ માટે યથેચ્છ ખાવું-પીવું તે તો સૌને ગમે છે, અને એવી રીતે જો પ્રાણી કર્મથી મુકાતો હોય તો પછી આ સંસારમાં કોઇ રહે જ નહીં-સર્વની મુક્તિ થઇ જાય, પરંતુ એ પ્રવાહ તો સંસારમાં પરિભ્રમણ કરવાનો છે. મોક્ષની ઈચ્છાવાળાને તો તેથી વિરુદ્ધ વૃત્તિનો અભ્યાસ કરવો પડે તેમ છે. તેમાં તો સામે પૂરે ચાલવાનું છે. ક્ષુધા લાગે ત્યારે તપ કરીને બનતા સુધી

ન ખાવું, ખાવું ત્યારે પણ અલ્પ ખાવું અને તે પણ ઇંદ્રિયોને મદોન્મત્ત બનાવે તેવું ન ખાવું, પણ તે યંત્રો બરાબર ચાલ્યા કરે તેટલું અને તેવું જ ખાવું. આ પ્રમાણે પાંચે ઇંદ્રિયો ને મન માટે સમજવું. જ્ઞાનીઓ એને જ શ્રેષ્ઠ તપ કહે છે અને એવી રીતે સામે પૂરે તરતાં જ ભવસમુદ્રનો કિનારો પામી શકાય છે. બાકી પ્રવાહમાં વહન કરવાથી તો મહાન્ સમુદ્રમાં દાખલ થઇ જવાય છે અને તેમાં દાખલ થયા એટલે તો અનંત કાળ પર્યંત ભટકયા જ કરવું પડે છે.

તપસ્યાને અંગે ક્ષુધા, તૃષા, શીત, તાપ ઇત્યાદિ અનેક પ્રકારનું કષ્ટ સહન કરવું પડે છે, પરંતુ જેમ અજ્ઞાનીઓ–સંસારસુખના અભિલાષીઓ–તેમાં જ રચ્યાપચ્યા રહેનારાઓ માને છે તેમ જ્ઞાનીઓને તે દુઃસહ લાગતું નથી–તેને તો તેમાં આનંદ આવે છે; કારણ કે ખાવાપીવાને તેઓ ઉપાધિ માને છે. તપસ્યા કરવાવડે તેમનો આત્મા નિર્મળ થતો હોવાથી તેમની આત્મજાગૃતિ વધતી જાય છે. આ પ્રસંગ ઉપર કર્ત્તા દૃષ્ટાંત આપે છે કે જુઓ! આ સંસારમાં ધનના અર્થી મનુષ્યો અનેક પ્રકારનાં કષ્ટો સહન કરે છે કે જે કષ્ટોનો કહેતાં પાર આવે તેમ નથી. તેવાં કષ્ટો ધનાર્થી મનુષ્યોને તેમાં ધનપ્રાપ્તિ થતી હોવાથી દુઃસહ લાગતા નથી, પણ ઊલટો તેમાં આનંદ આવે છે તેમ તપસ્યાદિ કષ્ટથી પણ આત્મિક લાભ થતો હોવાથી તત્ત્વજ્ઞાનના અર્થીઓને તેમાં આનંદ આવે છે. સદુપાયમાં પ્રવૃત્ત અને જ્ઞાની એવા તપસ્વીઓને તેમાં ( તપમાં ) ઉપેયપ્રાપ્તિરૂપ મધુરતા હોવાથી તપ કરતાં નિરંતર આનંદની વૃદ્ધિ જ થયા કરે છે. અહીં ઉપેય તે કર્મોની નિર્જરારૂપ સમજવું. કર્મની

નિર્જરા માટે બળવાનમાં બળવાન સાધન જ્ઞાનપૂર્વક બાહ્યાભ્યંતર તપ જ છે, તપ સિવાય બીજું એકે સાધન તેવું બળવાન નથી.

'તપ દુઃખરૂપ હોવાથી તે વ્યર્થ છે' એમ બૌદ્ધ લોકો કહે છે, પરંતુ તેમ કહેવાથી તેની બુદ્ધિ નષ્ટ થઇ ગયેલી છે એમ પ્રત્યક્ષ જણાય છે, કારણું કે તપ દુઃખરૂપ જ નથી, તેમાં આનંદનો પરિક્ષય નથી, આનંદની વૃદ્ધિ છે. તેનો ખરો અનુભવ જ્ઞાનીઓ જ કરી શકે છે–કરે છે. પુદ્ગળાનંદી જીવોને તેની ખબર જ પડતી નથી, તેનો ગંધ પણ આવતો નથી; કારણ કે શુકરાદિની જેમ સંસારરૂપ પંક( કાદવ )માં રચ્યાપચ્યા રહેનાર અને આ સાત ધાતુમય શરીર કે જેના અનેક દ્વારોમાંથી દુર્ગંધી પદાર્થો સતત ઝર્યા જ કરે છે જેથી તેની અંદર દુર્ગંધી પદાર્થો ભરેલા છે એમ ખાત્રી થાય છે. વળી જે મિષ્ટ કે સુગંધી પદાર્થોનો ઉપભોગ લેવામાં આવે છે તે પણ તેવા દુર્ગંધી જ થઈ જાય છે એવી ખાત્રી આપે છે, તેવા શરીરને રાતદિવસ પંપાળનાર–તેને સુખ આપવા ઇચ્છનાર સુખશીળીયા મનુષ્યો તેમાં રહેલા વિકારોને તેમ જ તેના વિનાશીપણાને ભૂલી જાય છે અને ભવ પર્યંત તેની સેવાભક્તિ કરીને પૂર્વ પુણ્યનો વ્યય કરી–અનેક પ્રકારનાં અશુભ કર્મોનો નવો બંધ કરી દુર્ગતિમાં ચાલ્યા જાય છે. એવા ભવાભિનંદી મનુષ્યોને જ્ઞાનના કે તપના આનંદની ખબર જ પડતી નથી. તેઓ આત્માને અને આત્મિક આનંદને ભૂલી જાય છે. તેઓ શરીરને જ આત્મા માને છે અને શરીરના સુખને–તેના આનંદને જ આત્મિક આનંદ માને છે. કર્તા એવા મનુષ્યોની બુદ્ધિ મારી ગઇ છે એમ કહે છે તે અક્ષરશઃ સત્ય છે.

જે તપમાં બ્રહ્મચર્ય, જિનાર્ચા, કષાયનો જય અને સાનુબંધ જિનાજ્ઞા છે તે તપ જ શુદ્ધ છે. આવો તપ જ કરવા યોગ્ય છે. આ બધા તપથી થનારા ફળ છે, તેમ જ તેના સહાયક પણ છે. બ્રહ્મચર્યના પ્રતિપાલનમાં, કષાયના જયમાં તપની જ આવશ્યકતા છે. કદિ કોઈ પ્રાણીને તપ કરતા ક્રોધાદિકની વિશેષતા દેખાય તો તે તપનું ફળ નથી પણ તેના પૂર્વબદ્ધ મોહનીય કર્મનો ઉદયજન્ય વિકાર છે એમ સમજવું. તે સ્થાનકે તપને ક્રોધ ઉત્પન્ન કરનાર માની મોહ પામવો નહીં, કેમ કે તપને અને ક્રોધને કાર્યકારણભાવ સંબંધ જ નથી. બુદ્ધિપૂર્વક વિચારતાં તરત જ તે વાત સમજી શકાય તેમ છે.

આગળ કર્ત્તા બહુ જરૂરની વાત સમજાવે છે. તે કહે છે કે—'તે જ તપ કરવો કે જેમાં દુર્ધ્યાન ન થાય અને મન, વચન તથા કાયાના યોગ હાનિ ન પામે અને ઇંદ્રિયો ક્ષીણ ન થાય.' આ શ્લોકમાં બહુ ઊંચી હકીકત સમાવી છે, પરંતુ તેનો અલ્પમતિ જીવો અવળો અર્થ કરી બેસે તેવો ભય છે, તેથી તેનો વિશેષ સ્ફુટાર્થ કરવાની જરૂર છે. મન, વચન, કાયાના યોગો હાનિ ન પામે અને ઇંદ્રિયો ક્ષીણ ન થાય તેવી રીતે તપ કરવો તે ખરી વાત છે, પરંતુ તેની તુલના કરવામાં આત્મવીર્ય ગોપવવું ન જોઇએ. કેટલાએક સુખશીળીયા મનુષ્યો તપ કરવાની પોતામાં શક્તિ નથી એવું બહાનું બતાવી તપસ્યા કરવામાં પછાત રહ્યા કરે છે પરંતુ શક્તિની ખરી ખબર ટેવ પાડવાથી જ પડે છે. જુઓ, સંસારીપણામાં અલ્પસમય પણ શરીરને કષ્ટ નહીં આપનારા, નિરંતર પાંચ ઇંદ્રિયોના સુખમાં નિમગ્ન રહેનારા તેમ જ શ્રેણિક રાજાના ખોળામાં બેસતા

પણ વ્યાકુળતા અનુભવનારા શાળિભદ્રે જ્યારે ચારિત્ર ગ્રહણ કર્યું ત્યારે તેઓ ઉગ્ર તપ કરનારા થયા અને વૈભારગિરિ ઉપર તપેલી શિલા પર અનશન કર્યું. આ મનના બળવત્તરપણાને લીધે તેમ જ થોડા વખતમાં પણ ઇંદ્રિયોને દમવાની પડેલી ટેવને લીધે જ બની શક્યું છે. તેમ જ પાંડુપુત્ર ભીમસેન સંસારીપણામાં પુષ્કળ ભોજનના કરનારા હતા અને તપસ્યા કવચિત્ જ કરનારા હતા, છતાં જ્યારે ચારિત્ર ગ્રહણ કર્યું ત્યારે એવો ઉગ્ર તપ કર્યો અને પારણે એટલું બધું અલ્પ ભોજન કર્યું કે જે હકીકત વાંચતાં આશ્ચર્ય થાય છે. એ પણ મનના બળવત્તરપણાથી અને તપસ્યાની ટેવથી જ થયું છે. અત્યારે પણ પ્રથમાવસ્થામાં જેઓ તદ્દન તપસ્યા ન કરી શકે તેવા હોય છે તેઓ જ બીજી અવસ્થામાં છઠ્ઠ, અઠ્ઠમાદિ યાવત્ માસખમણ પર્યંતનો તપ કરનારા થયા છે. આપણી દૃષ્ટિએ તેવાં મનુષ્યો ગૃહસ્થ અને મુનિ તરીકે જોયેલા છે. એટલા ઉપરથી વિચારવાનું એ છે કે–મનની નબળાઈએ શરીર નબળું થાય છે, શરીરશક્તિનો ઘણો આધાર મન ઉપર છે, તેથી મનોબળ વાપરીને તપસ્યામાં પ્રવૃત્તિ કરવી, ક્રમેક્રમે તેમાં વધતા જવું, જેથી તમે ધારશો તેટલો વિશિષ્ટ તપ કરી શકશો. માત્ર તમારા અંતઃકરણમાં તપનું કર્તવ્યપણું ભાસવું જોઈએ અને તેમાં ધીમે ધીમે પણ ચડતી ચડતી પ્રવૃત્તિ કરવી જોઇએ. એમ કરવાથી તમારા યોગ હાનિ નહીં પામે અને ઇંદ્રિયો પણ ક્ષીણ નહીં થાય. આટલી સ્પષ્ટતા કરવાનું કારણ આધુનિક સમયના નવા જમાનાની હવાવડે ઉછરેલા બંધુઓના હૃદયમાં ક્રિયામાર્ગની અરુચિ સ્વભાવસિદ્ધ થઈ ગયેલી હોવાથી તેઓ આ શ્લોકને

પોતાના બચાવમાં ન વાપરે પણ ઊલટી તેમાં પ્રવૃત્તિ કરે તે જ છે, અને તેને માટે જ વિશેષ સ્પષ્ટતા કરવી પડે છે.

મહામુનિઓ પોતાના મૂળગુણ–ઉત્તરગુણરૂપ ઉત્કૃષ્ટ સામ્રાજ્યની સ્થિતિને માટે બાહ્ય અભ્યંતર તપ તપે છે, કેમ કે મૂળગુણમાં બાહ્ય અભ્યંતર તપ ઉપકારક છે, અને ઉત્તરગુણ આહારવિશુદ્ધયાદિકમાં પણ ઉપકારક છે. જુઓ, બાહ્ય તપ–ઉપવાસાદિ કરનારને માટે આરંભ ઓછો કરવો પડતો હોવાથી હિંસાના કારણ ઘટે છે, તન્નિમિત્ત અસત્ય બોલવું પડતું નથી, ગુરુઅદત્તાદિ અદત્ત લેવાની જરૂર પડતી નથી, બ્રહ્મચર્ય સુખે સુખે પળે છે કારણ કે ઇંદ્રિયો બળ કરતી નથી અને પરિગ્રહની મૂર્ચ્છાના કારણો પણ ઘટે છે. ઉત્તરગુણ પિંડવિશુદ્ધિ વિગેરેમાં પણ તે સહાયકારક છે. દરેક ગુણને તપ લાભ કરી આપે છે, તેથી મુનિમહારાજા દિનપ્રતિદિન તેમાં વિશેષ વિશેષ પ્રવૃત્તિ કરે છે અને તેથી જ તપસ્વી એવું મુનિનું પર્યાયવાચક નામ પ્રસિદ્ધ થયેલ છે.

આ અષ્ટક ખાસ તપના સંબંધે કર્ત્તાએ તેનું યથાર્થ સ્વરૂપ પ્રદર્શિત કરવા માટે જ કહેલું છે અને તેની યથાયોગ્ય પુષ્ટિ કરી છે. એનું વર્ણન અન્ય ગ્રંથોમાં ઘણું વિસ્તારપૂર્વક હોવાથી અહીં વિશેષ વિસ્તાર ન કરતાં આટલેથી જ વિવેચન સમાપ્ત કરવામાં આવે છે.

કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૧૬૪ ]



# ( ૩૨ ) સર્વનયાષ્ટકમ્

**વિવેચન**—પૂર્વોક્ત સઘળાં વિશેષણો 'સ્યાદ્વાદ'ના આશ્રય કરનારમાં જ સાર્થકપણે ઘટી શકે છે, બીજામાં ઘટી શકતાં નથી અને **સર્વ નયવચનોનો સાપેક્ષપણે** સ્વીકાર કરવો તે **'સ્યાદ્વાદ'** કહ્યો છે.

આ અષ્ટકનો વિષય અતિ ગંભીર હોવાથી જ ગ્રંથકારે તેને છેલ્લું કથન કર્યું જણાય છે. જે વિદ્વાને નય સંબંધી અનેક ગ્રંથો નયકર્ણિકા, નયોપદેશ, નયરહસ્ય, નયામૃત-તરંગિણી ( ટીકા ), નયપ્રદીપ, નયચક્ર વિગેરે સાદ્યંત વાંચ્યા-વિચાર્યા હોય તે જ આ અષ્ટકનું સારી રીતે વિવેચન કરી શકે તેમ છે. અર્થ લખતાં તેના લેખક મહાશયે સારી સ્ફુટતા કરી છે. આ અષ્ટકની ટીકા કરતાં પંન્યાસજી શ્રી ગંભીરવિજયજી મહારાજે પણ વિશેષ સ્ફુટતા કરેલી છે. અમારો તે વિષયમાં અતિ અલ્પ પ્રવેશ હોવાથી મૂળ વિષય સંબંધે તો વિશેષ લખી શકાય તેમ નથી તો પણ યથામતિ કાંઇક પ્રાસંગિક સ્ફુટતા કરી છે.

પ્રથમ શ્લોકમાં કર્ત્તા કહે છે કે—એકેક નયનો આશ્રય કરનારા મિથ્યાવાદીઓ જો કે આઘુંપાછું જોયા વિના દોડ્યા જ જાય છે, તો પણ તેઓ પોતાના ભાવમાં વિશ્રામ લે છે; પરંતુ સમ્યક્ચારિત્રને વિષે લીન એવા મહાત્માઓ તો સર્વ નયસંમત માર્ગ યા સ્થાનને વિષે જ આશ્રય કરે છે. તેઓ એક નય સંબંધી વાદમાં આશ્રય લેતા જ નથી. એકેક નયવાદીને દોડતા એ અપેક્ષાએ કહ્યા છે કે જો તેઓ આંખ મીંચીને દોડતા ન હોત અને આજુબાજુ જોતા હોત તો તેમને પણ

કોઇ વસ્તુ એકાંત નિત્ય કે એકાંત અનિત્ય કહેતાં વિચાર આવત કે આપણે જીવને એકાંત નિત્ય કહીએ છીએ પણ તેના કર્મપ્રેરણાવડે નર, તિર્યંચાદિ અનેક પર્યાયો તો પ્રત્યક્ષ પલટાતા દેખાય છે, તેથી આપણું એકાંત નિત્ય કહેવાપણું મિથ્યા છે. જો કે તે નિત્ય છે તે વાત સાચી છે, દ્રવ્ય સત્તાએ નિત્ય જ છે, પરંતુ એટલી અપેક્ષા સમજવી–વિચારવી જોઇએ, તે ન વિચારતાં દોડ્યા જ જાય છે તેથી તેને દોડતા કહ્યા છે. ૧

વળી એ દરેક નયો એક બીજાના પક્ષનું ખંડન કરવાવડે નિરંતર કદર્થના પામ્યા કરે છે, તેને નિવૃત્તિ રહેતી જ નથી; કારણ કે તેમનો પક્ષ એકાંત હોવાથી તેમાં આગ્રહનો–દુરાગ્રહનો સદ્ભાવ વિશેષ હોય છે. જેઓ સર્વનયાશ્રિત છે તેઓ સમવૃત્તિવાળા હોય છે અને તજ્જન્ય સુખનો આસ્વાદ કરે છે. તેમને કોઇ પક્ષનું ખંડન કરવું પડતું નથી. તેઓ તો દરેક નયવાદીને કહે છે કે–અમુક અપેક્ષાએ તું પણ સાચો છે, પરંતુ તારો આગ્રહ છે કે 'હું કહું છું તે પ્રમાણે જ છે; અન્ય પ્રકારે નથી' એમાં જ મિથ્યાપણું છે માટે તેટલું છોડી દે. આ હિતશિક્ષા એકાંતવાદીને રુચતી નથી. ૨

કોઇ પણ નયનો વાદ પ્રમાણ નથી તેમ અપ્રમાણ પણ નથી. ફક્ત તેમાં સ્યાત્ શબ્દ જોડે તો તે સર્વ પ્રમાણ છે. આમ કહેવાવડે કર્ત્તાએ જૈનમાર્ગનું નિષ્પક્ષપાતીપણું સૂચવ્યું છે. દરેક નયના વાદમાં અમુક અંશ સત્યનો હોવાથી તેને એકાંતવાદીઓની પેઠે પ્રમાણ કે અપ્રમાણ કેમ કહી શકાય? બાકી તેને પ્રમાણ ગણવા માટે બહુ સહેલો માર્ગ બતાવ્યો છે કે–તમે આગ્રહ છોડી સ્યાત્ શબ્દ જોડી દો એટલે તેની અંદર સર્વ નયસંમતપણું દાખલ થઇ જશે અને તમે પ્રમાણભૂત ગણાશો. ૩

સર્વનયજ્ઞને કેટલું સુખ છે, કેટલું નિરુપાધિપણું છે તે કર્ત્તા ચોથા શ્લોકમાં કહે છે. તેનો સર્વનયસંમત પક્ષ હોવાથી તેને અભિમાન કે કલેશ કરવાના કારણ માત્ર નાશ પામેલા હોય છે. એકનયવાદીને પોતપોતાના પક્ષનું અભિમાન અને અન્યનું ખંડન કરવા જતાં થતો કલેશ એ બંનેના ભાજન થવું પડે છે. આ કાંઇ થોડું દુઃખ નથી, પરંતુ સ્વમતાગ્રહને વશ પ્રાણીને તે જણાતું નથી. ૪

સર્વનયવાદીને માત્ર ધર્મવાદ જ હોવાથી નિરંતર શ્રેય છે, અશ્રેયનો અંશ પણ નથી; બીજા એકનયવાદીઓને તેનો શુષ્ક વાદવિવાદ હોવાથી તેથી વિપર્યયપણું છે, એટલે નિરંતર અશ્રેય જ છે, શ્રેયનો અંશ પણ નથી. આ હકીકત બહુ બારીક દૃષ્ટિથી વિચારવા યોગ્ય છે, પરંતુ દૃષ્ટિ સુધર્યા વિના તે વિચારી શકાય તેમ નથી. જ્યાં એકાંત છે ત્યાં અસદાગ્રહ છે, અસદાગ્રહ છે ત્યાં મિથ્યાત્વ છે, ત્યાંસુધી તેની શુભ કરણી પણ તથાવિધ ફળ આપી શકતી નથી. આ પ્રમાણે વિચારતાં આ શ્લોકમાં કહેલો ભાવ બરાબર બંધ બેસે તેમ છે. ૫

આવો સર્વનયાશ્રિત મત જે મહાભાગ્ય પુરુષ યથાર્થ સમજ્યા છે, સમજીને તે જેમને યથાતથ્ય રુચ્યો છે, રુચ્યા બાદ જેમણે અનેક ભવ્ય જીવો પાસે તે પ્રકાશિત કર્યો છે, અને પ્રકાશિત કરીને અનેક ભવ્ય જીવોના હૃદયમાં તેને સ્થાપિત કરી દીધો છે, એવા મહાત્માઓને મારો વારંવાર નમસ્કાર છે. એવા મહાત્માઓ જ નમસ્કરણીય છે. તેને કાંઇ જગતના જીવોના નમસ્કારની અપેક્ષા હોતી નથી. તેઓ મેળવવાનું તો સર્વ મેળવી ચૂકેલા જ છે. ભવ્ય જીવો તેવા પ્રકારના ગુણના

ભાજન થવાની ઇચ્છાથી તેવા સ્યાદ્વાદરસિક મહાત્માઓને નમસ્કાર કરી–તેમનું ભક્તિ બહુમાન કરી પોતાના આત્માને તદ્ગુણવાસિત કરે છે. ૬

સર્વ નયોનો આશ્રય કરનારા મહાત્માઓ નિશ્ચયમાં ખેંચાતા નથી કે વ્યવહારને તજી દેતા નથી, જ્ઞાનને સર્વોત્કૃષ્ટ માની સ્વીકારે છે પણ ક્રિયાનો અનાદર કરતા નથી. ઉત્સર્ગને આદરે છે પણ અપવાદને ભૂલી જતા નથી, ભાવમાં તત્પર રહે છે પણ દ્રવ્યનું નિમિત્તપણું યાદ રાખે છે. એક બીજાને સાપેક્ષપણે અહર્નિશ વર્ત્યા કરે છે. ઉપદેશ પણ તેવી રીતે જ આપે છે, શાસ્ત્ર પણ તેવી પ્રણાલિકા જાળવીને જ ગૂંથે છે, કોઇ પણ જીવને પોતાનું નિમિત્ત પામીને એકાંતમાં ખેંચાઇ જવા દેતા નથી. વ્યવહારનો કે નિશ્ચયનો, જ્ઞાનનો કે ક્રિયાનો, ઉત્સર્ગનો કે અપવાદનો, દ્રવ્યનો કે ભાવનો પોતે આગ્રહ ધરાવતા નથી અને બીજાને આગ્રહ કરવા દેતા નથી. યથાયોગ્ય અવસરે બંનેને આદરે છે અને બંનેને પ્રરૂપે છે. તેમની વાણીમાં એકાંતપક્ષ હોતો જ નથી. બાકી દીર્ઘસંસારી જીવો પોતાના બહુલસંસારીપણાને લઇને તેમની વાણીના રહસ્યને પૂર્વાપર દૃષ્ટિ કર્યા સિવાય એક બાજુ ખેંચી જાય છે અને પોતે મિથ્યાત્વને પુષ્ટ કરી પોતાના અનુયાયીઓને પણ ભવકૂપમાં પાડે છે. એવા જીવો મહાત્મા પુરુષોના વચનોનું ખરું રહસ્ય જ સમજી શકતા નથી, અને કથંચિત્ સમજે છે તો પોતાના દુરાગ્રહીપણાને લીધે પોતાનું કહેલું અથવા પોતાનું આચરેલું સત્ય ઠરાવવા માટે અર્થનો અનર્થ કરે છે. પરમાત્મા એવા ઉપદેશકોથી આપણને બચાવો.

ઉપર જણાવ્યા પ્રમાણેના સર્વનયાશ્રિત મહાત્માઓ તો અમૂઢલક્ષ્યવાળા અને પરમાનંદમય હોય છે, શુદ્ધ ભૂમિકાએ આરૂઢ થયેલા હોય છે તેમ જ સર્વત્ર પક્ષપાત રહિત હોય છે. કર્ત્તા કહે છે કે એવા મહાપુરુષો નિરંતર જયવંતા વર્ત્તો. ૭-૮

કુંવરજી [ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૧૯૯ ]

---

# ઉપસંહાર

મહાપ્રભાવશાળી જ્ઞાનસારના અધિકારી પુરુષો કેવા હોય ? અક્ષય અને અવ્યાબાધ એવું મોક્ષસુખ મેળવી આપનાર શ્રેષ્ઠ જ્ઞાનસંપન્ન કોણ થઇ શકે ? તેનું સમાધાન કરે છે. જે સર્વથા ઉપાધિમુક્ત થઇ સહજ ગુણસંપત્તિને જ સાર લેખી તેને જ ગ્રહે છે, તેમાં જ મગ્ન થાય છે, તેમાં જ સ્થિરતા કરે છે, ઇતર કોઇ વસ્તુમાં મૂંઝાતા નથી, બીજા સંકલ્પ-વિકલ્પ કરતા જ નથી પણ શાન્તચિત્તથી સ્વભાવમાં જ રમે છે, મન અને ઇંદ્રિયો ઉપર જેણે જય મેળવ્યો છે-તેને આધીન થઇ રહેતા નથી, બાહ્યભાવનો જેણે ત્યાગ કર્યો છે અને અંતરભાવ જેને જાગૃત થયો છે, તેની જ પુષ્ટિ માટે જે પ્રયત્ન કરે છે પણ બીજી નકામી બાબતમાં રાચતામાચતા નથી, સહજ સંતોષી છે એટલે જેણે વિષયાદિ તૃષ્ણાને છેદી છે, જે જગતથી ન્યારા રહે છે, તેમાં લેપાતા નથી, જે કોઇની આશા રાખતા નથી, કેવળ નિઃસ્પૃહ થઇને રહે છે, જે સારાસારને સારી રીતે સમજે છે અને સમજીને અસારને તજી સાર જ આદરે છે, સુખદુઃખમાં સમદર્શી છે, તેમાં હર્ષ વિષાદ કરતા નથી, જે ભય તજી નિર્ભયપણે સ્વ-ઇષ્ટ સાધે છે, કદાપિ સ્વશ્લાઘા કે પરનિન્દા

કરતા જ નથી, તત્ત્વદૃષ્ટિ હોવાથી વસ્તુને વસ્તુગતે જે જાણે-જુએ છે, જે ઘટમાં જ સકલ સમૃદ્ધિ રહેલી માને છે, જે કર્મનું યથાર્થ સ્વરૂપ સમજીને શુભાશુભ કર્મના ઉદય વખતે સામ્ય (સમતા) ધારે છે, પણ મનમાં તે સંબંધી નકામા સંકલ્પ-વિકલ્પ કરતા નથી, વળી જે આ ભવ-સમુદ્રથી ઉદ્વિગ્ન છતો તેને જલ્દી પાર પામવા માટે નિત્ય પ્રમાદરહિત પ્રયત્ન કર્યા કરે છે, જેણે લોકસંજ્ઞા તજી છે એટલે મિથ્યા લોભલાલચમાં નહિ તણાતાં જે આશા તૃષ્ણાને તજી સામા પૂરે ચાલે છે, જે શાસ્ત્રદૃષ્ટિથી સર્વભાવને પ્રત્યક્ષની પેઠે દેખે છે, જેણે મૂર્છાને તો મારી નાખી છે તેથી કોઈ પણ પદાર્થમાં પ્રતિબંધ કરતા નથી, જેને શુદ્ધ અનુભવ જાગ્યો છે અને જેણે ચોથી ઉજાગર-દશા ધારી છે અને અવંધ્ય ( અચૂક ) મોક્ષફળ મળે એવો સમર્થ યોગ જેણે સાધ્યો છે, વીતરાગની આજ્ઞાનું અખંડ આરાધન કરવારૂપ નિશ્ચિત યાગ જેણે સેવ્યો છે, ભાવપૂજામાં જે તલ્લીન હોય છે, શ્રેષ્ઠ ધ્યાન જેણે સાધ્યું છે, તેમ જ સમતા-પૂર્વક વિવિધ તપને સેવી જેણે કઠિન કર્મનો પણ ક્ષય કર્યો છે અને સર્વ નયમાં જેણે સમબુદ્ધિ સ્થાપવાથી તટસ્થપણે રહી સર્વત્ર સ્વપરહિત સુખે સાધી શકે છે-એવા પરમાર્થદર્શી નિષ્પક્ષપાતી મુનિરાજ અનંતરોક્ત બત્રીશ અષ્ટકવડે સ્પષ્ટ એવા નિશ્ચિત તત્ત્વને પામીને પરમપદપ્રાપક ( અક્ષય-સુખદાયક ) 'જ્ઞાનસાર'ને સમ્યગ્ આરાધી શકે છે. ૧-૫.

જ્ઞાનસારને પ્રાપ્ત થયેલા મહાભાગ્યવંતો કેવી ઉત્તમ દશાનો અનુભવ કરે છે ? તે કહે છે:—

સર્વથા વિકારવર્જિત ( નિર્દોષ ) અને વિરોધ રહિત એવા આ જ્ઞાનસારને પ્રાપ્ત થયેલા અને પરઆશાથી મુક્ત થયેલા

મહાત્માઓને અહિં જ મોક્ષ છે અર્થાત્ એવા યોગીશ્વરો જીવન્મુક્ત છે. ૬.

જ્ઞાનસારના ઉત્તમ રહસ્યવડે જેનું મન દ્રવિત ( શાન્ત-શીતલ ) થયું છે તેને તીવ્ર મોહાગ્નિથી દાઝવાનો ભય નથી, અર્થાત્ આનું રહસ્ય જેને પરિણમ્યું છે તેનો મોહ પરાભવ કરી શકતો નથી. ૭

જ્ઞાનસારથી ગુરુ ( ભારે વજનવાળા ) હોવા છતાં સાધુ-જનો ઊંચી ગતિ જ પામે છે, કદાપિ નીચી ગતિમાં જતા જ નથી એ આશ્ચર્ય છે; કેમ કે ભારે વજનવાળી વસ્તુ તો સ્વાભાવિક રીતે નીચે જ જવી જોઈએ, અને આમાં તો એથી ઊલટું જ બનતું દેખાય છે. ૮

જ્ઞાન વિના શુષ્ક ક્રિયાથી માત્ર નામનો જ ( લેશમાત્ર નજીવો ) ક્લેશ–ક્ષય થાય છે અને જ્ઞાનસારની સહાયથી તો સમૂળગો ક્લેશનો ક્ષય થઇ શકે છે. ૯

જ્ઞાનયુક્ત ક્રિયા સોનાના ઘડા જેવી છે, એમ વેદવ્યાસાદિક કહે છે તે વ્યાજબી છે; કેમ કે કદાચ તે ભાંગે–તૂટે તો પણ તેમાંનું સોનું તો જાય નહિ, ફક્ત ઘાટ–ઘડામણ જાય. તેમ કદાચ કર્મવશાત્ જ્ઞાની ક્રિયાથી પતિત થઇ જાય તો પણ તત્ક્રિયાસંબંધી તેની ભાવના તો નષ્ટ થઈ જતી જ નથી. ૧૦

ક્રિયાશૂન્ય જ્ઞાનમાં અને જ્ઞાનશૂન્ય ક્રિયામાં જેટલું સૂર્ય અને ખજુવામાં અંતર છે તેટલું જ અંતર છે. અર્થાત્ ક્રિયારહિત ભાવનાજ્ઞાન સૂર્ય સમાન છે અને જ્ઞાનશૂન્ય શુષ્ક ક્રિયા માત્ર ખજુવા જેવી છે. ૧૧

વિભાવથી સંપૂર્ણ વિરમવારૂપ યથાર્થ ચારિત્ર પણ વિશિષ્ટ જ્ઞાનનું જ ફળ છે એમ સમજીને એવા ઉત્કૃષ્ટ ચારિત્રની સિદ્ધિ માટે જ સંયમથી અભિન્ન એવા નિર્વિકલ્પ જ્ઞાનમાર્ગમાં દૃષ્ટિ કરવી જોઇએ; અર્થાત્ જેથી સંયમની પુષ્ટિ થાય એવા જ જ્ઞાનયોગનો અભ્યાસ પ્રમાદરહિત કરવો જોઇએ સંપૂર્ણ જ્ઞાન-અભ્યાસથી સહજ ચારિત્ર સિદ્ધ થાય છે. ૧૨

ગ્રંથસમાપ્તિના સ્થળનું વર્ણન અને ગ્રંથકારનો અમૂલ્ય આશીર્વાદ.

સ્વર્ગપુરી જેવા સિદ્ધપુરમાં **દીવાલીપર્વ સમયે** ઉદાર અને સાર જ્યોતિયુક્ત આ **જ્ઞાનસારરૂપ ભાવદીપક** પ્રગટ થયો છે, અર્થાત્ આ ગ્રંથ સિદ્ધપુર નગરમાં દીવાળીના દિવસે પૂર્ણ કર્યો છે. આ ગ્રંથમાં કહેલા સુંદર ભાવથી ભાવિત પવિત્ર મનવાળા ભવ્ય જીવોને આવા સેંકડોગમે ભાવદીપકોવડે **નિત્ય દીવાળી થાઓ** એવી આ ગ્રંથકારની અંતર આશિષ છે. ૧૩.

સંસારી જીવોની બાહુલ્યતાથી જે કઢંગી સ્થિતિ હોય છે તેનો ચિતાર આપતાં ગ્રંથકાર જણાવે છે કેઃ—

કેટલાકનું ચિત્ત વિષયપીડાથી વિહ્વલ હોય છે, કેટલાકનું ચિત્ત કુત્સિત ( મંદ ) વૈરાગ્યથી હડકવાવાળું હોવાને લીધે જે તે વિષયમાં ચોતરફ દોડતું હોય છે, કેટલાકનું તો વિષયવિષના આવેગથી થતાં કુતર્કોમાં મગ્ન થયેલું હોય છે તેમ જ કેટલાકનું તો અજ્ઞાનરૂપ અંધકૂપમાં ડૂબેલું હોય છે; ફક્ત થોડાંકનું જ ચિત્ત જ્ઞાનસારમાં લાગેલું હોવાથી વિકાર વિનાનું હોય છે. તાત્પર્ય કે **જ્ઞાનસાર**ની પ્રાપ્તિ મહાભાગ્યે જ થઇ શકે છે. જેમનું ચિત્ત વિવિધ વિકારરહિત હોવાથી અધિકારી ( યોગ્ય ) બન્યું

હોય, તેમને જ આ **જ્ઞાનસાર** સંપ્રાપ્ત થઇ શકે છે; બાકી ચોગ્યતા વગરના જીવોને જ્ઞાનસારની પ્રાપ્તિ થઇ શકતી નથી. ૧૪.

ચારિત્રલક્ષ્મીના પૂર્ણાનંદઘન-આત્મા સાથેના હસ્તમેલાપ સમયનું સંગીત કેવું હોય તે દર્શાવે છે:—

ચારિત્રલક્ષ્મીનો થતો વિવાહમહોત્સવ આ ગ્રંથના મિષથી પૂર્ણાનંદી આત્માના સહજ તેની ભાગ્ય રચનાવડે વૃદ્ધિ પામેલા વિવેકરૂપી તોરણની શ્રેણિવાળા મનમંદિરમાં ધવલતાને વિસ્તારે છે અને સ્ફિત ( વિશાળ ) મંગળગીતનો ધ્વનિ પણ માંહે પ્રસરી રહ્યો છે. તાત્પર્ય કે ચારિત્રલક્ષ્મીનો પૂર્ણાનંદઘન-( આત્મા )ની સાથે વિવાહ થાય છે ત્યારે તેનું મન ઉચ્ચ પ્રકારના વિવેકવાળું અને ઉજ્જવલ (નિર્મળ) બને છે. તેમ જ મહામંગલમય સ્વાધ્યાય ધ્યાનનો ઘોષ થઇ રહે છે. લૌકિકમાં પણ વિવાહસમયે ઘરમાં ઊંચા તોરણ બાંધવામાં આવે છે, ઘરને ધોળવામાં આવે છે અને વિવિધ વાજિત્ર તથા મંગળગીત ગાવામાં આવે છે તેમ અહિં ચારિત્રલક્ષ્મીને વરનાર પૂર્ણાનંદીને સર્વ પરમાર્થથી થયું છે, સમ્યગ્જ્ઞાન અને ચારિત્રના મેળાપ-સમયે સર્વત્ર આવી ઘટના થાય છે અને એ જ ચોગ્ય છે. ૧૫

પૂર્ણાનંદઘન એવો આત્મા વિરતિ-નગરીમાં પ્રવેશ કરે છે તે વખતના મંગળ પ્રસંગનું વર્ણન :—

પૂર્ણાનંદઘન પોતે સચ્ચારિત્રરૂપ અપ્રમાદ નગરમાં પ્રવેશ કર્યે છતે પવિત્ર ભાવનાઓરૂપી ગોમયથી ભૂમિ લિંપેલી છે, ચોતરફ સમતારૂપી જળનો છંટકાવ કરેલો છે, માર્ગમાં વિવેકરૂપી પુષ્પની માળાઓ પાથરેલી છે અને અધ્યાત્મરૂપી અમૃતથી

ભરેલો મંગલકલશ આ શાસ્ત્રદ્વારા જ આગળ કરેલો છે, એમ વિવિધઉપચારથી નિજ ભાવમંગલ કર્યું છે. ૧૬.

## શ્રીમાન્ ગ્રંથકારની પ્રશસ્તિ (ગચ્છાદિક પરિચય)

ચારિત્રાદિક ગુણોના સમૂહથી નિર્મળ અને ઉન્નતિના સ્થાનરૂપ શ્રી વિજયદેવસૂરિના ગચ્છમાં પ્રાજ્ઞ **શ્રી જિતવિજયજી** શ્રેષ્ઠ ઉન્નતિને પામ્યા. તેમના ગુરુભાઈ શ્રી **નયવિજયજી** પંડિતમાં શ્રેષ્ઠ થયા. તેમના શિષ્ય '**શ્રીમાન્ ન્યાયવિશારદ**' બિરુદ ધરાવનાર **શ્રીયશોવિજયજી**ની આ રચના પંડિત લોકોની પ્રીતિને અર્થે થાઓ ! વિવિધ ગુણ વિશાળ એવા તપગચ્છમાં થયેલા પંડિત શ્રી નયવિજયજીના શિષ્ય શ્રી યશોવિજયજીએ આ જ્ઞાનસાર સૂત્રની રચના કરી છે. આ ગ્રંથમાં શાન્તરસની જ પ્રધાનતા હોવાથી તે રસજ્ઞ પંડિતોને અભિષ્ટ જ થશે, કેમ કે સર્વ રસમાં પ્રધાનરસ શાન્તરસ જ છે અને તે રસની પ્રાપ્તિ અને સિદ્ધિથી જ આત્મા નિરુપાધિક સુખ પામી શકે છે. ૧૭.

આ અપૂર્વ અને અતિશય ગંભીર ગ્રંથનું રહસ્ય યથામતિ નિરૂપણ કરતાં જે કંઇ પુણ્ય ઉપાર્જન થયું હોય તે વડે આ લેખકને તથા શ્રોતાજનોને પવિત્ર શાન્તરસની પુષ્ટિ થાઓ !

આ વિભાગનું વિવેચન લખવાની કિંચિત્ પણ અપેક્ષા નથી છતાં તેમાં શું શું છે તે બતાવવાને મિષે અત્ર કાંઈક લખ્યું છે.

પ્રથમના પાંચ શ્લોકમાં જે જે નામના ૩૨ અષ્ટકો આવ્યા છે તે તે ગુણવાન જ આ જ્ઞાનસારનું સમ્યગ્ આરાધન કરી તેના ફળરૂપ મોક્ષને પ્રાપ્ત કરી શકે એમ કહ્યું છે. તે આ પ્રમાણે:— ૧ પૂર્ણ, ૨ મગ્ન, ૩ સ્થિર, ૪ અમોહી, ૫ જ્ઞાની, ૬ શાંત,

૭ જીતેંદ્રિય, ૮ ત્યાગી, ૯ ક્રિયારક્ત, ૧૦ તૃપ્ત, ૧૧ નિર્લેપ, ૧૨ નિઃસ્પૃહ, ૧૩ મુનિ, ૧૪ વિદ્યાવાન, ૧૫ વિવેકી, ૧૬ મધ્યસ્થ, ૧૭ નિર્ભય, ૧૮ અનાત્મશંસી, ૧૯ તત્ત્વદૃષ્ટિ, ૨૦ સર્વસમૃદ્ધિ, ૨૧ કર્મવિપાકચિંતક, ૨૨ ભવોદ્વિગ્ન, ૨૩ લોકસંજ્ઞાવિનિર્મુક્ત, ૨૪ શાસ્ત્રદૃક્, ૨૫ નિષ્પરિગ્રહી, ૨૬ શ્રદ્ધાનુભાવી, ૨૭ યોગી, ૨૮ નિયાગી, ૨૯ ભાવાર્ચક, ૩૦ ધ્યાની, ૩૧ તપસ્વી અને ૩૨ સર્વનયાશ્રયી–એવા મુનિ જ આ અષ્ટકમાં બતાવેલા રહસ્ય-ભૂત તત્ત્વને પામીને મહોદયવાળા જ્ઞાનરસને પ્રાપ્ત કરે છે. આ ગ્રંથનું જ્ઞાનસાર નામ કર્ત્તાએ અનેક પ્રકારે સાર્થક કરેલું છે શ્રી જિનેશ્વરે બતાવેલા જ્ઞાનનો સાર આ ગ્રંથમાં સંગ્રહિત કરેલો છે તે જેમ જેમ વાંચે ને વિચારે તેમ તેમ વિશેષ લક્ષ્યગત થઈ શકે તેમ છે.

છઠ્ઠા તથા સાતમા શ્લોકમાં આ જ્ઞાનસારના ફળની વિવક્ષા કરી છે. તેની પ્રાપ્તિ કરનારને જીવન્મુક્ત તેમ જ મોહકદર્થનામુક્ત ઓળખાવેલ છે. ત્યારપછીના પાંચ શ્લોકમાં પણ તેને અનુસરતું જ કથન છે, તથાપિ તેના પ્રથમ શ્લોકમાં જ્ઞાનસારથી શુરુ થયેલા ભવ્યાત્માઓ અધોગમનને બદલે ઊર્ધ્વગમન કરે છે તે આશ્ચર્ય જણાવ્યું છે, કારણ કે આ જ્ઞાનસારને પ્રાપ્ત કરનારા પ્રાણીની કદાપિ અધોગતિ થતી જ નથી, તે તો ક્રમસર ઊર્ધ્વગમન કરતાં કરતાં મહોદય સ્થાનને (મોક્ષને) અવશ્ય મેળવે જ છે. ત્યાર-પછીના શ્લોકમાં જ્ઞાન વિનાની ક્રિયા અને જ્ઞાનયુક્ત ક્રિયાના ફળમાં જે મહદંતર છે તે બતાવ્યું છે. એ વાત ખરેખરી છે કે જ્ઞાનરહિત શુષ્ક ક્રિયા જ્યારે અતિ અલ્પ ફળ આપે છે ત્યારે જ્ઞાનસંયુક્ત સ્નિગ્ધ ક્રિયા ( યથાખ્યાત ચારિત્ર ) સર્વ

કર્મનો ક્ષય કરી પરમાનંદમય સ્થાનને પ્રાપ્ત કરી આપે છે. ત્યારપછીના દશમા શ્લોકમાં જ્ઞાનયુક્ત ક્રિયાને સુવર્ણ ઘટની ઉપમા આપીને તે ઘટાવી છે. જ્ઞાનયુક્ત ક્રિયા કરનાર જ્ઞાની કદાપિ ક્રિયાથી વિમુક્ત થઇ જાય તો પણ તેની શુદ્ધ ભાવના નાશ પામતી નથી, તેથી તે પાછો અલ્પ કાળમાં શુદ્ધ ક્રિયા મેળવી શકે છે. શુદ્ધ બોધ તેને સત્વર રસ્તા પર લાવી શકે છે. સુવર્ણનો ઘટ ભગ્ન થઈ જાય તો પણ તેનું સુવર્ણપણું નાશ પામતું નથી, તેનો પાછો કાળાંતરે ઘડો થઇ શકે છે. એ દૃષ્ટાંત અત્ર યથાર્થ ઘટમાન થાય છે. અગ્યારમા શ્લોકમાં જ્ઞાનરહિત ક્રિયા અને ક્રિયારહિત જ્ઞાન એ બંનેમાં મહદંતર બતાવ્યું છે. અહીં ક્રિયા રહિત જ્ઞાનને સૂર્યની ઉપમા આપી છે તે ભાવના જ્ઞાન છે, તેની અંદર ભાવક્રિયા તો રહેલી જ છે તેથી શૂન્ય નથી, અને જ્ઞાન રહિત ક્રિયા તો તદ્દન જ્ઞાન-શૂન્ય શુષ્કક્રિયા છે, તેથી તેને ખદ્યોતની ઉપમા યથાર્થ ઘટે છે કેમ કે તેવી ક્રિયા સાંસારિક ફળ આપી શકે છે, પરંતુ સંસારના પારને પમાડી શકતી જ નથી. ભાવનાજ્ઞાનવાળા પ્રાણીને તો શુદ્ધ માર્ગ યથાર્થ સમજાઈ ગયો હોય છે, તેથી સહજ પ્રયત્ન કરે એટલો જ તેને વિલંબ છે. તેને ભવનો પાર પામવો મુશ્કેલ નથી. જ્ઞાનરહિત ક્રિયાવાનને તો હજુ શુદ્ધ માર્ગ જ સમજાયેલ નથી, તેથી તે બંનેમાં જે અંતર બતાવ્યું છે તે યોગ્ય છે. બારમા શ્લોકમાં જ્ઞાન અને ક્રિયાનો અભેદ ઉપદિશ્યો છે. તેમાં કહ્યું છે કે પૂર્ણવિરતિ તે જ્ઞાનનો જ ઉત્કર્ષ છે, તેમાં ને જ્ઞાનમાં કાંઈ ભેદ નથી. તેથી આત્મહિતના સાધક મહાત્માએ જ્ઞાનાદ્વૈત નયમાં જ દૃષ્ટિ દેવી કે જેથી જ્ઞાન ને ચારિત્ર બંનેની આરાધના પૂર્ણપણાને પામશે અને કાર્ય સિદ્ધ થશે.

૧૩ થી ૧૭ સુધીના પાંચ શ્લોક શાર્દૂલવિક્રીડિત વૃત્તના છે, બીજા બધા અનુષ્ટુપ જ છે. ૧૩ મા શ્લોકમાં આ ગ્રંથ જ્યાં અને જ્યારે બનાવ્યો છે તે સ્થળ ને મિતિ બતાવેલ છે. ૧૪ મા શ્લોકમાં અનેક પ્રાણીઓનાં ચિત્ત જુદા જુદા વિષયમાં લાગેલાં હોય છે તે બતાવીને આ જ્ઞાનસારમાં તો કોઈક જ પ્રાણીનું ચિત્ત ચોંટે છે–ચોંટેલ હોય છે એમ સ્પષ્ટ કર્યું છે આ વાત ખરેખરી છે આ માસિકના વાંચનારાઓ પૈકી પણ કોઈ કથાવિષય રસપૂર્વક વાંચે છે, કોઈ નીતિના વિષયો વાંચે છે, કોઈ અન્ય વિષયો વાંચે છે, માત્ર ઘણા થોડા મનુષ્યો જ આ વિષયને લક્ષપૂર્વક વાંચીને તેના રહસ્યને હૃદયમાં ઉતારનારા હોય છે; કારણ કે આવા વિષય પર પ્રીતિ થવી તે જ પ્રથમ યોગ્યતા વિના બનતું નથી. પ્રીતિ થયા પછી જ તે રસપૂર્વક વંચાય છે અને ત્યારપછી જ તેનું રહસ્ય ગુરુકૃપા હોય તો લભ્ય થઈ શકે છે; કારણ કે આ ગ્રંથ અપૂર્વ તેમજ સર્વોત્કૃષ્ટ રસથી ભરેલો છે; સાધારણ ગ્રંથ નથી.

૧૫ મા શ્લોકમાં પૂર્ણાનંદઘન જે આત્મા તેનો ચારિત્રલક્ષ્મી સાથે વિવાહ થવાના કારણભૂત આ ગ્રંથ છે એમ સ્પષ્ટ કરીને તેવા લોકોત્તર વિવાહનું વર્ણન આપ્યું છે–તેનો વિવાહ કરાવ્યો છે. અર્થાત્ આ ગ્રંથનું પરિજ્ઞાન મેળવવાથી જ્ઞાન અને વિરતિ એકપણાને પામે છે એમાં કાંઈપણ સંદેહનું સ્થાન નથી. આવા સર્વોત્તમ ગ્રંથના અભ્યાસથી તેમ બનવું એ સર્વપ્રકારે સંભવિત જ છે. ૧૬ મા શ્લોકમાં પૂર્ણાનંદઘન જે આત્મા તેનો અપ્રમત્તપુરમાં પ્રવેશ થતી વખતનો મહોત્સવ વર્ણવ્યો છે. ચારિત્રલક્ષ્મી સાથે વિવાહ કરીને પાછી પોતાના

અપ્રમત્તપુરમાં નિવાસ કરવા અને તેની સાથેના અપૂર્વ અવિનાશી સુખનો અનુભવ કરવા આત્મા આવે તે યોગ્ય છે. તેથી ગ્રંથકારે તેનો પ્રવેશ મહોત્સવ યથાવસરે જ વર્ણવ્યો છે.

છેલ્લા ૧૭ મા શ્લોકમાં કર્ત્તાએ પોતાની ગુરુપરંપરા ટૂંકામાં બતાવી છે અને પ્રાંતે આ ગ્રંથ પંડિત પુરુષોને પ્રીતિ-ઉત્પન્ન કરનાર થાઓ એમ કહી ગ્રંથ પૂર્ણ કર્યો છે.

આ ગ્રંથ મહોપાધ્યાય શ્રીયશોવિજયજીવિરચિત છે, અત્યંત ગંભીરાર્થથી ભરેલો છે, તેનો અર્થ કેટલાક વિસ્તાર સાથે મુનિરાજ શ્રીકર્પૂરવિજયજીએ લખેલો જૈનહિતોપદેશમાં છપાયેલો છે, તેની અંદર તે મહાત્માએ જ કેટલોક સુધારો-વધારો કરી વિવેચન પણ લખેલ તે પ્રમાણે આ માસિકના જુદા જુદા અંકમાં એકેક અષ્ટક દાખલ કરીને આખો ગ્રંથ પૂર્ણ કરવામાં આવ્યો છે. તેનું વિવેચન ૧૯મા અષ્ટકથી એ મહાત્માનાં સૂચવનથી મારા તરફથી યથામતિ લખવામાં આવ્યું છે. આ અપૂર્વ રહસ્યથી ભરેલા ગ્રંથમાં ચંચુપ્રવેશ કરવો તે જ મહામુશ્કેલ છે, છતાં ગુરુકૃપાદ્વારા ધૃષ્ટતાથી તેમ જ **शुभे यथाशक्ति यतनीयम्** એ સૂત્રને અવલંબીને યત્કિંચિત્ વિવેચન લખવાનો પ્રયાસ કર્યો છે તેમાં જે કાંઇ સ્ખલના થઇ હોય–કર્તાના આશયથી વિરુદ્ધ લખાયું હોય તેને માટે વારંવાર મિચ્છા દુક્કડં આપવામાં આવે છે અને એ મહાપુરુષની ક્ષમાયાચના કરવામાં આવે છે. કુંવરજી

[ જૈ. ધ. પ્ર. પુ. ૩૧, પૃ. ૨૩૯ ]

---